# વિષયાનુક્રમ

# આ ગ્રંથ કર્તા કૃત અન્ય ગ્રંથો.

## અંગરેજી.

૧—રાજયોગ—(ત્રીજી આવૃત્તિ-એનિબેસંટની પ્રસ્તાવના સહિત—
( છપાય છે. )—રૂ. ૨—૦—૦
૨—મોનિઝમઑરઅદ્વૈતિઝમ—આધુનિક સાયન્સના પ્રકાશદ્વારા
અદ્વૈત શીવપુરીમાં પ્રવેશ-રૂ. ૨—૦—૦.
૩—તર્કકૌમુદી—( નથી. )
૪—ઇમિટેશનઑફશંકર—કેવલાદ્વૈત સંબંધી, ૭૦૦ ઉતારા—રૂ.
૩-૦-૦
૫—યોગસૂત્ર—( તત્વવિવેચક પ્રેસ મુંબાઇ )—રૂ. ૧—૮—૦.
૬—માણ્ડુક્યોપનિષદ—                ( ” )       —રૂ. ૧-૮-૦.
૭—જીવન્મુક્તિવિવેક—( ” )              —રૂ. ૧-૮-૦.
૮—સમાધિશતક—( નથી. )
૯—સ્ટ્રેથૅાટસ—( થાય છે. )
૧૦—સ્યાદ્વાદમંજરી-( ગવર્નમેન્ટ સીરીઝ માટે—મુંબાઇ. )

---

## ગુજરાતી.

૧—કાન્તા ( નાટક ) મેટ્રીકમા ગુજરાતીનો વિષય ફરજીયાત
દાખલ થવાથી તથા કેટલાક હેડ માસ્તર સાહેબોની
સ્કુલોમા ચલાવવાની મરજી થવાથી—બીજી આવૃત્તિ—
જલદી કાઢવામા આવી છે-રૂ. ૦-૮-૦.
૨—માલતી માધવ નાટક (ભાષાંતર)-(બીજી આવૃત્તિ) રૂ. ૧-૮-૦

૩—ઉત્તરરામ ચરિત્ર નાટક (ભાષાંતર)—ત્રીજી, આવૃત્તિ—રૂ. ૧—૮—૦

૪—સિદ્ધાન્ત સાર—ઘણી માગણી હોવાથી—ત્રીજી આવૃત્તિ—પાકા પુઠા સાથે. રૂ. ૩—૦—૦.

૫—નારી પ્રતિષ્ઠા—ઘણી માગણી હોવાથી ,બીજી આવૃતી તૈયાર છે. રૂ. ૦—૮—૦

૬—પ્રાણુવિનિમય—( બીજી આવૃત્તી )—રૂ. ૩—૦—૦.

૭—પંચશતી—( ઇમીટેશન ઑવ્ શંકર ગુજરાતીમા ) મુમક્ષુઓને નિત્ય પાઠ કરવા યોગ્ય—રૂ. ૨—૦—૦.

૮—આત્મનિમજ્જન—(આવૃત્તિ બીજી )—આમા અભેદોર્મી પ્રેમજીવન તથા કેટલાક વિશેષ કાવ્યોનો સમાવેશ થાય છે. નીષ્પક્ષપાત વેદાન્તનુ અભુતપૂર્વ પુસ્તક, સર્વ પાસા મનનીય થયુ છે—રૂ. ૧—૦—૦.

૯—ચારીત્ર—( આવૃત્તી ચોથી ) આ પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયુ છે તથા હાઇસ્કુલોમા મેત્રીકમા ગુજરાતી ફરજીયાત થવાથી ચાલવા લાગ્યુ છે—રૂ. ૧—૦—૦

૧૦—આપ વીવાસ—( આવૃત્તી છઠી )—સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયુ છે—હાઇસ્કુલોમા ચાલવા લાગ્યુ છે—તથા ધર્મ દીન કેળવણીના વર્તમાન દીનોમા બાળકોના તથા યુવકોના હાથમા હોશે હોશે વંચાવા લાગ્યું છે—રૂ. ૧—૦—૦.

૧૧—ગુલાબસિંહ—(આવૃત્તિ ત્રીજી છપાય છે.) આ વાર્તા સર્વ પાના રસ જ્ઞાન તથા મનન પૂર્વક વંચાય છે. રૂ. ૨—૦—૦.

૧૨–શ્રીવૃત્તિ પ્રભાકર–મહાત્મા નીશ્ચળ દાસજીના મૂલ હીંદુસ્થાનીનું ભાષાંતર રૂ ૩-૦-૦

૧૩–હનુમાનનાટક–છેલ્લી પ્રસાદી ( છપાય છે )–રૂ.૩–૦–૦

૧૪–શ્રીમદ્ ભગવદ્ગીતા–ઘણી માગણી હોવાથી બહાર પડી છે (બીજી આવૃત્તી ) રૂ. ૪–૦–૦

૧૫–ચતુસ્સત્રી—( થોડા સમયમા બહાર પડશે ) રૂ. ૧–૦–૦.

૧૬–ન્યાય(પરમર્શખંડ–ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાથી મળશે ) રૂ. ૦–૧૨–૦.

૧૭–શિક્ષણ અને સ્વ-શિક્ષણ–એક ખુણે પડી રહેલો ગ્રંથ પ્રથમજ વાર પ્રસિદ્ધિમા આવે છે. રૂ. ૦–૧૨–૦

૧૮–સુદર્શન ગદ્યાવલિ–૧૩ વર્ષનો દ્વિવેદીનો ગદ્ય સંગ્રહ રૂ. ૫–૦–૦

## માધવલાલ. ન. દ્વિવેદી કૃત કેટલાક ગ્રંથ.

| | | |
|---|---|---|
| ૧—રાજયોગ–(મ. ન. દ્વિવેદીનો ગ્રંથ ગુજરાતીમા ) | | રૂ. ૧–૮–૦ |
| ૨—યાજ્ઞવલ્કય સંહિતા ( | ,, ,, ) | –રૂ. ૦–૧૨–૦ |
| ૩—આપણા પુરાણો | | રૂ. ૦–૨–૦ |
| ૪—શીગાલવાદ સૂત્ત | | રૂ. ૦–૨–૦ |

આ સર્વે ગ્રંથો–સુદર્શન ઓફિસ—નડિયાદથી મળશે.

# પ્રસ્તાવના.

## ( વાચકને સંબોધન. )

સત્ય જાણવાની જિજ્ઞાસા સર્વને છે; સત્યને પોતાનુંજ કરી બેસવાનો અધિકાર કોઇને નથી. સર્વસ્થલે, સર્વ પ્રસંગોમાં, સત્ય જાણવાની ઉત્કંઠા સર્વને હોય છે; પણ જાણનારની કલ્પના ઘણીવાર પટંતરે આવી કાંઇકને બદલે કાંઇકથી સંતોષ પમાડે છે. ધર્મવાળા જાણે છે કે અમે સત્ય પામ્યા છીએ, તત્વજ્ઞાનવાળા જાણે છે કે અમે સત્યને વર્યા છીએ, શોધકો*જાણે છે કે અમે સત્યને પકડ્યું છે. સત્યનું નામ ગમે તે હો, તેનો વેશ સમયાનુસાર હો, પણ તે સત્ય હોય એટલે પૂર્ણ છે. વર્તમાન સમયમાં ધર્મવાળા, ને સુધારાવાળા, અન્યોન્યની સાથે કલહ કરેછે; જૂનું તેટલું ખરૂં, કે ખોટું; એવા વિવાદે ચઢે છે; પણ નામમાત્રથી કાંઈ બાધ આવવાનો નથી સત્યને જ્યાં હોય ત્યાંથી, ને જેવું હોય તેવું, લેવું એજ બુદ્ધિમાનનું કામ છે. એવોજ સંપ્રદાય પડ્યો છે કે કાંઇપણ ન માનવું એજ ડહાપણનું લક્ષણ છે, પણ વિસરી જવું ન જોઇએ કે બધી વાતમા ના, ના, કરવામાં જેટલું ભૂષણ છે તે કરતાં અનેક ગણી બુદ્ધિ કોઈ વાતની હા કહેવામાં પણ સમાયલી છે. સત્યને જાણવાના પ્રયાસમા ભોગ આપવાના થોડા નથી; તેમ સત્ય પણ પ્રત્યક્ષ આવી ઉભું રહેનાર નથી. સત્યનું સ્વરૂપજ એવું છે કે તેને મૂર્તિમાન્ કરીએ, તેને અમુક સીમા બાંધી પરિચ્છેદવાળું કરીએ, કે તુરત તે અસત્ય થઈ જાય છે. છતાં સર્વમાન્ય સર્વપૂજ્ય, સત્ય તો એકજ હોવું

---

* સાયન્સવાળા.

જોઇએ, તે છે; તેને ગ્રહણ કરી શકાય તો જેટલો વિરોધ સમજાય છે તેનો અંત આવે. આજકાલ જે ઝળઝળતો 'સુધારો' પ્રવર્ત્યો છે, તે એટલેજ અંશે ઝાંખો છે કે તેની પાસે વિરોધ કરાવવાનાજ સાધનો છે, સર્વમાન્ય સત્સ્વરૂપ સમજાવવાનું પ્રેમામૃત નથી. આ સર્વમાન્ય સત્યને તત્ત્વજ્ઞાન કહો, 'સાયન્સ' કહો, ધર્મ કહો, જે કહો તે ચાલશે, પણ તેની પૂરે પૂરી આવશ્યકતા છે. જે અતુલ ખળભળાટ ચારે પાસા પ્રવર્તી રહ્યો છે તે ધર્મમાત્રના પ્રાણાન્તનો ઉગ્ર પ્રશ્વાસ છે, છતાં તેજ એક ભવ્ય જન્મના પૂર્વની વેદના છે. એ બાલક તેજ કોઈ સર્વમાન્ય એકધર્મ—પરમસત્ય. એવો સમય આવ્યો છે કે જ્યારે ધર્મવાળાઓએ કથાના કૂથા કુંકી નાખવા જોઇએ; એવો સમય આવ્યો છે કે જ્યારે ભાષા શાસ્ત્રીઓએ શબ્દઃસ્વરૂપ કલ્પના–પ્રભાવની સીમા ઓળંગવી જોઇએ; એવો સમય આવ્યો છે કે જ્યારે શોધકોએ "આટલુંજ સત્ય" એ મંત્રેલા મંડલનો ભંગ કરવો જોઇએ. ધર્મ, ભાષા, શોધ, ત્રણે જ્યારે આમ એક થશે ત્યારે ત્રણેનું રહસ્ય એકજ સમજાશે—સત્યનો, પરપ્રેમનો, ઉદય થશે.

કોઇને પણ એમ બોલવાનો અધિકાર નથી કે આટલુંજ સત્ય, તો મને ક્યાંથી હોય? હું તેનો ઢોંગ પણ રાખતો નથી. જે રીતે પરમસત્યને વિલોકવું જોઇએ તે રીતિમાત્ર બતાવવાનોજ મારો પ્રયાસ છે; પરમસત્ય જોવાની જેને શક્તિ હશે તે સ્વતઃજ દેખશે, તેને બતાવવું નહિ પડે. વિશ્વમાં અનેક વિચારસંગતિઓ—ધર્મ, તત્ત્વવિચાર, ઈત્યાદિ—ચાલે છે, પણ તે બધી એક અનાદિ પરમ રહસ્યનું રૂપાંતર છે એમ હું માનું છું; અને એ મૂલ પરમરહસ્યને

સમજવાનો સીધામા સીધો રસ્તો આર્ય અદ્વૈતદર્શન છે એમપણ સિદ્ધ ગણુ છુ. અર્થાત્ આ વાત પ્રતિપાદન કરવા માટેજ મારો ઉપ્રક્રમ છે **तितीर्षुर्दुस्तरमोहादुडुपेनास्मिसागरम्** મારી અ પમતિના ક્ષુદ્ર નાવથી પરમ સત્યના મહાસાગરને તરવાની મારી ઈચ્છા એ મોહમાત્રજ છે છતા આશરે દશ વર્ષથી પોષેલા બીજનુ ફલ કોઇ રૂપે પણ પ્રત્યક્ષ થતુ જોઇ કોને સતોષ થયા વિના રહે ? એ ફલ આજેજ વાચકના હાથમા આવવુ જોયતુ નહતુ, હજુ એને પાકવાની વાર છે પણ એ ફલનો તથા તેના આધારરૂપ વૃક્ષનો સમૂલ ભગ થવાનો દૈવયોગ દેખી, જેવુ હોય તેવુ પણ, દશ વર્ષથી પોષેલુ એ ફલ સુજ્ઞ માલીને સોપી દેવુજ આવશ્યક જણાયુ એ સર્વથા પકવ થાઓ, એનો રસ સર્વના ચાખવામા આવો, એના બીજથી અનેક તેવા ફલ થાઓ સ્પષ્ટજ છે, કે આ લેખ અનેક સ્થલે અપૂર્ણ હશે, દોષવાન્ હશે, પણ એ અપૂર્ણતા, કે દોષ જાણી જોઇને કર્યા નથી, વિષયના ગહનતા અને વિસ્તારને લીધે કવચિત્ આવી ગયા હશે સત્યને કોઈ સમ નથી, કોઈ વિષમ નથી છતા સમવિષમભાવ સમજાય તો, દોષ મારે માથે છ, હુ અનતવાર ક્ષમા માગુ છુ સત્ય પોતે તો કોઇની શરમ રાખે તેમ નથી એ સત્યપરાયણતા ગ્રહવાનો રસ્તો જો હાથ લાગે તો મારો શ્રમ કૃતાર્થ છે. ધર્મ, સપ્રદાય, પથ, સુધારો, સમાજ, શોધ, સર્વ, સત્યનાજ રૂપાન્તર છે, એટલે ખરી સત્યપરાયણતા રાખી તેમણે મારા પ્રયાસને અનુમોદવો એજ મારી યાચના છે પટતરે સત્યને વિલોપી કલ્પનાનેજ સત્ય ઠરાવવાનો જેને આગ્રહ હોય તેને તો મારે કાઈ કહેવાનુ નથી.

મારા કેટલાક મિત્રોએ આ લેખના ' પ્રુફ ' જોયા ઉપરથી એમ સૂચવેલુ કે આ લેખનો ઉદ્દેશ સ્વીકાર્યા પછી, ' શુ કરવુ '

તે કાઇ કેમ બતાવેનુ નથી ? આનુ ઉત્તર એટલુ જ છે કે મારે કાઇ નવુ બતાવવાનુ છેજ નહિ, જે છે તેનેજ યથાર્થ કરી આપવાનુ છે, એટલે ' શુ કરવુ ' એ વાત પણ છે તેનેજ યથાર્થ કરી લેવુ, એટલામા સમાય છે પ્રાચીન અદ્વૈત આજકાલના સુધારા આગળ ગુનેગારના પાજરામા છે, તેની અને તેના ' જડજ ' ની જગોની ફે-રબદલી કરાવવી એટલીજ મારી વકીલાત છે, તેમ થયા પછી જે ન્યાયધીશ થશે તેજ આચાર્ય થઇ ' શુ કરવુ ' તે બતાવશે. પ્રા-રબ્ધયોગ હશે તો કોઈ વાર, વાચનાર પોતેજ વિચારી શકે તેવો, માર્ગ યોજવા પ્રયત્ન કરીશ, જેટલુ હવણા ઇષ્ટ છે તેટલુ ફલે તો મને, તમને, ને મર્મને સતોષ છે.

જે જે ગ્રંથકારો તથા વિદ્વાનોના વિચારોનો મે આ ગ્રંથમા ઉપયોગ કર્યો છે તેમનો ઉપકાર માનુ છુ.

* * *

* * *

નડીઆદ,
૫, મે. ૧૮૮૮. } લિ. ગ્રંથ યોજના.

# PREFACE.

The problem of the why and wherefore of existence is as old as the world; and whether under the name of religion or science, man has tried only to understand his place in nature. It has, however, been the fashion, now-a-days, to regard religion as a mere matter of sentiment, and turn for all rational explanation to science. But it is doubtful how far science is true to its own methods and principles; for, true science can never differ from true religion. If the superstructure of theology is based on supertitious faith, the edifice of science stands on empirical dogmatism I am no friend of the one or the other, but I have full faith in the convertibility of *knowledge* and *belief* Religion is not entirely a matter of sentiment, nor science of reason Deprived of their respective masks religion and science are aspects of one and the same thing. Truth wherever found is always one. The history of the world, all round, bears ample testimony to this.

Ancient India is generally acknowledged, on all hands, to be the cradle of civilization and religion The religion of ancient India has, however, nothing so peculiar in it as to render it special property. Moreover, science and religion, so far as the *ancient* teaching is concerned, are convertible terms. The religion of ancient India is, therefore, the common property of mankind. But for this heirloom from antiquity modern science would have been nowhere The conclusions of modern science, checked by the wisdom of antiquity appear untenable, and most disastrous in their ethical results There is thus ample ground for the growth of a belief that even modern science is about to turn over a new leaf in its history. The *new* is but a repetition of the *old* Who can tell?

Names go for nothing. Truth is no respecter of names or persons The stir of the present century while it is the knell of all *religions* is, at the same time, the travail preceding a magnificent birth. The age of "idol"-atry is at

an end. The Great Iconoclast is up with his hammer. It is time for theologians to break open the shells of their belief; it is time for antiquarians to step over the boundary of myths, words, and forms; it is time for scientists to break the charmed circle " this much and no more ". A universal religion of Truth, if it can be demonstrated, is the most craving necessity of the day. To a country, the antique motherland of region, nay of that religon which we fondly hope to see,—to such a country, at present, forsaking the firm ground of truth in its pursuit of the thousand and one will-o-the-wisps of modern science and civilization, nothing can be of greater immediate service than a clear demonstration of the facts of religious and scientific history past and present.

Without any pretention to the claim of having done justice to these lofty themes, I only *point out in these words* the aim and method of the following pages. I have attempted to demonstrate some of these conclusions and show the claims of *ancient* wisdom (the Indian

Advaita ) to universal belief. If my attempt succeeds in assuring my doubting countrymen of the firmness of their position, and in thus assisting them to readjust their social and religious ideas in accordance with Truth, I shall be amply rewarded for my labour. If the accompanying synopsis should interest others, not able to take advantage of the book itself, I shall only be too happy to take the earliest opportunity to lay my views before a larger circle of readers.

*Nadiad,*
*5th May 1889.* } M. N. D.



SYNOPSIS.

# SIDDHANTA-SARA.

( An outline of the history of thought in India, terminating with an attempt to point out the basis of a universal religion. )

*** The sources of information are freely acknowledged in the footnotes, and all opinions other than mine are traced to their proper authors.

## CHAPTER I.

### The beginning.

Quotation from Gautama Buddha forbidding inquiry into the beginning of things; the universe has an unknowable beginning.—All religions point to the same conclusion: Mahomedan, Aryan, Jaina, Magian, Zoroastrian, Egyptian, Babylonian, Christian; the discoveries of modern science confirm this.—The first human inhabitants found in Egypt and Aryavarta; the question of Egypt being a colony of India; the religious instinct in man an indisputable fact from the similarity of religious

thought in these two countries; the possibility of an inquiry into the basis of a universal religion from the continuity of history, and from the immutable nature of human consciousness.—What is Religion? various opinions; one adopted in the book: an attempt to satisfy the inherent craving for the Highest Happiness; the beginning of religious ideas, Nature-worship, Star-worship, Ancestor-worship, and Fetishism examined; Nature-worship mixed with some idea of the Supreme, the possible form of the first idea, at least, the one seen in the Vedas; the idea first rose in Aryavarta and there assumed all possible forms, necessity of studying the history of the Aryan religion occasionally comparing it with the history of other religions, the beginning of religious ideas cannot be definitely settled.—Some objections answered, and the possibility and utility of a universal religion demonstrated.

## CHAPTER II.

### The beginning of religious thought.

### Vedic Period.

The A'ryans; their original home; the meaning of the word; the theory considering the A'ryans to be indigenous inhabitants of India —The Veda, the Koran, the Bible, the Ritual of the Dead, and the Avestâ; the eternity of the Veda explained; the oldest historical record of human thought.—The period of its composition, uncertain; its present form about 4,000 B. C.—the division of the Veda into four Vedas; their various uses, importance of the Rgveda —The internal arrangement of the Rk-Sambita; the various S'akhas of all the Vedas; White and Black Yajus'.—The Angas, Upangas, Upavedas, and Bhas'yas.—The gods found in the Rgveda, Deva, Devata', the powers of Light; the idea of order, truth, Rta; the various sources which suggest the various gods; the powers of Darkness; the Asuras; Light and Darkness the great suggestive sources of the cosmogony of all religions of the world; the Sun, Osiris,

Ormuzd; the Asuras, Typhon, Ahriman, Satan; the Vedic religion has not raised any power of Darkness to equal rivalry with the powers of Light (Devta) as in Egypt, Persia, or Judæa; a significant fact indicating the innocence of primitive thought.—The Greek gods compared; conclusion that Nature-wosrhip with awe and love is the primitive idea.—Is it Fetishism? the hypothesis disproved, and some idea of the Supreme, shown to be mixed with the original germ; the idea of the Supreme (Semitic monotheism) is not the last development of religious instinct, but it can be, nay is, though in a ruder form, the very beginning thereof.—The various gods but attempts at understanding the Supreme; Zeus-Dyaus —The first religious idea revealed at the deepest approachable strata of human thought is Nature-worship mixed with an idea of the Supreme.

## CHAPTER III.

### Ritual—Philosophy.

The Brahmanas, A'ranyakas, Upanis'ads.

Are the Vedic Mantras mere prayers, or songs describing certain phenomena with awe

and joy ?–Sacrifice an integral part of Vedic religion and all ancient religions in general; the hymns of no use, but for this idea.–The Yajus' and other Vedas; the rise of the Brahmanical class; the books called Brahmanas —Subject of the Brahmanas; Vidhi, Nis'edha, Arthavada; sacrifice takes the chief place; Vach, Logos, compared; the power of the Word; change in the nature of the gods, Elementals.—Higher conceptions about Sacrifice, identified with the order of nature; Rta; latter developments of the idea of Sacrifice; esotericism of the idea; Tapoyajna, Pranayajna, Jnanayajna &c.—The various dravya-yajnas of the Brahmanas; the yajnas enumerated and partly explained; the occurrence of animal and human sacrifices; not quite inexplicable; their universality in all primitive religions, their disuse —The A'ranyakas; ideas of svarga, pitr, s'radhha, and transmigration; the last not yet distinct; similar ideas in China, Egypt, Persia, Arabia; the Vaitarni and similar ideas; the god of death, Yama, Anubis, Pluto, and the death-god of the Avesta; all have dogs; an explanation.—The Upanis'ads;

denial of Karma as the way to the summum bonum; the idea of transmigration, the starting point of speculation, number of the Upanis'ads and meaning of the word.—Speculation in the Upanis'ads; the problem of the godhead, soul, and the cosmos, and their relation; speculations on the summum bonum and the origin of things; the crude idea of A'tman, Brahman, from an examination of individual consciousness; the identity of subject and object; explanation of moral evil and the idea of Maya; Details postponed to the chatper on Dars'anas proper.

## CHPATER IV.

### ARRANGEMENT.

### Sutras—Smrtis.

The extension and settlement of the A'ryans; natural stereotyping of their religious customs; the Sutras and Smrtis; the S'rauta-, Grhya-, and Dharma-Sutras, their nature and number; the Smrtis; their number, the Brahma-Sutras; their nature and division; the 8 Bhas'yas; the Prasthanatraya; the relation of S'ruti, Sutra and Smrti.—The four Varnas; their origin;

and the rise of castes; their nature, number &c.—The four As'ramas, evidence as to the adhikara of S'udras and females; the Grhya-Karmas —The sixteen or twenty-five sanskaras, fully described, and connected with their present form in Hindu society; the question of the position of woman, infant marriage, and widow remarriage, historically reviewed; the Mahayajnas and Sraddhas.—The other two Asramas—Duties of the four Varnas and the occupations they might employ themselve in; the ignoring these rules in calamity; Dharma as defined by Manu for all.

## CHAPTER V.

Beginning of rationalism scepticism, doubt, schism

√ CHA'RVA'KA, BUDDHA, JINA

A review; the definition of religion adopted at the beginning analysed in its relation to the development of ideas of God and formal worship; religion must always include the two elements, idea of the *summum bonum*, and the

*way to it,* the *summum bonum* of the Vedic ideal ignored by the Upanis'ads, the Upanis'ads deal with the idea from a scientific or rational point of view; a querry—How is it possible for ideas purely mythical, and ideas purely rational to subsist together? And if they can so subsist, why should not the latter, rather than the former, be the beginning of religion?—Examination into the origin of religious ideas; man evolved from the animal, psychologically also man and animal resemble each other at least in their external perception of objects and phenomena; the difference between them consists in the reflexive power of the mind of man; observations on animal perceptions of the objective world prove that they always *animalise* or *entify* the objects they see; hence man also begins with entifying individual objects and phenomena, i. e. with Fetishism; the growth of language affects this process and leads to the creation of *types.* gods of classes of objects &c; the third stage consists in an exercise of the reflex psychsiological power of

man, which leads to *abstraction* and monotheism. This is the accepted view of Evolutionists; is the Vedic religion Fetishism, as asserted by them? no, it is not in the *entifying* stage; it is rather, in the third stage, but in a peculiar manner; the idea of one God is there, but this God has no determinate personality and the Rs'is therefore express the idea in terms of so many Devas, this is kathenotheism as prof. Max Muller calls it; the theory that monotheism in any form cannot be the beginning, for monotheism is the last stage of the religious, this denied on the evidence of the Vedas and Upanis'ads; the last stage of religious development is not *monotheism* as understood by the Semitic nations; but it is *monotheism* as understood by the Aryan nations, it does not consist of a god apart from his creation; but it is a subjective realty including in itself object and subject *i. e.* Brahm; even the evolution hypothesis, as just given, proves this, for if the difference between man and animal consists in the reflexive psychological power of the former

his highest ideal must be a subjective reality not independant of himself or the objects around him; Semitic monotheism is only a high abstraction of the original entifying nature of man, and it is therefore a developed Fetish; Arayan monotheism is the rational ideal of man as such.—The processes which are thus the efficient cause of myth, are at the same time the cause of rationalism as well; human knowledge necessarily begins with mythological ideas, *i e.* Fetishism of some kind; in the typifying or abstracting stage, man at once begins, by the reflexive power of his mind, to take a review of his work, and denudes every idea of its mythologcial appendages and reduces it to a bare fact *per se*, subject to the law of causation thus the Vedic Devas and the Upanis'ada-Brahma are but two aspects of the myth-making and rationalising nature of man; the coexistence of the two explains the ancient Mysteries, Initiations, Kabalistic rites, Esotericism, Adhyatma-Jnan, &c;-In the Aryan religion the mythmaking has, with the Smrtis,

come to a stand; it is time for the hitherto latent rationalism to assert itself; the beginning is made by scepticism which ever precedes science; hence the exact position of the Charvakas, Bauddhas, and Jainas, in the A'rayan religion; this period will be followed by a period of rationalism, the Dars'anas; again we shall see a reversion to myth-making, in a highly superior and perfectly transparent form, in the Puranas; again will rationalism assert itself in the new Sampradayas and sects; and lastly will Indian and European rationalism in their contest lead to Samajis and social Reform; and we shall be able to close the enquiry with a comparision of the two, thus attempting to point out the basis of a Universal Belief—a belief on the platform of which religion may cordially shake hands with science.—The Charvakas; their doctrines; their crass materialism their own ruin.—The Bauddhas; why are these and others called atheists by the Brahmanas; life of Gautama Buddha; his system; the four truths, Nirvana, and the four paths, together

with the theory of Karma and Skandhas, explained; the three councils; schism: Mahayana and Hinayana, their literature, organisation, and works of art; the four philosophical schisms; the Madhyamikas, the Yogacharas, the Vaibhas'ikas, and the Sautrantikas; their doctrines explained, Buddhism a development of Brahmanism, spread of Buddhism under Chandragupta and Asoka, later mythological developments; spread under the Turanian princes; the systematic persecution of the Buddhists, a myth; causes for this conclusion; the causes of its downfall in India; its influeuce on Brahmanism —The Jainas; their animosity towards Brahmanism, and their assertions to inconceivable antiquity, their fancies about the original Vedas which they once possessed, and about the rise of all other religions from theirs; however, it appears to be an independent religion, at leat as old as, if not older than, Buddhism, the cycles of creation: Utsarpini and Avasarpini; the six Aras, the rise of Tirthankaras: Rs'abhadeva, Pars'vanatha, Mahavira;

Ganadharas; the Dravyarthika—naya—theory of creation; negation of creator; meaning of Jina &c; the Syadvada or Anekantavada explained, together with meaning of dravya, paryaya, apeks'a &c, the Syadvada opposed to the Brahmanical dars'anas, the nature of Mok'sa; an enumeration and examination of the Padarthas or A'stikayas; the Jaina Sangha, S'ravakas, S'ramanas, and their gachhas (Tapa, Anchala &c 84 or thereabout, religious observances, the Ratnatraya, schisms Digambaras, Svetambaras; their various subdivisions; the spread and extent of Jainism; their literature and their Bhandaras; Hemacharya and other scholars —The influence of Jainism and other agnostic schisms on Bramanism; the Upanisada *darsana brought to prominence, and sectarianism* and formalism supressed

## CHAPTER VI.

### Rationalism

### THE DARSANAS.

The words Darsana, Tatvadrs'ti, &c. explained, the relation between *formalism* and

ence in Indian religion; their opposition in Arabia and Europe, and the consequent bloodshed in the name of religion.—Mansur Hallaz, Giardano Bruno; the vandalism of the Mahomedans, a result of this opposition, and a material loss to the world, the destruction of the great library of Alexandria; the Brahmans of India have never shared this spirit, but have always fostered science in the name of religion.—The limits of human knowledge; the knowable and the unknowable; the theory of the relativity of knowledge; the rules of ratiocination, meaning of the terms Anadi, Anavastha, Laghava, Atuchhatva, &c; the rule of Mill, Hamilton, and other thinkers: An explanation to be true must be *final* and *simple* and mu t at the same time be capable of explaining in a simple manner the largest number of facts.— Sources of human knowledge; history, th ught, experience, the division of sciences in Europe; in India; Indian thinkers always test truth by three conditions, history, (Srti), reason (Yukti), and experience (Anubhava), their division of

knowledge into theory ( paroksa ) and practice ( aparoksa ); quotations to corroborate these statements.—A tabular view of the ancient and modern schools of Indian thought-sixteen in all; the six ancient Darsanas —The Nyaya; literature and authors; the sixteen padarthas and their subdivisions; the methods of investigation: uddesa, laksana, pariksa; meaning of the term Nyaya.—The Vaisesika; meaning and literature; Kanadas analysis of Nature; species and genera; Samanya and Visesa; other padarthas, *seven in all; discussion as to the number*: a general description of all the seven with their principal divisions; Dravyas examined in particular; the question of creation; nature of god and soul; the A'rambhavada; Gunas examined in particular, Buddhi; theory of Causation and divisions; divisions of Buddhi; the four instruments of knowledge—Pratyaksa, Anumiti Upamiti, S'abda; Anumiti and its subdivisions—Vyapti, Paramarsa, Hetvabhasa, &c; the Sabda-Saktivada; the question of Pramanya.—The *Sankhya*: author and literature; examination of

the Vais'es'ika padarthas; negation of a creator, *exnihilo nihilfit*, hence Prakrti, the *noumenon* of phenomena, the all-sufficient cause; the inseparability of Purusa; the nature of the two; the theory of evolution-Parinamavada; the twenty-five elements; the nature of the summum bonum (moksa) and the way to it -The Yoga; author and literature; definition of Yoga; examination of the subject treated in the four books of Patanjali's Yoganusasana; Bahya-and Antaranga-Yoga, Kriyayoga etc; Pranayama and its accompaniments as given in the Hathapradipika &c; Hatha-Yoga and Raja-Yoga; the theory that the microcosm is a copy of the macrocosm; the sun and the moon in the microcosm; Samadhi, and the 8 occult powers; the Summum bonum; the relation of this system to Sankhya.—The Dharma-mimansa; author and literature; the twelve chapters of Jaimini's work; the main tenet of the school; its method of investigation, the parts of an adhikarana &c; eternity of the Veda, and the nature of Dharma, the summum bonum; Bhatta-

Prabhakara-and Mis'ra-schools of Mimansa; the Saktivada; Abhihitanvayavada, Anvitabhidhanavada, Pramanyavada, &c; relation with the Vedanta —Brahmamimansa or the Advaita (Vedanta); literature, writers &c; comparison of the doctrines of the five preceeding schools with the doctrine of this school, similarities and differences; reasons, the question of species; organic and inorganic nature a false distinction; objective perception is never independent of subjective consciousness *i. e*, subject and object or thought and being are inseperable; Brahma, Bhuma, A'tman explained, its chit (spiritual)-side and jada (material)-side; Ajnana, Maya, Anirvachaniya, explained, the Vivartavada the various Khyatis; analysis and examination; their Vadas. Drs'tisrs'ti, Srs'tidrs'ti, Avachheda, Bimbapratibimba, Ajata; Brahma the great noumenon; creation *i. e.* phenomeanl evolution is from its jada (material) side; details of evolution according to this theory*; a number of

* For this Dars'ana, which is the key-note of Indian religion, the reader is referred for

technical terms explained in their scientific bearing; evolution of the Macrocosm and the Microcosm; the three dehas and five kos'as; special creation denied; the theory of karma and transmigration; question of necessity and free-will; the place of the individual; theory of evil and good; the summum bonum; passage to the sun and the moon as given in the Upanisads; astronomically reviewed; theory of kalpas and pralayas—an astronomical and comical fact; the sidereal "year;" the saptalokas; the Devayana and Pitryana and the various margas; the means, and full logical meaning of moks'a; the seven Bhumikas of Jnana; Duty and Sannyas contrasted and explained; some particulars about S'ankara; his Das'anami sannyasins; a review of the Vedic hymns, and determination that the One Vedic god is none other than Brahma; herein consists pure rational A'rayan monotheism—Advaita Vedanta the key of the treasures of Indian thought.

---

particulars to a separate pamphlet in English:—"Monism or Advaitism?" accompanied with a table to explain the theory of evolution.

## CHAPTER VII.

### Mythology.

The Puranas, Tantras, Idol-worship.

The change which ideas of Deva, Karma, Dharma, underwent in the Puranas; the Puranas are not mere fancies, but embody real truths which any careful observer might detect.—The exact date of the Puranas cannot be settled, the period of their coming into prominence; the conditions of civilization and progress, changes in the political condition of India; review of her political history from the invasion of Darius to the present time; the time from the invasion of Darius to the beginning of Mogul Supremacy is the time of the Puranas.—Puranas teach the Upanis'ad-doctrine in another form; the subject matter of the Puranas described and analyzed, their number, the use of the Puranas and the service they have done to the Indian religion and humanity in general.—Ideas about creation in the Puranas; the theory of Kalpas, Manvantaras, Yugas; Narayana, the lotus, the Svayambhu, Manu, the Ananta, and

many other myths connected with creation explained; they are all a commentary on the truths embodied in the Vedic hymns; the help rendered to us in interpreting these myths by the Advaita-Dars'ana; their scientific value in terms of that Dars'ana—The Trimurti, the source of the idea; Brahma; *Prajapati*, *Hiranyagarbha;* the goldenegg; Sarsvati or Vach and Brahma's love towards her; Brahma being without a share in yajnas; Tvastr, Visvakarman, etc; all these shown to be no myths but clear statements of cosmic truths revealed in the hymns of the Vedas; their value in terms of the Advaita.—Vis'nu; whence this deity ?, Is it the Vedic Sun in another form ?; several hymns &c. examined to demonstrate the connection between the Vedic and Puranic Vis'nu and to explain the nature of the highest Hiaven of that God, Goloka; the meaning of Vis'nu in terms of the Advaita; the Puranic Visnu is no myth arising from disease of language but a scientific fact; demonstration of the statement; the Samudra-Manthana, the fourteen jewels, Garuda, Laks'mi, the As'vat-

tha, and many other conceptions related with Vis'nu, all, expressed in terms of the Advaita, become scientific facts corroborating the literal truthfulness of the Vedic hymns, why is Vis'nu the God. of Heaven; why does he alone take Avataras ? the ten Avataras; the allegories of the Garuda-purana, all these explained by the light of the Advaita become scientific facts—S'iva, the origin of the idea; the Vedic Agni and Rudra, the Bull, his vechicle, whence and why ? the third eye, the Moon, Parvati, Kartikeya, Tarakasura, Kailasa, Ganes'a &c. all examined by the Advaita become psychological and spiritual facts; serpents the favourites of S'iva; the truth connected with the allegories derived from the serpent, the Egyptian and Christian notions—The Tantras; their nature; are they of Babylonian or Phœnicion origin ?, are they indigenous ?; they are all as old as the world, for the main idea of phallicism is universal; proofs from different religions; the pre eminence of S'akti; what is S'akti ?; division of the Tantras; Vama and Kaula; symbolysm-

Linga, Yoni, and Svastika explained to be signs of cosmic truths and shown to be present in all religions, the Egyptian Tau and the Christian cross, mysticism in numbers; the S'richakra and Purnabhis'eka, and the five Makaras, of the Kaulas, a misunderstanding; the proper S'richakra, Bhuvanes'varichakra &c. explained by diagrams and shown to be symbols of cosmic truths, the marks on the fore head adopted by S'aivas and Vais'navas; their esotericism, the tantras worship Agni i e. S'iva, another aspect of Agni, i e Bhairava and Kali, the subject of the Vama and Kaula tantras; tantrika S'aktas; Bala, Kali, Bagala mukhi, and other worships, the Aghorin the Kapalika &c; the Margis, Kanchaliyas &c. Amba, Bahuchara &c, Mata-Egyptian Maut Assyrian Mylitta and the Phœnician. Astarte--Other Puranic deities Indra, Vitra, Varuna Parvatas, explained as symbols of cosmic phenomena; the sidereal universe as known to the ancients, the seven headed horse of the Sun, the Meru, the Rs'is, the signs of the Zodiac-all embody scie

ntific truths-Idols; how old? what are they? are only symbols of scientific facts; rather they are the alphabets of a language which was universally understood; the kinds of idols; their presence in the same or similar form in all religions; number of gods; may be as many as scientific facts to explain; the number given by Yaska, the Upanis'ads, and the Vedas.--the religion propagated by the Tantras and Puranas; several ceremonies analyzed to illustrate the nature of the Vedic, Puranic, Yogic, or Tantric elements mixed in them-Conclusion; justification for this way of interpreting the Puranas; old writers; is mythology a disease of language?; the solar-myth theory; all shown to be mere imaginations; what we regard as mythology is a clear commentary on the Vedas, which read by the light of the Advaita, reveal pure scientific facts of a highly advanced character; the necessity of such symbolic language; it was universal; the Egyptian hieroglyphics; the same myths are present in all religions in different forms; the four kinds of Vach; the proper me-

aning of these four; who is a Dvija ?; the mystery-language; a common song generally sung in Indian village schools analyzed and shown to be a proof of this universal mystery-language; Vishnusarma's ridicule of the four Pandits taking the literal meaning of their scriptures may well demonstrate the value of the Solar-myth and such like theories of to-day.

## CHAPTER VIII.

### Rationalisation of the Puranic religion.

SAMPRADAYAS, PANTHAS.

Origin of the Sampradayas; attempt to philosphise upon the literal sense of the Puranas, and to put forth the doctrin of devotion and grace in opposition to the old theory of Jnana and Karma; Saiva and Vaisnava; history of their rise and opposition.—Vaisnava Sampradayas; meaning of Sampradaya; the Visistadvaita of Ramanuja; full explanation of the philosophy and religion of the school.—The Madhva Vaisnvas; Anandatirtha; the Dvaita philosophy; explanation of its principles.—The

Visuddhadvaita of Vallabha; history; Nimbarka and Visnusvamin; principal tenets of the philosophy and religion of this school, analyzed and explained.—Saiva Sampradayas; the point of difference in the conception of the main issues—god, creation, moksa,—between the Śaivas and Vaisnavas; the Pasupatas and their philosophy.—The Saivas proper and their philosophy.—The Advaita-Saivas *i. e.* the Pratyabhijna school and its philosophy.—The Rasesvara-Saivas, philosophy; alchemy; its esoteric and physical meanings; is it possible?; opinions of profs Crookes, Lockyer, Daniel &c.—The Avibhaga dvaita of Vijnanabhiksu; its Advaitism.—The various Panthas; what is meant by a Pantha?, what is the difference between Sampradaya and Pantha?—Historical place of the Panthas; the Sankara-Vijaya and the Sarvadarsana-Samgraha offer two landmarks.—The Vaisnava Panthas in direct line from Ramanuja; Ramanand; Sura das; Tulsidas; Jayadeva; Kabira; Bijamargis, Nanaka and the divisions of the Sikhs, Udasis, Nirmalas, Suthrasahis, Ramarayis &c.; Dadu,

Nagas; Nischaladas and Sundardas; Senapanthis, Malukadasis, Khakhis, Rayadasis.-Panthas in relation to the Visuddhadvaita; Mirabai; Radhavallabhis; Sakhibhavas, Charanadasas, Harischandras, Jayagopalas &c; Chaitanya, his philosophy, and subdivisions.—Minor Panthas; Sahajananda, the Svaminarayans; Santarama; schism in the former; the Paranamis; Prananathis; Sunyavadis; Sivanathis; Tukarama and the worship of Vittoba; Madhavagira—The Saiva Panthas; the Sankaracharyas; Dasanamins; Khakhis, Kanphatas—Goraksa, Matsyendra; Nagas; Paramahansas and their divisions; others resembling them, Ukharasa Rukharasa, Avadhuta &c; Brahmacharins; the Lingayats of Deccan; the Srauta Brahmanas of Karnatic and Telugu.-The right hand Saktas-Examination of the point of difference between the old Advaita and these Sampradayas and Panthas the Advaita shown to be the all-governing master.

## CHAPTER IX.

Grace, Karma,-a Contrast.

THE BHAGAVADGITA.

Advaita the religion at the basis of all;

Jnana and Bhakti contrasted—The Sampradayas give prominence to Bhakti and hence vest Brahma with personality; the impersonal, being thus anthropomorphised, loses its godhood.—The Visistadvaita and Visuddhavaita and other Sampradayas examined from this stand-point and shown to be inferior to the Advaita, on various grounds.—Anthropomorphism the basis of all formal religions; the Christian doctrine of grace; the personal gods of other religions, Jehovah, Zeno &c.—The ethics of Bhakti; those of Jnana; the latter shown to be superior.—The main arguments of this chapter corroborated from the Bhagvadgita and the Bhagavata; the value, importance, and esoteric beauties of the Gita; Dr. Lorinser's theory; examined and refuted.—The Advaita shown as the only truth from which the numerous religions of India draw life.

## CHAPTER X.

Western science

CIVILIZATION—SAMA'JIS.

Historical place of the rise of "civilization"

in India; the causes which led to it; contact with the West; a brief history of western civilization from the Greek and Roman period to the French Revolution; supremacy of materialism; materialism in India; the chief importers of this new phase of thought are the Christian missionaries and the British traders and rulers a brief review of the attempts of Christian missnories in India; their failure,—Degeneracy of the old Advaita, and attractions of the new materialistic creed; rise of Indian " civilization; attempt to theologise the basis of materialistic civilization, the origin of the Indian Samajis. The Brahmosamaj; its rise, history, and future The Aryasamaja; rise and history; importance of its work and the efforts of Swami Dayananda -The Theosophical Society; rise, history and future, objects; literature; the possible common ground on which all religious sects and scientific creeds may unite into one.-Materialistic civilization and the theology of the Samajis shown to be incompatible with each other; the theology of the Samajis shown to be illogical

in itself; its relation to Christian theology, which shown from the researches of Kababalists and Assyryolojists, to be entirely similar to the Advaitavada of India; supremacy of the Advaita.

## CHPATER XI.

### Conclusion.

### WESTERN THOUGHT AND INDIAN ADVAITISM.

(The universal religion.)

Professor Couse's lecture at Chicago; his conclusion that the Cycle of materialism must come to an end with this century.–The Advaita of India shown at the basis of all religions; the Bible and the Kabala, Assyria, Babylon, Egypt, Greece and Rome; Christinity; Mahomedanism, Zoroastriaiism; Chinese religion; Mexico and Peru; Advaita philosophy present in all these; illustrations and arguments –The dogmatism of materialism and its civilzation; compared with what usually goes under the name of dogma tism i. e. theological dogmatism.–Western theories about the substance of the universe; the Christain dogma; Idealism of Borkley &c;

"unconcious" of Hartmann, Hegel etc; the spiritualism of Kant and the monads of Leibnitz, the unknowable of H. Spencer; all these constrasted with the principles of the Advaita Materialistic science, confessions as to the incompetency of matter (dead matter?) to explain the phenomena of life, Tyndall, Balfour Stuart and Tait, Goete, the spiritualistic phenomena, Crookes, Zollner, Wallace—Evolution, states of matter, Ether, Protyle, spectrum analysis and reduction of the number of elements to unity, Crookes, Daniel, etc, Gravity no explanation at all, bnt a mere name, all this contrasted with the states of matter and the nature of being as understood by the Advaita, the latter shown to be more scientific—Differentiation and spontaneous generation, the nebular theory, the Vedic Vach and the Puranic Samudra-manthana &c compared with these, the arrangement of planets &c, shown to accord with Puranic myths—The plurality of worlds, C Flammarion, the claims of astrology incidentally examined, the myths about Vis'nu,

Brahma, Siva, Kartikeya, all shown to be symbolic of scientific facts; the Pleiades and the star Alcyone; their importance in the solar system -Formation of the earth; geology; Sir. Ch. Lyell. the geological periods, their approximate years; comparision with the Yugas and Kalpas of the Puranas, theory of cycles, Cuvier; Atlantes and Lemuria, Eocene man; De Quatrefages; Altantean men and their civilization; the Ramayana the Mahabharata: the question of antiquity of the Vedas reviewed; theory of cyclic pralayas; the Hyperboreans; the glacial period; proofs in favour of the geography of the Puranas; the cause of these pralayas as sought in some slight cyclic derangements of the axis of the earth; Puranic myths about the same; Dhruva, Meru, Pralaya &c -First man; Darwin, Haeckel, Spencer, Huxley; the evolution-hypothesis, amoeba to pethecoid apes and men, laws of Heredity, Atavism, Adaptation ( natural selection ), Ontogeny and Phylogeny; contrary opinions; De Quatrefages, arguments against the descent of men from the

quadrumana; L. Figuier; the Puranas again; the avataras and their explanation; spontaneous generation even among the human species; the men-lion Avatara; Heredity and Adaptation compared to Prarabdha and Kriyamana; otnogeny and philogeny to Pindabrahmandavada *i. e.* the unity of micro-and macro-cosm; the pauranika theory of cycles confirmed.-Conclusion that the Advaita is the *common ground of a* universal system of belief; the definition of religion reviewed.-The Vedas not the first edition of the thoughts of primitive men as held by the orientalists -The ethics of materialistic civilization compared with those of Advaitism; the theory of utility; Bentham, Mill, Sidgwick; Compte; Butler's theory of conscience, criticisms superiority of the Advaita theory of love and unity, two pictures, materialistic and Advaita morals.-Conclusion; the Advaita, the only basis of the much-wanted universal religion, prospects.

### શ્રી

# સિદ્ધાન્તસાર.

અથવા

## સર્વમાન્ય એક ધર્મનાં તત્ત્વ સૂચવવાનો પ્રયત્ન.

---

### પ્રકરણ. ૧.

---

#### અનાદિકાલ—ધર્મોત્પત્તિ.

મહાત્મા ગૌતમ બુદ્ધ, ચાર વસ્તુનો વિચાર કરવાની ના કહે છે. કર્મમાહાત્મ્ય, ઇદ્ધિ ( સિદ્ધિ ), બુદ્ધમાહાત્મ્ય, અને લોકોત્પત્તિ.* લોકોત્પત્તિ, અર્થાત્ આ વિશ્વની ઉત્પત્તિનો સમય, તેના રીતિ, ક્રમ, એ સર્વ, મનુષ્યબુદ્ધિમા પ્રતીન થાય તેવા વિષય નથી. જુદા જુદા મહાત્માઓએ, જ્ઞાનીઓએ, અને વિદ્વાનોએ, સૃષ્ટિસમય તથા સૃષ્ટિક્રમવિષે, જુદા જુદા તર્ક કરેલા છે. કેટલાએક આગળ જાણવામા આવશે; પણ આ વિષયમા સિદ્ધ વાત કહી શકવી અશક્ય છે.

સર્વ ધર્મના સિદ્ધાન્તો તરફ દૃષ્ટિ કરતા, વિશ્વરચના અનાદિ છે, એટલુંજ સિદ્ધ થાય છે. હજરત મહંમદ પેગંબરના જમાઇ, અને શીઆ ધર્મના પ્રથમ ઇમામ હજરત અલિને, કોઇએ પૂછ્યું, કે દુનિયા ક્યાથી શરૂ થઈ, તો તેણે ઉત્તર આપ્યું, કે આદમથી, આદમ કો-

---

* રીસ ડેવીડ્સ: બુધિઝમ.

નાથી થયો એમ પૂછતા પણ, તેણે, એનું એજ ઉત્તર આપ્યુ અને ઉત્તરોત્તર પ્રતિપ્રશ્નના ઉત્તરમા, આદમ એટલાજ શબ્દ બોલ્યા ગયો ને છેવટ કહેવા લાગ્યો, કે હજારો વર્ષપર્યંત પૂછો તોપણ, ઉત્તર એનું એજ કહ્યા કરીશ * અર્થાત્ વિશ્વ અનાદિ છે, ને માણસ તેવિશે કંઈ જાણી શકે એમ નથી આર્યધર્મના શાસ્ત્રોમા તો અનાદિપણું બહુ રીતે બતાવેલું છે એવી કાલગણના છે, કે બ્રહ્માના ગતદિવસ થઈ એક કલ્પ થાયછે, ને તે કલ્પ, દેવતાના બે હજાર યુગનો, એટલે મનુષ્યના આઠ હજાર યુગનો, એટલે મનુષ્યોના કરોડો વર્ષનો થતા જાયછે † આવો કલ્પ પણ કંઈ એકજ નથી અનંત કલ્પ થયા વિશ્વ વ્યવસ્થા ચાલ્યા જાયછે, ને કલ્પે કલ્પે મહાપ્રલય, તથા યુગે યુગે અવાન્તરપ્રલય થઈ, તે વ્યવસ્થા બંધ પડેછે, ને વળી ચાલતી થાય છે જૈનધર્મમા અવસર્પિણી ઉત્સર્પિણી તથા છ આરા કહેલા છે તે પણ આવીજ મતલબના છે ‡ મેજીઅન અને ઝરથોસ્તી ધર્મ પ્રમાણે પણ ઉત્પત્તિમાનની જે સંખ્યા કહી છે તે બોલવાના આપણી ભાષામા શબ્દ નથી એક ઝાડ જેટલો કાલ કહેલો છે, ને તે, ૬ ઉપર એંશીશ મીંડા મૂકવા જેટલા વર્ષ થાયછે § મીસર, આસિરિઆ, બાબીલન, એ સર્વ પુરાતન રાજ્યોના ઇતિહાસમા પણ, ઉત્પત્તિમાનની વિચિત્ર વિચિત્ર વાતો છે ઇસવી સન પૂર્વે ૫૦૦૦ વર્ષ પહેલા, મીસર દેશમા મનુષ્યની વસતિ હતી, અને સુધારાની બહુ ઉત્તમ સ્થિતિ હતી એમ શોધકોએ સિદ્ધ કર્યું છે ¶ વળી, નાઇલ નદીની ભૂમિના અંદર તપાસતા, મી હોર્નરે, મળી આવેલા મૃન્મય પાત્રના

---

* બ્રાઉન દરવીશીમ † મનુ ‡ જગતની ઉત્પત્તિનો ... શકાના તેટલો કાલ ૨૯ આંક, ને ઉપર ૧૮૦ શૂન્ય એટલો છે —અજ્ઞાનતિમિરભાસ્કર § દીવાતીર ¶ બાની‍ઝ ઇજીપ્શીયન બીલીફ ઇત્યાદિ

કટકાઉપરથી, અનુમાન કર્યુંછે; કે મીસરમાં આજથી ૧૩,૦૦૦-વર્ષ ઉપર વસતિ હોવી જોઇએ. એજ રીતે દુનિયાંના જુદા જુદા ભાગમાં, ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓના શોધોથી જણાયું છે, કે પૃથ્વી ઉપર વસતિ થવામાંડયાને અનંત યુગ વહી ગયા હોવા જોઇએ.* તે શોધકોએ વળી આટલાન્ટિસ.† લેમુરીઆ, ઇત્યાદિક મ્હોટા ખંડ અને દ્વીપ, નદન નાશ પામી, જલને સ્થાને સ્થલ; અને સ્થલને સ્થાને જલ, થયાની સાબીતીઓ બતાવી છે. આર્યશાસ્ત્રોના કલ્પ અને યુગની વ્યવસ્થા આ સિદ્ધ ગણતરી જોતાં ખરી પડવા જાય છે; ને અમુક કલ્પ કે અમુક યુગમાં અમુક થઈ ગયા, એ વાત, ગપ જેવી માનવાનું કારણ રહેતું નથી. અનંતકાલના જેટલા જેટલા વિભાગ ઉપર,

ન્હેકા પ્રલયથીજ આરંભાયોછે. અર્થાત્ એમ માનવાનું કારણ મળેછે, કે બાઇબલમા જેને સૃષ્ટિનો આરંભકાલ માન્યો છે, તે કોઇ આવાન્તર પ્રલયનો કાલ છે, પણ મૂલ સૃષ્ટિનો કાલ નથી.‡ ગમે તેમ હો, પણ બાઇબલમાંના કાલમાનને વળગી રહીને, આર્યશાસ્ત્રોના શોધ કરનાર પાશ્ચાત્ય પંડિતોએ, આર્ય કાલગણનાને બહુ સુંથી નાખી છે, તથા વિનાકારણ, ગપજેવી ઠરાવરાવી દીધી છે, તે વાસ્તવિક નથી.

આ વિશ્વ અનાદિ છે એટલું આ પ્રમાણે સિદ્ધ થાય છે. એ અનાદિ વિશ્વમાં માણસની વસતિ ક્યારથી થઇ, તેપણ સમજવું અશક્ય જેવુંજ છે, છતા, માણસનો કાંઇપણ ધસારો જણાયો હશે, ત્યારથી આજ સુધીના લગભગ ૧૦-૧૨ હજાર વર્ષનો ઇતિહાસ, આપણને વિશ્વાસ કરવા યોગ્ય રીતે મળેલો છે. પ્રાચીનતાની આ પૂજ્ય પદવી, દુનિયાંના બે દેશ, ભોગવેછે-**મીસર** અને **આર્યાવર્ત**. એજ દેશોમાં મનુષ્યવસતિનો જૂનામાં જૂનો ઇતિહાસ મળી આવે છે. આ ઇતિહાસદ્વારા, જેમ બીજી બધી બાબતોનાં સ્વરૂપનો ક્રમ સમજવાનું બની આવે છે, તેમ ધર્મસ્વરૂપનો ક્રમ પણ લક્ષમાં ઉતરે છે. મીસર અને આર્યાવર્ત એ બધી દુનિયાંના ધર્મ વિચારના ઉત્પત્તિસ્થાન છે, અને એ બે દેશના ધર્મવિચાર એક એકને સંપૂર્ણ

---

‡ નોહના ત્રણ દીકરા હેમ, શેમ, ને જેફેટ, એ પ્રલય પછી એશીઆ યુરોપ અને આફ્રિકામાં ગયા ને તેમનાં સંતાનથી તે દેશ વસ્યા એમ લખેલું છે. આ લખાયું હશે ત્યારે અમેરિકા ખંડ જણાયલો નહિ, તેથી નોહનો એક ચતુર્થ પુત્ર કલ્પવો રહી ગયો છે. આ ઉપરથી એમ પણ કલ્પના થાય કે નોહના આવકાની, તેમજ સૃષ્ટિ છેક છજ હજારવર્ષ જુની ઠરાવવાની વાત, પાછળનીજ બનાવટ હોય!

રીતે મળતા છે. એ ઉપરથી કોઈ શોધકો એમ અનુમાન કરે છે, કે મીસર દેશમાં પણ, મૂલ વસતિ આર્યાવર્તમાંથીજ ગઇ હશે*; અને તેથી આર્યાવર્તજ મનુષ્યજાતિનું મૂલ વતન છે. આવી વાતના ટેકામાં કોઇ† એમ પણ બતાવે છે, કે પુરાણોમાં મિશ્રસ્થાન કહ્યું છે તેજ મીઝરેમ§, મીસર; મીસરનો પ્રથમ પુરૂષ મીનીસ કહ્યો છે તેજ પુરાણોનો મનુ; અને શંખાસુરાદિને હણ્યાની વાત, તે મેડિટેરેની-અનના અંદર ધસી આવવાનું રૂપક; તથા કર્દમસ્થાન તે પણ મીસ-રનુંજ નામ. ક્યાં આર્ય લોકોનો નિવાસ અને ક્યાં મીસર, એમ જોતાં, ઘણાએક આ વાત ઉપર પ્રતીતિ કરતા નથી. ગમે તેમ હો. આપણે એમજ સ્વીકારીએ કે ઉભય દેશમાં સ્વતંત્રરીતેજ મનુષ્યોપત્તિ થઇ, તો તેમ પણ, ઉભયનાધર્મસ્વરૂપના મળતાપણામાંથી, એક મહા સત્ય પ્રમિત થાય છે, કે અન્યોન્યની અસર ન લાગે તેવે છેટે પડેલા મનુષ્યો પણ, ધર્મબુદ્ધિ દર્શાવે છે, ત્યારે મનુષ્યમા ધર્મની સ્વાભાવિક પ્રેરણાજ છે, ને તે પ્રેરણા અમુક એકજ માર્ગે વહે છે. જુદા જુદા દેશના વ્યવહારનાં, ને ધર્મનાં, સ્વરૂપ, તે તે દેશનાં હવા, વિશ્વરચના, ખોરાક,* અને અનાદિ લોકોક્તિ† ઉપર આધાર રાખે છે, છતાં એ બધાં વચ્ચે રમનારૂં મનુષ્યનું મન, જ્યાં જુઓ ત્યાં એકનું એકજ છે, ને તેનો ઇતિહાસ, સર્વથા સર્વ સ્થલે સરખોજ જણાય છે. જેમ આર્યાવર્તનાં, ચમત્કૃતિમય વિશ્વરચના, એશઆરામમાં રાખે તેવી

* સર વિલીયમ જોન્સ: એસિયાટિક સોસાઇટિના રીપોર્ટ. † બેલીના પુસ્તકમાં § મેજર વિલફર્ડ વગેરેનો ઉતારો. ‡ હેમના દીકરા મિશ્રેમનું વસાવેલું માટે.

* બકલ: હિસ્ટરી ઓફ સિવીલીઝેશન. † નાઇન્ટિન્થ સેન્ચરી: બક્લ ઉપર ટીકા.

તથા મનને ઉશ્કેરે તેવી હવા, અને સહજ શ્રમ સાધ્યભૂમિ, એ બધાથી આર્યલોકો કેવલ અધ્યાત્મ શોધમાજ પડયા, તેમ પાશ્ચાત્ય લોક એથી વિપરીત સ્થિતિને લીધે, ને મુખ્ય કરી ભૂમિની કઠ્ઠસાધ્યતાને લીધે, આધિભૌતિક શોધમા પ્રવૃત્ત થઇ ગયા. છતા ઉભય સ્થલે માણસના મન અને આત્મા તો તેના તેજ રહ્યા, તેમને ધર્મરૂપી પોષણની જરૂર તેની તેજ રહી, અને તે તે દેશકાલના વ્યવહારથી રંગાયલી પણ, ધર્મવાસના, અનાદિસિદ્ધ એકરૂપેજ સર્વત્ર જણાઇ. જો આમ ન હોત, તો આજ આપણને ધર્મવિષે વિચાર કરવાનું કઇ સાધન મળત નહિ, ને આપણું જીવિત મહા દુઃખમય થઇ પડત, આપણે જુદા જુદા મત મતાન્તરના ખાડામા અથડાઈ કદાપિ પરમાનંદ દેખત નહિ.

વળી, જો મનુષ્યના મન અને આત્માનું આવું અનાદિસિદ્ધ સરખાપણું સાર્વત્રિક ન હોત, અને ઇતિહાસ દ્વારા, અનતકાલના જુદા વિભાગ એક એક સાથે જોડાયલા ન હોત, તો સર્વ ધર્મનુ મૂલ એકજ હોવું જોઇએ, એવી કલ્પના સ્વપ્ને પણ પેદા ન થાત, અને આજે પંડિતો સર્વસામાન્ય એક ધર્મ કરવા મથે છે, તે કદાપિ મથતા ન હોત.

મીસર અને આર્યાવર્તમા મનુષ્યના પગલા પ્રથમ જણાયા. ધર્મવિચાર પણ ત્યાંજ સ્ફુર્યો. ધર્મ એટલે શુ ? ધર્મ શબ્દનો અર્થ ધારણ કરનાર, પરમ માર્ગે લેનાર, એવો વ્યુત્પત્તિ માત્ર વિચારતા, થાય છે. એ ઉપરથી બીજા બધા અર્થ ઉઠેલા જણાય છે. કોઇ, અમુક અનાદિસિદ્ધ ઇશ્વરદત્ત મનાતા પુસ્તકમા કહ્યા પ્રમાણે ચાલવાનું નામ, ધર્મ કહે છે, કોઈ દયા દીનનાને માર્ગે રહી, પરોપકાર કરવાનુ

નામ ધર્મ કહે છે; કેટલા એક વધારે ઉંડા ઉતરી, ધર્મ શબ્દના બે અર્થ—(૧) ઇશ્વરને સમજવાની બુદ્ધિ, અને (૨) તદનુસાર આચાર માંથી પ્રથમના અર્થને મુખ્ય ગણી, એવો અર્થ કરેછે, કે જે અનાદ્યનંતપણું વિશ્વમાં ચારે તરફ પ્રતીત થાય છે, તે સમજવાની બુદ્ધિ. ધર્મ શબ્દના સામાન્ય અર્થો, ફરજ, કે અમુક સંપ્રદાયાદિ પ્રમાણે ચાલવાની બુદ્ધિ, ઇત્યાદિ જે પ્રચલિત છે, તે અત્રે વિચારવા યોગ્ય નથી. ધર્મ શબ્દનો, મુખ્ય રીતે, ઇશ્વરને સમજવાની બુદ્ધિ, એ અર્થજ આપણે સ્વીકારીશું. અને તદનુસાર ધર્મનું લક્ષણ એમ બાંધીશું, કે અનંત અવિકૃત પરમાનંદ પામવા માટે મનુષ્ય બુદ્ધિમાં જે સ્વાભાવિક પ્રેરણાછે, તેને સંતોષ પમાડવાનો માર્ગ. એ આનંદનું સ્વરૂપ શોધતાં મનુષ્ય જુદી જુદી વસ્તુઓમાં તે આનંદ કલ્પી કલ્પી, છેવટે કોઇ અવિકારી, અનાદ્યનંત મહાવસ્તુ—ઇશ્વર—નો આશ્રય કરેછે. પોતે અપૂર્ણ છે, પોતાનાથી વ્યતિરિક્ત કોઇક બીજું છે, ને તેમાંથી પોતાની અપૂર્ણતા પૂરાશે, એ વાંછનાએજ મનુષ્ય પાધર ધર્મ તરફ વળે છે. વિશ્વરચનાના ચમત્કારાદિકથી મનુષ્યના મન ઉપર જુદી જુદી અસરો થાયછે, ને જુદા જુદા પ્રકારની પૂજ્યભાવનાઓનાં રૂપ કલ્પી કલ્પી, તેને પૂજતાં તે, આનંદ માનતું ચાલે છે. ધર્મની બુદ્ધિ પ્રથમે કેવી રીતે જાગ્રત થઇ, ને કેવી રીતે ધીમે ધીમે તેની પ્રવૃત્તિ થતી ચાલી, એ જોવાનું છે. જેટલો મનુષ્યવિચારનો ઇતિહાસ આજપર્યંત આપણે હાથ આવ્યોછે, તેમાંથી એ વિચાર કરવાનું સહજ બને તેમ છે. જુદા જુદા વિદ્વાનોના એ વિષે જુદા જુદા તર્ક છે. (૧) કોઇ એમ માને છે, કે વિશ્વ રચનાના ચમત્કારોનેજ ઇશ્વરત્વ આરોપી, મનુષ્યોએ મૂલ ધર્મવિચાર ચલાવ્યો છે.*

* ડા૦ મેક્ષ મ્યુલર, પ્રો૦ વહીટની ઇત્યાદિ.

આની કલ્પનામાં વેદનું ઉદાહરણ મુખ્ય રીતે અપાય છે; છતાં ઘણા-એક એમ પણ માને છે, કે એ વિશ્વપૂજામાં, કોઇ પ્રકારનો સર્વ-નિયંતા એકજ ઇશ્વર છે એવી ભાવના પણ, ગર્ભિત છે†. (૨) કોઇ કહે છે, કે અનેક ગ્રહોપગ્રહ અને તારાથી ભરપૂર આકાશ જોઇને, માણસના મનમાં ધર્મભાવના હતી. ઘણાખરા સર્વે ધર્મોમાં ગ્રહનાં રૂપાદિ સાથે સંબંધ રાખતી દેવાદિક ભાવનાઓ બહુ દીઠામાં આવે છે, તેથી આ કલ્પના બંધાઈ હશે; પણ એમ વિચારવાનું છે, કે ધર્મબુદ્ધિ પ્રથમ ઉદયા પછી, ગ્રહાદિકનાં નામ પડેલાં છે, નામાદિ ઉપરથી ધર્મબુદ્ધિને સહાય મળી નથી.‡ (૩) કેટલાક વિદ્વાનો એમ ધારે છે, કે મુવેલાં સગાંવહાલાં કોઈ આનંદમય સ્થાનમાં જઈ વસે છે, ને ત્યાં રહી, દુનિયાંમાં રહેલાં પોતાનાં સંબંધીને મદદ કરી શકે છે, એ વિચારથી ઉત્પન્ન થયેલી પિતૃપૂજાથીજ ધર્મનો આરંભ થયો હશે. મીસર દેશમાં મુવેલા શરીરને સાચવી રાખવા પાછળ વિલક્ષણ શ્રમ અને વ્યય કરવામાં આવતો, એ ઉપરથી કદાપિ આવું અનુમાન બંધાયું હોય તો ભલે, પણ મરણ પછી માણસનો કોઇ ભાગ અવશેષ રહે છે, વા તે ક્યાં જાય છે, એ આદિ કલ્પનાઓ માણસના મનમાં, બીજી કલ્પનાઓની અપેક્ષા રાખે છે, અર્થાત્ તેજ ધર્મવિચારની આરંભક કલ્પનાઓ હોઈ ન શકે. (૪) જીવારોપણથી ધર્મોત્પત્તિનો આરંભ ઘણાક કલ્પે છે. મનુષ્ય જે જે જુવે છે, ચમત્કાર વસ્તુ, ગ્રહ, નદી, કે એક ચીંથરું, તે બધામાં, જીવ આરોપે છે, તે બધાંને પોતા જેવું ચેતન છે એમ ધારે છે; ને તેમનામાં સારૂં નઠારૂં કરવાની શક્તિ છે, તેઓ દેવ છે, રાક્ષસ છે, એમ ધારે છે. આવી

† ડા૦ મુલ્લરની ફ્લોટાર્ડ. ‡ મેગ્રેરોય નામનો ગ્રંથ, બનાવનાર વિદુષી બાઇનો, ઓનીકના ગ્રંથમાં કતારો.

એક જાતની પ્રતિમાપૂજા, પણ, પ્રતિમા, તે ઇશ્વરનુ પ્રતીક એમ નહિ પણ તેજ ઇશ્વર; એવી અધમ પ્રતિમાપૂજા યદ્યપિ પ્રતિમાપૂજાથી ધર્મારંભ હો, તથાપિ તે પ્રતિમાપૂજા, એક ઇશ્વર સર્વોપરિ હશે, એ ભાવનાહીન હોય, એમ સભવે નહિ જ્યા જ્યા પ્રતિમાપૂજા થઇ છે ત્યા ત્યા, તે પ્રતિમાને ઇશ્વરના ગુણોજ આરોપાયા છે, તે જે વસ્તુની બની હોય તેના નહિ આમ છે ત્યારે, સર જ્હોન લ્યુબક કહે છે તેમ, પ્રતિમા માત્ર ઇશ્વિરનુ પ્રતિક છે, એથી ઇશ્વિરભાવનાનું, તેના પૂજનારામા હીનત્વ સિદ્ધ થઇ શકતું નથી. આ ચાર તર્કમા એક વાત લક્ષમા રાખવાની છે શોધકોએ એમ માન્યુ છે, કે દુની આનો નિયતા, એક સર્વશક્તિમાન્ નિર્ગુણ ઇશ્વર છે, આવી ભાવન થવી, એ મનુષ્યબુદ્ધિની પરાકાષ્ઠા છે, મનુષ્યબુદ્ધિના સપૂર્ણ કેળવાય પછીજ તેનો ઉદય થાય છે તેમને આવો ગ્રહ થવામા, ક્રીસ્ચીયન ધર્મના તે અનુયાયી હોવાથી તેમાની ઇશ્વરભાવનાને પરમગહ્મ્ય.પ તેઓ માને, એજ કારણભૂત જણાય છે બાકી ખરૂ બુદ્ધિસ્ફૂર્તિનુ રૂપ કેવા ઇશ્વરવિચાર ઉપર માણસને દોરેછે, તે આગળ સમજાશે આમ માનવાથી તેઓ એમ અનુમાન કરે છે, કે જેમા એ ભાવના મૂળથીજ જણાય, તે કલ્પના ધર્મબુદ્ધિના આરંભરૂપ હોઈ શકે નહિ. આ કારણથી ઉપર જણાવેલા ચારમાના કેવલ પ્રથમ, કે અન્ત્ય તર્કને લઇને, ધર્મબુદ્ધિ, પ્રથમે પ્રવર્તેલી, એમ તેઓ ઠરાવે છે આ બધી બાબત ઉપર જરા વિચાર કરવાની જરૂર છે એક ઇશ્વિર એ ભાવના, ધર્મના આરંભે ન ઉદય પામે એમ કહી ન શકાય ગમે તેવી જગલી અને એકાત સ્થિતિમા પડેલુ માણસ હોય, તેને પણ, પોતે અને પોતાની આસપાસ જે હોય, તે બન્નેને સરખાવતા, તરતજ બલાબલનો વિચાર સ્ફુર્યા વિના રૂહે નહિ, ને એમ બને ત્યારે, તેની ધર્મબુદ્ધિ, તેને કોઇ બલવાન્ નિયતાની કલ્પનામા સહજજ ગરી

જાય. પછી તે નિયંતાનું સ્વરૂપ, તેના ગુણ, તેની શક્તિ, ઇત્યાદિ અનેક બાબતો ઉપર, કેળવણી અને સુધારાની અસરો થતે થતે, જુદા જુદા વિચાર ઘડાતા ચાલે, પણ મૂલ ભાવ ઉદયજ ન પામે, એ કલ્પના જરા દુર્ઘટ લાગે છે. એક વિદ્વાન્* તો, એટલે સુધી લખે છે, કે ધર્મ સંબંધે માણસના મનમાં, મૂલ બેજ ભાવના ઉઠેલીઃ (૧) કોઇ બુદ્ધિમાન્ સ્રષ્ટાએ સૃષ્ટિ રચી છે; અને (૨) માણસના શરીરનો ચેતન્યરૂપ વ્યવહાર જેથી ચાલે છે, તે તત્ત્વ, મરણ પછી પણ મરતુ નથી. આમ છે ત્યાં, એકલી એક નિયંતારૂપ-ઈશ્વરભાવનાનો શો અપરાધ, કે તે ધર્મારંભક ન હોય? ત્યારે, જે પ્રથમ— વિશ્વપૂજન-ધર્મોત્પત્તિના આરંભરૂપ કલ્પી છે, તેમાં પણ, એકનિયંતાની ભાવના, મિશ્રિત હોઇ શકે, ને હતીજ, એમ મારૂં માનવું થાય છે. ગમે તેમ હો, પણ વેદના જે પ્રાચીન મંત્રોથી આપણે તપાસ ચલાવીશું, તેમાં તો એમજ જણાય છે. બીજા ત્રણ તર્કમાં આ ભાવના મિશ્રિત હો, વા નહો, પણ તેટલાજ કારણથી, તે ખોટા છે એમ મારાથી મનાતું નથી. ઘણાં સ્થલોમાં, તેમ પણ ધર્મોત્પત્તિ કાં ન થઈ હોય? બલ્કે સર્વ ધર્મોના આરંભે જુવારોપણ તો હોવુંજ જોઇએ, એમ પણ હું આગળ બતાવીશ. પણ, ધર્મોત્પત્તિ સંબંધે આપણે આ લેખમાં ફક્ત પ્રથમ તર્કનેજ જોવાનો છે. એ તર્ક આર્યાવર્તમાં ઉઠ્યો છે, ને ત્યાં તેનાં એટલાં બધાં સૂક્ષ્મ અને જોવાલાયક રૂપાન્તર થયાં છે, કે તેની એકલાનીજ, સર્વાંશે પરીક્ષા કરવાથી, અને પ્રસંગે પ્રસંગે અન્ય ધર્મોના વિચાર તેમાં મેળવી જોવાથી, આપણને બધી દુનિયાંના ધર્મવિચારવિષે, કાંઇક અનુમાન કરવાનું બની આવશે, એકંદરે, ધર્મોત્પત્તિવિષે કોઈ નિશ્ચયાત્મક

* રેવરંડ ઇ. જેન્કીન્સ.

અભિપ્રાય આપવો, એ મહાસાહસ છે, તેથી આપણે અત્રે જે વિચાર ચલાવ્યો છે, તેનું ફલ, ધર્મોત્પત્તિનો ક્રમ પણ, વિશ્વક્રમની પેરે, અનાદિ છે, એટલુંજ માની, દાક્તર મેક્ષ્મ્યુલરનાં ડહાપણે ભરેલાં વચનો સાથે, એકમત થવું ઠીક પડશે. "સર્વ સામાન્ય ધર્મવિચારના આરંભના વાસ્તવિક સ્વરૂપવિષે આપણે કાંઇ નિશ્ચય ઉપર આવી શકીએ, એવો સમય અદ્યાપિ આવ્યો નથી, કદી પણ આવે એમ સંભવતુ નથી. થોડું આનું થોડું આનું, એમ કટકે બટકે, આપણે જરા જરા જાણીએ છીએ ખરા; પણ ધર્મારંભના સ્વરૂપ વિષે, આપણો ગમે તેવો વિચાર હો, છતાં તે વિચાર; મૂલ પાયા રૂપજ નહિ, પણ અનંતવિચાર-શ્રેણીના એક અંકોડા રૂપ છે, એમ, આપણને લાગ્યા વિના રહેતું નથી."

વિશ્વોત્પત્તિ, મનુષ્યોત્પત્તિ, ધર્મોત્પત્તિ, એ સર્વ અનાદિ છે,* વિચારમાં ઉતરે તેવાં નથી, છતાં, જ્યાં દેવતાઓ પણ જતા ડરે, તેવા, એ વિકટ વિચારના, ગહનમાં, ઘણાએ મૂર્ખાઓએ માથા માર્યાં છે, ને લડી મુવા છે. કોઈ વસ્તુને અનાદિ કહેવાથી કાંઇ હાનિ થતી નથી. તે વસ્તુ કેમ થઈ એ ભલે ન સમજાય, પણ તે હાલ કેમ ચાલે છે, અર્થાત્ તેનાં પૂર્વાપર સ્વરૂપ વિચારતાં, તેના સ્વભાવના નિયમ કેવા છે; એ; અને તેમાંથી શું ફલ પમાય તેમ છે, એ; આ બે વાત, સમજી શકાય તો બહુ છે. માણસને એટલુંજ જાણવાની જરૂર છે. છતાં, આ ત્રણ બાબતો જણાય તેવી નથી, ત્યારે ધર્મનો વિચાર કરવાનો અવકાશજ ક્યાં રહ્યો, ને માણસથી શું જાણી શકાતું છે, કે મિથ્યા કડાકૂટ કરવી, એવી શંકા, ઉપરથી વિચાર ક-

* બીજી પણ ઘણી કલ્પનાઓ અનાદિ છે તે આગળ જણાશે.

ગનારના મનમા, ઉદ્ભવનો સભવ છે આગળ કહેલુ છે, કે ઇતિહાસને લીધે અનતકાલના છુટા છુટા ભાગનુ એકત્ર જોડાણ, અને મનુષ્યના મન આત્માની સર્વદા એકરૂપતા, એ ઉભયથી કરીને, ધર્મબુદ્ધિના પો તપાસવાનુ સભવી શકે છે. જે નદી, પર્વત, સમુદ્ર, આકાશ, ગ્રહ, ઉપગ્રહ, તારા, આદિએ, માણસના મનને અમર કરેલી, તે અનેક યુગ ઉપર હતા, તેઓને તેવાજ, પ્રાયશ આજ પણ છે, જે નિયમોથી વિશ્વરચના અને મનુષ્યબુદ્ધિની પ્રવૃત્તિ થાય છે, તે નિયમો પણ અનાદિસિદ્ધ, તેના તેજ, અદ્યાપિ પણ છે, અને એ સર્વની વચમા રમનારા માણસના મન અને આત્મા, તેપણ, અસંખ્ય યુગો ઉપર જે સ્વરૂપ સ્વભાવવાળા હશે, તે સ્વરૂપ સ્વભાવવાળા આજે પણ, છેજ આટલી બધી સામગ્રી છે, ત્યારે ઇતિહાસદ્વારા સિદ્ધ રીતે જણાયલા પાચ દશ હજાર વર્ષમા, માણસે શુ શુ વિચાર્યું છે, પોતાનામા રહેલી પરમાનદ પામવાની પ્રેરણાને સતોષવા કેવા ના તર્ક કહાડ્યા છે, ને તે તે તર્કનુ તેના આચારવિચાર ઉપર કેવું પ્રતિબિબ પડ્યુ છે, તથા તે પ્રતિબિબમા તેનો પરમાનદ કેવે રૂપે ઝળક્યો છે, એ બધુ જાણવાને બની આવે તેમ છેજ જો આવો વિચાર કરી, આપણે કોઈ સિદ્ધાન્તપર આવી શકીએ, તો આપણને પણ પરમસુખ પામવાનો, પરમધર્મ સમજી આ લોક ને પરલોક સુધારવાનો, માર્ગ જડેજ વળી, સર્વમાન્ય એક ધર્મકલ્પના આપણા હાથમા અરામાત્ર પણ આવે, તો કેટલી દ્વેષબુદ્ધિ, કેટલી મારામાર, કેનો પક્ષપાત, અને કેટલી અનીતિ, આ સમારમાથી ટળી જાય, એ પણ વિચારવુ સુગમ છે જ્યાસુધી, ધર્મની એકતા કોઇપણ દેશમા થઈ નથી, ત્યાસુધી, તે દેશ, એકરસ થઈ એક મહાપ્રજારૂપે, પોતાના સાધ્ય સાધવાને સમર્થ થવાનો નહિજ, એ ઇતિહાસદ્વારા આપણને

સુસ્પષ્ટ સમજાવ્યું છે આમ સર્વમાન્ય એક, ધર્મના તત્ત્વ શોધવાના પ્રયત્નના ફલ વિચારી જોતા, નીતિ, સંસાર, રાજ્ય, કાઇપણ, ખરા સર્વમાન્ય ધર્મધોરણ વિનાં, નહિ નીભે એ જણાવુ સહજ છે આ-જકાન ' સુધારા ' મા અજાઈ ગયેના કોઈ, ધર્મનું ટાયલુ ધરકા બ્રાહ્મણોને કરવા દો, આપણે તો જેમ બને તેમ દેશસમૃદ્ધિ વધે તેમ મચો, એમ ભૂસો ભલે પાડે, પણ ધર્મજ્ઞાનવિના બધો પરિશ્રમ વ્યર્થ છે, માટે સર્વમાન્ય એક, શુદ્ધ, સનાતન, ધર્મનુ રહસ્ય સમજવા આપણે તો સાનંદે પ્રવૃત્ત થવુંજ.

---

## પ્રકરણ, ૨
### મૂલવિચાર—વેદકાલ.

આર્ય શબ્દ, કેવલ શ્રેષ્ઠતાવાચક છે, એમ કોઇ માને છે, તો કાઇ એમ માને છે, કે તે, કૃષિકર્મવાચક હોઇ, અમુક કર્મમાત્રથી લક્ષિત લોકો એવો અર્થ સૂચવે છે કૃષિકર્મમા કુશલતા હોવી, એ પણ જંગલીપણું તજી સુધારાની અમુક પદવીએ પહોચ્યુ ગણાય છે, માટ તે અર્થવાચક આર્યશબ્દ, સુધરેલા, શ્રેષ્ઠ એવો અર્થ સૂચવે. આવી કલ્પનાને કોઈ, * એટલે સુધી ખેચે છે, કે ઉત્તર તરફથી રામની ચઢાઇ, તે, કેવલ આર્યલોકોના સુધારાના (કૃષિકર્મના)પ્રસારના રૂપક રૂપ છે, અને રામની પત્નીનુ નામ સીતા, તે, હલની કોશનું વાચક હોવાથી, તે વડે, આ કલ્પનાનું સમર્થન થાય છે ગમે તેમ હો, પણ એમ ભાસ થાય છે, કે આર્યપ્રજા આર્યાવર્તમા, આવી વસેલી હોવી જોઇએ હિમાલય અને વિંધ્યા વચમાના પ્રદેશને, આ-

* દા૦ વેબર હિસ્ટરી ઓફ સંસ્કૃત લિટરેચર

ર્યાવર્ત કહે છે. † આર્ય અને આવર્ત, એ બે શબ્દમાથી, આવર્ત શબ્દ ને કેટલાક પંડિતો, માત્ર સ્થિતિવાચકજ માને છે, અને આર્યલોકો મૂલથીજ આર્યાવર્તના વતની હતા, એમ કહે છે ઘણાએક કહે છે, કે આવર્ત શબ્દ, ગતિ, આગમન, વાચક છે, માટે આર્યોનું આવી વસવાનું સ્થલ, તે આર્યાવર્ત છે, અને તેમનુ મૂલ વતન કોઈ બીજુ છે,‡ એટલુજ નહિ, પણ ઈરાન, ગ્રીસ, તથા યુરોપના ઘણા દેશોના ભાષા અને ધર્મવિચાર, ઘણે અંશે, આર્યલોકોના ભાષા તથા ધર્મવિચાર સાથે, એકરૂપ હોવાથી, તે તે દેશીય લોક પણ, આર્યપદવાચ્ય છે એમ હોય તો, જુદા જુદા દેશોમા ફૂટાઇ જતા પહેલાનુ, તે સર્વેનુ એક સામાન્ય સ્થાન, જરૂર હોવુ જોઇએ, તે સર્વ લોકની સામાન્ય ભાષા પણ, ઝંદ, સંસ્કૃત, ગ્રીક, એ સર્વની મા તારૂપ કેઇ એક હોવી જોઇએ, ને તેનનો સર્વમાન્ય પ્રાચીન ધર્મપણ એક હોવો જોઇએ આ ભાષા અને આ ધર્મ, તેનુ સ્વરૂપ, કાંઇક અંશે જણાવનાર, પ્રાચીન પુસ્તક, વેદ છે, ને ઝંદ અવસ્તા પુણ છે, એમ મનાય છે કુરુક્ષેત્રાદિ પ્રદેશ, તે, આર્યલોકોનુ મૂલ સ્થાન એમ સ્મૃતિકારોનુ* મત છે, પણ વેદમા જેને ઉત્તર કુરુ કહેવામા આવેલુ છે તે સ્થાન, મૂલ, સ્થાન હોય, એમ અર્વાચીન શોધકો કહે છે તે સ્થાન ક્યા હતુ તથા ત્યાથી શા કારણને લીધે, કીએ સમયે સુધરેલા આર્યલોકોને વિખરાઈ જવુ પડ્યુ અને પોતાના વતનનો છેકજ ત્યાગ કરવો પડ્યો, એ બધી બાબતો વિષે સતોષકારક સમાધાન અદ્યાપિ થઇ શકયુ નથી, તોપણ આર્યપદવાચ્ય સમગ્ર પ્રજાસમૂહ, હિંદુસ્તાનની ઉત્તરમા, હિંદકુશ અને હિમાલયની ઉપરની

---

† મનુ, અમર, ઈત્યાદિ ‡ યજ્ઞેશ્વર—આર્યવિદ્યાસુધાકર ૬ મેક્ષમુલર, લેખર સર્વે પાશ્ચાત્ય પંડિતો

પાસા, મૂલ વસતો હશે એમ વેદ તથા ઝંદ અવસ્તામની ઘણીએક ભાવનાઓ ઉપરથી હાલતુરત ઠરેલું છે +

સપ્તસિંધુ* પ્રદેશમા આવી વસેલી આર્યશાખાનું મૂલ ધર્મ-પુસ્તક વેદ સર્વથી જાણીતુ છે કુરાન, બાઇબિલ આદિ શબ્દો જેમ પુસ્તકવાચક છે, તેમ, વેદશબ્દ પુસ્તકવાચક નથી વિદ્ એટલે જાણવું, જ્ઞાન પામવું, એ ધાતુથી વ્યુત્પન્ન વેદશબ્દ, જ્ઞાનમાત્રનો ભડાર, એટલા અર્થનો વાચક છે સર્વજ્ઞતાનું સ્વરૂપજ વેદ, માટે ઈશ્વરપ્ર ણીત મુસા પેગંબરને ઈશ્વરે જાતે દશ આજ્ઞાઓ લખાવી હતી, તથા મહમદને જીબ્રેલનામના ફિરસ્તાએ કુરાનના ફકરા પ્રસગે પ્રસગે કહ્યા હતા, પણ વેદ તેવી રીતે ઉતર્યો કહેવાતો નથી તેમ ગ્રીસરદેશના 'રાઇન્યુઅલ ઑફ ધી ડેડ', કે ઈરાનના અવસ્તાના જેવી અનાદિતા પણ, વેદની નથી વેદ, ઈશ્વરદત્ત નહિ, પણ ઈશ્વર-પ્રેરિત કહેવાય છે, ને વેદમત્રો, જુદા જુદા ઋષિઓના જ્ઞાનમા પ્રતીત થયા છે, દષ્ટ થયા છે, માટે તે ઋષિઓ મત્રદ્રષ્ટા કહેવાય છે ઋષિઓના જ્ઞાનમા પ્રતીત થવુ, અને ઋષિઓએજ બનાવવુ એ બે અર્થની વચ્ચે, આ પ્રમાણે સૂક્ષ્મ તફાવત માની, પ્રાચીન પડિતો

* મનુપ્રભૃતિ † આ વાતનો આરભિક સબધે કરેલી છે, પણ તે પ્ર લયની પહેલા અનાદિકાલમા, માણસની વસતિ ક્યા હશે તે વિષે એમ કલ્પાયુ છે, કે લેમુરીઆમા તે વસતિ હતી અને મોટ મહાપ્રલયમા તે જડ નાશ પામી, બીજે બધે તે વસતિ પ્રસરેલી આમ માનવાથી મનુષ્યના ઈતિહાસ સબધી ઘણી વાતોના ખુલાસાપણુ બની આવે છે આપણા ધર્મશાસ્ત્રમાના કલ્પની વ્યવસ્થા પણ, ના ન માનવા જેવીજ ઠરે ! જુઓ ટાઇલર પ્રાઈમીટીવ કલચર, હેગ્લ, હીસ્ટરી ઓફ ક્રીએશન * પજાબ તથા, તેમાની છ*-પરાત સરસ્વતી સહિત સાત નદીવાળા પ્રદેશનુ એ નામ વેદમા પ્રસિદ્ધ છે

એમ કહે છે, કે વેદમંત્રો અનાદિ છે, એટલે જે રૂપમાં પ્રતીત થાય તેવા છે, પણ બની શકે એવા નથી અનંત યુગ, અનંત કલ્પ વહી ગયા, પણ વેદ તેનો તેજ છે, તેનો કર્તા કોઇના સ્મરણમાં નથી, એટલે તે નિત્ય છે, અનાદિ છે, અપૌરુષેય છે, ઇશ્વરપ્રણીત છે, ઇશ્વરરૂપ છે* મીમાંસકો તો, શબ્દની નિત્યતા સિદ્ધ કરી, શબ્દ (વાક્) એટલે બ્રહ્મ, અર્થાત્ વેદ, તેની પણ નિત્યતા સિદ્ધ કરે છે+ એટલે તેને અનાદિ માનવો પડે છે આવી પૂજ્ય અનાદિતાને, એ પુસ્તક સર્વથા પાત્રજ છે, કેમકે મનુષ્ય વિચારનો પ્રાચીનમાં પ્રાચીન ઇતિહાસ, એનાવિના, આપણે હાથ લાગવો, અશક્ય જેવો થઇ પડત.

યદ્યપિ વેદરચના અનાદિ કહી, પણ તે હાલ છે એ રૂપે ગોઠવાઇ ક્યારે હશે, એ વિષે વિચાર કરી શકાયો છે. કોઇ કહે છે, કે હાલ છે તે રૂપે રચના, ઇસવી સન પૂર્વે ૧૧૦૦–૧૨૦૦× વર્ષ ઉપર થઇ હોય, કોઇ કહે છે કે ૨૧૦૦–૨૨૦૦‡ વર્ષ ઉપર થઇ હોય—અર્થાત્ આજથી આશરે ૩,૦૦૦ કે ૪,૦૦૦ વર્ષ ઉપર દ્વાપરયુગના અંતે અને કલિના આરંભે, સર્વજ્ઞાનરાશિરૂપ એક વેદના, વ્યાસમુનિએ ચાર ભાગ કર્યા, એમ પુરાણોમાંઈ લખે છે, તે પ્રમાણે વેદના, હાલ છે તે રૂપને ૪૦૦૦–૪૫૦૦ વર્ષ થવા જાય, પણ તેમાં એ. ઋગ્વેદ ને, જે પ્રાચીનના સર્વે પ્રાચીન અર્વાચીન પંડિતોએ અર્પ્યો છે, તે ઉપરથી, ઋગ્વેદના છે તેવા રૂપની રચના તો, એથી પણ જૂની હવા જોઇએ

* પૂર્વમીમાંસાસૂત્ર પ્રથમાધ્યાય શાંકરશારીરભાષ્ય પ્રથમાધ્યાય, ઇત્યાદિ

+ મીસરના ધર્મ પુસ્તકોનું પણ એમજ જાણવું 'શાઇમ્યુઅલ ઓર ધી ડેડ' ઇત્યાદિનું × માવલુક, બેન્ટલી ઇત્યાદિ ‡ મેગસ્યુલર § ભાગવતાદિ

વેદ ચાર છેઃ ઋક્, યજુષ્, સામ, અથર્વણ. કર્મમાત્રમાં પ્રથમ ત્રણનો ઉપયોગ વારંવાર પડવાથી તેમને ત્રયી કહે છે, ને ત્રયીનાજ પ્રધાનપણા ઉપરથી કોઇ અર્વાચીન શોધકો, અથર્વણને ચતુર્થ વેદ ગણવા, આનાકાની કરે છે. પણ ઉપનિષદ્,‡ સ્મૃતિ, પુરાણ, તથા વેદ સંબંધે પ્રમાણભૂત ચરણવ્યૂહમા, તેમજ પાણિનીય આચાર્યના સૂત્રોમા, તથા પતંજલીના મહાભાષ્યમા, અથર્વણ વેદનુ નામ, ચતુર્થ વેદરૂપે આવે છે, એટલે એવી શંકા નિરાધાર છે. ઋગ્વેદ ગદ્યરૂપે છે, અને દેવતાઓની સ્તુતિમા સૂક્તોથી ભરેલો છે યજ્ઞકર્મમા દેવતાને સ્તુતિપૂર્વક આવ્હાન કરવું, એ કર્મ, ઋગ્વેદીય ઋત્વિજનું છે, ને તે હોતા કહેવાય છે. યજુર્વેદ પદ્યમદ્ધ છે, ને ઋગ્મંત્રોને આધારે રચાયલો છે. તેમા મુખ્ય વાત યજ્ઞકર્મસંબંધીજ આવે છે. યજ્ઞમા આહુતિ વગેરે અર્પનાર યજુર્વેદીય ઋત્વિજ હોય છે, ને તે અધ્વર્યુ કહેવાય છે. સામવેદ પણ ઋગ્મત્રોને આધારે–પ્રાયશઃ નવમા મંડલને આધારે–ગાનમય રચાયલો છે. યજ્ઞમા આમંત્રેલા દેવતાને ગાનાદિથી તુષ્ટ કરવા, એ, સામવેદીય ઋત્વિજનું કામ છે, અને તે ઉદ્ગાતા કહેવાય છે. યજ્ઞકર્મમા સર્વની દેખરેખ રાખનાર, તથા કર્મપ્રવૃત્તિની આજ્ઞા કરનાર, એક ચતુર્થ ઋત્વિજ, બ્રહ્મા નામે, હોય છે, તે અથર્વણ જાણનાર હોય એમ કોઇ માને છે, ને કોઇ, ત્રયી જાણનાર, કે યજમાનની શાખા માત્રનોજ જાણનાર, હોય, એમ માને છે. પાછળની કલ્પના પ્રમાણે, અથર્વણવેદ નિરવકાશ કરવા જાય, પણ તેમ નથી. એમા ભૌતિકસુખાદિયોગ્ય અનુષ્ઠાનાદિ પ્રકાર, તથા બ્રહ્મજ્ઞાનસંબંધી વિચારો છે, ને એ આખો

‡ મુંડક

વેદ પ્રાયશઃ ઋગ્વેદના દશમ મંડલનું વિવરણ હોય તેવો છે જ્યારે બીજા ત્રણ વેદમાં ઋગ્મંત્રોનો આધાર છે, ત્યારે ઋગ્વેદ એજ, પ્રાચીન વેદ ઠરે છે. એમાં જે ધર્મવિચાર હોય, તેજ મૂલના વિચાર છે, એમ વિદ્વાનો ધારે છે. એમ ધારવું વાસ્તવિક પણ લાગે છે. દેવતાસ્વરૂપ બંધાયા પછીજ તે દેવતાને સંતોષવા માટે કર્મમાર્ગની બુદ્ધિ થઇ શકે, અને તે પછી ગાનાદિથી, તેમને તોષવાનો વિચાર તો વળી બહુજ મોડો ઉદય પામે તત્ત્વવિચારાદિ તો છેક છેવટ ઉદય પામે એમાં કહેવુંજ શું ? માટે મૂલ ધર્મસ્વરૂપ સમજવામાં આપણને મુખ્ય ઉપયોગ ઋગ્વેદનો છે, ને તેને આપણે આ પ્રકરણમાં તપાસીશું.

વેદ એ શબ્દ, સ્થૂલ રીતે, મંત્ર બ્રાહ્મણ આરણ્યક અને ઉપનિષદ્, એ ચાર નામથી જાણીતા સમગ્ર સમૂહનું, નામ છે મંત્ર-બ્રાહ્મણાત્મક તે વેદ, અને બ્રાહ્મણમાં આરણ્યક ઉપનિષદાદિનો પણ સમાવેશ, એમ પ્રાચીન મત* છે, પણ અર્વાચીન શોધકો, એ ચારે ભાગને કાલક્રમથી એક પછી એક થયેલા ગણીને, વેદ એવી સંજ્ઞા, મંત્રરૂપ જે પ્રાચીન ભાગ, તેને જ, લગાડે છે મૂલવિચાર જાણવા માટે મંત્રભાગજ કામનો છે પ્રત્યેક મંત્ર કોઈક દેવતાને ઉદ્દેશી કહેતો હોય છે, અમુક ઋષિને જણાયનો હોય છે, અને અમુક છન્દો રૂપે હોય છે, માટે મંત્રમાત્રને, દેવતા ઋષિ અને છન્દસ્, એ ત્રણ વાના હોય છે ઋગ્વેદમંત્રોના બે રીતે વિભાગ કરેલા છે, મંડલ સૂક્ત, ઋચા, એમ, અથવા અષ્ટક, અધ્યાય, વર્ગ ઋચા,

---

* પૂર્વમીમાંસાસૂત્ર — વગેરે- માટે જુઓ બૃહદ્દેવતા, શૌનકીય મંત્રાનુક્રમ ઇત્યાદિ

એમ. ઋગ્વેદમંત્રો બધા મળી ૧૦૫૮૦ છે, ને તેના દશ મંડલ છે, ને આઠ અષ્ટક છે. મંત્રોને સંધિઆદિ સહિત લખેલા હોય, તે સંહિતા કહેવાય છે; સંધિવિના પદ છુટા પાડી લખેલા હોય, તે પદ કહેવાય છે; એમજ, અમુક અમુક પદોનો સમુદાય લઈ તેને ઉલટાવી, એવડી તેવડી ને, બોલવાની અનેક રીતિઓ, ક્રમ, ઘન, જટા, શિખા, માલા, રેખા, ધ્વનિ, દંડક્રમ, વર્ણક્રમ, ઇત્યાદી નામે, વેદપાઠીઓમા પ્રસિદ્ધ છે. પ્રતિમંત્રના પદને, અમુક રીતે ઉંચા નીચા તાણવાની યુક્તિ પ્રયુક્તિ પ્રમાણે, ઉદાત્તાદિ સ્વરવિવેક છે, તે પણ, પ્રાતિશાખ્ય ગ્રંથોમા પ્રસિદ્ધ છે. અત્રે આ બધું દિગ્માત્ર કહી જવાની એટલીજ મતલબ છે, કે વેદમંત્રોને જરાપણ ફેરફાર થયાવિના, અમુક ઉચ્ચાર સહિત અનંત યુગો સુધિ જાળવી રાખવા, જે પ્રયત્ન બ્રાહ્મણોએ કર્યો છે, તે ઉપરથી ખરેખર, તેનુ અનાદિત્વ અને નિત્યત્વ સ્વતઃ સિદ્ધ થાય; તથા આજે પણ, આખીને આખી લક્ષાવધિ શ્લોકો જેટલી સંહિતાઓ, આ બધી યુક્તિ પ્રયુક્તિ સહિત, તથા કહેવામા આવશે તે અંગો તથા ભાષ્ય સહિત પણ વેદીઆ ૨૦–૨૫ વર્ષ ગાળી ને ભણે છે, તથા કંઠેયીજ કડકડાટ બોલી જાય છે, એ, વેદ ધર્મનું માહાત્મ્ય અને બલ સહજમા બતાવી શકે. અનંતજ્ઞાનરૂપ વેદરાશિ કેવી રીતે વૃદ્ધિ પામ્યો હશે, અર્થાત્ તેમાના ધર્મવિચારોનાં વેદકાલમાજ કેવા કેવા રૂપાન્તરો થયા હશે, તથા એ બધી રચનાને કેટલો અનંત કાલ લાગ્યો હશે, એ લક્ષમા આણવા જાણવું જોઇએ, કે યદ્યપિ મૂલ વેદસંહિતા સબંધે કોઇ પ્રકારના મત ભેદ પડયા નથી, તોપણ વેદરૂપી મહાટક્ષ અમુક પઠન પાઠન પદ્ધતિ તથા ક્રિયાઆદિ અલ્પસ્વલ્પ મતભેદને લઇ, અગણિત શાખારૂપે વિસ્તૃત થઈ ગયુ છે ઋગ્વેદની પાચ, કૃષ્ણ યજુર્વેદની છાશી અને શુક્લ ય-

યજુર્વેદની ૧૦૧, સામદેવની એક સહસ્ત્ર, અને અથર્વણની નવ, શાખા, એમ ગણના, અમુક સમયે થઇ શકી છે.* આ કરતાં-વિશેષ શાખા હોવાનો પણ, સંભવ છે. એમાંની બધા વેદની મળી, માત્ર અઢાર શાખા આજસુધી હયાત રહી શકી છે†. આ પ્રમાણે પઠનપાઠનથીઅનાદિ સ્વરૂપે ચાલ્યો આવતો વેદ, તે શ્રુતિ, એટલે સાંભળવાથી પઠનાદિ ક્રમમાત્રથી, સંક્રામિત મંત્રસમૂહ,–એ સંજ્ઞાથી વ્યવહરાય છે. વેદની અનંત શાખાઓ થઈ, પણ મૂલ વેદમાં મતભેદ ન થયા એમ કહ્યું, છતાં યજુર્વેદના કૃષ્ણ શુક્લ એવા ભેદ પ્રસિદ્ધ છે. કહે છે કે મૂલ આચાર્ય વૈશંપાયન અને તેમના શિષ્ય યાજ્ઞવલ્ક્યને તકરાર થતાં, આચાર્યે, શિષ્યને, પોતે ભણાવેલા વેદમંત્રો ઓકરી કાઢવા કહ્યું. તેમ થતાં, કૃષ્ણરૂપે બહાર આવેલા મંત્રોને બીજા શિષ્યો તીતરનું રૂપ ધરી, ખાઇ ગયા‡ આ વેદ વિભાગ તે, કૃષ્ણ યજુર્વેદ. પછી યાજ્ઞવલ્કયે સૂર્યની ઉપાસના કરી નવો વેદરાશિ પ્રાપ્ત કર્યો, તે શુક્લ યજુર્વેદ§. આવા કારણથીજ એ વેદ બંધાયા એ વાતનું સ્વારસ્ય કાંઇ સમજી શકાતું નથી, પણ એ વાતનો આપણે ફરી વિચાર કરીશું.

---

* ચરણ વ્યૂહ. † બ્રાહ્મણમાત્ર એક વેદ અને તેની અમુક શાખા શાખે છે, અમુક સૂત્રપ્રમાણે આચાર કરે છે, જે ઋષિકુલમાં જન્મ્યો હોય તે ગોત્રનું નામ ધારણ કરે છે, ને તે ગોત્રમાં મંત્રદ્રષ્ટા ઋષિથી એક બે પાંચ આદિ પેઢીપર્યંત મંત્ર દ્રષ્ટા થયા હોય, તે પ્રમાણે તે ગોત્રનાં પ્રવર હોય છે. એમ પ્રત્યેક બ્રાહ્મણને, વેદ, શાખા, સૂત્ર, ગોત્ર, ને પ્રવર, એ પાંચ વાતની, પોતાનું બ્રાહ્મણત્વ સાચવવા જરૂર પડે ‡ કૃષ્ણયજુર્વેદી તૈત્તિરીય શાખાવાળા કહેવાય છે: શુક્લવાળા વાજસનેયી શાખાના કહેવાય છે. § સૂર્યે અશ્વરૂપે મંત્રો આપેલા માટે આ વેદવાળા વાજિન્ પણ કહેવાય છે:

વેદમાં કહેલા કર્માદિ,-યથાર્થ પ્રવર્તે તથા અર્થનુ ભાન થાય, માટે જે સાધન યોજેલા છે, તેને અંગ કહે છે તે ૭ છે. ઉચ્ચાર શુદ્ધિઆદિ વિષયક તે શિક્ષા. આચારરીતિઆદિ વિષયક તે કલ્પ, શબ્દસિદ્ધિઆદિ વિષયક તે વ્યાકરણ, વ્યુત્પત્તિ અને અર્થનિષયક તે નિરુક્ત, કર્માદિકાલનિર્ણય વિષયક તે જ્યોતિષ, અને મંત્રોમા છંદ-પ્રમાણાદિ વિષયક તે છન્દસ્*. જેમ જેમ શાખાભેદ થતો ગયો, તેમ તેમ ઉચ્ચાર, શબ્દસિદ્ધિ, સ્વરાદિ વિષયમા, મતભેદ થતા ગયા, તેથી પ્રતિ શાખા માટે તે તે બાબતના જે શિક્ષા ગ્રંથ રચાયા, તે પ્રાતિશાખ્ય કહેવાય છે વ્યાકરણશાસ્ત્રની મૂલોત્પત્તિ પ્રાતિશાખ્ય ગ્રંથોથીજ ગણાય છે. જેમ ૭ અંગમાંનુ ન છતા પણ, પ્રાતિશાખ્ય, વેદાદિ માટે અપેક્ષ્ય છે, તેમ ભાષ્ય એટલે આ સર્વ સાધનોને લક્ષમા લઈ વેદમંત્રોની અર્થસંગતિનો ટીકાગ્રંથ, તે પણ અપેક્ષ્યજ છે ચારે વેદઉપર, સાયણાચાર્યનુ ભાષ્ય છે યજુર્વેદનું મહીધર ભાષ્ય છે, તેમ પ્રત્યેક વેદના બીજાં ઘણા ભાષ્યો હોવાનુ કહેવાય છે ઉવ્વટ, કર્ક, ઈત્યાદિ પણ ભાષ્યકારો થયા છે ઋગ્વેદઉપર રાવણનુ એક મહાભાષ્ય પંડિતોમા વારંવાર કહેવામા આવે છે, પણ તેનો કાંઈ પત્તો નથી. ઋગ્મંત્રોના જે અર્થ આપણે જાણીએ

* આ પ્રત્યેક અંગના અને ગ્રંથો છે 'પાણિનીય શિક્ષા સર્વ વેદ-સામાન્ય છે, પ્રાતિશાખ્ય જુદા જુદા છે, જેમ શૌનકનુ પાર્ષદ નામનુ ઋગ્વેદ માટે, ત્રિભાષ્ય રત્નસહિત એતરેયપ્રાતિશાખ્યં યજુર્વેદ માટે, કલ્પગ્રંથો આશ્વલાયનાદિ આગળ કહેવાશે, વ્યાકરણ ઘણા છે ઈંદ્ર, ચંદ્ર, કાશાપ, સંગ્રહઆદિ, પણ વેદપરત્વે, પાણિનિની અષ્ટાધ્યાયી વપરાય છે, નિરુક્ત યાસ્કમુનિનુ પ્રસિદ્ધ છે, જ્યોતિષ ગર્ગસંહિતાદિ છે, છન્દસ્ ઉપર પિંગલાચાર્યનો ગ્રંથ છે

છીએ, ને જે ઉપરથી તેમાના ધર્મવિચાર મનાધી અનુમાન કરીએ છીએ; તે ભાષ્ય સાયણાચાર્યનું છે. સાયણાચાર્ય, છેક ૩૦૦-૪૦૦ વર્ષ ઉપર થઈ ગયા છે, એટલે પાશ્ચાત્ય પંડિતો ઋગ્મંત્રાર્થની જે નવીન નવીન કલ્પનાઓ કરી, ગમે તેવા ધર્મવિચારાદિ સમર્થિત કરવા જાય છે, તે કરવામા, કારણ એવુજ બતાવે છે, કે સાયણાચાર્ય જે આધુનિક સમયમા થયા, તેમને મન્મંત્રાર્થ કયાથી માલુમ હોય, માટે અમે આજે અમારા જ્ઞાનવડે સવિશેષ શોધ કરી, તે અર્થનો નિર્ણય કરતા, અમુક કલ્પના કરીએ, તેજ ખરી હોવી જોઈએ દેશમા સર્વસ્થળે પ્રચલિત વેદાગ્નિના સર્વમાન્ય અર્થ કરનાર વેદ વેદાગાદિ-પારગ, સાયણાચાર્યના અર્થ ખોટા, અને પાશ્ચાત્ય પંડિતોએ સ્વલ્પ સામગ્રિથી, અને અમુક કલ્પાને સમર્થિત કરવા દેશકાલાદિ સસ્કારવશાત્, કલ્પેલા, અર્થ, તે ખરા ! ! અંગ પ્રાતિશાખ્ય, અને ભાષ્ય, ઉપરાત, ચાર ઉપવેદ અને ચાર ઉપાગ ગણાય છે. ઋગ્વેદનો આયુર્વેદ, યજુર્વેદનો ધનુર્વેદ, સામવેદનો ગાંધર્વવેદ, અને અથર્વણનો સ્થપત્યવેદ*, એ ચાર ઉપવેદ છે. ધર્મશાસ્ત્ર પુરાણ, મીમાસા અને ન્યાય † એ ચાર ઉપાગ કહેવાય છે. ચાર વેદ-ઉપવેદસહિત, છ અંગ, અને ચાર ઉપાગ, એમ ચૌદ વિદ્યા ગણાય છે. ઉપવેદને જુદા ગણતા, કોઈ, અઢાર વિદ્યા પણ માનિછે

વેદમંત્રોમાથી પ્રતીત થતું ધર્મસ્વરૂપ તપાસતા પહેલા ઉપોદ્ઘાતરૂપે વેદવિષે, જે જાણવું આવશ્યક હતુ, તે આપણે જાણ્યુ. હવે મંત્રપ્રતિપાદિત દેવતના સ્વરૂપ વિષે વિચાર કરીએ, દિવ એટલે પ્રકાશવું એ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન દેવ શબ્દ, પ્રકાશનાર, પ્રકાશ આ

* ડા૦ ગોલ્ડ સ્ટકર પાણિનિ † ધર્મશાસ્ત્ર ને સ્મૃતિ, તેની સંખ્યા, તથા પુરાણાદિ સખ્યા, અને મીમાસા ન્યાય ઇત્યાદિ વિષે આગળ વિસ્તાર આવશે.

પ્નાર, એ અર્થનો વાચક છે. એ મુખ્યાર્થમજ, ગૌણુરીતે, અનુકૂલતારૂપ સુખ કરનાર, અધકાર અપ્રકાશને હણુનાર, એટલે મહાસામર્થ્યવાન્, એવી ભાવનાઓ પણુ, ગર્ભિત છે દિવસ થઈ, રાત્રીરૂપ ભયાનક સત્વનુ નાશ પામવુ, સર્વ વિશ્વનુ જાગ્રત થઈ પુન: સજીવવત્ થવું, એ આનદકારક ચમત્કાર, માણુસના મનને પ્રથમથીજ કોઈ પ્રકાશમય દેવ, કોઈ અપ્રકાશમય ભયાનકસત્ત્વ, એવી ભાવનાઓ પ્રેરે પોતાની આસપાસ, કોઇ, મહા સમર્થ ગૂઢ સત્ત્વનો પ્રભાવ આવિર્ભાવ પામ્યા જાયછે, એમ વિચારી, તે સત્ત્વને ઓળખવા જતા, પ્રથમે, તેજ પુજ સુર્યતરફજ, તેમની દૃષ્ટિ સહજ રીતે વળે. તેજ સર્વ દેવનો દેવ ગણાય એ સૂર્ય, સર્વસ્થલમા વ્યાપી, પ્રસરી રહી, આનદ પ્રવર્તાવનાર દેવ ગણાતા, વિષ્ણુ§ નામથી પૂજાવા લાગ્યો, કૃષિકર્માદિમા સહાય કરી ઉત્પત્તિનો પ્રેરક હોવાથી, સવિતા નામથી માન પામ્યો, પોષણુ કરનાર તથા ભયાનક સવિતા નામથી માન પામ્યો, પોષણુ કરનાર તથા ભયાનક સત્વથી રક્ષણુ કરનાર હોઇ, પૂષા અને મિત્ર, નામ પામ્યો સૂર્યનુ નિયમિત સમયે આવવુ જવુ, તથા ઋતુઆદિનુ યથાર્થ રીતે તેના આનાગમન રૂપ-જ નિયમાવુ, એ, નિત્યવિશ્વક્રમ જોઈ, નિયમ, ક્રમ, એવી કોઈ ભાવનાનો ઉદય થવા લાગ્યો પણુ, એ ભાવનાની સાથેજ, સૂર્યાદિનુ આવવાજવાનુ સ્થાન ક્યા હશે, ઇત્યાદિ, વિવિધ વિશ્વ પદાર્થના સ્વરૂપ જોતા, ચોતરફ કાંઈ પત્તો લાગવા માડ્યો નહિ, આવિર્ભાવ પામતું, પૂર્વોક્ત મહાસત્ત્વ, સમજાયું નહિ, અને કાંઈપણુ અતવિનાનુ † સર્વ છે, એવી ભાવના ખડી થઈ. આ અનતતાનું નામ અદિતિ

---

§ વિશ એટલે વ્યાપવુ, પેસવુ, એ ધાતુ ઉપરથી † અદિતિ

પડ્યું, અને તેમાંથીજ સૂર્યાદિ દેવની ઉત્પત્તિ છે એમ ગણાતાં, આદિત્ય સંજ્ઞાપણું જન્મ પામી. આવા અનંત વિશ્વરૂપમા, જે અવિચ્છિન્ન નિયમ ચાલ્યો જાયછે, જેથી સર્વ પોતપોતાના સ્થાનમા નિયત રહી પોષાય છે, તે ભાવનાથી, સર્વને ઢાંકનાર, સર્વને સંભાળનાર, સર્વને નિયમમાં રાખનાર, એવી વરુણ નામે* ભાવના ઉઠી. નિરવધી અનંતતારૂપ વસ્તુમાત્ર–આકાશ, અંતરિક્ષ, સમુદ્ર,–ના દેવ વરુણ જણાય છે. જે નિયમ સર્વવ્યાપી, સર્વ સુખપ્રદ, સર્વદા ચાલુ છે, તેજ પરમશ્રેયરૂપ છે, 'સત્યરૂપ છે, એમ જોતા, તેનું નામ ઋત, સત્ય, એવું પડ્યું, 'ને વરુણ તેનો અધિષ્ઠાતા ઠર્યો. સૂર્યનું પોષકરૂપ મિત્ર, અને અદિતિમા વ્યાપી રહેલા નિયમનો રક્ષક વરુણ, એ બે ભાવના, વારંવાર મિશ્ર થવાનો સહજ સંભવ છે, તેમ થતા, મિત્રાવરુણ એવો એક દ્વંદ્વરૂપ દેવતા પણ પૂજાવા લાગ્યો. સૂર્યસ્વરૂપમાથી આટલી બધી ભાવનાઓ દેવત્વને પામી છે, તેમ પ્રાત.સમ-

---

* વૃ, એટલે ઢાંકવું, એ ધાતુ. § સૂર્ય અને ઉષસ આ બેનો સંબધ વિચારી, પાશ્ચાત્ય શોધકોના અગ્રણી ડાૅ મેક્ષમ્યુલરે, વેદમાની, તેમજ ગ્રીક, જર્મન, ઇંગ્લીશ, આદિ અનેક દેશનાં પુરાણોમાની, કથાઓના, બહુ ચમત્કારિક ખુલાસા કર્યાછે છેક, પુરૂરવસ અને ઉર્વશીનો ઇતિહાસ પણ, ઉષા અને તેની પાછળ દોડતો સૂર્ય, તથા સૂર્યનો પૂર્ણ પ્રકાશ થતા ઉષાનું અદર્શન, એ રીતે સમજાવ્યો છે. આપણા પ્રાચીન ઋષિઓમાં કુમારિલ ભટ્ટે પણ, કોઈક આવી કાવ્યશક્તિ ચમકાવી છે પ્રજાપતિ પોતાની પુત્રી સાથે સંયોગ કરવા ગયો, એ વાત, સૂર્ય ઉષાને કેડ્યો, સૂર્ય ઉદય થયાથી ઉષા નાઠી, એમ સમજાવી છે ઇંદ્રે અહલ્યા સાથે જારકર્મ કર્યું, તે પણ, ઇંદ્ર તે સૂર્ય, અને અહલ્યા તે રાત્રિ, એમ કલ્પ્યું છે. મેક્ષમ્યુલરે આવી જાતની વ્યવસ્થા આગળ વધારી છે, ને ખરેખર તેના શોધથી, આપણા, તેમજ બીજા દેશની, ઘણી પુરાણી વાતો

ચના સૂર્યોદય પૂર્વેનો કાળ, ઉષસ સંજ્ઞાને પામ્યો છે, ‡ તથા એવીજ બીજી નાની મ્હોટી સંજ્ઞાઓ, તેમાથીજ, દેવત્વને પહેચી છે. પણ એક સૂર્યભાવનાનું વર્ણન કરતાં આપણે ઘણા અગત્યના મુખ્ય દેવને વિસરી ગયા. પ્રકાશરૂપ અર્થ એજ આ બધી પૂજાનો સૂચક હતો, તો તે પ્રકાશનું વધારે પ્રત્યક્ષ, સર્વદા સમીપ, અને નિરંતર ઉપયોગમાં આવતું, સ્વરૂપ, જે ઘેરે ઘેર હોય, તેને પ્રાચીન આર્યો કેમ વિસરી જાય? એ દેવ અગ્નિ. એજ સર્વ દેવમય દેવ, એમાજ સર્વે દેવ, વિશેષે અસ્ત થતો સૂર્ય, પોતાનું તેજ અર્પે છે, એ દ્વારાજ તેમને સર્વને મળી શકાયછે. અગ્નિમા નાખેલી વસ્તુ અદ્દશ્ય થઈ જાય છે, ને તે વસ્તુના સ્વભાવ પ્રમાણે ફલ આપે છે, એટલે અગ્નિ સર્વ દેવનું મુખ, હુતભુક, ગણાવા લાગ્યો. એજ અગ્નિ, ઉત્પત્તિમાત્રનુ કારણ, આધ્યાત્મિક નિદાન, મહાઈશ્વરરૂપ, ગણાયો.* જેવો સર્વોત્પાદક,

---

સ્પષ્ટરૂપે સમજાઇ છે કોક્ષ નામના એક વિદ્વાને, મેક્ષમ્યુલરના કામને આગળ ચાલ્યુ છે, ને તેમ કરતાં, તેણે તો, જ્યા કોઇ વીર્યવાન્ યોદ્ધાનીને કોઇ ગરીબ બાલાની, પ્રેમરૂપે, ભભાવનારૂપે, ગમેતેરૂપે, વાર્તાનીહી, કે સૂર્યને ને ઉષાને ઝટ વળગાડી દીધા છે!!

* અગ્નિને સર્વે દેશમા પ્રથમ પ્રાપ્તિ મળેલી છે તેને ઉત્પન્ન કરવામા વપરાતા કાષ્ઠઘર્ષણની વાત સર્વે દેશના પુરાણોમા મળી આવે છે અરણિને પ્રમંથવડે મથતા અગ્નિ ઉત્પન્ન થાય છે ક્યાથી આવે છે? સ્વર્ગમાથી, આકાશમાથી તે દેવજ છે, ઇશ્વર છે શોધકો ધારેછે, કે સ્વર્ગમાથી પ્રોમીથીઅસ અગ્નિને ચોરી લાવ્યો, એવુ ગ્રીક પુરાણોમા છે, તેનો ખુલાસો વેદની વાતથી થાય છે પ્રમન્થ શબ્દથી પ્રોમીથીઅસ નામ થયુ છે, અને અગ્નિ એમાં પણ આવે છે સ્વર્ગમાથીજ, એટલે સ્વર્ગમાથી ચોરી આણ્યાની વાત ચાલી છે આમ, વેદની ભાષાએ, જેમ સર્વે ભાષાના મૂલ બંધારણ સંબંધી શાસ્ત્રને નવોજ પ્રકાશ પમાડ્યોછે, તેમ વેદમાની કલ્પનાઓપણ સર્વદેશનાપુરાણોનીસરખાવટ કરવાના વિચારની કૂંચીરૂપ થઇપડીછે એમ્વધારે

મર્નરૂપ, અગ્નિ, તેવોજ સર્વપોષક, સર્વ નિર્વાહક, સર્વરૂપ, સોમદેવ, વેદમત્રોમા ઉન્નતિને પામેલો છે. એ સોમ, અમૃતરામ છે, આનંદમય છે. એક પ્રકારરૂપ ભાવનાથી જેમ આટલા દેવનાં સ્વરૂપ પેદા થયાં, તેમ પ્રતિ ઋતુએ મેઘોદય થવો, તે વખતે ગડગડાટ વગેરે તોફાનનું થવું, ગુહા પર્વત આદિમાથી અનેક સ્વર ઉઠવા, પવનોનું ફુંકાવું, અને છતાં પણ વર્ષાદનું આવવું કે ન આવવું, એ બધી ભાવનાઓથી, વિજળીઆદિના તેજવડે પ્રકાશી રહેનાર ઈન્દ્ર*, તેના સહાય મરત, ભયાનક રવાદિ કરનાર રુદ્ર†, અને વૃષ્ટિકાર્ય કરનાર પર્જન્ય, તથા અગાધ ગતિવાળ મેઘપ્રેરક વાત, એટલા દેવ ઉત્પન્ન થયા. ભૌતિક પદાર્થોને, ચમત્કાર જોઇ, જુદા જુદા દેવ કલ્પતે કલ્પતે, નદીઓ ઈત્યાદિને પણ, કોઈ કોઈ વાર દેવત્વ અર્પેલું દીઠામાં આવેછે. આ બધી દેવભાવનાઓ, તથા એ સર્વને ધારણ કરનાર, પોષણ કરનાર, એવા પૃથ્વી તથા આકાશ, તેપણ દેવત્વ પામ્યાવિના રહ્યાં નથી. આકાશ એકલાનેજ કોઈવાર ‡દ્યૌ, એ નામથી સ્તવેલું છે, કોઈવાર, આકાશ પૃથ્વી ઉભયને, દ્યાવા પૃથ્વી, રોદસી એવો દંદ્વરૂપ દેવ કલ્પ્યો છે. એ મહાપિતામાતાની વચમાજ, સર્વ દેવ છે, સર્વ છે. વેદમત્રોથીજ ઉઠેલી, પણ પછીથી અદષ્ટ થયેલી, દ્યૌષ્પિતર્, પિતારૂપ આકાશ, સર્વ શ્રેષ્ઠ ઇશ્વર,

ઉદાહરણ પણ કહીએ દ્યૌષ્પિતર, ઝીઅસ, જ્યુપિતર એનો આપણે ઇશારો કીધેલો છે. વરુણ, યુરેનોસ, પણ સૂચવ્યાં છે. ગ્રીક પુરાણમાં ઝીયસનું માથુ ફોડીને અથીની જન્મી એવું છે, તેનો ખુલાસો, ઝીયસ–દ્યૌસ્–આકાશને ચીરી નાંખી, આકાશમાં પ્રકાશરૂપ છેદ પાડી, અથીની–અન્હા–ઉષા–જન્મી, એમ છે. વળી પણ સૂર્ય ને ઉષા !

* ઇદ્, પ્રકાશવુ, એ ધાતુ. † રુદ્, રોવું, સ્વર કરવો, એ ધાતુ. ‡ દ્યુ, એટલે પ્રકાશવું, એ ધાતુ.

એ ભાવના, ગ્રીક ધર્મમા ઝીઅસ, જ્યુપિતર, નામથી, છે. ઝંદ અવ-સ્તામા પણ, દ્યૌને, પિતા માનેલો છે.

આસપાસની સૃષ્ટિ જોતે જોતે, પોતાના પશુપુત્રાદિ તરફ નજર કરતા, પૂષા દેવને, પશ્વાદિ પાલન સોપાયું, સમૃદ્ધિ સંપત્તિ આપ-નાર, વસુદેવ નિયત થયા, સદ્બુદ્ધિ જ્ઞાન આદિ આપનાર, બ્રહ્મણ-સ્પતિની ભાવના ઉદય પામી. એમ નાના પ્રકારે દેવ વ આગળ આગળ વૃદ્ધિ પામતું ચાલ્યું. વિશ્વમા પદાર્થોનુ અદૃશ્ય થવું, અને પાછું નિયમિત રીતે આવવું, એ ભાવનાને, મરણના ચમત્કાર સાથે મેળવતા, માણસના જીવને, સૂર્યાદિના વિશ્રામસ્થાનમા લેઇ જનાર, સૂર્યસંબદ્ધ, યમદેવ થયા. અને મુવેલાં માણસો કંઈ પાછાં આવતા નથી, માટે યમરાજાનુ સ્થાન—સ્વર્ગાદિ—તથા, પુનર્જન્મ જેવું કાંઇક પણ, કલ્પાયા. વસ્તુ-માત્રના ઉદયાસ્ત વિચારતે વિચારતે, સૃષ્ટિ ક્યાથી થઇ, એમ વસ્તૂ-ત્પત્તિનો પ્રશ્ન થતા, હિરણ્યગર્ભ, પ્રજાપતિ, વિશ્વકર્મા, આદિ ભાવ-નાઓ થઇ. નિત્યે પઠન પાઠનમા ઉપયુક્ત, વેદરૂપ વાણી, અને તે-નાથીજ દેવતાઓની પ્રસન્નતા પામવાનો માર્ગ, એમ વિચારતા, વાચ—વાણી, એ પણ એક ભાવના દેવત્વને પામી; અને જેમ વાણીમાત્રમાજ સર્વ પ્રકારની શક્તિ છે, તેમ સૃષ્ટિકર્તાથી પ્રવર્તેલો પ્રથમ ઉત્પત્તિકાલ વાગ્દ્વારાજ હોવો જોઇએ, અર્થાત્ વાચ્, એજ સર્વોત્પત્તિ કરનાર શક્તિ, તથા સર્વ સમૃદ્ધિરૂપ ધેનુ, એવી ગુહ્યભાવના ઉઠી, અંતે સર્વ વાતથી અસંતુષ્ટ થઈ, ખરૂ ઐશ્વર્ય ન ઓળખી શકવાથી, વધારે વિચાર કરતે કરતે, વિશ્વમાત્રની અવિચ્છિન્ન એકતા જોઇ, સમગ્ર દેવમય વિ-શ્વેદેવા એવી ભાવનાદ્વારા, પરિણામે, સર્વમય પુરુષની મહા કલ્પના

પણ, વેદગ્નોના છેલ્લે, કરેલી જણાય છે.

યાસ્કમુનિ, દેવતાઓના સ્થાન અને કર્તવ્ય ઉપરથી, તેમના ત્રણ વિભાગ કરેછે, પૃથ્વીના દેવ, આકાશના દેવ, અને અંતરિક્ષના દેવ.* આપણે તે વિભાગ કામના નથી, કેમ કે આપણે તો મનુષ્યની જે બુદ્ધિથી જે ભાવનાઓ કરી, તે બુદ્ધિપ્રમાણે, તેના વિભાગ ઠરાવવાની જરૂર છે. એમ જોતા, સર્વથી પ્રથમ બુદ્ધિ, સ્થૂલ પદાર્થો જોવાથી ઉઠે, એ વિચારતા, સૂર્ય, વિષ્ણુ, સવિતા, આદિત્ય, ઉષસ્, અગ્નિ, સોમ, ઇંદ્ર, મરુત્, રુદ્ર, પર્જન્ય, વાત, દ્યૌ, તથા નદ્યાદિ, એ સર્વ મૂલ દેવતા મનાય; તે પછી, પોતાને અનુકૂલ સુખાદિ વિચારનો ઉદય થવાનો સંભવછે, તદનુસાર, પૂષા, મિત્ર, વસુ,બ્રહ્મણસ્પતિ, આદિ, દેવભાવનાઓ ગણી શકાય. તૃતીય ક્રમ, સત્ય એજ સુખરૂપ છે, સર્વવ્યાપી નિયમરૂપ છે, એવી બુદ્ધિના ઉદયનો કલ્પી, તેના પરિણામરૂપે, ઋત, વરુણ, યમ, આદિ ભાવનાઓ, માની શકાય. વિશ્વોત્પત્તિ વિચાર, અને તેમાથી પણ સર્વની એકતા રૂપ મહાભાવના, એ તો, છેક ઉંડાજ થાય, માટે, દ્યાવાપૃથિવી, અદિતિ, હિરણ્યગર્ભ, વિશ્વકર્મા, પ્રજાપતિ, વાયુ, વિશ્વેદેવા આદિ. તથા પુરુષ, એ કલ્પનાઓ, આખરનીજ સમજાયઐ. આવોજ ક્રમ હોવો જોઇએ, એમ સિદ્ધ રીતે, આગ્રહ તો, ન કરી શકાય, પણ સ્થૂલદૃષ્ટિએ, દેવભાવનાઓના ઉત્પત્તિપરત્વે, આવા કોઈ ક્રમનુ ભાન થયાવિના રહેતું નથી. એમ તો સિદ્ધ કહી શકાય. આવો ક્રમ કલ્પવાનું ફલ એજ છે, કે મૂલધર્મભાવના કેવી હશે, તે આપણે હાથ લાગે. ક્યા સર્વ વિચારના વિચારરૂપ પુરુષની મહાભાવના, અને ક્યા સૂર્ય, ઇંદ્રાદિ ભાવનાઓ! એક, મનુષ્ય બુદ્ધિની પાકી પરાકાષ્ઠા છે, બીજી, તે બુદ્ધિને પગ આવવા

* નિરુક્ત ૭ આ બાબત પુરો વિચાર પ્રકરણ ૫ ને આરંભે થશે.

માડયા, એમ બતાવનારી છે. ત્યારે તે ઉભયને એકજ વેદકાલમા ઘુસાડી દેઇ, બધી ભાવનાઓને એક કાલાવચ્છિન્ન થયેલી ઠરાવી, મૂલધર્મ વિચાર તદનુસારજ હશે, એમ કેમ કહી શકાય? ક્રમપ્રમાણે વિચારતાં, મૂલધર્મભાવના લક્ષમા ઉતરવી સરલ છે આખી ઋગ્ સંહિતામા જેટલી ભાવનાઓ છે, તે સર્વેનુ દિગ્દર્શન કરાવી ગયોછુ, પણ મૂલધર્મના વિચારપરત્વે તે સર્વે કામની નથી. મનુષ્ય બુદ્ધિના ક્રમે કરી, દેવત્વ ભાવનાનો જે ક્રમ સૂચવ્યો તે ઉપરથી એમ પણ કહી શકાય, કે ઋગ્મંત્રોમા પણ, પૂર્વાપર જૂના નવા એમ હોવાનો સંભવ છે, માટે સર્વ મંત્રો મૂલ વિચાર માટે સરખાજ ઉપયોગના હોઇ ન શકે.

પણ, આ બધી તો એક પ્રકાશરૂપ અર્થની પ્રેરણા થઈ. સૃષ્ટિક્રમ એવો છે, કે તેમા પ્રકાશ સાથેજ અપ્રકાશ, દિવસ સાથેજ રાત્રી, સુખ સાથેજ દુઃખ, આનંદ સાથેજ ભય, એવો પ્રતિદ્વંદ્વી ભાવ, સર્વ સ્થલે વ્યાપ્ત છે પ્રકાશરૂપ સૂર્ય અને અગ્નિ, તિમિરરૂપ ઘોર ભયાનક ભાવનાને હણનારા છે, ને તેથી કોઇ ઘોરસત્ત્વ, મનુષ્યને વિપરીત કરનાર સત્ત્વ, તેની પણ ભાવના ઉદય પામે છે એજ અસુર*. ઇંદ્રિના આણેના મેઘાદિનો અવષ્ટંભ કરી વૃષ્ટિ ન થવા દેનારા પણ અસુરજ વલ, વૃત્રઆદિ,–ને તેમની સાથે ઇંદ્રના યુદ્ધાદિ, એ બધી રચના મંત્રોમા સ્થલે સ્થલે પ્રસિદ્ધ છે. પણ એમ કરત, જેમ જેમ, સત્ય–

---

* આ શબ્દ, વેદમંત્રોમા તો, જેને, અસુ–પ્રાણ–હોય તે, એટલા અર્થમા વપરાયલો જણાય છે, જે સંગતિ અત્રે કહી છે, તે બ્રાહ્મણકાલમા વધારે સ્પષ્ટ થાય છે ઝંદ અવસ્તામા, અહુર શબ્દનો અર્થ–ચૈતન્ય એવોજ છે, ને તેને મઝ્દ એટલે સ્રષ્ટા, કર્ત્તા, એમ ઉમેરતાં, ચૈતન્યરૂપ કર્ત્તા–ઈશ્વર–અહુરમઝ્દ–ઓરમઝ્દ–થાય છે

ઋત–ની ભાવના દૃઢ થતી ગઇ, તેમ તેમ, તેથી વિપરીત એવી અસત્ય, અનૃત, ભાવના પણ, ઘડાતી ચાલી. પણ તે ભાવનાએ, ઇનર ધર્મોમાં, દેવત્વ ધારણ કર્યું છે, તેમ આર્યધર્મમા કર્યું નથી,પણ માત્ર ભાવનાજ રહી છે, એ માર્મિક વાત ઉપર, આપણે જરા રહીને વિચાર કરીશું.

મૂલ આર્યધર્મમાં જેટલી ભાવનાઓ દેવત્વને પામેલી, વા તત્પ્રાય છે તેનું સ્વરૂપ આ પ્રમાણે આપણે જોયું. પ્રકાશ અને અપ્રકાશ એ ભાવનાજ દેવસ્વરૂપ પ્રેરવામા મહામલવાન્ હોય, એમ સિદ્ધ જણાય છે. દુનિઆના ઘણાક પ્રાચીન ધર્મોમાં તેમજ થયેલું છે. **મીસર** દેશમાં સૂર્ય ભાવનાનાં અસંખ્ય દેવાદિ થયેલાં છે, ને તેમાનો મુખ્યદેવ ઓસિરિસ, તેનાં ઘણાં સ્વરૂપમા, મુખ્યરીતે, સૂર્ય સ્વરૂપનો સૂચક છે. સૂર્યના અસહ્ય અને સુખદ તેજથી, માણસને સહજમાં પ્રકાશરૂપ અવર્ણ્ય આનંદનું ભાન થાય છે. અગ્નિની સર્વદા આકાશ તરફ ઉડતી જ્વાલા, તેને, કોઇ ઉચ્ચતર જીવિતની ભાવના નિરંતર સૂચવે છે. અગ્નિમા નાખેલી વસ્તુમાત્ર અદૃશ્ય થઇ, ક્યાં જાય છે એ વિચાર, અદૃશ્ય સૃષ્ટિની પણ કોઈ ભાવના સૂચવી દૃશ્ય અને અદૃશ્ય સૃષ્ટિ વચ્ચે, અગ્નિને દ્વારરૂપે કલ્પે છે. એજ અગ્નિ ક્યા નથી ? શરીરમાં, પ્રાણીમા, પદાર્થમાં, સર્વમા તેજ છે, સર્વ વિશ્વની ક્રિયા તેનાથીજ નીભે છે. પ્રકાશરૂપ, આનંદરૂપ, ભયહારક રૂપ, આ અને પેલી દુનીયાના દ્વારરૂપ–અગ્નિ અને સૂર્ય, ઇરાનમા પણ, પૂજ્યપદને પામ્યા છે. માણસનો આત્મા પણ એજ પ્રકાશરૂપ, આનંદરૂપ, અનંતરૂપ છે. પ્રત્યક્ષ તેજોરાશિ, તે એ અદૃશ્ય આત્મના–હોરમઝ્‌દ્‌નાં–પરમાત્માનાં–પ્રતીક છે. આવીજ રીતે સૂર્યાગ્ન્યાદિ

કાશરૂપ અર્થને આત્મરૂપે સ્વીકારનારા ક્રિસ્ચીઅન ધર્મમાં, શેઝીકુશીયન નામે ગુપ્ત ધર્મપાલનારા પણ, જાણવામા આવ્યા છે.* આપણે તો, અદ્યાપિ પણ, સવિતારૂપ પરમ જ્યોતિનેજ સાવિત્રી અર્પીએ છીએ. પ્રકાશરૂપ ભાવનાએ પ્રાચીનધર્મોને આવાં સ્વરૂપ આપ્યા છે, તેમ અપ્રકાશરૂપ પ્રતિદ્વંદ્વીભૂત ભાવનાએ પણ, પોતાના રૂપ ધર્મવિચારમા ઉમેર્યાં છે. મીસર દેશમા ટાઇફૉન નામે રાક્ષસ, ઓસિરિસના શત્રુરૂપે, તેને હણનાર રૂપે, પ્રસિદ્ધ છે. ઝરથોસ્તી ધર્મ તો આ દ્વંદ્વભાવના માટેજ ઘણો પંકાયલો છે. એમ માન્યું છે, કે દુનીયામા સારૂ અને નઠારૂં, સત્ય અને અસત્ય, ઋત અને અનૃત, એવી એ ભાવનાઓ અનાદિ કાલથી ચાલીજ આવે છે, ને તેમનું યુદ્ધ થયા કરે છે, તેમા સદ્ભાવનાનો જય નીપજે છે. હોરમઝ્દ તથા તેના સહાય સ્પેન્તોમન્યુસ, એ સત્યાર્થરૂપ ભાવના છે, અહ્રિમાન તથા તેના સહાય અંગ્રોમન્યુસ એ અસત્યાર્થરૂપ ભાવના છે. ખ્રીસ્તી ધર્મમાં સેતાનનામના ખરાબ કામ કરવાની પ્રેરણા કરનાર ફિરસ્તાનું નામ, સર્વને જાણીતું છે એ, યાહુદીઓએ બાબીલનમા કેદ હતા, તેવામા, ઇરાની ધર્મભાવનાના પરિચયમાથી, લીધેલું છે. કુરાનમા પણ સેતાન ઉપરાત એક ઇબ્લિસનાગ તેના જેવોજ ફિરસ્તો કહેલો છે. આર્યધર્મમા જેમ દેવ શબ્દથી, પૂજ્ય ધર્મ ભાવનાઓનો વ્યવહાર થયોછે, તેમ મીસર, ઇરાન, અર્મસ્તાન, તથા યુરોપના ધર્મમા ફિરસ્તા શબ્દથી તેજ ભાવનાને જણાવવામા આવીછે. જેમ તત્ તત વસ્તુ, નિયમાદિ માટે, દેવ છે, તેમ ફિરસ્તા છે. ઝરથોસ્તીઓ અહ્રિમાનને દેવ કહેછે, ને દેવ શબ્દનો અર્થ રાક્ષસ એવો કરેછે, એ

---

* સારા જેનિંગ. રોઝીકુશીઅન્સ

તે ધર્મની, હિંદુસ્તાનમા વસતા પોતાના ભાઇઓ દેવભાવના કલ્પના ગુતપરસ્ત થઇ ગયા, એમ કાંઇક તિરસ્કાર બતાવવા, ઉલટાજ અર્થમા યોજેલી પરિભાષા હો; પણ એક વાત અત્રે સૂક્ષ્મરીતે જોવા જેવી છે, કે આર્યધર્મના દેવ જેટલીજ સત્તાવાળા રાક્ષસ–અહિમાન ટાઇફૅાન, સેતાન–ઇતર ધર્મોમા માન્યાછે, તેમ આર્યધર્મમા નથી. આપણે કહી ગયા છીએ, કેવલ વૃત્રાદિ રાક્ષસોના નામ માત્ર, વેદમા આવેછે, અને અનૃતાદિ ભાવના પણ નજરે પડેછે, છતા માણસોને લોભાવી કુમાર્ગે ચઢાવવાનો કુલ અખ્ત્યાર ધારણ કરનાર, કોઈ અસુર, દેવમાત્રના મુખ્ય અને નિત્ય પ્રતિસ્પર્ધી તરીકે, જાણવામા આવ્યો નથી. આ ઉપરથી એમ મત બાધવા તરફ વલણ થાયછે, કે મૂલધર્મ વિચારમા, માણસોને યદ્યપિ દુ:ખાદિનો વિચાર થયેલો, અને તે, દેવનો અપરાધ કરવાથી પ્રાપ્ત થાય એમ પણ ઠરેલુ, તથાપિ પોતાનો દેવ અને તેની પોતાઉપર પ્રીતિ, એ ઉપર એટલી આસ્તા રહેલી, કે દેવને સતોષનારને, ઋતને માર્ગે ચાલનારને, કદાપિ પાપાદિ પરાજય કરી ન શકે. આમ આર્યલોક દેવતાની ભયમાત્રથી સ્તુતિ કરવા મડયા નથી, પણ દેવતાના પ્રેમથી સુખ પામવા, તેમ વળ્યાછે, એવું જોઈ શકાય છે. કૂડ કપટનો કાંઇક સુધારા સાથે વધારો થવાથી, પાપનો જય થતા ક્વચિત્ ક્વચિત્ જોયા પછી, અસુર ભાવનાઓ થયેલી, ને તેથી તે, અથવા પ્રેમભાવના, એ બન્ને, મૂલ ધર્મ વિચારમા ગણુી જોઇએ નહિ. ત્યારે આટલે સુધી આપણે જોઇ શકયા, કે મૂલ ધર્મભાવના, પ્રકાશરૂપ અર્થ પ્રેરિત–દેવપૂજા, એ છે. એ ભાવના સબધે, હજી, કોઇ અશ વધારવા ઘટાડવાની જરૂર છે, કે નહિ, તે જોવાનું છે.

આર્યધર્મ અને ગ્રીસરધર્મમાના દેવ, અને બીજા ધર્મના ફિરસ્તા, એ ત્રણેમા સ્વભાવમા કાઇક ભેદ છે. આર્યધર્મ અને ગ્રીસરધર્મના દેવને, તેમના પૂજકો ભયયુક્ત માનપૂર્વક દૂર રહી નમેછે, ગ્રીકધર્મના દેવ સાથે, તેમના પૂજકો સખાપણુ કરી રમતા રૂહેછે, ને ઇતર ધર્મના ફિરસ્તાઓ માણસના સખા થઇ, ઇશ્વર અને માણુસ વચ્ચે સબધ કરાવેછે. પોતે પોતાના દેવોને અમુક સ્વભાવ આરોપવો એ, પોતપોતાના દેશની રાજ્યવ્યવસ્થાનું પરિણામ છે, એમ વિદ્વાનો ધારે છે. એમ જોતા, મૂલ રાજ્યસ્વરૂપ કેવું હશે તે તરફ તર્ક ચલાવવાની જરૂર પડેછે, પણ એમજ માનવું ઉચિત છે, કે કોઇ પ્રકારનુ બળ।મલનુ રાજ્ય એજ મૂલરાજ્ય સ્વરૂપ હોવાનો સભવ છે. આ પ્રમાણે હોય ત્યારે, કોઈ એક રાજાને તાબે રૂહેનાર ગ્રીસર અને આર્ય દેશમા, ભયપૂર્વક માનયુક્ત ધર્મવાળી દેવભાવના ટેવાનો સભવ સુલભજ છે. તેમ પ્રજા સત્તાક ટુકડાઓથી જોડાઈ એકરાજ્યત્વને પામેલા ગ્રીસ દેશમા, દેવભાવના સખ્યભાવયુક્ત થાય, એ પણ સુગમ છે. ફિરસ્તાની કલ્પના તો નયમ કલ્પનાસદશજ છે. ફલિત થવા જાયછે, કે મૂલધર્મસ્વરૂપ પ્રેમ કરતા તન્મિશ્ર ભયની બુદ્ધિથી રચાયુ હોય, એવો વધારે સભવ છે.

આટલે સુધી આવ્યા પછી, એક ઘણા અગત્યના વિચાર ઉપર આપણે આવીએ છીએ વિશ્વરચનામા દષ્ટિએ પડતા વિવિધ વિશ્વસત્ત્વોને, માણસોએ દેવત્વ આરોપ્યુ, અને એમ ધર્મવિચાર બંધાતો ચાલ્યો, એ આપણે જોયુ પણ, જે જે સત્ત્વને જ્યારોપણ્ કરી, સ્વતાત્વ આરોપી પૂજ્યુ, તે તે સત્ત્વવિશિષ્ટજ ઇશ્વર, તે માણસોએ માનેલો કે, તેથી અતિરિક્ત કોઇ સર્વોપરી એક ઇશ્વર માનેલો, એ

શંકા આ સ્થલે ઉઠે છે. બીજી રીતે કહીએ તો, જેટલા દેવ તેટલા અને તેવા ઇશ્વર માનેલા, કે કોઈ એક ઈશ્વર છતા, બીજા બધા દેવ, તે તેની વિભૂતિરૂપ, એમ માનેલું ? ઘણા ઇશ્વર માન્યા હોય તો તે જીવારોપણમાં કહેલી અધમ મૂર્તિપૂજા થઇ; ને એક ઇશ્વરની વિભૂતિરૂપ સર્વ, એમ માન્યું હોય, તો તે બુદ્ધિની પરાકાષ્ઠારૂપ ધર્મભાવના થઇ; એમ ઘણા અર્વાચીન વિદ્વાનોનું મત છે. આ વિષયનો કાંઇક વિચાર આપણે આગળ કરી ગયા છીએ, ને ત્યાં એમ ઠરાવી આવ્યા છીએ, કે આવી મૂર્તિપૂજામાં પણ, ઇશ્વરત્વભાવના મિશ્રિત ન હોય, અર્થાત્, કોઈ, એક સર્વોપરી ઈશ્વર, છે, એવી બુદ્ધિ એ પૂજાની પ્રેરક ન હોય, એમ તો છેક સંભવે નહિ. માણસ માણસ સાથે મળી મંડલ કે કુટુંબરૂપે વસવા માંડે ત્યારથીજ, તેનામાં, કોઈ એક ઉપરી હોવો જોઈએ, એવી ભાવના સ્ફુરે છે, ને તે ભાવનાનો અતિદેશ, પોતે પૂજેલા ઇશ્વરમા કરવો એ બહુ સહજ છે. આમ હોવાથી સર્વોપરી કોઈ ઇશ્વર એ ભાવના મિશ્રિત મૂર્તિપૂજા–દેવપૂજા–વિશ્વસત્ત્વપૂજા–એજ, મૂલધર્મ વિચારનું, કે વધારે ચોકસ શબ્દો વાપરીએ તો, વેદમાંના મૂલવિચારનું, રૂપ હોઇ શકે.* માણસો પોતાના આચાર, વિચાર, ઇત્યાદિનો અતિદેશ ઇશ્વરસ્વરૂપમાં પણ કરેછે; એટલે એક ઇશ્વર સર્વોપરી હોવો જોઇએ એવી ભાવનાને, મનુષ્યબુદ્ધિની પરાકાષ્ઠાનું ફલ માનવા કરતા મનુષ્યબુદ્ધિના આરંભે માનવી એ વધારે સ્વાભાવિક છે. બુદ્ધિ જેમ જેમ સંસ્કાર પામતી જાયછે, તેમ તેમ ઇશ્વરત્વના ધર્મમાં પણ સંસ્કાર થતા ચાલેછે, ને અંતતઃ, તે ઇશ્વરનું રૂપ હોઇ અમુક પ્રકારનુ ઠરેછે. હાથ પગને આંખુવાળો, બઇરાંછોકરાંના

* જુઓ બાર્થઃરીલીજીઅન્સ ઓફ ઇન્ડિઆ.

પરિવારવાળો, રાગદ્વેષયુક્ત, પણ મહાસમર્થ, સર્વોપરી, નિત્ય ઇશ્વિર, ધીમે ધીમે, એક ધર્મ તજે, બીજોધર્મ તજેનેછેવટ, સર્વરૂપએક ચૈતન્યઅનાદ્યનંત બની રહે એટલામાજ બુદ્ધિક્રમની પરાકાષ્ઠા છે; પણ મૂલે ઇશ્વિરત્વ ભાવનાજ મનુષ્યબુદ્ધિમા ધર્મારંભક ન હોય, એમ કહેવું શિથિલ છે* સેમિટિક ધર્મમા, ઇશ્વરત્વ ભાવના એજ મુખ્ય છે, ને તે નિરાકાર, નિર્વિકાર, પરમપુરુષરૂપે પૂજાયછે, એટલામાજ તે ધર્મની કૃતકૃત્યતા, તદનુયાયીઓએ સ્વીકારેલી છે, તેથી તે ધર્મના સંસ્કારથી ઘડાયલા મનવાળા શોધકો, એક ઇશ્વર એવી ભાવનાને ધર્મબુદ્ધિના પર્યવસાન-રૂપ ઠરાવવા, અને તે ભાવનાહીન વિશ્વપૂજાને મૂલ ધર્મબુધિનું રૂપ ઠરાવવા, મથે છે. પણ, ધર્મબુદ્ધિની ખરી પરાકાષ્ઠા તો પુરુષસૂક્તોક્ત પુરુષભાવના, કે વેદાંતવાદમાની બ્રહ્મભાવના છે, એમ જ્યારે આપણે સિદ્ધ કરી બતાવીશું, ત્યારે એ વિચારની નિઃસારતા સહજમા સ્પષ્ટ થશે. એ બધો ઇતિહાસ, આપણે જે તપાસમા પ્રવૃત્ત છીએ તે દ્વારા જણાશે; પણ અત્રે એટલું નિશ્ચયપૂર્વક જણાયછે, કેસર્વોપરી કોઈ સત્તાની ભાવનાસહિત અનેક દેવતા પૂજા, એજ મૂલધર્મ વિચારનુંરૂપ હોવું જોઇએ. આ વાત વેદમંત્રોથી પદે પદે સ્પષ્ટ થાય છે. યદ્યપિ મંત્રોમા અનેક દેવતાની સ્તુતિઓ આવે છે, અને જે વખતે, જે દેવને, સ્તવ્યો હોયછે, તે વખત, તે દેવને, જેટલાં અપાય તેટલા વિશેષણાદિક આપી, પરમેશ્વરરૂપે ઠરાવ્યો હોય છે, તથાપિ ઋષિઓના મનમાથી એ વાત ખસતી નથી, કે કોઇ સર્વ નિયંતા સર્વોપરી એક દેવ હોવો જોઇએ. આવા મુખ્ય ઇશ્વરની શોધમા ને શોધમાં

*આ વિષયમા ડા૦ મેક્ષમ્યુલરના વિચાર પણ ઘણે અંશે અમે દર્શાવેલા વિચારને મળતા છે. જુઓ 'ચીપ્સ-ફ્રામ એ જર્મન વર્કશોપ;' હિબર્ટ-લેક્ચર્સ, ઇત્યાદિ.

તેઓ, ઘડીમા આ દેવને, ઘડીમા પેલા દેવને, એમ અનેક દેવ દેવ તનિ ઈશ્વરરૂપે ભજેછે, પણ એકેથી સતોષ પામી વિરામતા નથી ઈશ્વરપદને, એક પણ અમુક દેવ, ચિરકાલસુધી ધારણ કરી રહ્યો હોય, એવુ વેદમત્રોમા જણાતુ નથી એમ કહીએ તોપણ ભુલ ભરેલું નથી, કે વેદકાલથી માડીને તે છેક આજ પર્યંતમા પણ, આર્યધર્મમા, સર્વમાન્ય કોઇ અમુક, તેજ ઇશ્વર, એવો નિર્ણય થયોજ નથી, ને તે નથી થયો એમાજ, એ ધર્મને ખીલવાનો અવકાશ મળ્યોછે. જે જે દેશમાં એ ભાવના સ્થિરતાને પામી છે, તે તે દેશમા ધર્મવૃદ્ધિ અટકી છે, પણ આર્યદેશમા ઇશ્વરત્વ ભાવનાની સાદી આકૃતી મૂનથી છત, અમુક રગરૂપથી ભરાઇ, સર્વમાન્ય રીતે, તે કદાપિ સ્થિર ઠરી નથી, એટલામાજ, એ ધર્મને ખુબ ખીલવાનો અવકાશ મળ્યોછે. વેદમત્રોમા આ દેવ, પેલો દેવ એમ ઘણા દેવને ઋષિઓ વારાફરતી ઇશ્વરરૂપે પૂજેછે, પણ અમુક એક ઇશ્વર નિયત ઠરાવેલો જણાતો નથી. વૈદિક દેવતાના અનુકરણરૂપ ગ્રીક દેવતાઓમા, ઝીઅસ નામનો સર્વોપરી ઇશ્વર જણાયછે, ને તે નામ તથા દ્યૌસ્ એ નામના મળતાપણા ઉપરથી, દ્યૌ ને કોઇ કાલે ઋષિઓએ ઈશ્વરરૂપે માન્યો હોય, એવી ભાવના થઈ શકેછે, પણ વેદમત્રોમા તેનો કશો પૂરાવો જડતોનથી આર્યટોળી મૂળવતનથી વીખેરાણુ, તે પહેલાનો કોઇ એક તેવો ઇશ્વર હોય ને હિંદુઆર્યો તેને પછીથી વિસરી ગયા હોય, તો કોણ જાણે? પણ, એમ હોય તોએ,' આપણે જે વાત કહીએ છીએ તેજ વાતને સબળ આધાર મળેછે જે મત્રસહિતા ઉપર, આપણે અનુમાન કરીએ છીએ, તે સહિતામા, તો ઇંદ્ર અને વરૂણ એ બે દેવતા, વારવાર ઇશ્વરપદે પહોચતા જણાયા કરે છે, જો કે તે બે વચ્ચે પણ, પ છલા

પુરાણોમાં જુદા જુદા દેવે વચ્ચે થાયછે તેમ, કદાપિ પણ, મુખ્ય પદને માટે લડાઈ ટંટા જણાતો નથી આર્યઋષિઓ આ પ્રમાણે એક દેવ-કે બીજા દેવને પૂજતા, ઇશ્વરને શોધેછે, ને છેવટ થાકીને, કોને પૂજીએ ? કોને ભજીએ ? એવા પ્રશ્ન પણ કરેછે, ને પર્યવસાને મહાગહનશક્તિમાન્ ઇશ્વર અગમ્ય છે એમ સમજી, एकं सद्विप्रा बहुधा वदन्ति એકજ સત્-સત્તા-ને વિદ્વાનો બહુ રીતે વદેછે, એકજ મહા સ્વરૂપની સર્વ દેવતા-વિભૂતિ છે, એમ કહી, વિરામવા જાયછે, એમ કરતાંજ પુણ્યભાવના જન્મ પામેછે, પણ તેનો વિચાર અત્રે અપ્રસ્તુત છે. પ્રાચીન વેદમન્ત્રોમાથી, ત્યારે, એટલુજ સિદ્ધ થાયછે, કે કોઈ-પછી તે ગમે તે ગુણ, રૂપ, ધર્મવાળો-એક નિયંતા છે, એ ભાવના-યુક્ત, અનેક વિશ્વવસ્તુની પૂજા, મૂલધર્મવિચારનુ સ્વરૂપ છે.

આ પ્રમાણેનું મૂલ ધર્મસ્વરૂપ આપણને વેદમન્ત્રોમાંથી પ્રતીત થાયછે. આ વિચારની પૂર્વે ધર્મવિચાર કેવો હશે તે જાણવાનું આપણી પાસે કશુ સાધન નથી. પ્રાચીનમા પ્રાચીન જે ઇતિહાસ આખી દુનીયામાથી હાથ લગેછે, તેમાથી તો કહી તે વાત પ્રથમે હાથે આવેછે, પણ એજ, ધર્મવિચારનું મંડાણ એમ કહી શકાતું નથી. વેદમન્ત્રોમાથી જેમ આ વિચાર જડેછે, તેમ બીજા, એથી ઘણા ઉત્કૃષ્ટ અને મનુષ્યબુદ્ધિ બહુ કેળવાયાપછીજ પેદા થઈ શકે તેવા વિચાર પણ મળી આવેછે, પણ તે બધાને ટાળી મૂકી, મૂલ વિચારને વળગવાનુંજ આપણુ પ્રયોજન છે. જે વખત ઋક્સંહિતા છે તે રૂપમા ગોઠવાઈ હશે, તે વખતે આર્યલોકો કેવી સ્થિતિમાં હશે તેનો આભાસ પણ મંત્રોમાથીજ થાય છે. રાજ્યવ્યવહારમા આર્યલોકો બહુ વધેલા હોવા જોઈએ, ગામ, નગર, કોટ, કીલ્લા, બંધાઇ, કાયદા, ધર્મગ્રન્થ વગેરે

ઘડાયલાં હોવાં જોઇએ, યુદ્ધકલા ઠીક ઠીક ખીલેલી હોવી જોઇએ; વ્યાપાર, ધંધો, નૌકાગમન, ઇત્યાદિ પણ વૃદ્ધિ પામેલાં હોવાં જોઇએ; હુન્નર, કલા, કૃષિ કર્મ આદિ પણ ઉચ્ચ પ્રકારના હોઈ, કુટુંબોમાં સુખ શાન્તિ આપનાર સાધનરૂપ થયા હોવા જોઇએ; અને છેવટ લગ્નાદિ સંબંધો પણ ઉંચી જાતના હોઇ, સ્ત્રીઓ તથા નોકર ચાકર સર્વને યોગ્ય હક તથા છૂટ મળેલી હોવી જોઇએ; એમ સમજાય છે, કે આટલી સુધરેલી સ્થિતિ સુધી આવવું, એ મૂલ ધર્મ વિચારના સમયનું કામ નથી, અર્થાત્ જે ધર્મ વિચાર આપણે મૂલરૂપે નક્કી કર્યો તેજ, સંહિતાના છે તે રૂપે ગોઠવાવાના સમયમાં, ચાલતો હશે, કે કોઈ તેથી ઉત્કૃષ્ટતમ બ્રહ્મ ભાવનાદિ વિચાર ચાલતો હશે, એકલી શકાવું કઠિન છે. જ્યારે એ જાણવું કઠિન છે ત્યારે એ પણ જાણવું તેથી વધારે કઠિન કે અશક્યવત્ છે, કે એ મૂલ વિચાર ક્યારે પેદા થયો હશે, ને તે વખતે *આર્ય લોકોની સ્થિતિ કેવી હશે ? અનાદિ

---

* આપણે આર્ય શબ્દ બહુ વખત થયાં વાપરતા ચાલીએ છીએ, તો સ્પષ્ટ કરવાની જરૂરછે કે તેમાં, આ દુનીયાંના ફીયા ફીયા લોકને વિદ્વાનોએ મુકેલા છે. એ કરતાં, થોડી વધારે વાત પણ કહી લેવી જરૂરની છે. મૂલ્ મનુષ્યવસતિ લેમુરીઆથી પ્રસર્યાની કલ્પના કહી ગયા છીએ. શોધકોએ મનુષ્યના સુધારાના ત્રણ ભાગ પાડી ત્રણ કાલ કે યુગ બાંધ્યા છે. પ્રથમ પથ્થરનો કાલ એટલે પથરાનાં હથીઆર વગેરે વાપરી ગુજરાન કરવાનો જંગલી સમય. પછી બ્રોંઝનો કાલ એટલે કોઇ ઝટ વળે ગળે તેવી ધાતુ હાથ લાગી, તે વપરાયાનો કાલ. અને પછી લોહકાલ એટલે લોઢાનાં હથીઆર વગેરે કરી સારી રીતે સુધારાપર આવ્યાનો કાલ. ત્યાંથી સુધારાની ઉત્તરોત્તરપ્રવૃત્તિ. આર્યલોકનો જે ઇતિહાસ આપણે વેદકાલથી આરંભ્યો તે ઘણું કરી બ્રોંઝકાલના સમયનો છે. પથ્થરના કાલમાં તેઓ ક્યાં હતા કે કેવા હતા

કાલમાં કયે વખતે ને કયી સ્થિતિમાં કેવા કેવા ધર્મવિચાર ઉઠયા હશે તે આપણે જાણી શકીએ તેમ નથી; પણ ઘણા ઘણા ધર્મવિચારના, એક ઉપર એક એમ, અનેક થર, જ્યાં સુધી જુદે જુદે રૂપે ઓળખી શકાય ત્યાંસુધી ઉંડા ઉંડા ઉતરતાં, આપણને, ઈશ્વરત્વભાવનાયુક્ત અનેક દેવતારૂપ વિશ્વપૂજા, એ મનુષ્યબુદ્ધિના થર આગળ અટકવાની જરૂર પડે છે. એની આગળના પડની વાર્તા, અનાદિ કાલના અભેદ પડદામાંથી એકાકાર જણાઈ, દૃષ્ટિમર્યાદામાં પૃથક્કરણ પામી શકતી નથી.

# પ્રકરણ, ૩.

## ક્રિયા—જ્ઞાન.

### બ્રાહ્મણ, આરણ્યક; ઉપનિષદ્.

મૂલધર્મવિચારનું સ્વરૂપ કેવું હોઇ શકે, ને તે કેવું સમજાય છે, એ આપણે જોઈ ગયા. ઋગ્મંત્રોસંબધે એક વિચાર હજુ કરવાનો રહ્યો છે, ને તે મૂલધર્મસ્વરૂપના વિચારપરત્વે પણ બહુ ઉપયોગનો છે. એવું મત કેટલાક યુરોપીયન શોધકોમાં પ્રવર્ત્યું છે, કે મૂલ વેદ મંત્રોમા જે ધર્મવિચાર છે તે કેવલ પ્રાર્થનારૂપ, સ્તુતિરૂપ, વિસ્મય-મત્કારના વર્ણનરૂપ, કાવ્યરૂપ છે. આના અનુમાનને અવલંબી તેઓ એમ ઠરાવે છે, કે મૂલધર્મ ભ વના સ્તુતિમય છે,અને મૂલદેવરૂપ,કેવલ વિસ્મયમત્કારની પ્રતિમારૂપ છે. વેદમંત્રોમાથી આવી કલ્પનાને અનુમોદન મળી શકે તેમ, મને તો, લાગતું નથી. ઘણા ખરા અત્રત્ય

---

તે વિષે ખબર નથી. જેમ આવા ત્રણ કાલ ઠરાવ્યા છે, તેમ દુનીયાંની વસતિની ભાષાઓની સરખાવટ ઉપરથી ત્રણ પ્રકારની મૂલ મનુષ્યશાખાઓ ઠરાવી છે, ને ત્રણેના ધર્મ પણ ન્યૂનાધિક રૂપવાળા, ત્રણ ઠરાવ્યા છે. આર્યલોકઃ તેના પણ બે ભાગ, પશ્ચિમ તરફ ગયેલા, અને પૂર્વતરફ ગયેલા. પૂર્વતરફમાં, સંસ્કૃત અને ઝંદ ભાષાવાળા, એટલે હાલના હિંદ તથા પારસી પશ્ચિમતરફમાં, ગ્રીક, લાટિન, કેલ્ટીક, ટયુટોનિક, ને સ્લેવોનિક ભાષાવાળા, એટલે હાલનો લગભગ આખો યુરોપ અને અમેરીકા. બીજો વર્ગ સેમિટિક કે સેમાઇટ લોકઃ યાહુદી, આરબી, બાબીલોનિયન, ફીનીશીઅન વગેરે ભાષાવાળા, જેમાં હાલ યાહુદી અને આરબ મોજુદ છે. ત્રીજો વર્ગઃ ટીબેટ, ચીન, મલાયા, હિંદુસ્તાનના છેક દક્ષિણના લોક, તથા તાતારનો કોઇક ભાગ, એ આ ત્રણે કોઇ કાલે એક હશે કે નહિ, એ વિષય અધાપિ નિર્ણય નથી થયો.

પંડિતોનું મત પણ તેવુંજ છે, તથા આર્યાવર્તીઓનું મત તો તેમ હોય જ એ સ્પષ્ટ છે. અહીંના પંડિતોમાં, હવણાં, સ્વામી દયાનંદે કંઇક નવીન વાત પાશ્ચાત્યશોધકોને મળતી કહી છે. તેમણે, મૂલ વેદમંત્રો ઈશ્વરની સ્તુતિરૂપજ છે એમ ઠરાવી, પોતાની અગાધ વિદ્વત્તાના બળે, પ્રતિદેવતાના નામાદિકનો અર્થ, ઈશ્વરપરત્વેજ વ્યુત્પાદન કરી બતાવ્યો છે.* આ એક બુદ્ધિવિલાસ ગણાય ખરો, પણ એમ માનતા તો મૂલવિચારમાં જે દેવતાદિ કલ્પના ઈત્યાદિ કહ્યા તે સર્વ વાત અવળી થઈ જાય, અને માણસોએ, પ્રથમથીજ અતિસૂક્ષ્મ તત્ત્વબુદ્ધિ દર્શાવી, જે ઈશ્વરભાવના આર્યધર્મમાં કદાપિ સ્થિરતાને પામી નથી તેજ સ્વીકારી ધર્મતરફ પ્રવૃત્તિ કરેલી, એવી દુર્ઘટ યુક્તિનો અંગીકાર કરવાની જરૂર પડે.

મૂલધર્મવિચાર, ઈશ્વરભાવનાયુક્ત વિશ્વપૂજામય છે, એમ માનતા, એમ પણ માનવું, યુક્તિ તથા પ્રત્યક્ષથી, આવશ્યક જણાય છે, કે તે વિચાર કેવલ સ્તુતિરૂપ નહિ, પણ કાંઇક ક્રિયામિશ્રિત સ્તુતિરૂપ, અર્થાત્ યજ્ઞરૂપ છે. આવો સિદ્ધાન્ત જણાવવાને માટેજ ઋષિઓ, વેદમંત્રના ત્રણ પ્રકારે અર્થ કરવે છે. એક અર્થ આધિભૌતિક અર્થાત્ કેવલ વિશ્વપદાર્થના વર્ણનરૂપ, બીજો અર્થ આધિદૈવિક એટલે તે તે પદાર્થ ઈશ્વરનું પ્રતીક છે એમ ઈશ્વરત્વભાવનાયુક્ત; અને ત્રીજો અર્થ આધ્યાત્મિક એટલે બધું એક પુરુષ—આત્મા—મય છે, તેનાજ રૂપાંતર દેવદેવતાદિ છે, એ મહાગૂઢ ભાવયુક્ત. સામાન્યતઃ અત્રત્ય પંડિતો આવું માને છે એટલુંજ નહિ પણ વેદમંત્રોમાંજ, તે તે મંત્રોના આધિદૈવિકાદિ અર્થની સૂચના નથી એમ નથી. એ વાત કોઇ

---

*વેદભાષ્યભૂમિકા.

કોઈ પાશ્ચાત્ય શોધકોએ પણ સૂક્ષ્મબુદ્ધિથી જોતા માન્ય કરી છે* વેદમન્ત્રોમા પદે પદે યજ્ઞની વાત જણાવવામા આવે છે, અને જે પુરુષસૂક્તમા ઉત્પત્તિમાત્ર યજ્ઞથી થયેલી જણાવેલી છે, તેને આપણે પ્રાચીન ન ગણીએ તોપણ, ઘણા પ્રાચીનમા પ્રાચીન મન્ત્રોમા એ, યજ્ઞ ભાવનાના ચિન્હ વારવાર જણાયા કરે છે મન્ત્રો દેવતાને બોલાવવાના, સતોષવાના, સાધનમાત્ર છે, પણ તેમનો ઉપયોગ તો, મન્ત્રપ્રયોક્તાએ અર્પેના યજ્ઞબલિરૂપ પારિતોષમા છે. યજ્ઞાર્થે મન્ત્રોક્તિ છે એ ન મ નીએ, તો વેદમાત્ર વ્યર્થ જેવોજ થઈ જાય વાસ્તવિક રીતે ધર્મ છે પણ એમજ, કે વેદમંત્રો યજ્ઞાર્થકજ હોવા જોઇએ. માણસ, જે જે વસ્તુને પોતાની માને છે તેને પરાર્થે તજવી, એમા મહા અપણ કર્યું સમજે છે, પોતે તેમ કરવામા બહુ હાનિ વેઠીને પણ બીજાને સતોષ્યુ એમ ધારે છે પોતાને કોઈ, તેવીજ રીતે કઇ અપે, તો તેથી બહુ પ્રસન્ન થઈ, તેનો ઉપકાર વિસરતુ નથી આવી સ્વાભાવિક બુદ્ધિ, માણસને, પોતે કલ્પેના ઇશ્વરને કાઇક અર્પવાની, તે ઇશ્વર અર્થે પોતાની એવી કોઈ અમુલ્ય વસ્તુ તજવાની, બુદ્ધિ પ્રેરે, એ સહજ છે જે ઇશ્વરરૂપ દેવતાઓ નિરતર પોતાનુ કલ્યાણ, રક્ષણ પોષણ આદિથી, કર્યા કરે છે, તેમને કાઇક અપવુંજ જોઇએ, અર્પ વાથીજ તે વધારે પ્રસન્ન થઇ, વધારે રક્ષણપોષણાદિ સમૃદ્ધિ આપશે, ન અર્પવાથી કદાચિત્ રીસાઈ પણ જશે, એવી ભાવના માણસના મનમા સહજજ ઉઠે કેવલ માનસિક સ્વાર્પણ, સર્વસ્વાર્પણ આત્માર્પણ, એ રૂપ પ્રાર્થના, એ આત્માર્પણનુ પૂર્વરૂપ નથી, એ ચિર તો અર્પણબુદ્ધિની પરિસીમાનો છે, આરભનો નથી. કઇક તાદૃશ,

*આર્યે રીલીઝીઅન્સ ઓફ ઇન્ડિયા. મેક્સમુલર

દષ્ટ, સ્થૂલ, વસ્તુ અર્પવી, એજ અર્પણનુ પૂર્વરૂપ હોઇ શકે. જેમ સૂક્ષ્મ પ્રાર્થનારૂપ કલ્પના મત્ર વિચારમા બહુ ભાગે પડે છે, તેમ કાવ્ય રૂપ સ્તુતિમાત્રની કલ્પના પણ બહુ નિર્માલ્ય લાગે છે અર્થાત્ કાઈ ન્યૂન અર્પણરૂપ યજ્ઞ ભાવનાજ અવશિષ્ટ રૂહે છે, ને તેજ મૂલમત્રોમા પ્રતીત થાય છે સર્વ પ્રાચીન ધર્મોમા પણ, મૂલથીજ યજ્ઞભાવના પ્રધાનરૂપે જણાય છે. મીસરમા જુદા જુદા દેવતા પ્રતિ, કોઈ પ્રકારે અર્પણ કરવાની બુદ્ધિ પ્રધાન છે, આસિરિઆ, બાબીલન ઇત્યાદિમા પ્રવર્તેલા મલિનવત્ ધર્મ પણ યજ્ઞપરાયણજ છે, ઇરાનના અગ્નિપૂજકો તો અગ્નિને સર્વ ઉત્તમ દ્રવ્ય અર્પે છે, ગ્રીસ અને રોમમા યજ્ઞભાવના બહુ બાહ્ય રૂપ રૂપાતરે પ્રવર્તી, પ્રજામાત્રને એકત્ર મળવાના સામાજિક ઉત્સવરૂપ છે ત્યારે એટલુજ સિદ્ધ થાય છે, કે વેદમત્રોથી પ્રતીત થતી મૂલધર્મભાવના, ઇશ્વિરત્વયુક્ત વિશ્વપૂજારૂપે હોઇ, યજ્ઞપરાયણ છે.

યજ્ઞભાવના મત્રોમા પ્રધાનપણુ પામવા લાગી, તે એટલે સુધી, કે ધીમે ધીમે કેવલ યજ્ઞને ઉદ્દેશીનેજ આખો યજુર્વેદ, ઋગ્મત્રો ઉપરથી, રચાતો ચાલ્યો એમજ દેવતાઓની ગાનાદિ તૃપ્તિ અર્થે સામવેદ થયો. પણ વૈદિક કાલ હવે વહી ગયો હતો વેદના સાદા વર્ણોચ્ચારમાથી છુટી આર્ય ઋષિમડલ વધારે ગુચવણવાળી ભાષા તથા વિચારશ્રેણીમા પ્રવૃત્ત થવા લાગ્યુ હતું. સપ્તસિધુ પ્રદેશમાથી, ગગા અને જમનાના દોઆબતરફ, તથા ધીમે ધીમે તેથી પણ આગળ, છેક પૂર્વ સમુદ્રના કાઠાસુધી, હવે આર્ય પ્રજા પ્રસરવા લાગી હતી વિધ્યાચલ અને હિમાલયની વચ્ચેના પ્રદેશને પુણ્યભૂમિ, આર્યાવર્ત, એ સજ્ઞા હવે લાગવા માડી હતી એક તરફથી નવા

પ્રદેશોની વ્યવસ્થામાં પડવાને લીધે, જેમ ધર્મ સાચવનાર યોદ્ધા ઋષિઓના એક વર્ગની જરૂર પડવા લાગી, તેમ બીજી તરફથી મન્ત્રોની જૂની ભાષા ઓછી ઓછી સમજાતી ચાલી, અને યજ્ઞાદિ ક્રિયાએ પણ સર્વના સમજવામાં ન રહી, તેથી તે વર્ગની આવશ્યકતા સ્થિર થતી ગઇ બ્રહ્મ—વેદમન્ત્ર—ને યથાર્થ જાણનાર, બ્રાહ્મણવર્ગ થયો. મન્ત્રોના અર્થ, યજ્ઞવિધિ, ઇત્યાદિ સામાન્યતઃ સમજાવવાને, બ્રાહ્મણ નામના ગ્રન્થો પણ સર્વથી સમજાય તેવી નવી ભાષામાં રચાતા ચાલ્યા

બ્રાહ્મણોનો વિષય ત્રણ પ્રકારે ગોઠવાયલો છે વિધિ, નિષેધ, અર્થવાદ અમુક કરવું, કે અમુક ન કરવું, એવા આજ્ઞાર્થક વચન વિધિરૂપ, કે નિષેધરૂપ ગણાય છે અને તે ઉપર રુચિ કરાવવા માટે યોજેલી વાર્તારૂપ, કે એવાજ કોઇ ખુલાસારૂપ, વચન અર્થવાદ ગણાય છે વિધિ, નિષેધ, શબ્દશઃ પાળવા જોઇએ, અર્થવાદનું તાત્પર્ય માત્રજ ગ્રહણ કરવું જોઇએ* બ્રાહ્મણો અર્થવાદથીજ ભરેલા છે અમુક મન્ત્રનો અમુક ઉપયોગ છે, વા અમુક અર્થ છે, અમુક દેવતાનું નામ અમુક ઠરવાનું આ કારણ છે, પેલું કારણ છે, અમુક વિધિ અમુક પ્રકારેજ પ્રવર્તે, ઇત્યાદિ ખુલાસા આપતા વિચિત્ર વિચિત્ર અર્થવાદરૂપ કલ્પનાઓ રચાયલી છે એમાની ઘણી ખરી, બ્રાહ્મણોમા સમાયલા ધર્મવિચાર માટે આપણને ઉંચું મત જેવે તેવી નથી, તથા કેટલીક તો કેવલ નિર્માલ્ય અને બાલિશ ભાવયુક્ત હોય તેવીજ છે. આવો, યજ્ઞની મહત્તા સમજાવવાનો પ્રયત્ન ચાલતો થયો તેમા ઘણા ખરા પ્રાચીન દેવતાઓના સ્વરૂપ ને ધર્મ બદલાઇ પાતટ થઇ ગયા,

*એ વિષયનો વિસ્તાર મીમાંસા સૂત્ર અને ભાષ્યમાં છે, સંક્ષેપ માધવના જૈમિનીય ન્યાયમાલા વિસ્તરાદિમાં છે

કેટલાક નવા દેવ પણ પ્રકટ થયા, વા જૂના વધારે પ્રધાનપણાને પામ્યા. અગ્નિ અને સોમ, હવે મુખ્ય પદવીએ ચઢયા, તેમ વરુણ ફક્ત રાત્રીનો અને જલનોજ દેવ થઇ ગયો, ત્યારે સૂર્ય અને ઇંદ્ર છાયામાજ પડી ગયા. સોમને ધીમે ધીમે ચંદ્ર સાથે મેળવવાનો પ્રયત્ન થતો ચાલ્યો યજ્ઞપુરુષજ નવોજ દેવ કલ્પાયો પ્રજાપતિ સર્વથી મોખરે આવી બધાનો નિયંતા થઇ, યજ્ઞનો પ્રવર્તક, ઉપદેશક, અધિષ્ઠાતા થયો. એજ બ્રહ્મારૂપે પણ પૂજાતો થયો. વેદમંત્રો દેવતાને બોલાવી શકે છે, તે મંત્રદ્વારાજ યજ્ઞ સફલ થાય છે. પુષ્ટિ તુષ્ટિ આપે છે. એમ જોતા, બ્રહ્મન્, નિવિદ્, વાચ્, ઇત્યાદિ, મંત્રસંજ્ઞાઓ દેવત્વને પામી, અને વાચ્, એ બહુ સમર્થ દેવ, સર્વને ઉત્પન્ન કરનાર, સર્વને પ્રેરનાર, અને સર્વ ફલ આપનાર, ઇશ્વરરૂપ, વેદરૂપ, વિશ્વરૂપ, ઋષિઓના હૃદયમા મુખ્યતા પામ્યો. વાચૂને ધેનુરૂપે કલ્પેલી છે, સર્વ ફલદાતા, સર્વ માતા છે. એનાથીજ ઉત્પત્તિમાત્ર પ્રવર્તે છે. દર્શનોનો શબ્દબ્રહ્મ, અને પુરાણોની કામધેનુ, આ વાચનાજ રૂપાંતર છે. એમ માનવાનુ કારણ છે, કે ઋષિઓએ આ સમયે શબ્દની ઉત્પાદક શક્તિ વિષે ટર્ઇક જ્ઞાન પ્રાપ્ત કરેલુ હોવું જોઇએ.* સર્વવ્યાપી સૂક્ષ્મ વિશ્વધાતુના, મૂર્ત્તે શબ્દ, એટલે કોઇ પ્રકારની ગતિ, થતાજ સૃષ્ટિકર્મનો આરંભ થવા લાગે છે, એ વાત, ઋષિઓને જડેલી જણાય છે. મીસર દેશમા પણ વિશ્વધાતુરૂપ પ્રકૃતિને માયારૂપેજ પૂજતા, તેનું નામ આઇમિસ હતું, અને લોગોસ (શબ્દ) એ તે દેવતાનું આધ્યાત્મિક સ્વરૂપ હતું યાહુદી ધર્મમા પણ આજ લોગોસ ઇશ્વરરૂપે

*જુઓ જેમર્બ્લીક્સ નામના પાશ્ચાત્ય વિદ્વાનનો લેખ શબ્દની ઉત્પાદકશક્તિ તેણે બહુ રીતે બતાવી છે

પૂજાય છે. પાછળથી થનાર ક્રાઇસ્ટ પણ એ લૉગોસનોજ અંશ કહેવાય છે આમ પ્રાચીન ધર્મોમા વાચ્નુી ગૂઢ કલ્પના નજરે પડી આપણને બહુ સાનદાશ્ચર્ય પેદા કરે છે. આ વાચ્, આમે રૂપે બ્રાહ્મણોમા પ્રધાનતાને પામી. મંત્રાક્ષરોની અમુક સગતિથીજ અમુક દેવ પ્રસન્ન થઇ શકે છે, ને યજમાનને અભિમુખ થાય છે, એમ દઢ નિશ્ચય થતા વેદમંત્રોનુ રહસ્ય વધારે સ્પષ્ટ થતું ચાલ્યુ, અને દેવતાઓ કેવલ નિશ્ચયેમતકાગ્ના રૂપ નથી, પણ અમુક રીતિએ આરાધતા, અમુક મત્રને આધીન હોઇ, અમુક ફલ પેદા કરનારા, કોઈ સત્ત્વ-તત્ત્વ-છે,* એ સૂક્ષ્મ રીતે સમજાયુ. યજ્ઞની મહત્તા હવેજ ખરેખરી વધી. સ્વામી દયાનદ કહે છે તેમ, યજ્ઞો હવા માફ કરવામાટે સુગદિદ્રવ્ય બાળવાના નિમિત્તમાત્ર હતા, કે કોઇ પાશ્ચાત્ય પડિતો બતાવે છે તેમ, યજ્ઞો સાર્વજનિક મેલાવડા માત્ર હતા, એ ઉભય કેવી નિર્માલ્ય કલ્પના છે તે હવે સમજી શકવું સહજ છે હવા સાફ કરવામાટે યજ્ઞનો મહાપરિશ્રમ, અને તેમાની ગુચવણો, અને તદ્દ્વારા પ્રાપ્ત થતો અર્થ વ્યય, એ બધામા કોઇ ઉતરત નહિ, પ્રતિવુષ્ય યજ્ઞમજ કલ્યાણ માનત નહિ; કોઈ શ્રીમાન્ કે રાજાઓ ગામમા સુગધના ભડકા કર્યા કરત તેથીજ કાર્ય થાત આર્યધર્મના યજ્ઞો સામાજિક મેલાવડારૂપ કદાપિ પણ ન હતા યજ્ઞસ્વરૂપજ, એક વ્યક્તિને અવલબી નિર્વાહ પામનારૂ સ્પષ્ટ જણાય છે, ત્યારે ઘણાને ભેગા મળવારૂપ પ્રસગની કલ્પના નિરાધાર ઠરે છે યજ્ઞકર્મનુ રહસ્ય આર્ય હૃદયમા જુદુજ કૈંયુ હતું, ને તે આપણે કહી ગયા તેવું હોવાનો સભવ તે તે ગ્રથો અને તદ્દગતભાવનાઓ વિચારતા સમજાય છે.

*આ સબધે અથર્વણવેદમા ઘણા પ્રસગો છે

આર્યોનું જીવિતજ યજ્ઞમય, ધર્મમય થઇ ગયું. નિત્યયજ્ઞ, પાક્ષિક યજ્ઞ, માસિકયજ્ઞ, વાર્ષિકયજ્ઞ, એવા ઘણા યજ્ઞોનો ઉદ્ભવ થયો. કોઈ કોઈ યજ્ઞ તો, વર્ષે, દશ વર્ષે, કે સો વર્ષે, પૂરા થાય તેવા પણ યોજાયા. તેવા દીર્ઘયજ્ઞોને સત્ર કહેતા. આખા વિશ્વની રચનાજ આર્ય હૃદયમાં યજ્ઞમય જણાઇ દેવતાઓએ યજ્ઞ કરીને દેવત્વ પ્રાપ્ત કર્યું છે, પરમપુરુષે પણ પોતાના અંગનો બલિ આપી આપીને સૃષ્ટિ રચી છે,* પ્રજાપતિએ સૃષ્ટિ સાથેજ યજ્ઞને પણ સર્જી, માણસના સુખ માટે, આપ્યો છે. જે નિયમથી, જે સ્વાભાવિક અનાદિ સિદ્ધ ક્રમથી, સૃષ્ટિ અને તેનો વ્યાપાર ચાલ્યા જાય છે, તે એક મહા યજ્ઞ છે, અને તે યજ્ઞના અધિષ્ઠાતા, તે તે વિશ્વવ્યાપારને નિયમનાર તત્ત્વરૂપ દેવતા છે. એ દેવતાના સર્વે ઋણી છે. એમને ન સંતોષવાથી, વિશ્વચક્ર યથાર્થ ચાલે નહિ, યથાકાલ વૃષ્ટિ આદિ થાય નહિ, માણસના સુખનો ભંગ થાય. વિશ્વક્રમરૂપ યજ્ઞને આ પ્રમાણે સંભાળવાનું ઋષિઓએ ધાર્યું; અને અમુક અમુક પ્રસંગે ખાસ ફલની અપેક્ષા હોય તે માટે, ખાસ દેવતાઓને સંતોષવાના બીજાં ખાસ ઇષ્ટિ ઇત્યાદિ નિર્માણ કર્યાં જેવી કે કારીરી ઇષ્ટિ, કામ્યેષ્ટિ ઇત્યાદિ. વિશ્વ નિયમરૂપ જે ઋતદેવ, આપણે મન્ત્રોમાં જોયોછે, તે હવે વિશ્વનિયમરૂપ યજ્ઞદેવ થયો. ઋત અને યજ્ઞ બે પર્યાય થઈ ગયા. વિશ્વનિયમરૂપ યજ્ઞમાં ભાગ લેવો, ઋતમાર્ગે, સત્યમાર્ગે ચાલવું, એ સર્વનું નિત્યકર્મ ઠર્યું, તે કરવાથી વિશેષ લાભ નહિ, પણ ન કરવાથી હાનિ ખરી. ખાસ ફલ માટેની ઇષ્ટિઓ નૈમિત્તિક કર્મમાં ગણાવા લાગી. આવી રીતે સ્વાર્થબુદ્ધિથી વિશ્વક્રમમાં પોતાનું સુખ સાધતા ઋષિ-

* પુરુષસૂક્ત.

એએ, આ ક્ષણ-કાલ" પછીના" કાલમાં યજ્ઞ ભાવનાને જુદા જુદા રૂપાંતરે વધારી છે.† અંશમાત્ર અત્રેજ કહી લેવાનો પ્રસંગ છે. બ્રાહ્મણોમા જે યજ્ઞ છે તે બધા દ્રવ્યયજ્ઞ છે. જેમ જેમ વિશ્વચક્રની અને યજ્ઞની એકતા થતી ગઇ, તેમ તેમ દ્રવ્યયજ્ઞ ઓછાં થતા ગયા. પરમમોક્ષની વાંછના કરનાર ઋષિઓને, પોતાની ગતિ, સ્વાભાવિક વિશ્વચક્રાનુસાર થઈ જાય, એથી બીજું શું વધારે ઇષ્ટ હોય! દ્રવ્ય યજ્ઞ તો, કોઇ અનિત્ય ફલ પ્રાપ્તિ માટે કરવાના છે, વા જેની વૃત્તિ વિશ્વચક્રાનુસાર નથી તેમને માટે વિહિત છે. શુદ્ધરૂપ મહાત્માઓને તો, તપોયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, પ્રાણયજ્ઞ, ઇત્યાદિક આધ્યાત્મિક યજ્ઞો પરમપુરષાર્થ સાધનારા છે. યજ્ઞનું આવું સ્વરૂપ દર્શનો સંબંધી વિચાર વાચ્યા પછી વધારે સ્પષ્ટ રીતે સમજાશે, પણ અત્રે, એક યજ્ઞભાવના કેટલી મહત્તાને પામી છે, તથા છેક મોક્ષ પર્યંત સાધનાર હરી છે, તે દિઙ્માત્ર મુચવવા યજ્ઞનું આધ્યાત્મિકરૂપ પણ કહી દીધું છે.

બ્રાહ્મણોમાં જે દ્રવ્યયજ્ઞો છે, તથા યજુર્વેદથી જે યજ્ઞોનું રૂપ આપણે જોઇએ છીએ, તેનાં પ્રકાર ઘણા છે. કેટલાકનાં નામે માત્ર અત્રે કહીએ. અગ્ન્યાધેય અગ્નિહોત્ર, દર્શપૌર્ણમાસ, આગ્રયણી, ચાતુર્માસ્ય, પશુબન્ધ, સૌત્રામણિ, એટલા હવિર્યજ્ઞ છે; અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ, ષોડશી, વાજપેય, અતિરાત્ર, આપ્તોર્યામ એટલા સોમયજ્ઞ છે; રાજસૂયે અને અશ્વમેધ એ તો ક્ષત્રિયોને માટે જ છે. એ બધા યજ્ઞ શ્રૌત, અર્થાત્ શ્રુતિ પ્રમાણે પ્રવર્તેલા, કહેવાય છે.

† ઉપર કહી ને, તથા કહેવામાં આવે છે તે યજ્ઞ કલ્પ " બ્રાહ્મણોમા, તેમજ મન્વાદિ સ્મૃતિઓમાં, ને શ્રીમદ્ભગવદ્ ગીતામાં ગણી આવશે.

યજ્ઞોના ચાર વિભાગ માનેલા છે, તેમાં સર્વે શ્રૌતયજ્ઞનો સમાવેશ થઈ જાય છે. પ્રકૃતિરૂપયજ્ઞ, વિકૃતિરૂપયજ્ઞ, ઉભયરૂપયજ્ઞ, અનુભયરૂપ યજ્ઞ; જેમ કે, અગ્નિહોત્ર, ઇષ્ટિ, અને સોમ, એ પ્રકૃતિ; માસાગ્નિહોત્ર એ અગ્નિહોત્રની, અને દર્શપૌર્ણમાસના કામ્યેષ્ટિ, વિશ્વજિદાદિ, સોમયજ્ઞની, વિકૃતિ; જ્યોતિષ્ટોમાઙ્ગભૂત અગ્નિષોમીય પશુયાગ, એ ઉભયાત્મક; અને અગ્ન્યાધેય, અગ્નિચયન ઇત્યાદિ, અનુભયાત્મક. યજ્ઞોનો વ્યવહાર મુખ્ય અગ્નિ ઉપર હોવાથી, સર્વથી પ્રથમ અગ્ન્યાધાન છે, અને પછી નિત્યકર્મરૂપ અગ્નિહોત્ર છે. એનો ત્રિવર્ણને અધિકાર છે. યજ્ઞોપરત્વે અમુક દેશ, કાલ, વિધિ, પાત્ર ઇત્યાદિ ઘણી યોજનાઓ છે; અને તે તે યજ્ઞ કેમ કરવો, એ બહુ ગુંચવણવાળી, ચારથી તે સત્તર અરાઢ સુધી ઋત્વિજોએ નિર્વાહ કરેલી, લાખો કાલ રોકનારી, અને બહુ કથની અપેક્ષા રાખનારી, વ્યવસ્થા છે. એનો વિસ્તાર શતપથાદિ* બ્રાહ્મણોમા તથા કૃષ્ણયજુર્વેદસંહિતામાં, અને આપસ્તંબાદિ શ્રૌતસૂત્ર ઇત્યાદિ ગ્રંથોમાં, જોવો હોય તો, મળશે, પણ અત્રે તો અપ્રસ્તુત છે. યજ્ઞો સબંધે એક વાત બહુ મુખ્ય રીતે વિચારવા જેવી છે. ઘણા ખરા મ્હોટા યજ્ઞોમા એક બેથી સો સો સુધી પશુ મારવાનો સંપ્રદાય પડેલો નજરે પડે છે. બકરા, ઘોડા, ઇત્યાદિ પશુ માત્રનો બલિ અપાતો એટલુ જ નહિ, પણ આપણને આશ્ચર્ય લાગે છે કે માણસોનો પણ ભેગ આપવામા આવતો! પુરુષ મેધ એ નામનો યજ્ઞજ વેદમાં સ્પષ્ટ કહેલો છે; અને શુનઃશેપાદિ વૃત્તાન્તો પણ એ વાતની સાક્ષી આપે છે. વળી આ રક્તસ્રાવમા આનંદ માનવા ઉપરાન્ત, સોમપાનથી, ને છેવટના વખતમા તો સુરાપાનથી પણ,

* ઐતરેય, તૈત્તિરીય, જૈમિનીય, તલવકાર, શાંખાયન, તાણ્ડ્ય, ગોપથ, શતપથ, તથા વિધાન ગ્રંથો—ઋગ્વિધાન, સામવિધાન, ઇત્યાદિ બ્રાહ્મણો પણ છે.

આમ લોકો મત્ત થતા માલુમ પડે છે. પરમ ધર્મભાવનાના અગ્રણી- પદને પામેલા ઋષિઓમા આવો સપ્રદાય જણાય, એ અલબત્ત આ- શ્ચર્ય પેદા કરવાવાળુ છે, ને યદ્યપિ થોડાજ વખત સુધી ચાલી, એ રીવાજ બંધ થતા પશુને છોડી મકવાનો, કે પિષ્ટ પશુ કરવાનો, રી- વાજ આપણી નજરે પડે છે, અને આર્યબુદ્ધિને આપણે પાછી ઉજ્જ્વલ થતી જોઇએ છીએ, તથાપિ, પશુ, નર, આદિ મેધની મૂલ વાત, છેક તુચ્છ ગણવા જેવી નથી. સર્વ પ્રાચીનધર્મોમા જ્યા જ્યા યજ્ઞભાવના જણાઇ છે, ત્યા ત્યા આવા મેધની વાત પણ સાથે જ જોવામા આવે છે. યજ્ઞમા જે અર્પણ બુદ્ધિ પ્રધાન છે, તે બુદ્ધિથીજ, આવા મેધનો ખુલાસો થઇ શકે છે. માણસ, બધુ દેવતાને અર્પે છે, ને એમ અર્પતા અર્પતા અમુલ્યમા અમુલ્ય, અલભ્યમા અલભ્ય એવી પોતાની જાત, પોતાનો આત્મા, તેજ અર્પવા તયાર થાય છે. અર્પણની એ પરાકાષ્ટા છે. એમ કરતા પોતાના સંબધની અમુલ્ય વસ્તુઓ પુત્ર,* મનુષ્ય, અશ્વ, પશુ આદિ, અર્પવાની બુદ્ધિ થાય એ સ્વાભાવિક છે પોતાને બદલે પશુનુજ અર્પણ કરી, યજમાન, દેવતાને સતોષે છે. વળી એમ પણ માનવુ છે, કે મેધ્યપશ્વાદિ સ્વર્ગે જાય છે. સોમાદિપાન પણ એવાજ આશયવાળા છે. સોમ, અમૃત, દેવતાનોજ પીવાનો પદાર્થ, પીવાથી બ્રાહ્મણોના અતરચક્ષુ ખુલી જતા, અને તેમને દેવતાઓ પ્રત્યક્ષ થઈ ફલ આપતા, તથા તેઓ અમરત્વ પામતા આજ પણ, ફકીર, યોગી, ઇત્યાદિ મસ્તજ્ઞાનીઓમા, હાશીશ, ગાજો, ભગ ઇત્યાદિ, માદક, અને તેથી ઇંદ્રિયો તથા મનને કોઈ વિલક્ષણ પ્રત્યગ્દષ્ટિ કરા- વવાને સમર્થ, પદાર્થોનું સેવન પ્રચલિતજ છે

* જુઓ શુનઃશેપનું વૃત્તાત

બ્રાહ્મણોમા જે મહામંત્રો છે તેમના કેટલાક ગામ બહાર—અરણ્યમા સાધી શકાય તેવા છે. એ વિષયના બ્રાહ્મણ ભાગને, વા તત્સદશ ગ્રંથોને, આરણ્યક સંજ્ઞા આપેલી છે. આરણ્યકોમા વાનપ્રસ્થાદિના કર્તવ્ય પણ જડી આવે છે, ને પ્રેતાદિવિષે પણ કાંઇક વિચાર નજરે પડે છે. બ્રાહ્મણકાલમા જે યજ્ઞાદિ પ્રચલિત હતાં, તેમા પ્રેતને માટેના શ્રાદ્ધ એ પણ આપણી નજરે પડે છે ખરાં, સૂર્યનો પુત્ર યમ, કોઇ આનંદમય સ્થાનમા પ્રેતને લેઇ જાય છે, પણ તે સ્થાનમજ પ્રેત નિરંતર નિવાસ કરે છે, કે પુનઃ જન્મ લે છે, એ સ્પષ્ટ રીતે જણાતું નથી સૂર્યાસ્તનુ સ્થાન પશ્ચિમદિશા,† તે તરફ કોઇ આનંદમય સ્થાન છે, જ્યાંથી ફરી આવવાનુ નથી, તેજ સ્વર્ગ. એ સ્વર્ગમા પ્રેત જાય છે. પ્રેતલોક અથવા પિતૃલોક એવી ભાવનાઓ રચાયલી જણાય છે, અને પિતૃને સંતોષવાથી, દેવાદિની પેઠે, તેઓ પણ, તુષ્ટિ પુષ્ટિ આપે, એ આશયથી શ્રાદ્ધની આવશ્યકતા સમજાય છે. પિતૃશ્રાદ્ધ યથાર્થ રીતે થવાથી પિતૃને પણ ઉચ્ચતરગતિનો લાભ થયા જવાનો સંભવ છે, ને તેથી શ્રાદ્ધાદિવિધિ દેનાર પુત્ર ઉત્પન્ન કરવાની જરૂરરૂપ પિતૃઋણનો વિચાર પણ જન્મ પામ્યો લાગે છે. આવા પ્રેત પુનર્જન્મ લે છે કે નિરંતર સ્વર્ગમા રહે છે, એ બે વિચારમા પણ પુનર્જન્મના વિચાર તરફ વધારે વલણ હોય એમ સમજાય છે. જે સૂર્યના અસ્ત ઉપરથી સ્વર્ગભાવના બંધાઈ હતી, તેજ સૂર્યના નિત્ય ઉદયથી પુનર્જન્મની ભાવનાનો પણ ઉદ્ભવ થવા માટે એ સહજ છે. પ્રાચીનધર્મોનુ વલણ પણ એવું જ છે મીસરના સ્વર્ગનો અધિષ્ઠાતા ઓસાઇરિસ, પ્રેતને લેઇ જઈ, પશ્ચિમ તરફ એમેન્ટી નામના

† ઉત્તર પશ્ચિમ, જે આર્યલોકોનું મૂળ સ્થાન હતું.

સ્વર્ગમા આનંદમા રાખે છે, છતા તે પ્રેતાફરી જન્મ નથી જ પામતું એમ તે ધર્મમાથી પણ સિદ્ધ જણાતું નથી શ્રાદ્ધાદિ પદ્ધતિ તો મીસરમા એટલી વધી ગઈ હતી, કે પ્રેતને દાટવાની કબરનો જે વિશાલ મંડપ કરવામા આવતો, તેમાનો એક ભાગ, શ્રાદ્ધ માટેના દાન પિંડ ઇત્યાદિ મૂકવા જુદો રાખવામા આવતો, અને ત્યા નિરંતર તે તે ક્રિયા થતી. સેમિટિક પ્રજામા પણ, યાહુદી, આરબ વગેરે ધર્મો, શ્રાદ્ધ જેવા રીવાજથી મુક્ત નથી, ને ઝરથોસ્તીઓમા તો હિંદુઓના જેવા જ શ્રાદ્ધ ડોસલા પ્રચલિત છે. ધર્મ બુદ્ધિની શિથિલતા માટે જાણીતા* ચીન દેશ, જ્યા ધર્મ સંબધી આચાર રાજા અને અધિકારીઓજ કરે છે, ત્યા પણ, એકલા શ્રાદ્ધ, લોકોને કરવાની પરવાનગી છે. આમ પિતૃપૂજા સાર્વત્રિકરૂપે સર્વ ધર્મમા છે જેમ આર્ય ધર્મમા વૈતરણી નો વિચાર છે તેમ મીસરના ધર્મમાં પણ આનંદમય દ્વીપમા જતા પહેલા, એક નદી તરવાની આવે છે. કોરાનમા પણ, મેજીઅન ધર્મમા કહ્યો છે તેવો, એક સાકડો પુલ છે,† તે ઉપર થઇને પ્રેતને જવુ પડે છે આ બધા વિચારના મળતાપણામા બહુ આશ્ચર્યકારક મળતાપણું તો એજ છે, કે મીસરનો એન્યુબિસ શ્વાનમુખજ છે, ગ્રીસનો પ્લુટો શ્વાન સહિત છે, આર્યધર્મના યમને પણ બે કુતરા છે, ને અવસ્તાના ધર્મમા પણ શ્વાનની સાથેજ પ્રેતને જવું પડે છે§ અવસ્તાધર્મને માનનાર જરથોસ્તીઓ તો અદ્યાપિ પણ શગદીદનો રીવાજ બહુ આસ્તાથી પાળે છે. આ પ્રમાણે મર-

* બ્રીટની, ઓરિએંટલ એસેઝ † સેલ, કોરાન

§ ફિથીઅન ધર્મમા પણ જેને ટથીફ્ક્ષમા મોન્સ્ટર કરી બતાવેછે, તે મીસરના એન્યુબિસરૂપ શ્વાનનું રૂપાતરછે, એમ ઓનિક નામના શોધકનુ માનવુછે.

રણની સાથે શ્વાનને શો શુપ્ત સંબંધ છે, તે સમજવું જરા કઠિન છે. પોતાને સર્વદા નિમકહલાલીથી તાબે રહેનાર, તથા રસ્તો બતાવવામા બહુ સૂક્ષ્મ સમજ જણાવનાર, એ પ્રાણી, માણસે સ્વર્ગમા જવાના માર્ગમા એક અગ્રુક ભોમિઆ તરીકે સાથે લીધું હશે; કે તેને કોઈ એવી દિવ્યશક્તિ હશે, જેથી તે મરણની ગતિને કાંઇક સમજી શકતું હશે, માટે માણસો તેની દૃષ્ટિએ પસંદ કરેલા શુદ્ધ સ્થાનમાં પ્રાણ તજી સ્વર્ગમા જતા હશે; કે સર્વભક્ષી કાલનું સ્વરૂપ સર્વભક્ષી શ્વાન હશે, કેમકે કોઇ કોઈ પ્રાચીન ધર્મમાં કહેલું છે કે શ્વાનરૂપ દેવના ગળામા સર્વને ઉતરવાનું છે!

જેમ પ્રાચીન ઋગમંત્રોમાથી મૂલધર્મ વિચાર તથા દેવતાઓનું સ્વરૂપ આપણે જોઈ ગયા, તેમ, બ્રાહ્મણ અને આરણ્યકોમાંથી તથા યજુર્વેદાદિ સંહિતાથી, પ્રાચીન ધર્મભાવનામાં યજ્ઞ તથા પ્રેતાદિ વિષયક મૂલવિચારો કેવા ઓતપ્રોત છે, તે પણ આપણે જોયું. ધર્મ ભાવના તરફ મનુષ્યબુદ્ધિનું વલણ પ્રાયશઃ એક રૂપેજ સર્વસ્થલે થયા ગયું છે, ને તે જોવાનું આપણને આ પ્રમાણે સહજમા બની આવે છે. પણ, આ બધો તો ક્રિયામાર્ગ, કર્મમાર્ગ, થયો. એ માર્ગે જનારને અહીં સુખ મળે ને છેવટ આનંદમય સ્વર્ગ પ્રાપ્ત થાય. શું એટલામાંજ માણસની બુદ્ધિ સંતોષ પામી શકે? એમાંજ તે બુદ્ધિમા રહેલી, પરમાનંદ પ્રાપ્ત કરવારૂપ ધર્મવાસનાની પર્યાપ્તિ થઇ જાય? જે પુનર્જન્મની ભાવનાનાં કિરણો આપણે બ્રાહ્મણભાગમા જોયા, તેમાંજ આ અસંતોષનું બીજ છે. પુનર્જન્મની ભાવના સ્પષ્ટરીતે હવેજ ઋષિઓ ઉચ્ચારે છે. તેમાથીજ એમ માનવાનું પ્રાપ્ત થાય છે કે જન્મોજન્મ ફરી ક્લેશ પામવો એમાં મોક્ષ હોય નહિ, પરમાનંદ તો નિત્ય

હોવો જોઇએ, કર્મમાર્ગે જઇ પ્રાપ્ત કરેલુ સ્વર્ગ તે મિથ્યાજ ગણાય. મનુષ્યધર્મના ઇતિહાસમા આ એક સૂક્ષ્મસમય હતો જો આ વખતે એમ ઠરી ગયુ હોત, કે સ્વર્ગમા નિરંતરને માટે પ્રેતને રહેવાનુ છે, તો જે ઉચ્ચ ભાવનાઓથી માણસના જીવિતને સુખમય કરી શકાય છે, તે આધ્યાત્મિક ધર્મભાવનાઓથી, દુનીયા ખરેખર બેનસીબ રહી હોત. પણ ઋષિઓની તીવ્રબુદ્ધિમાથી આપણને પરમ જ્ઞાનના ભડાર પ્રાપ્ત થયા છે, ને એ જ્ઞાનમાથીજ, સ્કોપનહોર જેવા અનેક દેશીપર-દેશી મહાસમર્થ વિદ્વાનોએ પણ, પોતાના જીવિતનો પરમ આધાર શોધી લીધો છે. જેમ બ્રાહ્મણોમાં યજ્ઞનેજ પ્રધાનપણું આપી દેવતા માત્રને છાયામા પાડી દેવાની પ્રવૃત્તિ ચાલુ હતી, તેમ આ નવા જ્ઞાન માર્ગમા વિવિધ જ્ઞાનકલ્પનાઓ વડે દેવતા તથા યજ્ઞ સર્વેને ન્દ કર-વાનો પ્રયત્ન હતો. એક તરફથી નિત્ય પરમાનદ રૂપ મોક્ષની વાછ-નાએ જેમ તત્ત્વ વિચારમા માણસના મનને દોર્યું, તેમ બીજી તર-ફથી સૃષ્ટિ કેમ થઈ, ક્યાથી થઇ, એ વિચારો દ્વારા પણ, માણસ એના એજ તર્કમા આવી વિરમ્યુ હવે બાહ્યવિશ્વની તપાસ કરવી મૂકીને આતરસૃષ્ટિની તપાસમા ઋષિઓ પ્રવૃત્ત થયા એ સબધના જે ગ્રથો છે તેનુ નામ ઉપનિષદ્. ઉપનિષદ્ શબ્દનો અર્થ, બ્રહ્મ એમ શંકરાચાર્યે પોતાના ઉપનિષદ્ ભાષ્યોમા કહ્યો છે, તેમ બેવો અર્થ પણ પ્રચલિત છે, કે ઉપનિષદ્ એટલે ગુરુ પાસે બેસનાર, ગુરુ સમીપ અધ્યયન કરનાર મંડલ, તેની એક એક બેઠક. આજ સુધીમા જણાયલા ઉપનિષદોની સખ્યા લગભગ ૨૫૦ સુધીની થવા જાય છે, પણ તેમાંના બધાએ પ્રાચીન નથી. એમા ગોપાળના, નરસિહના, એમ ગમે તે દેવના ઉપનિષદ્ જણાય છે એટલુજ નહિ, પણ અક-

બરના સમયમા થયેલું હોય એવું એક અલ્લોપનિષદ્ પણ દીઠામાં આવે છે. જે ઉપનિષદો પ્રાચીન મનાય છે. ને જે ઉપર શંકરાચાર્યે ભાષ્ય લખેલા છે, તે દશને સુમારે છે, બૃહદારણ્યક, છાન્દોગ્ય, ઇશ, કેન, કઠ, માંડુક્ય, પ્રશ્ન, મુંડક, ઐતરેય, તૈત્તિરીય. જેમ બ્રાહ્મણ, આરણ્યકાદિ, વેદ વેદ પરત્વે જુદા જુદા છે, તેમ ઉપનિષદો પણ છે પરંતુ બધા ઉપનિષદ્નો વિષય એકજ છે

ઉપનિષદોનો વિષય કેવલ નવીન છે એમ ન સમજવું. વેદમ-ત્રોમજ પ્રજાપતિ, હિરણ્યગર્ભ વગેરે અધ્યાત્મભાવનાઓ આપણે જોઇ છે, અને ઉપનિષદોના બ્રહ્મને મળતી પુરુષભાવના તો આપણને સારી પેઠે પરિચિત છે. પણ ઉપનિષદોમા સ્પષ્ટ રીતે, જગદુત્પત્તિ, ઇશ્વરસ્વરૂપ, જીવસ્વરૂપ, અને એ સર્વનો એક એક સાથે સંબધ,એ બધાના વિચાર કરેલા છે, અને પરમ પુરુષાર્થરૂપ મોક્ષ શામા માનવો તે શોધેલું છે. સ્વર્ગ અને દેવતાઓ, તથા સ્વર્ગ પામવા, દેવ મતોષવાનો ક્રિયામાર્ગ એ બધુ સ્પષ્ટ રીતે ઉપનિષદોમાં મોક્ષપરત્વે નિરુપયોગી ઠરાવ્યું છે, અને મોક્ષ એટલે પરમસુખ, કેવલ આનંદમાજ સ્થિર થવામાં બતાવ્યુ છે. તે આનંદના સ્વરૂપવિષે ઘણા ઘણા વિચાર છે. એ વિચારોમાથી સાંખ્યવાળાને, ન્યાયવાળાને, મીમાંસાવાળાને સર્વને ટેકો મળે તેવા તર્ક ઠામ ઠામ નજરે ચઢે છે. પાછળનાં પુરાણ અને સંપ્રદાયોવાળા પણ ઉપનિષદ્ની એકાદ પંક્તિ પોતાના મતના ટેકામા લાવી શકે છે. આમ છુટા છવાયા તર્ક ઉપનિષદોમા જુદા જુદા પ્રકારના જડી આવે છે ખરા, પણ સર્વને એકાગ્ર કરી સમન્વયથી વિચારી જોતા, તેમા જે મહાભારના વિસ્તાર પામી છે, જેને લીધે ઉપનિષદો આર્યધર્મમાં પ્રધાન બની અદ્યાપિ પણ શો-

ગવે છે, જેને લીધે દુનિયના દેશ દેશના વિદ્વાનોએ ઉપનિષદોના ધર્મનેજ ખરો, મોક્ષદાયી, પરાનદરૂપ, અને મનુષ્યબુદ્ધિની પરાકાષ્ઠા રૂપ ગણ્યો છે, તે જુદીજ છે આખા વિશ્વને-તૃણથી બ્રહ્માડપર્યત વિશ્વને-સ્થિતિમા રાખનાર, છે તે રૂપે સ્થાપનાર, સચેન ક નાર, કોઈ, અ'સ્ત, અવર્ણ્ય, અગમ્ય, પણ સર્વદા અનુભવાનતિરિક્ત તત્ત્વ છે એજ એક, સર્વદા સ્થિર વિવિધરૂપ પામતા વિશ્વમા એકની એક સત્તા છે, એમ ઋષિઓએ સૂક્ષ્મબુદ્ધિથી સિદ્ધ કર્યું છે. ગમે તેમ વિચ રો, ગમે તેમ ફેરવો, પણ ત્રણે કાનમા, સર્વે અવસ્થામા, એ, પ્રતિ ચૈતન્યના અનુભવમાં જાગ્રત-જાગતી-ગ્રસ્થિરૂપે અનુભવાય છે 'એજ પ-માત્મા-એકરૂપ નિત્ય, અને અગત્ક્ષ સર્વાનુસ્યૂત છે, છતા અદશ્ય છે, ગુણરહિત છે નિરાકાર છે એજ બૃહત્-મહા-ભૂમા-સર્વ વ્યાપી છે એજ બ્રહ્મ

વેદમત્રવાચક, વેદવાચક, બ્રહ્મશબ્દ હવે આવા અર્થમા વપરાતો થયો, એ બ્રહ્મવિના આપણને બીજા કશાનુ-જ્ઞાન સભવતું નથી બીજુ કશુ છેજ નહિ ત્યારે ગ્રસ્થિધર્મરહિત, જડપદાર્થો ક્યાથી થયા? ઉપનિષદો કહે છે કે એ તો માત્ર બ્રહ્મનો ભાસ છે, બ્રહ્મ પોતેજ એ રૂપે ભાસે છે, વાસ્તવિક સત્તા જડ પદાર્થમા છે નહિ, તે સત્ પણ નથી અસત્ નથી, અનિર્વાચ્ય છે, માયા છે. બ્રહ્મ આનંદમય છે, સર્વે બ્રહ્મમય છે, જીવ પણ બ્રહ્મ છે, પણ માયાના સ્વરૂપમા ગુચવાયાથી, સ્વભાવને ન ઓળખી, દુ ખી છુ એમ ગણે છે. આમ જગત્મા દુ ખોત્પત્તિ કયા થી થઇ, પાપોત્પત્તિ કેમ થઈ, આન દમય બ્રહ્મમા દુ ખ ક્યાથી આવ્યુ, તેનો ખુલાસો, અનાદિ માયાના નિદાનરૂપ અજ્ઞાનથી, ઉપનિષદો આપે છે જ્ઞાન માત્રથીજ ઉપનિષદ્ મોક્ષ બતાવે છે, ક્રમ થી

નહિ: અને જ્યાંસુધી જ્ઞાન થાય ત્યાંસુધી, જીવને પોતાના અજ્ઞાનની કલ્પનાના-કર્મના-ફલ ભોગવવા પડે છે, વારંવાર જન્મ લેવા પડે છે. જગદુત્પત્તિ બ્રહ્મરૂપ સત્તામાત્રથીજ થઈ છે. એ ઉત્પત્તિક્રમમા તત્ત્વોની વ્યવસ્થા, તથા મનુષ્ય દેહની રચના એ પણ સમજાવ્યા છે. માણસના શરીર, પ્રાણ, મન, બુદ્ધિ, ઇત્યાદિ આત્મા નથી એમ બતાવતા, પ્રાણાદિકનો ઉદ્ભવ ક્યાથી છે તે વિચાર્યું છે, અને સૂર્ય ચદ્રનો પ્રાણ તથા તેનો મોક્ષગતિ અને જન્મગતિ સાથે સંબધ, સહુનરીતે સૂચવ્યા છે. આવા ગહન વિચારમા માણસનું મન છેવટ વિરામ્યું છે. આર્યાવર્તમાજ નહિ, પણ સર્વે દેશોમા, હાલના ઝળઝળતા શોધમય દિવસોમા પણ, ધર્મપરત્વે આ કરતા નવો વિચાર પેદા થઇ શક્યો કે શકતો નથી. એ બધી વાત ઉપર આપણે દર્શનનો વિચાર કરતી વખતે વિસ્તાર કરીશું: તે સ્થલના વિસ્તારની ભૂમિકામાત્ર અત્રે દર્શાવી છે.

## પ્રકરણ, ૪.

### વ્યવસ્થા.

### સૂત્ર-સ્મૃતિ.

એક તરફથી મહાભાવનાએ કર્મકાંડને અને બીજી તરફથી તત્ત્વદૃષ્ટિએ જ્ઞાનમાર્ગને, જન્મ આપ્યો હતો. ઉભય માર્ગવાળાના અનુયાયી પુષ્કલ હતા. કર્મમાર્ગમાં રહ્યાથી સંસારવ્યવહારનું મિથ્યાત્વ માનવામાં આવતું નથી, કોઇ પ્રકારની ત્યાગબુદ્ધિ હતી નથી, ઉલટું

વધારે વધારે વ્યવહારમા જોડાવું જવાય છે. એટલે, તે માર્ગે જના ઘણાને ઝાઝી અડચણ પડતી નથી. જ્ઞાનમાર્ગ બહુ સૂક્ષ્મબુદ્ધિવાળાને કામનો છે, સંસારની જાળમાથી, ત્યાગબુદ્ધિ ગ્રહણ કરનારને ઉપયોગનો થઇ, મોક્ષ આપે તેવો છે. આ ઉભય રૂપની, યજ્ઞ અને જ્ઞાનની, અસરેથી, આશ્રમો જેવું કાંઇક બધાવા લાગ્યુ હતું. એજ પ્રમાણે, આર્યલોકો જેમ જેમ વિંધ્યાચલને ઓળંગીને પણ છેક કાવેરી અને કુમારિકા સુધી પ્રસરતા ગયા, હાલમા જણાયલા શોધો પ્રમાણે તો જાવા અને સુમાત્રાના ટાપુઓસુધી પોતાની વેદસહિતાની પૂજા લઈ ગયા, તેમ તેમ પ્રાચીન ભાષા–વેદભાષા, તેમજ બ્રાહ્મણોમાંની ભાષા—ઓછી સમજાતી ચાલી, કર્મકાંડની ગુંચવણો મર્મના સમજવામા ન રહેવા લાગી, અને નવા નવા દેશની વ્યવસ્થા માટે નવા નવા વર્ગોની જરૂર પડતી ગઇ, વળી, કેટલેક પ્રજામાના લોકોને પણ, આર્યલોકોએ પોતાનામા ભેળવવાના હતા, તેમની પણ વ્યવસ્થા કરવાની ઉભી થઈ. ધર્મરક્ષક બ્રાહ્મણવર્ગ તો થયેલોજ હતો, તેનો હવે દેશરક્ષક અને પ્રજાપાલક ક્ષત્રિયવર્ગ બધાયો, અને વ્યાપાર કૃષિકર્મ ઇત્યાદિથી દેશદેશનો સંબધ વધારી સમૃદ્ધિમા ઉમેરો કરનાર વૈશ્યવર્ગ પણ થયો. જે જંગલી પ્રજાઓ આર્યલોકોમા ભળી, તેમનો, દાસપણું કરનાર શૂદ્રવર્ગ થયો. હવે વખત, શાન્તિ અને નીરાતનો હતો એટલે, આ ચાર વર્ણમાનો પ્રથમ જે બ્રાહ્મણવર્ગ તેમણે, વધી ગયેલા કર્મકાંડને યથાર્થરીતે સ્મરણ રાખવા, તથા જ્યારે જરૂર હોય ત્યારે સહજમા જોઇ શકાય એમાટે, નાના, ટુકા, પણ ગુઢ અર્થવાળા

* જુઓ બાર્થ. રીલીજીઅન્સ ઓફ ઇન્ડિઆ: કહે છે કે જાવામા કોઇક શાખાની વેદસહિતા મળી આવી છે.

સૂત્ર રચવા માંડ્યાં. એ ગ્રંથોનું નામ સૂત્રગ્રંથ કહેવાય છે. સૂત્ર રચવાના કામમાં આર્યબુદ્ધિને દુનીયાના કોઇ લોકની બુદ્ધિ પહોંચી શકી નથી, ને સૂત્રરૂપ જે જે ગ્રંથો, ધર્મ, વ્યાકરણ, યોગ, વેદાન્ત પ્રભૃતિના છે, તે, બેચાર શબ્દના મંત્રમાં આખા ગ્રંથ જેટલો વિષય સમાવી દેવાની પરમયુક્તિને માટે, આર્યબુદ્ધિની મહત્તાના ભવ્ય નમુના રૂપ છે. જે જે શ્રૌતયજ્ઞો આપણે કહી ગયા છીએ, તે તે યજ્ઞોને ઉદ્દેશી, તેમના સ્વરૂપ, વિધિ, આદિ બતાવવા, જે સૂત્રગ્રંથો થયા, તેમને શ્રૌતસૂત્ર અથવા કલ્પસૂત્ર કહે છે. જે વર્ણવ્યવસ્થા ઉત્પન્ન થવા લાગી હતી, તેને અંગે નવા નવા વિધિ, યજ્ઞ, સંસ્કાર, ઇત્યાદિકની પણ આવશ્યકતા ઘડાતી ચાલી હતી. તે સર્વને–રાજા, પ્રજા, બ્રાહ્મણ, શૂદ્ર, સર્વને–પોતાના કર્તવ્ય યથાર્થ રીતે સમજાવવા, વેદપ્રોક્ત આચારપ્રમાણે પોતાનો આચાર નિયમવા, બીજા સ્ફુટ ગ્રંથોની, સરલ ભાષામાં, રચના થવા લાગી હતી. આવા સમયમાજ સંસ્કૃત, એટલે સુધરેલી ભાષા, એ શબ્દ, અસલના દેવનાગરી ગીર્વાણ એને બદલે વપરાતો થયો લાગે છે.* આ ગ્રંથો,

* આ ઠેકાણે ભાષાશાસ્ત્રીઓમાં બહુ ભારે ઝગડો ચાલે છે. જ્યારે સંસ્કૃત સુધારેલી–એવું નામ પડ્યું, ત્યારે, શામાંથી સુધારેલી તે જણાવવું જોઇએ. પ્રાકૃતમાંથી લોકભાષામાંથી, સુધારેલી એમ કહો, તો પ્રાકૃત પ્રાચીન ભાષા થવા જાય, અને સંસ્કૃત કોઇ કાલે સાર્વત્રિક બોલાતી ભાષા ન હતી એમ માનવું પડે બીજું મત એવું છે કે પ્રાકૃત ભાષા પ્રાચીન તો ખરી, ને તેના સેળભેળવાળી વેદભાષામાંથી નવી ભાષા થઇ તે સંસ્કૃત, પણ સંસ્કૃત સાર્વત્રિક ઉપયોગમાં ન હતી એમ નહિ. વિદ્વાનો તથા ઉચ્ચવર્ગના લોક સંસ્કૃતજ બોલતા,–અને નીચલોક સ્ત્રીવર્ગ-દાસ્યાદિ પ્રાકૃત બોલતાં. આ ઉભય પક્ષના અનુયાયી ઘણા છે, પણ વધારે વલણ બીજા પક્ષ તરફ છે. સ્લેગેલ, બન્સન, વીલ્સન,

જે હાલે આપણે જાણીએ છીએ તેવી શુદ્ધ સંસ્કૃત ભાષામાં લખાએલા છે; ને સ્મૃતિ નામથી ઓળખાય છે. લોકોને વ્યવહાર કાર્યમાં ઝાઝો અવરોધ ન આવતાં, પ્રસંગે પ્રસંગે વેદોક્ત આચારપ્રમાણે કર્મમાર્ગે જવું સરલ પડે તેવા, ગૃહમાત્રમાં, ઘરમાંજ, ચલાવી શકાય એવા કોઇ માર્ગની પણ અપેક્ષા ઉભી થઇ. એવાં બધાં કર્મ સ્માર્ત કહેવાય છે. એ માટેના જે સૂત્રગ્રંથો છે તે સ્માર્તસૂત્ર અથવા ગૃહ્યસૂત્ર કહેવાય છે. વાસ્તવિક રીતે સ્માર્તસૂત્રોનાજ બે વિભાગ છે; ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર. આશ્વલાયન, બૌધાયન, કાત્યાયન, કાત્યાયન, વૈતાન, માનવ, કૌશિક ઇત્યાદિ શ્રૌતસૂત્રો પ્રસિદ્ધ છે. ગૃહ્યસૂત્રોમા આશ્વલાયન, ગોભિલ, પારસ્કર ઇત્યાદિ પ્રસિદ્ધ છે. ધર્મસૂત્રોમા આપસ્તંબ, ગૌતમ, વિષ્ણુ, તથા બીજા સ્મૃતિકારોનાં પ્રસિદ્ધ છે. શ્રૌત અને ગૃહ્ય એ શબ્દોનો યથાર્થ અર્થ, આશ્વલાયનસૂત્ર ઉપરથી એવો થાય છે, કે શ્રૌત એટલે વૈતાનિક, અર્થાત્ વિતાન એટલે

---

મુર, ગોલ્ડસ્ટકર, વેબર, બોપ, મેક્ષમ્યુલર, ઇત્યાદિ કોઇ પણ પાશ્ચાત્યપંડિતના ભાષાસંબંધી લેખમાં આ વાતનો વિસ્તાર મળી આવશે. 'વિલ્સન ફાઇલોલોજીકલ લેક્ચરશિપ' સંબંધે, મુંબઇની યુનિવર્સિટીમાં, ડા૦ ભંડારકરે આપેલાં વ્યાખ્યાન, જે મુંબઇની એસિઆટિક સોસાઇટીના રીપોર્ટમાં છપાયાં છે, તે આ બધી તકરારોનો સાર તથા તે ઉપરાંત કેટલાક બહુ મનન કરવા યોગ્ય વિચારોથી ભરપૂર છે. આજ સંબંધમાં એવી બીજી તકરારો પણ ચાલે છે, કે વેદનું નામ શ્રુતિ છે, અને તે શ્રુતિ પરંપરાથી ચાલુ રહેલો, તે ઉપરથી, તથા ગ્રંથ પુસ્તક ઇત્યાદિ કે લેખનસામગ્રિ ઇત્યાદિ વાચક કોઈ શબ્દો વેદમાં આવતા નથી તે ઉપરથી, વેદકાલમાં લખવાની કલા જાણીની હશે નહિ. આવી વિરુદ્ધ મત પણ ઘણાનો છે, તેમાં યજ્ઞેશ્વર શાસ્ત્રીએ આર્યવિદ્યાસુધાકરમાં એ સંબંધે ઠીક લખાણ કર્યું છે.

અગ્નિરિસ્તાર, બહુ અગ્નિ, તેથી સાધ્ય આગ્ન્યાધેય અગ્નિહોત્રાદિ કર્મ; અને ગૃહ્ય એટલે ગૃહને, ગૃહસ્થધર્મને ઉપકારક એવા 'આવસથ્ય અગ્નિમાત્રથીજ સાધ્ય કર્મ. આ અર્થને, આપણે જે સામાન્ય અર્થ કરતા આવ્યા છીએ તે સાથે મેળવી લઇ, વ્યવસ્થા સમજવી. સૂત્રગ્રથો વેદ વેદ અને શાખા શાખાપરત્વે જુદા જુદા છે એ આગળ સૂચવેલુજ છે. સ્મૃતિગ્રથોનુ નામ સ્મૃતિ એમ પાડવાનુ કારણ એવું છે, કે જેમ શ્રવણમાત્રથી પરપરાએ સંગ્રહેલો વેદ તે શ્રુતિ કહેવાતો, તેમ અમુક મત્રાદિમા આમ છે એવા સ્મરણથી અમુક આજ્ઞા કરનાર ગ્રંથ, તે સ્મૃતિ કહેવાવા લાગ્યો. સ્મૃતિ અથવા ધર્મશાસ્ત્રના ગ્રંથ ઘણા છે, તેમા મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશનસ, અંગિરસ, યમ, આપસ્તબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, વસિષ્ઠ, એ વીનાના મુખ્ય છે. ક્રતુ, સુમન્તુ, બોધાયનાદિ બીજા, ઉપસ્મૃતિકાર મનાય છે. આ સમયજ સૂત્રસમય કહેવા . . એવામા, જેમ ક્રિયાને ઉદ્દેશીને બ્રાહ્મણ ભાગના શ્રૌત સ્માર્તાદિ સૂત્ર થયા છે, તેમ જ્ઞાનને ઉદ્દેશીને ઉપનિષદોના પણ બ્રહ્મસૂત્ર અથવા ઉત્તરમીમાસાસૂત્ર થયા છે. ઉત્તરમીમાસા એવું નામ એ ઉપરથી છે, કે વેદ તથા બ્રાહ્મણના કર્મભાગને સમજવાના જૈમિનીયસૂત્રો પૂર્વમીમાસા કહેવાય છે. ઉત્તરમીમાસાના રચનાર વેદવ્યાસ મનાય છે. એના ઉપર ભાષ્યો ઘણા છે. આર તો પ્રસિદ્ધજ છે, તેમા શંકરાચાર્યનુ પ્રાચીનમા પ્રાચીન છે, જો કે તેમના પહેલા પણ બીજા ભાષ્યો હશે એમ અનુમાન, સૂત્ર અને ભાષ્ય ઉભય ઉપરથી, થઈ શકે છે. વસ્તુત ઉપનિષદ્માનો ધર્મ એજ બધા આર્યાવર્તનો નિયામક ધર્મ થયેલો હતો, અને છે.

તેથી પ્રત્યેક ધર્મમાં ઉપનિષદોનો અર્થ પોતપોતાના મતપ્રમાણે, કરવાની આવશ્યકતા પડતી. એટલે ઉપનિષદ્‌માત્રના અર્થનો નિષ્કર્ષ કાઢી રચેલાં વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય લખી, પ્રત્યેક સંપ્રદાયવાળાને, પોતાનો સંપ્રદાય ઉપનિષદ્‌થી વિરુદ્ધ નથી એમ સાબીત કરવાની જરૂર પડતી. ઉપનિષદ્ અને સૂત્ર બેનો અર્થ, પોતાના મત પ્રમાણે વિરોધ નઆવે તેમ કરવો એટલુંજ નહિ, પણ એ બેની સાથે ગીતાજી, જેનું તેની મહત્તાને લીધે સ્મૃતિ જેટલું પ્રામાણ્ય ઠરાવેલું છે, તેનો અર્થપણ વિરોધમાં ન આવતાં સ્વમતને પ્રતિપાદન કરે છે, એમ બતાવવાની જરૂર પડતી. આ ત્રણનું નામ પ્રસ્થાનત્રય. એ પ્રસ્થાનત્રય ઉપર, જે, ભાષ્ય કરી, પોતાનું મત સ્થાપે, તે આચાર્ય. બીજાને આચાર્ય કહેવાય નહિ.* એવા ધર્મપ્રવર્તક આચાર્યો આજપર્યંત, શંકરાચાર્યથી આરંભી, આઠ થઇ ગયા છે, તેમનાં આઠ ભાષ્યો પ્રસિદ્ધ છે. શંકરાચાર્ય, આનંદતીર્થ, નિમ્બાર્ક, ભાસ્કર, રામાનુજ, શૈવમતપ્રવર્તક, વલ્લભ, ભિક્ષુ; તે

---

* આ ઉપરથી સમજી શકાશે કે ગીતા, સૂત્ર, ઉપનિષદ્ આદિના ઘાત્રિએ તેટલા અર્થ હોવાનો સંભવ છે. સ્વતંત્ર, સ્વાભાવિક, યથાર્થ અને સરલ અર્થ કીયો છે, તે જાતે સંસ્કૃત જાણી, બધા ગ્રંથો વાંચી, વિચાર્યો વિના, નિશ્ચયમાં આવી શકે નહિ. અર્થાત્ અમુક મતમતાંતરનો આગ્રહ કરી અમુક વાક્યનો અર્થ અમુકજ છે, એમ લઢવું વ્યર્થ છે. જે અર્થથી ઘણાંમાં ઘણાં વાક્યો મચડ્યાવિના સરલ રીતે સમજાઇ જતાં હોય, અને યુક્તિમાત્રથી જોતાં પણ જે અર્થ સંગત લાગતો હોય, તેજ ખરો અર્થ-ધર્મ-એમ નિયમ રાખી વિચારવું ઠીક પડે છે. ઉપનિષદ્‌માં કે સૂત્રોમાં આમ કહ્યું છે, એવું કહેવા જતાં, અમુક મતનો સ્વીકાર થઇ જાય છે, ને તેથી વિરુદ્ધ મતવાળાને કહેનારનું વાક્ય અશ્રદ્ધેય થઇ પડે છે. આમ ન થાય, અને કેવલ નિષ્પક્ષપાતથી ગ્રંથોનો વિષયમાત્ર સમન્વય, એટલો હેતુ રાખી; આ લેખમાં, મેં બહુ સંભાળ ને સંકોચથી આ બાબતનું લખાણ કરેલું છે.

અનુક્રમે કેવલાદ્વૈત, દ્વૈત, બે દ્વૈતાદ્વૈત, બે વિશિષ્ટાદ્વૈત શુદ્ધાદ્વૈત, અને અવિભાગાદ્વૈત એ મતના પ્રવર્તક. વિસ્તાર આગળ આવશે. ઉપનિષદો તો ગણાવી ગયા છીએ. ગીતાદિવિષે વિસ્તાર આગળ આવશે. સૂત્રોનો વિષય અત્રેજ કહેવાનો પ્રસંગ છે. બ્રહ્મસૂત્રના ચાર અધ્યાય છે, પ્રત્યેક અધ્યાયના ચાર ચાર પાદ છે, ને પ્રત્યેક પાદના અમુક અમુક અધિકરણ છે. સમન્વય, એટલે શ્રુતિમાત્રનો બ્રહ્મપ્રતિપાદન કરવા ઉપર લક્ષ છે, એ જણાવવાનો અધ્યાય; અવિરોધ, એટલે બ્રહ્મથી વિરુદ્ધ જણાતી શ્રુતિ સ્મૃતિ પણ વિરુદ્ધ નથી, તેમ યુક્તિથી પણ બ્રહ્મવિના બીજું પ્રતિપાદન થઈ શકતું નથી, એ જણાવવાનો અધ્યાય; સાધન, એટલે બ્રહ્મજ્ઞાનના શ્રુત્યનુસાર સાધનના વિચારનો અધ્યાય; જીવન્મુક્ત, એટલે શ્રુતિપ્રમાણે મોક્ષસ્વરૂપ, મોક્ષક્રમ, જીવન્મુક્તિ, એ વિષયના વિચારનો અધ્યાય. પ્રત્યેક અધ્યાયના વિષયના અવાંતર વિભાગ કરી, પાદ ઠરાવ્યા છે, અને પાદે પાદે પણ, ફરી વિભાગ કરી, અધિકરણ પાડ્યા છે. સૂત્ર અને સ્મૃતિની ગણના કરવાની આખરે, કહેવાનું છે, કે પ્રમાણ માનવામા, શ્રુતિ પ્રથમ છે, અને સ્મૃતિ તેથી ઉતરતી છે. જે સ્મૃતિવાક્યનું બીજ શ્રુતિમાં ન હોય, તે પ્રમાણમા ગણાતું નથી.

શ્રૌતધર્મનું સંક્ષેપથી વર્ણન થઈ રહ્યું, હવે સ્માર્તધર્મનું તેવુંજ વર્ણન કરી આ પ્રકરણ સમાપ્ત કરીશુ. આર્યલોકોની વ્યવસ્થામા પ્રથમ વર્ણવિભાગ થયો એ પ્રમાણે કહી ગયા છીએ. જે ચાર વર્ણ બધાયા, તે છેક સૂત્રકાલમા બધાયા, એમ માનવાનું કારણ નથી, કેમ કે વેદમા પણ, એજ ચારે વર્ણના નામ આવે છે, અને પુરુષસૂક્તમાં તો, તેમની ઉત્પત્તિ પણ પુરુષના મુખ, બાહુ, ઉરુ, અને પ-

ગથી, અનુક્રમે જણાવેલી છે. એમ જણાવવામાં ચતુર્વર્ણનાં કર્મ માત્ર જણાવવાનો હેતુ છે, ને તેજ ગીતાજીમાં સ્પષ્ટ કરેલાં છે, છતા પાછળના પુરાણકાલમાં, જેમ પુરુષરૂપ ભગવાન્ નવા થયા, તેમ બ્રાહ્મણો પણ તેમનું મુખજ થઈ બેઠાઃ બ્રાહ્મણના મુખમા ગયું તે ભગવાનનેજ મળ્યું, ને બ્રાહ્મણ બોલ્યા તે ભગવાનજ બોલ્યા! ગમે તેમ પણ, વર્ણવ્યવસ્થા છે બહુજ પ્રાચીન. પ્રાચીનદેશ મીસર, • ત્યાપણ આનીજ વર્ણવ્યવસ્થા જણાઇ છે ઇરાનમા પણ જમસીદના • વખતમા એવી વ્યવસ્થા થયાનુ ફિરસ્તેશી લખે છે; અર્થાત્ મનુષ્યને કર્મ પરત્વે એવી વ્યવસ્થા તો કોઇને કોઈ પ્રકારે માનવીજ પડે છે. વર્ણોત્પત્તિ ક્યાથી હશે તે પણ અને વિચારીએ. મનુસ્મૃતિમા સ્પષ્ટ રીતે બતાવ્યું છે, કે જેમ જેમ વર્ણસંકર થતો ગયો, અન્યોન્યમા અગમ્ય સ્ત્રીપુરુષોએ વ્યવહાર કરવા માડ્યો, કે બહારના અનાર્ય લોકોથી સ્ત્રીઓ દૂષિત થઈ, તેમ તેમ નવી જાતિઓ પેદા થતી ગઈ. તેમને માટે નવા નવા કર્મ પણ નિયમાતા ગયા, અને તે, પંક્તિ કન્યાગ્રહણાદિ વ્યવહારથી દૂર થતી ગઇ. સ્ત્રી એટલે ક્ષેત્ર, તેને દૂષિત ન થવા દેવા તરફ બહુ લક્ષ રાખવાના આવતું, અને યદ્યપિ અનુલોમ*ભોજન કન્યાદિ વ્યવહાર ત્રિવર્ણમા ચાલતો, પણ પ્રતિલોમ થતા તો સંકર થયોજ ગણાતો. ગમે તેવા ઉચ્ચવર્ણનો પણ કોઇ કારણથી દુષ્ટ થયેલો આર્ય તરતજ અધમ વર્ણમા ગણવામા આવતો. એવા, ક્રિયાલોપથી કે ક્ષેત્રદોષથી, જે બ્રાહ્મણો ભ્રષ્ટ થાય, તે સૂત, અમ્બષ્ઠાદિ અધમ જાતિને પામતા; ક્ષત્રિયો તેમ ભ્રષ્ટ થાય, તે, પૌંડ્

---

* બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની કન્યા લે તે અનુલોમ વ્યવહાર, પણ એથી ઉલટું થાય તો પ્રતિલોમ વ્યવહાર કહેવાય. એમ બે શબ્દો સમજવા.

ઔડ્ર, દ્રવિડ, કામ્બોજ, યવન, શક, પારદ, પલ્લવ, ચીન, કિરાત, દરદ, ખશ આદિ જાતિને પામતા; અને ચતુર્વર્ણમાંના જે આર્યત્વ તજી, અશિષ્ટાચાર ગ્રહણ કરે તે મ્લેચ્છ કહેવાતા. આવા પ્રકારનો ક્રિયાલોપ કે સંકરદોષ એ, જાતિની ઉત્પત્તિનું કારણ છે; અને, જેમ જેમ મૂલવર્ણથી ભ્રષ્ટ થઇ; ક્ષેત્રદોષવાળી જાતિઓ વધતી ગઈ, તેમ તેમ, મૂલવર્ણવાળાઓએ, પોતાની માનસિક તથા શારિરીક શુદ્ધિ સાચવવા માટે, તેની જાતિઓ સાથે વ્યવહાર બંધ કરવા માંડ્યો. હાલમાં જે નાતો ચાલે છે, તેની ઉત્પત્તિનું મૂલ આ પ્રમાણે છે. જુદી જુદી જાતિઓએ શાં શાં કર્મથી નિર્વાહ કરવો તે પણ સ્મૃતિઓમા કહેલુ છે. વેદમાં તો, ભ્રષ્ટવર્ણથી થયેલી જાતિમાત્રને એકજ શબ્દ-નિષાદ-થી વ્યવહરેલી હોય એમ લાગે છે, પણ તે શબ્દ આ જાતિવાચક હશે, કે કોઇ બીજા અધમલોકવાચક હશે, એમ સ્પષ્ટ નિર્ણય થતો નથી, અર્થાત્ જાતિની વ્યવસ્થા વર્ણવ્યવસ્થા જેટલી પ્રાચીન નથી. આર્યલોકને, ક્ષેત્રશુદ્ધિ અને તદ્દ્વારા રક્તશુદ્ધિ તથા વીર્યશુદ્ધિ અને આત્મશુદ્ધિ, એ ઉપર બહુ આગ્રહ હતો, તેમાં બીગાડ થતાં જાતિઓ થઇ છે. સામાન્ય પ્રકારના વ્યભિચારને માટે પણ, તેથીજ, બહુ વિકટ દંડ ઠરાવેલો છે; ને ઉચ્ચ વર્ણોમાં લગ્નની એકતાજ સ્વીકારેલી છે. ચાલતા કલિકાલની ઘોર અનીતિમાં, એ જાતિઓ હજુ કેટલી વધશે, ને ક્યાંસુધી આપણને અધોગતિએ ઉતારશે, તે કોણ કહી શકે એમ છે? આ બધો વિસ્તાર મનુસ્મૃતિના દશમા અધ્યાયમાં છે. ત્રિવર્ણને સર્વ કર્મનો અધિકાર છે. વેદમંત્રોમાં તો ઘણાએક બ્રાહ્મણવિનાના પણ ઋષિઓ દીઠામાં આવે છે, અને સ્ત્રીઓ પણ મંત્રદર્શન પામેલી છે. ઉપનિષદોમાં વારંવાર ક્ષત્રિયોએ

બ્રાહ્મણોને ઉપદેશ કરેલા છે,* અને ઘણી સ્ત્રીઓ, બ્રહ્મજ્ઞાનમાં સારા વિદ્વાન્ બ્રાહ્મણોને પણ પ્રશ્નાદિથી મુંઝવતી જણાય છે.† એટલે કે વેદાધ્યયનનો અધિકાર સર્વ ત્રિવર્ણ સ્ત્રીપુરુષને ન હતો એમ મનાતું નથી, જોકે પાછળના સમયમાં સ્ત્રી અને શૂદ્ર ઉભય આગળ વેદોચ્ચારનો પ્રતિબંધ દીઠામાં આવે છે, એક બીજી વાત પણ એજ પ્રાચીન પૂરાવામાંથી સ્પષ્ટ જણાય છે કે જ્ઞાનક્રિયાદિ ઉત્કૃષ્ટતાને લીધે, બ્રાહ્મણત્વને ઋષિત્વને, પામવાને બીજી વર્ણવાળા પણ સમર્થ થઇ શકતા,‡ તેમ તેનીજ ન્યુનતાથી બ્રાહ્મણો પણ, અધમતાને પામી બહિષ્કાર પામતા. કેવલ જન્મપરત્વેજ વર્ણનો નિયમ ન હતો જન્મ પરત્વે જાતિ એ નિયમ સંકર થયા પછી બંધાયલો લાગે છે, ને તેમ તો, વાસ્તવિક છે, કેમ કે ક્ષેત્રદોષ એટલે વીર્યદોષ થયો, ત્યાં જાતિ બદલાવી કઠિનજ છે. અમુક કુલની સાંકડી વ્યવસ્થા પેસવાનો સંભવ પણ જાતિનું બંધન થયા પછી સહજ છે§ ક્રિયાદોષ ટળે, પણ ક્ષેત્ર દોષ ન ટળે, એજ રહસ્ય છે.

---

* છાન્દોગ્ય † બૃહદારણ્યક ઉપનિષદ્ ‡ રાજર્ષિ શબ્દ એ ઉપરથી જ થયો છે.

§ બીજા કોઇ દેશોમાં આવી કુલજાત્યાદિ વ્યવસ્થા જણાતી નથી, પણ સર્વે દેશોમાં, હાલપણ, બધા લોક એક જેવા છતાં, અમુક અમુક વર્ગ માનેલા હોય છે, ને ખાવું પીવું કન્યાવ્યવહાર ઇત્યાદિ તેટલી સીમામાંજ થાય છે જરૂર પડતાં એ સિમા તોડવામાં બાધ ગણાતો નથી એટલુંજ સવિશેષપણું છે આમ થવાનું કારણ માત્ર એટલુંજ છે કે તે તે દેશોમાં વીર્યશુદ્ધિનું રહસ્ય સમજવામાં પ્રથમથી આવેલું નહિ 'હેરિડિટી' અને 'ડીસેંટ' નો જે મહાનિયમ લામાર્ક ડાર્વિન હિકેલ વગેરે એ હાલ ૧૫ વર્ષથી દૃઢ કર્યો છે, તે ઋષિઓને માલુમ હતો એટલુંજ નહિ, પણ તેમણે

ચાર વર્ણ તેવા ચાર આશ્રમ છે. અમુક સ્થિતિમા અમુક ધર્મ સહિત રહેવું, તે એક એક આશ્રમનું સામાન્ય સ્વરૂપ છે. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, અને સંન્યાસ એ ચાર આશ્રમ છે ચારે આશ્રમનો ચારે વર્ણને અધિકાર નથી. ત્રિવર્ણને પ્રથમ ત્રણ આશ્રમ સુધી અધિકાર સમજાય છે સંન્યાસનો અધિકાર બ્રાહ્મણ એકલા-નેજ છે. શૂદ્રને ગૃહસ્થાશ્રમનોજ અધિકાર છે. શૂદ્રને વેદાધ્યયનાદિ અધિકાર નથી, તથાપિ યમાદિ સ્મૃતિમાથી જણાય છે, કે તેમને સ્માર્તકર્મોનો અધિકાર છે. વેદમંત્રના ઉચ્ચારવિના, સસ્કાર પણ તેમને કરી શકાય એમ મન્વાદિ કહે છે. શંકરાચાર્યે શારીર ભાષ્યમા અધિકાર વિચારતા એવોજ નિર્ણય કર્યો છે. પણ ઉપનિષદોમા આ અધિકારાદિને બહુ માન આપવામા આવેલુ જણાતું નથી જ્ઞાનપરત્વે કોઇ અનધિકારી ગણાતું નથી.† ચાર આશ્રમોની વ્યવસ્થામા પણ, ક્રમની અપેક્ષા, ઉપનિષદ્ માનનારા રાખતા નથી. જાબાલાદિ ઉપનિષદ્મા, છેક બ્રહ્મચર્યથીજ સંન્યાસ લેવાની રજા છે, જ્યારે વિરાગ થાય ત્યારે ચાલી જવું એવોજ સિદ્ધાન્ત છે. આશ્રમોને અનુકૂલ કેટલાક સંસ્કાર છે, ત્રિવર્ણ, દ્વિજ એટલે બેવાર જન્મેલા કહેવાય છે, તે એટલાથીજ, કે જન્મ પામવો એ એક જન્મ, અને બીજો, અમુક પ્રકારની શુદ્ધિ-સંસ્કાર પામવો તે જન્મ. સ-

---

તે નિયમને માણસની ઉન્નતિ સાધવામા વાપરી પણ લીધો છે આપણા દેશમાં વર્તમાન સમયમા નાતોની જે ગરબડ થઇ છે તે તો ખહુજ હાનિકારક થઈ પડી છે નાતોની ઉત્પત્તિનુ બીજ હુ અત્રે કહી ગયો છુ, તે લક્ષમા લઇ, ધર્મશાસ્ત્રો પ્રમાણે, ચાલુ બાબતોમા, બહુ સુધારો થવાની જરૂર છે.

† અપ્પયદીક્ષિતે, સિદ્ધાન્તલેશમા, શૂદ્રને પણ બ્રહ્મજ્ઞાનનો અધિકાર જે એવુ ઉપનિષદ્ મત ઠીક ચર્ચેલુ છે

સ્કારની સંખ્યા સામાન્યતઃ સોળ, ચોવીશ, કે પચીશની મનાય છે. અંગિરસે પચીશ ગણાવ્યા છેઃ ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, બલિ, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન, બ્રહ્મચર્યાદિ ચારવ્રત, સમાવર્તન, વિવાહ, આગ્રયણ, અષ્ટકા ઉત્સર્ગ, ઉપાકર્મ અને પંચમહાયજ્ઞ. આ પચીશમાં પંચમહાયજ્ઞ નિત્ય છે, અને વિવાહાન્ત સોળ નૈમિત્તિક છે, બીજા યથાશક્તિ કર્તવ્ય છે.

**ગર્ભાધાનઃ**—ઋતુમતીભાર્યાને ગર્ભધારણાર્થે કરેલો સંસ્કાર. રજોદર્શન થયા પછી પ્રથમ ચાર દિવસ વર્જવાના છે, ને તે પછી પણ, શાસ્ત્રે નિષિદ્ધ કરેલી અમાવાસ્યાદિ તિથિઓ વર્જવાની છે. એ સિવાયના કોઈ દિવસે, સોળ દિવસની અંદર, પોતાના ગૃહ્યસૂત્રોક્ત હોમાદિ પૂર્વક, ગર્ભાધાન-સંયોગ-વિહિત છે. આ સંસ્કાર ઉપર આજકાલ કોઈનું લક્ષ નથી. ઋતુકાલનો નિયમ લોક સંભાળતા નથી, બાલલગ્નને રીવાજે બધું ઉંધુ વાળ્યું છે, અને કેવલ પશુવત્ સંભોગ માત્ર થતા, સર્વના ભોગ મળેલા છે. વીર્યરક્ષા થતી નથી, વાંઝણીઓ ઘણી નીવડે છે, પ્રજા હીનસત્ત્વ થાયછે; બુદ્ધિ, બલ, પરાક્રમ ચાલ્યા ગયા છે ! !

**પુંસવનઃ**—ગર્ભધારણ થયોછે એવા નિશ્ચય પછી, ત્રીજે માસે ગર્ભમાં, વીર્ય, પરાક્રમ, સ્થાપવાનો સંસ્કાર. આ સંસ્કાર પણ હાલમા બંધ પડી ગયેલો છે.

**સીમન્તોન્નયન, બલિઃ**—ચોથે, છઠ્ઠે કે આઠમે મહીને ગર્ભિણી તેમજ તેના ગર્ભની શુદ્ધિ તથા રક્ષા માટે કરવામા આવેછે. ગર્ભિણીના સીમંતને એટલે ચોટલાના સેંથાને, તેનો પતિ, ઉમરડાનાં બે ગુચ્છ, તથા ત્રણ કુશાકુર સહિત, ત્રણ રંગની સળીથી, જુદો

પાડેછે, આ ઉપરથી એનું નામ સીમન્તોન્નયન પડ્યું છે, ને લોકમા સીમંત એમ પ્રસિદ્ધ છે. સોમની સ્તુતિ થાય છે, ને હોમાદિ તથા બ્રાહ્મણ ભોજન થાયછે. પછી જેના બાલક જીવતા હોય તેવી સૌભાગ્યવતી સ્ત્રીઓ પાસે, ગર્ભિણીને મંગલાચાર કરાવવાનું છે. આ ઠેકાણે સ્ત્રીઓએ અનેક કપોલકલ્પિત રચનાઓ કરી, ખોળો ભરવાનો, મામેરાનો, વાધ બનાવવાનો વગેરે ચાલ ચલાવ્યા છે. આ સંસ્કારથી, સ્ત્રીરૂપ ક્ષેત્રની શુદ્ધિમાત્ર ઇષ્ટછે, એટલે પ્રતિગર્ભે, તે કરવામા આવતો નથી. ગર્ભિણીને સુખે પ્રસવ થાય એવી ઇચ્છાથી, કોઇ કોઇ લોક, વિષ્ણુબલિરૂપ હોમ પણ કરેછે. આજ પણ નારાયણબલિનો ચાલ સીમંત જેવોજ પ્રસિદ્ધ છે પણ નારાયણબલિ, છોકરા ન થતા હોય ત્યારે, કોઇ તીર્થમા જઇ કરવી, એવો લોકપ્રચાર થઈ ગયોછે. લોક ધારેછે, કે કોઈ ભૂત પ્રજા થવા દેતું નથી તે, બલિ કરવાથી થવા દેશે; પણ જે મહાભૂત–વીર્યરક્ષા ન કરવારૂપી–તેમને વળગેલુ છે તેનો વિચાર રાખતા નથી.

**જાત કર્મ, નામ કરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ** – –બાલક જન્મે કે તરતજ, નાળ વધેરતા પહેલા, પિતા, સ્નાન કરી વિધિપૂર્વક હવનાદિ કરી, પથ્થર ઉપર ઘી તથા મધ નાખી, તેમા સુવર્ણનો કકડો ઘસેછે, ને તેજ કટકાથી, સુવર્ણ રજ સહિત ઘી તથા મધ, બાલકને પાયછે. આનું નામ જાતકર્મ, જે ગળયુથીરૂપે આજ પણ ચાલુજ છે. જાતકર્મસંબધે, અશૌચ–સૂતક–નો વિચાર પણ ઉભો થાયછે અશૌચ બે પ્રકારના છે, મરણનિમિત્ત અને જન્મનિમિત્ત સૂતક શબ્દ, માત્ર જન્મનિમિત્ત અશૌચનો વાચક છે, છતા ઉભય અશૌચને માટે વપરાય છે. મરણનિમિત્ત અશૌચને શાવાશૌચ

ક્હેછે. મનુ  હેછે કે સતક તો માબાપને, કે માનેજ છે,* પણ શાવાશૌચ બધા સપિણ્ડોને છે. હાલનો રીવાજ તો બન્ને અશૌચ દશ કે બાર રાત્રી સપિણ્ડમાત્ર પાળેછે એનોજ છે. જાતકર્મ પછી અગીઆરમે, બારમે, કે તે પહેલાં સારે દિવસે, નામ પાડવાનું છે. નામ કેવું પાડવું તેપણ નક્કી કરેલું છે. બ્રાહ્મણનું મંગલવાચક, ક્ષત્રિયનું બલયુક્ત, વૈશ્યનું ધનવાચક, અને શુદ્રનું દાસત્વાવાચક પાડવું.† આનું નામ, નામકરણ, જે આજે પણ, છઠ્ઠીને નામે પ્રસિદ્ધ છે. સંસ્કારે સંસ્કારે દાન ભોજનાદિ કહેલાજ છે, તે વારંવાર અત્રે ક્હેતા નથી. ચોથે મહીને નિષ્ક્રમણ એટલે ઘર બહાર ફરવા હરવા કાઢવાનું, અને છઠ્ઠે મહિને અન્નપ્રાશન એટલે અન્ન ખવરાવવા માંડવાનું છે. આ બે સંસ્કાર, સંસ્કારરૂપે હાલ ચાલતા નથી. બીજે ત્રીજે પાચમે વર્ષે, કે ઉપનયનની સાથે પણ, પુત્રના માથાના વાળ લેવરાવવાનો સંસ્કાર છે. એનું નામ ચૌલ–ચૂડા એનું શીખાનું નામ છે, એ ઉપરથી માથું મુડાવવામા શિખા રાખવી કે ન રાખવી, એવા પોતપોતાની શાખાનુસાર બે પક્ષ છે. આજે પણ, કોઇ દેવસ્થાનમા જઇ બાધા ઉતરાવવાનો રીવાજ વર્ણમાત્રમા ચાલુજ છે; જે કુલમાં એ રીવાજ નથી હોતો, તેવા બ્રાહ્મણોમા ઉપનયનની સાથેજ એ સંસ્કાર થાયછે.

---

* માને દશરાત્રી, અને પિતા તો સ્નાનમાત્રે શુદ્ધ, એવું મનુમાં તેમજ સંવર્તમાં પણ છે. † જ્યોતિષ પ્રમાણે અક્ષરથી શરૂ થતું પાડવું. આશ્વલાયન કહે છે કે પ્રતિષ્ઠાકામેદ્વયક્ષર, ને બ્રહ્મવર્ચસકામે ચતુરક્ષર નામ લેવું. સ્ત્રીનાં નામ પ્રીતિ આનંદવાચક તથા એકી અક્ષરવાળાં લેવા બ્રાહ્મણોનાં નામ શર્માન્ત હોય છે, ક્ષત્રિયનાં વર્માન્ત હોય છે, વૈશ્યનાં વસુ, પાલિત એવાં અન્તવાળાં હોય છે, ને શૂદ્રનાં દાસાન્ત હોય છે.

**ઉપનયન**, તદનુસાર **ચારવ્રત**, **સમાવર્તન** —બાળકને,-ગાયત્રીમંત્ર આપવો અને આચાર્ય પાસે લઈ જવું (નયન) એ **ઉપનયન.** એ સંસ્કાર થયા પછી દ્વિજ થવાય છે બ્રાહ્મણને આઠમે વર્ષે ક્ષત્રિયને અગીઆરમે વર્ષે, ને વૈશ્યને બારમે વર્ષે, આ સંસ્કાર કરવો. સોળ પછી બ્રાહ્મણનો, વીશ પછી ક્ષત્રિયનો, ને ચોવીશ પછી વૈશ્યનો આ સંસ્કાર માટેનો કાળ અતીત થયો ગણાય છે, એટલે તે પછી ઉપનયન કરવું હોય, તો * વ્રાત્યસ્તોમ નામનો પ્રાયશ્ચિત્તરૂપ યજ્ઞ કરે ત્યારેજ બને બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે, કાળા-મૃગનું, રુરુનું, કે બસ્તનું ચર્મ અનુક્રમે ઓઢવું, મુંજની ત્રણ સેરની મેખલા અને કપાસનું તેવડું એક ગ્રંથીવાળું યજ્ઞોપવીત (જનોઈ) ને ખાખરાનો કે બીલીનો માથાસુધી લાંબો દંડ, ધનુષની દોરીની મેખલા અને શણનું યજ્ઞોપવીત ને વડ કે ખદિર (ખેર) નો કપાળ સમાન દંડ, શણની મેખલા અને બકરાના વાળનું યજ્ઞોપવીત ને પીલવા કે ઉમરડાનો નાક સમાન દંડ, અનુક્રમે ધારણ કરવા. એ પ્રમાણે તૈયાર થઈ આવેલા, અને આચાર્ય, એટલે પ્રથમે પિતા, પાસેથી સાવિત્રી–ગાયત્રી–નો ઉપદેશ પામેલા, શિષ્યને, ગુરુ, ચાર નિત્ય વ્રતનો ઉપદેશ કરેછે **બ્રહ્મચારી રહેજે, સત્ય બોલજે, સંધ્યાવન્દનાદિ ભિક્ષાસહિત કર્મ પાળજે, ગુરુની સેવા કરી વિદ્યા–વેદ–ભણજે.** આ ચાર વ્રત છત્રીશ, અઢાર, બાર, કે થોડામાં થોડાં નવ, વર્ષ સુધી પાળવાના છે મરણ પર્યંત પણ તે ગ્રહણ કર્યાં હોય તો તેમ પણ આજ્ઞા છે. પછી, ગુરુની રજા લઈ, ગુરુને

* ઉપનયનસંસ્કારનો કાળ વીતી જવાથી ગાયત્રી સંબંધ વિનાના, વ્રાત્ય, બહિષ્કૃત ગણાય છે

સતોષી, પાછા આવી, પરણવા વગેરેનો વિચાર કરવાનો છે. આ પાછા ફરવાનો જે સંસ્કાર, તે **સમાવર્તન** કહેવાયછે. **ઉપનયનથી સમાવર્તન** સુધીનો કાલ તે બ્રહ્મચર્યાશ્રમ; આ સંસ્કારો હાલ પણ ચાલુ છે. કાલે કરીને ફેરફારો થઈ ગયા છે. પ્રથમ તો, ત્રિવર્ણ એ સંસ્કાર કરતા નથી, માત્ર બ્રાહ્મણોજ કરેછે; તેમા પણ વયનો નિયમ રાખતા નથી, આઠ પહેલા કરેછે, ને સોળ પછી પણ કરેછે,* વ્રાત્યસ્તોમ કોઈ કરતું નથી. ચાર વ્રત પાળવના, તે ફક્ત બાદમ્ બાદમ્ કહીને, એકાદ મિનીટમા સમાપ્ત થાયછે. છત્રીશ, અઢાર બાર કે નવ વર્ષને બદલે એકજ દિવસમા બધું કરી લેવામા આવેછે. સમાવર્તનનો વિધિ પણ બડવો દોરાડી પકડી લાવવાની રમત કરી કરવામા આવેછે. આમ થવાથી આ સંસ્કાર, એક નામ માત્ર રહ્યો છે, ને જૂની રીતિને વળગી રહીને, જનોઇ એ નામનું નાટક, બ્રાહ્મણો કરે છે. એમા જે ફેરફારો થઇ ગયા છે, તે, દેશકાલાનુસાર વાજબીજ થયા છે. એ સંસ્કારનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાભ્યાસ અને બ્રહ્મચર્ય એ વાત તરફ છે. તો, વિદ્યાભ્યાસ તો, આજે પણ લગભગ આઠમેજ વર્ષેથી આરંભી, છેક કોલેજ સુધી ભણુના ૧૨–૧૫ વર્ષ લગી થાયજ છે; ને તે ત્રિવર્ણ નહિ, પણ સર્વે વર્ણ યથાશક્તિ કરે છે.† કોઈ, ગાયત્રીને અર્થાત્ ઈશ્વરને સંભારતા નથી, ને ધર્મગ્રંથ યતા ચાલે છે એટલુંજ અનિષ્ટ છે. અસલની કેળવણી ધર્મમિશ્રિત

* ભાવનગરના વડનગરા નાગરોમાં ઉપનયનસંસ્કાર વિવાહ સાથેજ કરે છે, એટલે ૧૬–૧૭ વર્ષ વિવાહ થાય, ત્યારે જનોઈ પણ થાય!! † ને જો પ્રાચીન વ્યવસ્થા ચાલતી હોત તો આ પ્રમાણે પ્રવીણ થયેલાને બ્રાહ્મણમાં ગણત.

તી, તેનાં ફલ પણ પ્રાચીન સદાચાર, સત્કર્મ અને મહત્તામાં પ્રત્યક્ષ છે. હાલની કેળવણી ધર્મહીન છે, તો તેનાં ફલ પણ આપણી નજરે-જ છે. આમ થયું છે, છતા આ સંસ્કારનો મુખ્ય હેતુ વિદ્યાભ્યાસ, સચવાયલોજ છે, પછી નામમાત્રને વળગી, એક દિવસ નાટક કરો ન કરો તે સરખુંજ છે. પણ, બહુ ખેદની વાત, ઘણા પશ્ચાત્તાપની વાત, અને આપણને વિદ્યા, બલ, પરાક્રમ, તેજ, આયુષ્ સર્વથી નિર્માલ્ય કરી પશુવત્, જડવત્, બનાવી, પરદેશીનુંજ અનુકરણ કરવાને અધમમાર્ગે દોરનારી વાત, એ થઈ છે, કે બ્રહ્મચર્ય સચવાતું નથી. વીર્યરક્ષા બ્રહ્મચર્ય—જેને ઉપનિષદોમા એક યજ્ઞ બરાબર માન્યુ છે, તે સર્વ વાતનું-મોક્ષપર્યંતનું-નિદાન છે. એ સાચવવું એજ બ્રહ્મચર્યાશ્રમનો હેતુ હતો; ને તે હેતુ સિદ્ધ થવાથીજ ક્ષત્રિયો રાજ્ય સ્થાપતા, બ્રાહ્મણો મહાભાષ્યોને મહાવ્યાકરણો તથા ઉપનિષદો રચતા ને નવા શોધ કરતા, સ્ત્રીઓ વીરપુત્રને જન્મ આપતી, દેશ સમૃદ્ધ રહેતો, કલાકૌશલ્ય પ્રવર્તતા, એલિફન્ટા અને એલોરા જેવી ગુફાઓ બની શકતી, સદાચાર, સદ્‌વૃત્તિ સચવાઈ, સુખશાન્તિ ને સંપ પ્રસરી રહેતા, તથા રોગાદિથી પરાભવ ન પામતા, મનુષ્યો લાંબો વખત જીવી જીવ્યાનું સાર્થક કરતાં. જેમ આખો ૩૬ કે ૧૨ વર્ષનો એક વિધિ એક દિવસમાં કરી દેવાય છે, તેમ તેજ દિવસ માત્રમાં, બ્રહ્મચર્યનો ભંગ કરાય છે,। વીર્યને બગાડવા મંડાય છે—તરતજ, થોડા વખતમાં, બાલકને પરણાવાય છે, ઘર મંડાવાય છે!! ઉપનયનનો સંસ્કાર કરી જમણવારો કરવી એ ફક્ત નાટકજ છે, મશ્કરીજ છે. હેતુ સચવાતો નથી, તો નામ માત્ર ઉપર ચાલવાથી શો લાભ છે!' ધર્મની કેળવણી ન મળવાથી એક તરફ નાસ્તિકતા અને અનાચાર

ન્યૂનતા જાય છે, અને વીર્યરક્ષા ન થવાથી બીજી તરફ બુદ્ધિપરાક્રમ ક્ષીણ થતાં ચાલે છે; એ બેનું મિશ્રણ થવાથી, આપણને, થોડા વિદ્યાભ્યાસને લીધે બડી બડી વાતો કરતા આવડે છે, પણ અંતરથી ગમે તેમ ચાલતા અંતરાય નડતો નથી, ને અધમતામાંજ દિનપ્રતિદિન ડૂબતા જઈએ છીએ. આખા દેશની પાયમાલી થવાનું કારણજ આ સંસ્કારમાંના ત્રણમાંથી બે હેતુ ચૂકવાથી ઉભું થયુ છેઃ—બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ, ધર્મનિષ્ઠા, એ ત્રણમાથી વિદ્યાભ્યાસમાત્રજ દેશકાલાનુસાર રૂપાન્તરે કાયમ છે!!

**વિવાહઃ—સમાવર્તન** થઇ, બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કરી, ગૃહસ્થાશ્રમનો આરંભ છે. એ આશ્રમનું લક્ષણ એજ છે, કે સ્ત્રી કરવી; કેમકે તેનાવિના ધર્મકૃત્ય કરવાના બનતા નથી. સ્ત્રીસહિત ગૃહસ્થે ધર્મકૃત્ય કરવાં જોઇએ, કે જેથી ઉત્તરોત્તર, અંત્યાશ્રમમાટે યોગ્ય થવાય. સૂક્ષ્મ રીતે જોતા, આવી યોજનામાં સારૂં રહસ્ય સમાયલું જણાવે. સંન્યાસ એવો જ અંત્યાશ્રમ છે, તે કેવલ વિરાગ ઉપરજ આધાર રાખે છે. વિરાગવિનાનો સંન્યાસ નરકતુલ્ય કહ્યો છે' સંસારાસક્તિ છૂટવી, ને સર્વ વાત ઉપરથી મન ઉઠી જવું, એ વાત સહજ નથી. વળી તેમ થયા પછી પણ, બધું વિશ્વ બ્રહ્મમય છે, आत्मवत् सर्व, એવો સર્વત્ર પ્રેમભાવ ઉદય પામવો, એ સ્વાર્થપરાયણ મનુષ્યસ્વભાવમાં, સહજ બની આવે તેવું નથી. તો યોગ્યજ છે, કે સંસારના સુખ ભોગવતે ભોગવતે અનુભવે કરીને, પદાર્થ માત્રના અનિત્યતા દુઃખદાતૃત્વાદિનો નિશ્ચય કરી, વિરાગમાં પેસવું; અને આત્મવત્ સર્વ, એવા પ્રેમભાવમાટે, પરમપ્રેમરૂપ સ્ત્રીને સાથે રાખી, તેની પાસેથી પ્રેમના આંક ભણતે ભણતે, પ્રેમભાવના પારંગત થઈ, સ્વપરાયણતા-

તજવી સસારમા પુરૂષવર્ગને સ્ત્રીવર્ગને હાથેંજ પ્રેમની અર્થાત્ પરમાર્થની, સ્વાર્થ તજવાની, કેળવણી લેવી પડે છે. સ્ત્રીજ પોતાના સ્વભાવથી, પ્રકૃતિથી, શરીરરચનાથી પણ એ કામ કરવાને નિર્મિત કે, યોગ્ય છે, પ્રેમનો પ્રત્યક્ષ દેવતા છે. એ, એવી પ્રેમદેવતારૂપ છે, માટેજ એના સ્વભાવમા આપણે નિયમિત રીતે, આ કે પેલો, જે તે એમ, છેડો દેખીએ છીએ, મધ્યમાર્ગ દેખતા નથી. પ્રેમમા હોય ત્યા સુધી જો તેની કોમલતા, ભક્તિ, એકાગ્રતા ઇત્યાદિ જુઓ, તો કોઈ નામા પણ તેવા હોવા કઠિન કે અશક્યજ, કિં બહુના, પોતાનો દેહ પણ તેમા ને તેમા અર્પવા તૈયાર ! ! જો એને દુખ દીધુ, પજવી, ને એનામાં કાંઈ વિક્રિયા પેદા કરી, તો તરત બીજેજ છેડે ઉગ્ર, ઈર્ષ્યાળુ, ક્રોધિષ્ઠ, મરી પડવાને તૈયાર ! ! આઘાત પ્રત્યાઘાત સરખાજ હોય છે જેવો પ્રેમ તેવી ઉગ્રતા અમલા તેજ પ્રબલા માટેજ સ્ત્રીનો નિસાસો લેવાની સ્મૃતિકારો રોકી રોકીને ના પાડે છે. એની આશિષ તે સ્વર્ગ, એનો નીસાસો તે નરક, એનામા મધ્યમાર્ગ છેજ નહિ. સ્ત્રી, કાતો સ્વર્ગ છે દેવી છે, કે નરક છે ડાકેણ છે, સંસારનું વ્યાવહારિક જુદું બટ માણુસ નથી આવી પ્રેમદેવતારૂપ સ્ત્રીજ સર્વને કેળવે છે બાલ્યપણામા માતા પ્રેમનું પાન કરાવે છે, તો મ્હોટપણમા કાન્તા પ્રેમમા પલાળી નાખે છે. સ્ત્રીઓ પ્રેમભાવ વિસ્તારે છે, પુરૂષો પૌરૂષભાવ વિસ્તારે છે. પુરૂષવિના ઉત્પાદન, ઉપાર્જન થાત નહિ; સ્ત્રીઓ વિના પોષણ, રક્ષણ, સ્નેહભાવ, આનદ ઉપજત નહિ બન્ને એમ એક વિના અધૂરાજ છે. સ્ત્રી પુરૂષનું અર્ધાંગજ છે. મનુએ, આ બધી વાતનો નિષ્કર્ષ કાઢી, બરાબર કહ્યુ છે, કે સ્ત્રી લક્ષ્મીરૂપ છે, દેવતા છે, પૂજ્ય છે, એના આશીર્વાદથી, એની પૂજાથી, આનદ

થાય છે, એને દુઃખી કરવાથી ક્લેશ માત્ર પેદા થાય છે.* આથી સ્ત્રીની સાથે રહ્યા વિના, પુરૂષ અપૂર્ણ રહે છે, માટે ગૃહસ્થાશ્રમ કરવાનો છે. ગૃહસ્થાશ્રમથી, જેમ પુરૂષને ધર્મસાધન કહ્યું છે, તેમ સ્ત્રીને પણ કહેલું છે. પુરૂષને ધર્માર્થક ક્રિયાઓ વિહિત છે, તેમ સ્ત્રીને નથી, પણ પોતાના પતિના ધર્મમાં, તે અર્ધોઅર્ધ ભાગિની છે, એટલેજ તેને ધર્મપત્ની, સહધર્મચારિણી, એમ કહે છે. સ્ત્રીનો ધર્મ, પતિ સેવા માત્રમાજ પૂરો થાય છે. એ વિના બીજો ધર્મ તેને કહ્યો નથી. પતિ, એજ સ્ત્રીનો ગુરૂ છે ઇશ્વર છે. ગુરૂ અને ઇશ્વર એમ કહ્યાથી, એવું નથી સિદ્ધ થતું, કે તે તેનો કુલ મુખત્યાર, મારનાર, કૂટનાર, મારી નાખનાર છે, એમ અર્થ કરીએ તો, ઉપર કહેલા મનુવચનો સાથેજ, પ્રથમ તો વિરોધ આવે. એ પ્રમાણે ગુરૂ, ઇશ્વિર, એ કહેવાનું તાત્પર્ય એટલુંજ છે, કે સ્ત્રીએ ગુરૂ કરવાની, કે ઇશ્વર ભજવા માટે જુદો ધર્માધિકાર ગ્રહણ કરવાની, જરૂર નથી બલ્કે તેમ કરવામા તેને પાપ છે, પતિ સિવાય બીજાનુ ચિંતવન થવું, એજ વ્યાભચાર છે. પુરૂષને પણ સ્વપત્ની સિવાય બીજાને વિચાર તેમજ છે. ત્યારે, સ્ત્રીએ જુદા ધર્મકૃત્યમા પ્રવૃત્ત થઇ, અધર્મ પ્રાપ્ત નજ કરવો. કેવલ પોતાના પતિની અનન્યપ્રેમમય ભક્તિ કરવી, એથીજ સંતોષ પામેલા પતિના ધર્મકૃત્યની તે અર્ધોઅર્ધ

---

*प्रजनार्थं महाभागा पूजार्हा गृहदीप्तयः । स्त्रियःश्रियश्च गेहेषु न विशेषोऽस्ति किञ्चन । અધ્યાય ૯. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफला क्रियाः ॥ અધ્યાય ૩. યાજ્ઞવલ્ક્ય, અત્રિ, આદિ સ્મૃતિઓમા પણ, એજ મતવચના અનેક વાક્યો છે.

આગના થઇ સ્વર્ગ મોક્ષાદિ પામેછે એમ ધર્મશાસ્ત્રકારોનું, પતિને, ગુરુ ઈશ્વર-ઇત્યાદિ બતાવવામા, તાત્પર્ય છે. પરણેલી સ્ત્રીને ગૃહિણી, ગૃહની રાણી કહેછે, તેનું કામ ઘરમાંજ છે, સંભાળવામાં, વ્યવસ્થામા, સર્વને પ્રેમપૂર્વક આનંદવામા-ક્ષેમ રાખવામા છે. પુરુષનું કામ ઉપાર્જન કરવામા, લાવી આપવામા, ને સ્ત્રી આદિને સંપૂર્ણ સામગ્રીથી સંતોષવામા-યોગ કરવામા છે. એમ, એક ઘરના બે અંગથી, યોગક્ષેમ થઇ, આખું ઘર આનંદમા, સુખમા, ધર્મમા, સચવાય છે. આમ છે, એટલે ક્ષેમસાધક ગૃહરાણીને, જુદું ધર્મકૃત્ય, કે ધમાર્થ ગુરુ કરવા ફરવાનું, ધટેજ નહિ. પતિના ઉપાર્જન કરેલા પદાર્થોની જેમ તે સાચવનારી, કેળવનારી, ભોગવનારી, અને સારી વ્યવસ્થા કરી આનંદરૂપે ભોગવાવનારી છે; તેમ તેણે પ્રાપ્ત કરેલા ધર્મની પણ, તે સાચવનારી, ભોગવનારી, અને તેને પોતાના પ્રેમભાવથી કેળવી સંન્યાસ પર્યંત પુહોચાડી, મોક્ષ માર્ગે મોકલી, પોતાનો મોક્ષ સાધનારી છે. પ્રજાનુ રક્ષણ કરવાથી જેમ રાજા તેમના ધર્મનો ષષ્ટાંશ પામે છે, તેમ, પતિરક્ષણથી ગૃહરાણી, તેના ધર્મનો અર્ધ ભાગ ભોગવે છે. રાજા તો ષષ્ટાંશ, પણ પત્ની અર્ધાંશ પામે છે- ગૃહિણી દુષ્ટ હોય, એટલે અવ્યવસ્થા કરનારી, બિગાડ કરનારી, ઉડાઉ અને અધર્મી, અનાચારવાળી હોય, અર્થાત્ સ્ત્રીત્વવિનાની--અપ્રેમી-હોય, તો પુરુષ પણ, દુઃખી, અધર્મી, ક્લેશવાન્, થાયછે. આ લોક, અને પરલોક ઉભય સ્ત્રીને હાથ છે; છતાં સ્ત્રીઓ પુરુષથી જુદી નથી, પુરુષદ્વારા, પોતાના કાર્ય સિદ્ધ કરનારી છે. પુરુષનો ખરો આધાર સ્ત્રીઉપરજ છે, સ્ત્રી તેમનો દેવ છે, પણ તે તેના ગુલામ નથી. મસાગરૂપી યંત્રના ચક્રરૂપ પુરુષ છે, તેને ગતિમા

મુકનાર શક્તિરૂપ સ્ત્રી છે; ને ગતિપ્રેરક શક્તિ તથા ચક્ર ઉભયના યોગથી ચાલેલા યંત્રમાંથી, ઐહિકને પારલૌકિક કર્મરૂપી કપાસનું, પરમાનંદ મોક્ષરૂપી સુવસ્ત્ર વણાવાનું છે. જ્યારે પતિના ધર્મકૃત્યમાં સ્ત્રી ભાગિની છે, અને તેને જુદુ ધર્મકૃત્ય નથી, પતિસેવા એજ સર્વસ્વ છે, ત્યારે સહજ ફલિત થાય છે, કે એક કરતા બીજો પતિ સ્ત્રીને કદાપિ ઘટે નહિ. પુનર્જન્મને તો, આર્યધર્મમાં સર્વથા માનેલોજ છે, એટલે મરી ગયેલો પતિ પણ, હયાતજ છે. અર્થાત્ તેનેજ એકવાર ગુરુ, ઇશ્વર, ઇત્યાદિરૂપે સેવી, તેના ધર્મકૃત્યનો ભાગ લઈ, તેની સેવા તેના મુવા પછી તજવાથી, મરનાર પોતાના કૃત્યનો જે લાભ અતઃપર પામે, તેને કયી વિચારવતી સ્ત્રી ખુએ ? મુવેલાની પણ ભક્તિ રાખવી, એટલાથીજ પોતાનો મોક્ષ થાય એ નિશ્ચય કેમ શિથિલ પાડે ? બીજો પતિ એવો વિચારજ વ્યભિચાર ગણાઇ, સુખ માત્રનો ભંગ કરનાર, ધર્મથી ભ્રષ્ટ કરનાર, કેમ ન ગણાય ? તાત્પર્ય, કે આર્યધર્મની વ્યવસ્થા પ્રમાણે પુનર્લગ્ન સંભવેજ નહિ, ને પ્રાચીનકાલમાં તેથીજ હતું પણ નહિ. પ્રાચીન સમયમાં નહિ, પણ પાછળથી, સતી થવાનો જે રીવાજ જણાયો છે, તે પણ આવી ધર્મસંકલનાનું, ને ઉગ્ર પ્રેમભક્તિનું ફલ છે. પતિ તો એકજ, તેનીજ સાથે રહી ધર્મપ્રાપ્તિ અને મોક્ષ સધાય તેના વિના બીજું કોઇ પ્રેમપાત્ર, ભક્તિપાત્ર, નહિ; ત્યારે તેની સાથેજ જવું, તેના આત્મામાંજ પોતાના આત્માને પણ એકજ કાલે જોડવો, સતી થવું—! સ્ત્રી સ્વભાવમાં રહેલા પ્રેમભાવની, સ્વર્ગીય-દૈવી ભાવની, પરાકાષ્ઠા છે, મહા આત્માર્પણ છે, પર ધર્મકૃત્ય છે!' આર્યદેશવિના બીજા દેશો આ પ્રેમહોમથી અજાણ છે. આવા મ-

હાસપ્રદાયે, અનેક કારણથી, બલાત્કારનુ રૂપ પકડેલુ હોવું જોઈએ. જાતિઅભિમાન, કુલાભિમાન, ક્વચિત્ સ્વરક્ષા, એવા કારણો પણ સતી થવામા બલ કરે, ને તેથી હેતુ ન સચવાતા હાનિ થાય–ને એ રીવાજ બધ પાડવાની સહજ રીતે જરૂર જણાયજ. એક બીજો પણ વિચાર, પ્રાસંગિક છે. સ્ત્રીને એકજ પતિ, મુવે કે જીવતે, ત્યારે પુરૂષને એકજ સ્ત્રી એમ કેમ નહિ ? એમા પણ આર્યધર્મની સંકલના જવાબદાર છે. શિષ્યને, પ્રેમભક્તને, તો, ગુરૂ એકજ હોય, પણ ગુરૂને શિષ્ય ઘણા હોઈ શકે ગુરૂના ધર્મકૃત્યમા ભાગ લેવાને ઘણા શિષ્ય ભેગા થાય, પણ શિષ્યને, એક ગુરૂ કર્યા પછી, બીજો કરતા હાનિ થઈ બેસે પુરૂષો, ઉત્પાદક, સબલ, વીર્યરૂપ છે, સ્ત્રીઓ પોષક, નિર્મલ, પુષ્પરૂપ છે એક, ધર્મ સાધને પ્રબલ છે, બીજું નિર્મલ છે. પુરૂષે ધર્મસાધવો, સ્ત્રીએ તેનુ રક્ષણ કરી ધર્મભાન સેવો, પુરૂષને એકથી વિશેષ સ્ત્રી હોય, સ્ત્રીને એકથી બીજો પતિ ન હોય પત્ની મરી જાય, તો તો, ગૃહસ્થે બીજી કરીજ જોઇએ, તેના ધર્મકૃત્ય સ્ત્રીને આધીન છે,* તેની પ્રેમભાવમા કેળવણી, ગૃહસ્થાશ્રમ તજ્યો નથી ત્યા લગી, અવશ્રીજ છે; તેનો કોઇના ધર્મકૃત્યમા ભાગ નથી, તેને તો સ્વત ધર્મ ઉપાર્જન કરવો છે, ફરી પરણવુંજ જોઇએ

આટલે. વિચાર કરવાની જરૂર હતી એ વિચાર મારા અભિપ્રાયરૂપ છે એમ જાણવું નહિ, પણ આર્યશાસ્ત્રની, એટલો વિચાર, સ્ત્રી પુરૂષના સબધ વિષે ફરે છે તેજ મે જરા વિસ્તારથી કહ્યો છે. આજકાલ, શાસ્ત્રોમા સ્ત્રીને ગુલામ કરી છે એવુ, સતી થવાના

---

* दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्चह ॥ મનુ અધ્યાય ૯.

ચાલ ઉપરથી, પુનર્લગ્નની મના ઉપરથી, પુરૂષને ફરી પરણવાની કે વધારે સ્ત્રી કરવાની રજા ઉપરથી, તથા પતિને ગુરૂ માનવાની આજ્ઞા ઉપરથી, પ્રતિપાદન કરવામા આવે છે, તે કેવું નિરાધાર તથા ખોટું છે, એ જણાવવા માટે મેં આટલી ચર્ચા અહીંઆ અપ્રાસંગિક છતા, દાખલ કરી છે. હવે આપણે, જે ચર્ચા કરી ગયા, તેને અનુકૂલ, સંસ્કાર કેવો હતો તે ઉપર આવીએ, અને તેનું વર્ણન કરતા, એ ચર્ચાને હજુ વધારે સ્ફુટ કરીએ. " બ્રહ્મચર્યને યથાર્થ પાળીને આવેલાએ બાહ્યાન્તર શુભલક્ષણયુક્ત, તથા અન્યે પરિગ્રહ ન કરેલી મનોજ્ઞ, યુવતી, તથા અસપિણ્ડ કન્યાને પરણવું. "* કન્યા દેનારે પણ "કુલ, શીલ, વય, વિત્ત, વિદ્યા, રૂપ, કુટુંબીઓની સહાય, એટલું વિચારીને, કન્યા આપવી. "× અર્થાત્ રોગરહિત, વિદ્વાન, તથા ભરણ-પોષણ કરવે સમર્થ, અને શુભકુલમા, એટલે સારા આચાર વિચારમા પેદા થયેલાનેજ કન્યા દેવી; તેમ કન્યા પણ, રોગરહિત, શુભગુણવાળી, મનોહારી, તથા આનંદકારી, પોતાથી નાની, હોવી જોઇએ. " જેના ઉપર મન અને ચક્ષુ ઠરે તેજ કલ્યાણ કરે "+ વરકન્યા ઉભય મળીને સપિણ્ડ થાય છે, બન્ને મળીને એક પિણ્ડ બને છે; માટે તે મૂલથીજ સપિણ્ડ ન હોવાં જોઇએ; એક પેઢી- માંથી થયેલા ન હોવા જોઇએ. = વરકન્યાના આવાં લક્ષણ ઉપરાંત તેમની વય તપાસવાની પણ કહેલી છે. ત્રીશ વર્ષના પુરૂષે બારવર્ષની

* યાજ્ઞવલ્ક્ય. × યમ + આપસ્તંબ. = સરખાવો ડાર્વિનનો 'ડી ઓફ ડેરિડીટી' અને 'ડીવેલપમેંટ ઓફ સ્પીશીઝ.' એક લોહીનાં સ્ત્રી પુરૂષની પ્રજા, હીન બલ બુદ્ધિવાળી થાય છે; જુદા જુદા લોહીવાળાંથી બલ પરાક્રમવાળી થાય છે.

કન્યાને પરણવું, આવો નિયમ મનુએ કહ્યો છે, અને ઉમેર્યું છે, કે ગૃહસ્થાશ્રમ કરવાની ઉતાવળ હોય તો, ચોવીશ વર્ષનાએ આઠ વર્ષની કન્યાને પરણવું. આ ઉપરથી વરકન્યા વચ્ચે થોડામાં થોડું ૧૬ ને વધારેમા વધારે ૧૮ વર્ષનું અંતર રાખવાનું સમજાય છે; તેમજ ૧૨ વર્ષ ૩૦ વર્ષનો પક્ષ ઉત્તમ, અને ૮–૨૪ નો ગૌણ સમજાય છે. દેશકાલાનુસાર ૧૨ વર્ષે, કન્યાને રજો દર્શન થાય છે, એટલે તેવામાં તેને પરણાવવી જોઇએજ નહિ તો બહુ બહુ અનર્થ થવાનો સંભવ છે, માટેજ મનુએ, યદ્યપિ ૮–૧૨ એવો વયનો નિયમ કહ્યોછે, છતાં કન્યાના વયની સીમારૂપ સિદ્ધનિયમ સ્પષ્ટ કરવા માટે લખ્યું છે, કે જો કન્યા પિતાને ઘેરજ રહે રહે રજોદર્શન પામે, તો, તેનો પિતા નરકમાં જાય.* અર્થાત્ ૮–૧૨ કે ગમે તે વયે પણ, રજોદર્શનના સંભવ પૂર્વે કન્યા પતિને સ્વાધીન થયેલી હોવી જોઇએ. અમુક વયે પરણાવવામા અમુક પુણ્ય છે, ને જેમ વહેલી પરણાવે તેમ વધારે પુણ્ય છે, એ વિચાર છેક પાછળના પુરાણોમાંનો છે, પ્રાચીન નથી. જેમ ઉપનયનસંસ્કાર પુરુષને ૮ વર્ષે કહ્યો છે, તેમ ઉપનયનસ્થાનીય વિવાહ સંસ્કાર, સ્રીને પણ તેજ્ઞેજ વર્ષે પ્રાપ્ત છે, છતાં પુત્ર જેમ ૧૬ વર્ષ પછી ઉપનયન વિના રહે તો વ્રાત્ય થાય છે, તેમ કન્યા પણ ૧૨ વર્ષ પછી, એટલે રજોદર્શનસુધી, અવિવાહિત રહે તો, પતિત, અવ્રાત્ય, થાયછે. એટલે ૮ વર્ષનું વય ગૌણ ગણી તે વખતે વાગ્દાન, વિવાહ, કે વેશવાળ, કરવાનો સંપ્રદાય છે; અને ૧૨ વર્ષનું વય મુખ્ય ગણી, રજોદર્શન પૂર્વે પરણાવી દેવાનો વિધિ છે. આવા વય, ગુણ વાળાનો વિવાહ, પોતાના ગૃહ્યોક્તવિધિ પ્રમાણે કરવો. વિવાહ આઠપ્રકારના છેઃ બ્રાહ્મ,

*દેવલ, અત્રિ, કશ્યપાદિમાં પણ એજ મતલબ છે.

દૈવ, આર્ષ પ્રાજાપત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ. વિદ્યા-શીલસંપન્ન વરને વગરમાગ્યે, બોલાવી, યથાશક્તિ અલંકારાદિ પૂર્વક, કન્યાદાન કરવું તે પ્રથમ. એજ રીતે, યજ્ઞાદિમા જે ઋત્વિજ હોય, તેને કન્યાદાન, તે બીજો. કન્યાને પાછી આપવા, કે યજ્ઞાદિમાટે, એકાદ બે ગાય લઇને, કન્યાદાન, તે ત્રીજો. સાથે રહી ધર્માચરણ કરો, એવા વચનપૂર્વક, યથાશક્તિ અલંકારસહિત કન્યાદાન, તે ચોથો. પૈસા લઇ કન્યા દેવી, તે પાચમો. અન્યોન્યાનુરાગથી સ્ત્રીપુરુષ પરણે, તે છઠ્ઠો. મારામાર કરી, હરણ કરવું, તે સાતમો. ઉંઘતી, વા મદિરાદિથી બેભાન કરેલી સ્ત્રીને લઇ લેવી, તે આઠમો પૈશાચવિવાહ સર્વથા નિષિદ્ધ છે. પહેલા ચાર, બ્રાહ્મણને શ્રેષ્ઠ છે, પછીના બે ગૌણ છે. પ્રાજાપત્ય, ગાન્ધર્વ, ને રાક્ષસ, ક્ષત્રિયને પ્રશસ્ત છે. પ્રાજાપત્ય, ગાન્ધર્વ, આસુર, વૈશ્યને પ્રશસ્ત છે. શૂદ્રને પણ તેમજ છે. આજકાલ તો, સર્વે વર્ણવાળા, આસુર વિવાહ લઇ બેઠાછે, ભલું છે, કે રાક્ષસ ને પૈશાચ પણ ચાલ્યા નથી. જ્યા દ્રવ્ય માટેજ વિવાહ કર્યો, ત્યા પ્રાચીન ગુણવયાદિ ક્રમ રદ થઇ જઇ, બાલલગ્નાદિ ચાલ્યા, અને તેના પરિણામમા અટવાઈ જતા આપણે, સ્વાર્થને ઠપકો ન દેતા, શાસ્ત્રને ઠપકો દેતા થયા!! આર્યશાસ્ત્રનો વિવાહ તે નથી, પ્રજોત્પત્તિમાત્ર માટે, કે અન્યોન્યના, કે માબાપના, ભરણપોષણની વ્યવસ્થા માટે; પણ વરકન્યા ઉભયના ધર્મસાધન માટે, એકાત્મભાવ માટે, મોક્ષમાટે, છે. એ સંબંધ વિષયસુખ માટે વૈષયિક નથી, કેવળ આત્મકલ્યાણ માટે આત્મિક છે, માટેજ પવિત્ર, પૂજ્ય, જન્મના લગીર અને સ્ત્રી પક્ષે તો પતિમરણ પછી પણ, છૂટે નહિ તેવો છે. આવો સંબંધ બહુ સંભાળી રાખીને એકજ વાર કરવામા આવે છે. ઉભયના

ગ્રહ મળતા આવે છે કે નહિ, એ વાત ઉપર બહુજ લક્ષ રાખવામાં આવે છે, ને તે, જો ન મળે તો, બીજી બધી જાતની યોગ્યતા કામ લાગતી નથી. એમા પણ આમરણ છૂટે નહિ તેનો નિત્ય આત્મિક સંબંધ, આત્મિક કારણોની પણ અનુકૂળતાએજ કરવો એવી મતલબ છે. આ બધુ વૃદ્ધો ગોઠવે છે. સ્વયંવરનો જે રીવાજ, પાછળથી જણાય છે. તે પ્રાચીન નથી. વિવાહનો વિધિ કરતી વખતે અગ્નિ દેવને સાક્ષી રાખે છે, ને તેની સમક્ષ, વરકન્યા ઉભય વેદમન્ત્રોથી, સર્વદા સાથે રહી, ધર્મ સાધન કરવા વગેરેની પ્રતિજ્ઞાઓ કરે છે. એ બધુ કોઈ બહુ શુભદિવસેજ થાય છે, વરકન્યા અગ્નિ સમીપ બેસેછે, તે એક એકના, દૃષ્ટિ–પ્રાણ આત્મા–તેને ભેગા થવાનું, શુભ લગ્ન* આવ્યાવિના, પુરોહિત બનવા દેતો નથી. સપ્તપદી કરવામા આવે છે, તેથી પણ એમ બતાવે છે, કે સાત ડગલા સર્વે સાથે ચાલ્યા, તે હવે નિત્યને માટે મિત્ર થયા. એમ જે તે રીતે, ઉભયનો આત્મા એક પિણ્ડરૂપ થાય, એવો વિવાહવિધિનો હેતુ છે. ધ્રુવદર્શન કરાવી, અચલત્વરૂપ, આત્મસબંધનો કદાપિ ન છૂટે તેવો નિત્ય સંસ્કાર, સમાપ્ત કરાય છે.

જે અગ્નિ વિવાહવિધિમા સાક્ષી રહે છે, તેજ અગ્નિ, આખા ગૃહસ્થાશ્રમમાં સાક્ષી રહે છે. એ અગ્નિને ઘરમા સ્થાપવો જોઇએ, ને શક્તિ હોય તો, તે સાથે બીજા ત્રણ અગ્નિકુંડ પણ કરીને, અગ્નિહોત્ર લેવો જોઇએ. મુવે પણ એ અગ્નિથીજ બળવું જોઇએ†

---

† એટલા માટે આજે પણ ઘર આગળથીજ, દોણીમા, દેવતા, સ્મશાન સુધી લઇ જવાનો રીવાજ છે.

*ઘણીમાટીને, સમયોવર્તને, સમેવરતે, સાવધાન, કહે છે, તે આ મહા મૂલ્યવાન કામ સાધવાનો બરો કાળ છે લગ્ન સાધીને આત્માને જોડવા. એવો રીવાજ, ને, લગ્ન એટલા નામથી પણ, આ કારણસરજ, વ્યવહરાય છે.

વિવાહ સબધે મધુપર્કની વાત જરા કહી લેવા જેવી છે. એવો ધ-
ર્માચાર છે, કે આવેલા અતિથિને માટે મધુપર્ક કરવો જોઇએ વર
પણ, અતિથિજ છે અસલ જેમ યજ્ઞમાટે, ગોવધ વિહિત હતો,
તેમ મધુપર્કમાટે પણ ગાય કે બળદનો વધ વિહિત હતો માસવિના
મધુપર્ક નહિ એમ આશ્વલાયન કહેછે, ને નાટકાદિકોથી જણાય છે,
કે સારા મહર્ષિઓ માટે પણ, મધુપર્કમા ગોવધ કરેલા છે આશ્ચર્યની
વાત છે, કે જે ગાય આજે બ઼ુ પવિત્ર ગણાય છે, તેને પ્રાચીન
સમયમા યજ્ઞમાટે, તથા મધુપર્ક માટે મારવાનો રીવાજ હતો ! હાલ-
તો મધુપર્કમા ફક્ત દહીં, મધ, અને ઘીજ વપરાય છે આ પ્રમાણે
વિવાહ સસ્કારનુ સ્વરૂપ છે ગૃહસ્થાશ્રમ અત્યારથીજ બધાય છે.
ગૃહસ્થાશ્રમ, સર્વ આશ્રમોનો આધાર છે, ને ગૃહસ્થાશ્રમનો આધાર
સ્ત્રી છે એ આશ્રમની પુરાણાદિકમા બહુ બહુ પ્રશસા છે

આ સસ્કારમા જે બીગાડ થયો છે, તે વય સબધે છે ને વિવા-
હનો હેતુ સમજવા સબધે છે. પ્રાચીન સપ્રદાય ચાલ્યો, ત્યા સુધી
તો, વયનો નિયમ પળાયો હોય એમ લાગે છે, પણ મુસલમાનાદિ
બાલનોકે સ્ત્રીઓપર જુલમ કરવા માડ્યો, તે વખતમા, છેક જલદી
જલદી પરણાવી દઈ, બાલાઓને સનાથ કરવાનો રીવાજ, પરદા,
લાજ, ઇત્યાદિ રીવાજો સાથે, ઉભો થયો લાગે છે એમ થવાથી
બીજી બે વાત બગડી છે લગ્નનો હેતુ જે ધર્મમાટે, આત્મિક યોગ-
માટે, તે ચુકી જવાયો છે, ને કેવલ લાકડે માકડા વળગાડવાની
વાત, આગળ આવી છે અને બાલપણે લગ્ન થવાથી, વીર્યહાનિ
થતા, હીનસત્ત્વ પ્રજા થઇ, અકાલમૃત્યુ વધ્યા, તેથી પુનર્વિવાહ જેવા
પ્રસગની જરૂર ખડી થઇ છે. કેવલ સસાર કાર્ય નિભાવવા માટે,

આવાપીવાની સગવડ માટેજ, વિવાહ છે, એવું જ્યાં મનાયું, ત્યાં પુનર્લગ્નને કાઈ બાધ રહ્યોજ નહિ. અર્થાત્ જે લોકો પોતાની વર્ણ-વ્યવસ્થા, અમુક નાતમા આવ્યા છતાપણ, સ્મરણમાં રાખી રહ્યા અને તેથી ધર્મબુદ્ધિમા કાઇક લાગુ રહ્યા, તેમણે તો પુનર્લગ્નને, દુઃખ વેઠતાં છતા પણ સ્વીકાર્યાં નથી. પણ જેઓ, વર્ણાભિમાન એટલે ધર્માભિમાન, વિસર્યાછે, જેઓને ફક્ત કોઇ નાતમાં છીએ એટલુંજ ખબર છે, તેઓએ પુનર્લગ્ન સ્વીકાર્યાં છે. એમાં લાભછે કે અલાભ છે, એ વિચારવાનું કામ મારૂં નથી, મેંતો જેવી છે તેવી સ્થિતિ કહીછે, વિવાહનો હેતુ કયો માનવો તે સારો, અને બાલલગ્ન અટકાવી વિવાહ વ્યવસ્થા સુધારવી તે ઠીક કે પુનર્લગ્ન થવા દેવાં તે ઠીક, તથા થોડાં એક પણ પુનર્લગ્નો કરી કેટલાકનું વર્તમાનમાં આવી પડેલું દુઃખ ટાળવા જતાં એ અપવાદરૂપ રીવાજ સાર્વત્રિક થાય તેમાં લાભ છે કે હાનિ, સ્રીએ પતિસેવામાં નિરંતર રહી અન્યવિચાર ન કરવો એ પક્ષ ઉત્તમછે કે ફરી પરણવું એ પક્ષ ઉત્તમ છે, ઇત્યાદિ વિચારો કરવાનું અત્રે બને તેમ નથી. પુનર્લગ્ન જેવા રીવાજની કરડી જરૂર ખડી થઇ છે, ને તેનો ગમે તે રીતે પણ, ફડચો કર્યા વિના, આપણને ચાલે તેમ નથી. આ સંબંધે મન્વાદિ સ્મૃતિકારો કે વેદાદિ મન્ત્રોનાં પ્રમાણોને શુંધી, તેમા પુનર્લગ્ન છે, માટે તે કરવું, કે નથી માટે ન કરવું, એવી તકરાર કરવી મને તો વ્યર્થ લાગે છે. આગળ બતાવી ગયોછું કે પ્રાચીન ધર્મવ્યવસ્થામાં પુનર્લગ્નનો અવકાશજ નથી, ને તે વેળાની યથાર્થ ગોઠવણમાં, હાલના જેવાં કાળજું ફાડી નાખે તેવાં વૈધવ્ય, ધ્યાન ખેંચે તેટલા નીપજતાં પણ હશે નહિ, એટલે તે તે શાસ્રોને શુંધવામાં શું ફલ છે ? એ સંબંધે બન્ને પક્ષ ઘટી શકે, અર્થ કરનાર

ની બુદ્ધિ ઉપર આધાર છે શાસ્ત્રોથી પુનર્લગ્ન સિદ્ધ નથી થતું એ બાબત યજ્ઞેશ્વર શાસ્ત્રીએ આર્યવિદ્યા સુધાકરમા ઠીક સારી ચર્ચા કરી છે, તે જોઈ હોય તો જેવી હાલ તુરત શાસ્ત્રનો સવાલ નથી, માત્ર આપણી નજરે પ્રતીત થયેલી જરૂરને પૂરી પાડવાનો સવાલ છે, ને તેને આમ કે આમ, રસ્તે પાડવી એ વિચારવાનનું કામ છે એ વિચારના નિર્ણયમા પણ આ લઘુલેખ, પૂરો વચાયા પછી, કંઈ સહાયવાન લાગે, તો મારો શ્રમ કૃતાર્થ છે

યદ્યપિ સ્મૃતિકારોએ પુનર્લગ્નને સ્વીકાર્યું નથી,*તથાપિ તેમણે એક વિલક્ષણ જેવા રીવાજને, ધર્મયુક્ત ગણ્યો છે જે સ્ત્રીને પુત્ર ન હોય ને તેના પતિને એમ લાગે, કે પોતે પુત્ર ઉત્પન્ન કરી શકે એમ નથી, તો તે, પોતાની પત્નીને, પોતાના નાના ભાઇને, એક પુત્ર ઉત્પન્ન કરવા માટે, આપે આનુ નામ **નિયોગ** આ રીવાજ બહુ રીતે પળાતો હોય એમ લાગતુ નથી, પણ લખેલો છે ખરો એને ઉત્પન્ન થવાનું કારણ સ્પષ્ટજ છે આર્યલોકોને ધર્મવિના બીજુ મુખ્ય કર્તવ્ય હતું નહિ, એજ તેમનુ પરમશ્રેય હતુ, એટલે આપણે આગળ પિતૃઋણ કહી ગયા છીએ, તે છોડવામાટે, શ્રાદ્ધાજલિ દેનાર પુત્ર ઉત્પન્ન કરવોજ જોઇએ ઋણ, ત્રણ પ્રકારના છે વિશ્વચક્રરૂપ જે મહાયજ્ઞ, આગના પ્રકરણમા બતાવ્યો છે, તેના અધિષ્ઠાતા તત્ત્વરૂપ દેવ, તે પ્રસન્ન રહે, અર્થાત્ માણસો વિશ્વક્રમથી વિરુદ્ધ થઈ દુખી ન થાય, એ માટે, જે આવશ્યક યજ્ઞ, તે દેવઋણ વિદ્યાસપાદન કરી, બીજાને વિદ્વાન્ કરવામાટેની, પોતાની આવશ્યક ફરજ, તે બ્રહ્મઋણ, અથવા ઋષિઋણ.

* પરાશરનુ વારવાર સુચવવામા આવતુ **નષ્ટેમૃતે** એ વચન, માત્ર વાગ્દાન પરત્વે છે

પિતૃઋણ તો સમજાવેલું છે. બ્રહ્મચર્યાશ્રમ લઈ, વિદ્યા ભણવાથી બ્રહ્મઋણ છૂટે છે, ગૃહસ્થાશ્રમમા અગ્નિહોત્ર તથા નિત્યયજ્ઞ ઇત્યાદિથી દેવઋણ છૂટે છે, પણ પુત્ર ઉત્પન્ન કર્યા વિના પિતૃઋણ છૂટતું નથી. પુત્ર ન હોય તો, પોતે, તથા પોતાના પિતૃ, સર્વે અસદ્ગતિ પામેછે. આમ નિયોગની ઉત્પત્તિ છે વળી બીજી રીતે પણ, નિયોગની ઉત્પત્તિ સમર્થિત છે આર્યલોકોને વ્યભિચારનો બહુ અનાદર છે, તે એટલે સુધી કે, ગુરુતલ્પગામી [ જેના મિત્રતલ્પગામીને પણ ગણેલો છે ] જેવાને તો, દેહત્યાગવિના બીજી શિક્ષા નથી.* જેટલો વીર્યરક્ષાપર આગ્રહ છે, તેટલોજ ક્ષેત્રરક્ષાપર આગ્રહ છે. પરાક્રમરૂપ વીર્ય, અને શીલરૂપ રજ, ઉભયને સાચવવાના છે. વ્યભિચારિણી સ્ત્રીને પણ રાજાએ બજાર-વચ્ચે શ્વાનપાસે ચુંથાવવી, એવું સ્પષ્ટ વચન મનુમા છે અર્થાત્ પુત્ર ન થવાથી, સ્ત્રી ગુપ્ત અનાચારમા પડે, ને હીનસત્ત્વ સંકર પ્રજા ઉપ-જાવે,તે કરતા દીયરના શુદ્ધવીર્યથી શુભપ્રજા લાવે,એજ વધારે ઠીક એમ જાણી નિયોગ કલ્પ્યો હશે. નિયોગ લાંબો કાળ ચાલી શક્યો હોય, એમ લાગતું નથી, કેમકે દત્તક કરવાનો વિધિ અને વ્યવહાર, તરતજ દાખલ થયેલો જણાય છે. તેનાથી ગરજ સરે છે. પુત્રોત્પત્તિ તરફ એટલો બધો આગ્રહ છે, કે અમુક વયે, સ્ત્રી વંધ્યાજ છે, એમ નિર્ણય થાય, તો તેને તજી, બીજી કરવાની આજ્ઞા છે; પણ તજેલી સ્ત્રીને તેનો પતિ ભરણપોષણ ન આપે તો, તેને રાજાએ દંડ દેવો, એવું વિધાન છે કેમકે,

* આર્યશાસ્ત્રનો વિવાહ આત્મિક સબંધ છે, વૈષયિક નથી એટલે, આ-ત્મામાં દોષ-કરનાર વ્યભિચાર, તે આત્મહત્યા તુલ્ય ગુન્હો ગણાય છે જ્યા એ સબંધ વૈષયિકજ મનાય છે, ત્યાં વ્યભિચાર એક સામાન્ય નુકસાન જેવો મનાય છે આર્યશાસ્ત્રમાં વ્યભિચારને માટે દેહાન્ત પર્યંત દંડ છે,જ્યારે પાશ્ચાત્યનીતિમાં તે માટે માત્ર નુકસાનજ ભરી અપાય છે ! !

સ્ત્રી કદાપિ સ્વતંત્ર*છે નહિ એટલે, તે પોષણ ક્યાથી લાવે ? સ્ત્રીઓને અમુક અપરાધો માટે પણ થોડી થોડી મુદત, પોષણ આપી, તજવાની લખી છે, પણ કોઈ પ્રકારની ક્રૂરતા તેમના તરફ વાપરવાનું વચન નથી નિયોગ કહ્યો, તે સ્વતજ અણુગમો તથા કલેશ પેદા કરનાર હોવાથી, જલદીજ બધ થયો હશે,† પણ કલિકાલમાં તો તે હાનિજ કરશે એમ જાણી, પરાશર લખે છે કે 'અગ્નિહોત્ર, ગોમેધ, સન્યાસ માસસહિતશ્રાદ્ધ, અને દીયરથી પુત્રોત્પત્તિ' એ પાચ, કલિયુગમા યથાર્થ થવાનો સભવ નથી માટે, કરવા નહિ § આમાના, અગ્નિહોત્ર અને સન્યાસ તો, હાલ પણ થાય છે, તો તે માટે પણ કોઈ દેવલાદિ સ્મૃતિનો આધાર આપે છે, કે " જ્યાસુધી વર્ણવિભાગ છે, વેદ પ્રવર્તે છે, ત્યાસુધી એ બે તો કરવા " પ્રાચીનકાલમા, પુનર્લગ્નની જરૂર કદાપિ એથી પણ નહિ ઉભી થઈ શકી હોય, કે પતિ વિનાની સ્ત્રી નિયોગથી કરીને એક પુત્ર કરી લઈ,રક્ષણ સપાદન કરી શકતી હશે, ને પછી વૈધવ્યધર્મ પાળતી હશે જાણવાનુ છે, કે હાલ પણ, જો રક્ષણ એકલા માટેજ પુનર્વિવાહની જરૂર હોય, તો દત્તક કરવાથી તે અર્થ સહજ સરે એમ છે, ને ધર્મબુદ્ધિ સ્થિર હોય, તો વૈધવ્ય પળાય એમ છે પતિ ન હોય ત્યારે, અથવા તેના મરણ પછી, સ્ત્રીઓએ કેવો આચાર વિચાર રાખવો એ બાબત સ્મૃતિકા

*બાલ્યે પિતાથી, યુવાએ પતિથી, ને વૃદ્ધત્વે પુત્રથી, એમ સ્ત્રીનુ સર્વદા પારકાથી રક્ષણ છે એટલે તે સ્વતંત્ર નથી, એવો સ્મૃતિકારોનો આશય છે

×નિયોગ તરફ મનુ પણ અરુચિ બતાવે છે જુઓ અધ્યાય૯-૬૫-૬૮

†નિર્ણય સિંધુમા કમલાકરે કલિયુગમા ન કરવાના ૧૦૦-૧૫૦ માર્ગની યાદી આપી છે પરિચ્છેદ ૩ પ્રકરણ ૧ ^

રોએ બહુ સારો વિચાર કરેલો છે, પણ અત્રે વિસ્તાર કરવાની જરૂર નથી, બુદ્ધિમાન્ વાચનાર, જે સિદ્ધાન્તોનું-દિગ્દર્શન કર્યું છે તે ઉપરથી, સહજ અનુમાન કરી શકશે

**મહાયજ્ઞ:**—આપણે સંસ્કારોનો જે ક્રમ આપ્યો છે તેમા, મહાયજ્ઞ છેલ્લો છે, પણ તે, ગૃહસ્થને નિત્યકર્તવ્યરૂપ હોવાથી, શ્રાદ્ધાદિ કહેતા પહેલા, કહી લેઇએ. ગૃહ્યાચારના સમયમા, શ્રૌત યજ્ઞો કોઈ વાર કરવામા આવતા, પણ દેવ, ઋષિ, અને પિતૃ, એ ત્રણના ઋણમાંથી મુક્ત થવામાટે, બીજા પાચ યજ્ઞ ઠરાવેલા છે, ને તે નિત્ય કરવાજ જોઇએ એવી આજ્ઞા છે નિત્ય યજ્ઞ ન કરવાથી હાનિ થાય છે, વિશ્વક્રમાનુસાર આચાર ન રહ્યાથી હાનિ થઈ આવે છે. માટે તે, નિત્ય કરવાજ જોઇએ એ કરવામા, સહજ સુખ રહે એજ લાભ છે, બાકી ખાસ લાભ કાંઈ નથી, માટેજ નિત્ય કર્મથી હાનિ છે લાભ નથી એમ શાસ્ત્રો કહે છે. જ્યારે, મનોવિકાર નિર્મૂલ થઈ જાય અને સ્વાભાવિક રીતેજ શરીરસ્થિતિ બધાઈ જાય, અર્થાત્ વિરાગ થાય, ત્યારે નિત્યાદિ સર્વ કર્મનો ત્યાગ, સંન્યાસ, ઘટે તે પૂર્વે નહિ, એ પણ સમજવાનું છે નિત્યકર્મ, વિશ્વનિયમમા રહેવા માટે, આવશ્યક છે, એથી ખાસ લાભ નથી, માટે જો ખાસ ઇચ્છા હોય તો અમુક કર્મ પણ કહેલા છે, તેનું નામ નૈમિત્તિક કર્મ છે સંન્યાસીને ઉભયનો ત્યાગજ છે. નિત્ય યજ્ઞો કરવાથી, એટલો બધો લાભ માનેલો છે, કે તેમને મહાયજ્ઞ કહ્યા છે. બીજો પણ મહાયજ્ઞનો હેતુ છે. ગૃહસ્થાશ્રમ સર્વાશ્રમના નિર્વાહરૂપ છે, એ આશ્રમમા રહ્યાથીજ મોક્ષ થઈ શકે છે, એટલે સુધી એ આશ્રમની સ્તુતિ કરી છે. જો આ નિત્ય યજ્ઞાદિક ન કરાય, તો બીજા આશ્રમોનો નિર્વાહ,

જ્ઞાન પાનાદિથી થવો કઠિન થઈ પડે વળી સ્મૃતિકારો લખે છે કે ગૃહસ્થના ઘરમા પાચ સૂનાદોષ છે સૂના એટલે કસાઈને ઘેર જનાવર મારવાનું સ્થાન એ સૂનામા જેમ જીવહિંસા થાય છે, તેમ, અજ્ઞાત, પણ જીવહિંસા ગૃહસ્થના ઘરમા પાચ પ્રકારે થાય છે ખાડણીઓ, ચૂલો, ઘંટી, સમાર્જની, અને પાણીઆરણુ એ પાચ સૂનાસ્થાન છે, માટે પચસૂન દોષ પરિહારાર્થે પચયજ્ઞ કરવાની જરૂર છે **બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ,** અને **નૃયજ્ઞ,** એ પાચ યજ્ઞ અધ્યાપન, તર્પણ, હોમ, બલિ, અને અતિથિપૂજન, એ, આ પચ યજ્ઞના સ્વરૂપ, મનુએ ટુકામા કહ્યા છે પ્રાતઃકાળે બ્રાહ્મમુહૂર્તે ઉઠી શૌચાદિ સ્નાન કરી, સંધ્યાવંદન કરવુ આચમન, પ્રાણાયામ કરી, સૂર્યનુ સ્તવન તથા પ્રણવપૂર્વક ગાયત્રીનો જપ કરવો તે પછી પોતાના વેદ શાખાનુસાર પારાયણ કરવુ, અને બ્રાહ્મણે વિદ્યાર્થીઓને ભણાવવા આ, ઋષિઓના, બ્રહ્મ-વેદ-વિદ્યા-જ્ઞાન-ના ઋણથી મુક્ત થવાનો **બ્રહ્મયજ્ઞ.** પછી, નિત્યશ્રાદ્ધ, તર્પણ, ગૃહ્યોક્ત વિધિપૂર્વક કરવુ, તે **પિતૃયજ્ઞ,** વિવાહ સમયથી રાખેલા અગ્નિમા, વિધિપૂર્વક હોમ કરવો તે **દૈવયજ્ઞ;** અને ભૂમિઉપર બલિદાનાદિ મૂકવાં તે **ભૂતયજ્ઞ.** આ ત્રણે યજ્ઞ એક **વૈશ્વદેવ** વિધિમા પણ સમાવી શકાય છે, માટે ગૃહસ્થોને **બ્રહ્મયજ્ઞ** પછી, જો આ ત્રણે ન બને તો, **વૈશ્વદેવ** કરવાનો કહ્યો છે દેવઋણ અને પિતૃઋણ એ બે, આ ત્રણ યજ્ઞોથી છૂટે છે પછી અતિથિપૂજન કરવાનું છે જેને નક્કી તિથિ નથી, આવવાની કે જવાની, ને જે એક રાત્રી કરતા વિશેષ તિથિ કહીં રહેતો નથી, તે અતિથિ અતિથિ પૂજન છે, માટે ઉંચ વર્ણનાને ઘેર ઉતરતા વર્ણનો અતિથિ ન ગણાય, એટલે, ભોજનમા અતિથિની

પેરે, પ્રથમે ભોજ્ય નહિ, પણ પોતાની સાથે ભોજ્ય ગણાય વિદ્વાન બ્રાહ્મણ અતિથિ હોય, તો તેના બહુ બહુ રીતે, સેવા, સત્કારાદિ કહ્યા છે. અતિથિને જમાડી, ને પછી ગૃહસ્થે જમવું, આનુ નામ **નૃયજ્ઞ.** આ પાચ યજ્ઞ કરતા વધેલુ અન્ન, તે યજ્ઞશેષ કહેવાય છે, ને જે યજ્ઞશેષ જમનારા છે તેને મોક્ષ મળે છે જેઓ યજ્ઞમાટે નહિ, પણ કેવલ ઉદર માટેજ પાક કરે છે, તે પાપ માત્રનુજ ભોજન કરે છે, એમ સ્મૃતિકારોનો આગ્રહ છે આજકાલ તો પાચે યજ્ઞ નિર્મૂલ થયા છે, ત્રિવર્ણ તો શુ, પણ બ્રાહ્મણોએ પૂરૂ પાશરૂ કાઈ કરતા નથી સર્વે પોતપોતાના ધર્માનુસાર દેવાર્ચનાદિ કરે છે એટલો **બ્રહ્મયજ્ઞનો** ભાસ છે, અને છેલા **નૃયજ્ઞનો** ભાસ ફક્ત ગાય કુતરાની ચાનકીમાજ થાય છે શ્રાદ્ધ સંવત્સરીએ બ્રાહ્મણ જમવા નોતરીએ, ત્યારે વૈશ્વદેવનુ નામ સાભળીએ છીએ

**આગ્રહણ, અષ્ટકા, ઉત્સર્ગ, ઉપાકર્મ**—વાસ્તવિક રીતે જોતા, પચમહાયજ્ઞ અને આ ચાર સહિત બીજા શ્રાદ્ધાદિ, તે સ-સ્કારમા ગણાય નહિ જેથી કરીને, કાઇ ફેરફાર, કાઇ નવું થાય, તે સસ્કાર. ત્રિવર્ણને દ્વિજ કરવારૂપ, ખરા સસ્કાર, તો ફક્ત, વિવાહ-સુધીના ૧૬ જ છે, એટલે વ્યવહારમા, સોળ સસ્કાર એવું બોલવા માનવાનો રીવાજ છે પચયજ્ઞ તો નિત્યકર્મ છે, અને શ્રાદ્ધાદિ પ્રા-સગિક કર્મ છે. પચયજ્ઞ નિત્યે કરવાજ જોઇએ, ન કરાય તો ફરી સસ્કાર કરવા પડે એવી ભ્રષ્ટતા આવી જાય, શ્રાદ્ધાદિ તો યથાશક્તિ કરવાના છે. આમ હોવાથી પચયજ્ઞ તથા શ્રાદ્ધાદિક ગૌણ રીતે સ-સ્કારમા ગણાય છે, બાકી વિવાહાન્ત સોળ, તેજ આવશ્યક સસ્કાર છે, જે શ્રદ્ધામાત્રથી કરેલુ, તે શ્રાદ્ધ શ્રદ્ધા, અર્થાત્ મારા પિતૃને

અમુક ફલ થાઓ એવો દૃઢ સંકલ્પ, ન હોય, તો શ્રાદ્ધ નિષ્ફલ થાય છે. શ્રાદ્ધાદિ વિવેક બહુ લાંબો અને ગુંચવણ ભરેલો છે, તે હેમાદ્રિ, નિર્ણયસિંધુ, આદિ કોઇ કર્મકાંડના ગ્રંથોથી મળી શકશે. અત્રે ટુંકામા થોડુ લખું છું. ગૃહસ્થ મરી જાય, એટલે તેનો જીવ પ્રેત થાય છે, પ્રેતથી પિતૃ થવામાટે પ્રથમ ૧૨ દિવસના શ્રાદ્ધ છે. મરનારને, વિવાહસમયથી ઘરમા સ્થાપેલા અગ્નિવડે, અંત્યેષ્ટિ વિધિપૂર્વક બાળવો જોઇએ. મૂલ આરણ્યકોથી જણાય છે કે, મરનારની સ્ત્રીને શ્મશાન સુધી સાથે લઇ જઇ પાછી લાવતા, તથા મરનારની સાથે એક ગાયને બાળતા. ગાયને બાળવાનો વિધિ અનુસ્તરણી નામે કહેવાય છે. સ્ત્રીને આ પ્રમાણે લઇ જવામાથી સતીનો ચાલ ઉત્પન્ન થયો હોય એમ મનાય; ને અનુસ્તરણીનો વિધિ તો, હાલ પણ, મસાણગાય આપાવવામા, તથા મરનારને પુણ્ય કરાવતી વેળે ગાય અપાવવામા, કે કાંઈ નહિ તો, શ્રાદ્ધમા વાછડી વાછડો પરણાવવામા, હયાત છે. મરવાના દિવસથી આરંભીનેજ શ્રાદ્ધ કરવાના શુરૂ થાય છે. એકંદરે શ્રાદ્ધના મુખ્ય ચાર પ્રકાર છે; એકોદ્દિષ્ટ, સપિણ્ડન, પાર્વણ, અને નાન્દી. નાન્દીશ્રાદ્ધ, પુત્ર જન્મ કે વિવાહાદિકમા આનંદમાટે કરાય છે; પિતૃને શ્રાદ્ધાદિથી તૃપ્ત કરનાર ઉત્પન્ન થશે કે થયો, એ માટેના આનંદનું એ શ્રાદ્ધ છે, માટે નાન્દી. બાકીના ત્રણ તે મરણ પામેલા પ્રેતસંબંધી છે. એકોદ્દિષ્ટ, એટલે વિશ્વેદેવારહિત, અને એકજ પિણ્ડ સહિત; તે ત્રણ પ્રકારનું છે; નવ, નવમિશ્ર, અને પુરાણ, પ્રેતના પ્રથમ દિવસથી દશ દિવસસુધી શ્રાદ્ધ તે નવ. એકાદશાથી તે ઉન-વર્ષી સુધીના ઉનમાસિક, અન્વાહાર્યાદિ શ્રાદ્ધ તે નવમિશ્ર. પુરાણ સંબધે બે પક્ષ છે. એકમા એમ છે કે બારમાને દિવસે સપિણ્ડન

કર્યા પછી, પ્રતિસંવત્સરે, પિતા પિતામહ અને પ્રપિતામહનું, પાર્વણ શ્રાદ્ધની પેઠે શ્રાદ્ધ કરવું; બીજામાં એમ છે કે સપિણ્ડન પછી પ્રતિ સંવત્સરે, માતા પિતાનું, એકોદ્દિષ્ટ પ્રમાણે શ્રાદ્ધ કરવું. દેશાચાર પ્રમાણે વિભાગ પડયા છે, દક્ષિણમાં સંવત્સરીઆદિ પાર્વણ પ્રમાણે કરે છે, આપણામાં—ગૂજરાતમાં—એકોદ્દિષ્ટ પ્રમાણે કરે છે, મતલબ કે સપિણ્ડન પછીનાં અન્વાહાર્ય, (નાબ્દિક, સાંવત્સરિક, મહાલય, ઇત્યાદિ શ્રાદ્ધ તે પુરાણ. સપિણ્ડન શ્રાદ્ધ બારમાને દિવસે કરાય છે, પ્રેતના પિણ્ડને પિતૃઓના પિણ્ડમાં મેળવવો તે સપિણ્ડન.* બાકી, જે અમાસ, પુનમ, દીવાળી, દશરા ઇત્યાદિ પર્વને દિવસે શ્રાદ્ધ તે બધાં પાર્વણ. આપણે, મથાળે જે આગ્રયણ અને અષ્ટકા બે નામ આપ્યાં છે તે પાર્વણ શ્રાદ્ધ છે, અને ઉત્સર્ગ ઉપાકર્મ પણ તેવાંજ કર્મ છે અશ્વિનમાસની પૂર્ણિમાએ કે એટલામાં નવા અન્નથી ઇષ્ટિ કરવી તે આગ્રયણ, માગશરથી ફાગણ સુધીની કૃષ્ણપક્ષની અષ્ટમીએ શ્રાદ્ધ, તે અષ્ટકા (આગળનું સપ્તમીનું પૂર્વેદ્યુ, અને પાછળનું નવમીનું અન્વષ્ટકા, તે સહિત). માર્ગશીર્ષ વા પોષમાં વેદનો વિધિપૂર્વક ત્યાગ કરાય છે, તે ઉત્સર્ગ, અને શ્રાવણમાં કે બીજા કાળમાં તેનો વિધિપૂર્વક સ્વીકાર એ ઉપાકર્મ. સંસ્કારે સંસ્કારે બ્રાહ્મણ ભોજન, વસ્ત્ર દ્રવ્યાદિ દાન, એ બધું કહેલું છે, પણ બ્રાહ્મણ ભોજનનો બધો વખત અવધિ ઠરાવેલો છે. શ્રાદ્ધપક્ષે તો બહુ વિદ્વાન, પવિત્ર, અને શુદ્ધ બ્રાહ્મણનેજ બોલાવવાનું લખે છે, તથા વિસ્તાર ન જ કરવો એવી સ્પષ્ટ આજ્ઞા છે. આમ છતાં, આપણે અભિમાનથી, ભોજનના

*પિણ્ડ એટલે શરીર, દેહ, તે ઉપરથી જે પિણ્ડ એટલે ચોખાના લોટના પિણ્ડ મૂકે છે તે, તે દેહના પ્રતીક, એ જાણવું

વિસ્તારરૂપ જમણવારોમા પડી, દુ:ખ વઠતા, શાસ્ત્ર માથે અ.ણ ચઢાવીએ છીએ શ્રાદ્ધમા માસવિના ચાલેજ નહિ એવો પ્રાચીન સપ્રદાય છે, પણ, મધુપર્કમા તેમ શ્રાદ્ધમા, કલિયુગ માટે, એ રીવાજ સ્મૃતિકારોએ મના કર્યો છે શ્રાદ્ધ વિચારમા એ પણ બતાવેલુ છે, કે શ્રદ્ધથી દૂર પડેલા પિતૃ તૃપ્ત કેમ થાય, વા ફલ કેમ આપી શકે, તો તેનુ એમ છે, કે પિતૃલોકના દેવ વસુ રુદ્ર, સૂર્યાદિ, પિતા પિતામહ પ્રપિતામહાદિ પિતૃરૂપે, તૃપ્ત થઈ, મર્ત્યને સુખશાન્તિ કરે છે*

આ પ્રમાણે સક્ષેપથી ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ છે ગૃહસ્થે, કહ્યા તે બધા ધર્મકૃત્ય કરવા, ને બાકીના સમયમાં આજીવીકા માટે સ્વવર્ણાનુસાર કર્મમા પ્રવૃત્ત થવુ દાન, દયા, સત્ય, એ ઉપર નિષ્ઠા રાખવી, શક્તિ હોય તો બને તેવા શ્રૌતયજ્ઞાદિ પણ કરવા, અને આ લોક પરલોક ઉભય સુધારવા

ગૃહસ્થાશ્રમમા રહીનેજ, વ્યવહારમાર્ગ તજી, પુત્રાદિ ઉપર ભાર નાખી, બ્રહ્મભજન કરી મોક્ષ પમાય, એમ પણ મન્વાદિનુ મત છે. એમ ન બને, અને એકાન્તની ઇચ્છા હોય, તો દેવ પિતૃ અને ઋષિના ઋણથી મુક્ત થઇ, પોતાને શરીરે શિથિલતા, તથા માથે પળિઆ આવેલા જોઇ, ગૃહસ્થે એકલા કે સ્ત્રીસહિત, વિવાહાગ્નિને લઈને કે પુત્રને સોપીને, વનવાસ કરવો, ત્યા ફલફુલાદિ ખાઇ, વલ્કલાદિ પહેરી, સાત્વિક આહારવિહાર રાખવો, અને શ્રવણ મનન, નિદિધ્યાસનથી, બ્રહ્મભાવના દૃઢ કરી-સર્વાત્મભાવ,-આત્મવત્ પ્રેમ-

*શ્રાદ્ધાદિ તો હાલ પણ ચાલેજ છે, તફાવત એટલોજ છે કે સ્પષ્ટ મના કરેલી એવી જમણવારોમા આપણે ફસાયા છીએ

ભાવ શીખવો. એ પ્રમાણે વાનપ્રસ્થધર્મ પાળતા જ્યારે લોકૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણા એ ત્રણે એષણા મટે, અર્થાત્ કશામા જીવ રહે નહિ, બધું વિષતુલ્ય અનિત્ય, નકામું લાગે, એવો તીવ્રવિરાગ થાય કે સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો. વિરાગ એજ સંન્યાસનું બીજ ? માટે ગૃહસ્થાશ્રમમાથીજ વિરાગ થાય, તો ત્યાથી પણ સન્યાસ લેવાનું સ્મૃતિસંમત છે. ઉપનિષદોમા તો, આશ્રમસમુચ્ચય, એટલે એક પછી એક આશ્રમ એવો ક્રમ, માન્ય નથી; તે પ્રમાણે તો બ્રહ્મચર્યમા, કે શુકદેવની પેઠે જન્મની સાથેજ, જ્યારે વિરાગ થાય ત્યારે, સંન્યાસ લેવાની આજ્ઞા છે. સંન્યાસીના ધર્મ, મુખ્ય કરી, આત્મભાવ, યોગાભ્યાસ, નિરપેક્ષ અન્નાહાર, અને મોક્ષનિષ્ઠા, એટલા કહ્યા છે. સંન્યાસનો અધિકાર બ્રાહ્મણમાત્રનેજ છે, છતા ક્ષત્રિય વૈશ્યને વિરાગ થાય તો, વનવાસ કરી બ્રહ્મવિચાર કરવાની છૂટ છે. ક્ષત્રિયને ત્રણ આશ્રમની રજા છે, વૈશ્યને બ્રહ્મચર્ય ને ગાર્હસ્થ્ય બેની, તથા શૂદ્રને એકલા સર્વસાધક ગૃહસ્થાશ્રમનીજ રજા છે. અધિકાર સંબંધે આપણે આગળ કહી ગયા છીએ, ને જ્ઞાનમાર્ગ પરત્વે, સર્વનો અધિકાર સરખો છે, એ સાબીત કરી આવ્યા છીએ.

આટલે સુધી આશ્રમવ્યવસ્થા થઇ. હવે સંક્ષેપથી વર્ણ ધર્મ કહીએ. અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન, યાજન, એ છ કર્મ, બ્રાહ્મણના છે; ને અધ્યયન, દાન, યજન, એ ત્રણ, ક્ષત્રિય વૈશ્યનાં છે; શૂદ્રને સેવાજ છે. બ્રાહ્મણોમા પણ હાલ કેટલાકે અધ્યાપન, પ્રતિગ્રહ, ને યાજન, મુકી દીધેલાં છે, તેથી દરેક નાનમા

ગુરુ ( ગોર ) અને યજમાન, જેને ગૃહસ્થ ને બ્રાહ્મણ એવા ખોટા* નામથી પણ વ્યવહરે છે, તે વિભાગ પડેલા છે. બ્રાહ્મણ જો પોતાના આશ્રમોક્ત કર્મથી ભ્રષ્ટ હોય, તો બહિષ્કાર પામે છે, ને કોઇ ક્રિયા કરવામા કામ લાગતો નથી, તેને દાન આપવાથી પણ દોષ કહ્યો છે. દાન લેનાર બ્રાહ્મણ ઘણો આચારવાન્ હોવો જોઇએ, નહિ તો તેણે દાન ન લેવું એવી આજ્ઞા છે. ભિક્ષા માગવાની પણ રજા નથી, બ્રાહ્મણને અધ્યાપનને માટે પણ દ્રવ્ય લેવાની રજા નથી, કારણ કે એનો તેના બ્રહ્મયજ્ઞનો વિભાગ છે. ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણે, કહ્યા તે છ કર્મ ઉપગત, આજીવિકા માટે જરૂર પડે તો, વ્યાપારાદિ કર્મ કરવા, પણ સેવાદિ કદાપી ન કરવા× ક્ષત્રિય ધર્મમા, અધ્યયન, દાન, યજન, એ ઉપરાંત રાજધર્મનો સમાવેશ છે. નીતિયોગ્ય વિદ્યા સંપાદન કરી, રાજ્ય વ્યવહાર કેમ ચલાવવો, ન્યાય, વ્યવસ્થા, વિગ્રહઆદિ કેમ નિભાવવા, એ બધો વિસ્તાર ઘણી સૂક્ષ્મ-રીતે સ્મૃતિકારોએ કર્યો છે.

* બ્રાહ્મણોની સભા કરી, તેની સંમતિ પ્રમાણે ચાલવાનુ ઠરેલુ છે પ્રજાના ધર્મકૃત્ય, તથા સુખશાન્તિ ઉભય તેણે સાચવવાના છે, ને તેને પ્રજાના ધર્મ તથા કર્મનુ ષષ્ઠાંશ રક્ષણના બદલામા મળે છે. રાજાને શસ્ત્રવૃત્તિ એ ઉપરથીજ કહે છે. ન્યાય સંબંધે જાણવા જેવું છે, કે યદ્યપિ રાજાઓ સભા રાખતા, ને તેમા ન્યાય થતો, છતા દીવાની કામોના ચુકાદા પંચથીજ થતા આર્યમંડળમા, કુટુબ. એ મંડળીનું બિંદુ છે, વ્યક્તિ એ મંડળીનું બિંદુ નથી. પ્રથમ કુટુબ,

---

* કેમકે ગૃહસ્થતો બન્ને છે, ને બ્રાહ્મણ પણ બન્ને છે

× મૂર્તિસેવાથી પણ નિર્વાહ ન કરવો એ કરવામાથીજ ભયડા થયેલા છે.

ઘણા કુટુંબનું ગોત્ર, ઘણા ગોત્રની નાત, ને નાતોના મુખ્યલોકોનું મહાજન-પંચ. ન્યાયની ને આચારાદિની દેખરેખ, પંચદ્વારા બહુ સારી ચાલતી, અને સુખશાન્તિ સારી હતી. આમા જે ફેરફાર થઈ જઈ વ્યક્તિનેજ મંડલનું બિંદુ કરવાનો પ્રયત્ન હાલ ચાલે છે, તે પરત્વે આ વાત આગળ ઉપર આપણે ફરી વિચારીશું. બીજી એક વાત પણ જોવાની છે. રાજાએ જે દંડ દેવાના છે, તેના વિવિધ પ્રકાર છે, પણ તેમા ઉંચ વર્ણને નીચ વર્ણ કરતાં વધારે દંડની વ્યવસ્થા રાખેલી છે. અર્થાત્ બ્રાહ્મણને શરીરવધ નથી, છતા દંડ તો સર્વથી ઘણામા ઘણો છે, એટલે એકજ પ્રકારના ગુના માટે શૂદ્ર કરતા બ્રાહ્મણને ચાર છગણો દંડ છે. આ વાત, તથા આગળ આપણે બ્રાહ્મણ ભોજનમા વિસ્તાર ન કરવાની વાત કહી છે તે, તેમજ બ્રાહ્મણનો સહજમા બહિષ્કાર, તેને દાન લેવાની મના, ઇત્યાદિથી બ્રાહ્મણોએ સ્વાર્થને માટે શાસ્ત્ર રચ્યા છે એ કલ્પના કાંઇક શિથિલ લાગશે. રાજ પ્રકરણ સંબધી સ્મૃતિઓ, તથા મયુખ મિતાક્ષરાદિ ટીકાઓ, મહાભારતાદિ ઇતિહાસો, કામન્દકાદિ નીતિશાસ્ત્રો, પંચતંત્રાદિ વાર્તાઓ, નાટકો, કથાઓ, એમ અનેક ગ્રંથ છે, તે વિશેષ જાણવાની ઇચ્છા હોય તેણે જોવા વૈશ્યને પણ ધર્મકૃત્ય ઉપરાત, કૃષિ, ગોરક્ષા, અને વ્યાપારકલા, એ કર્મ સંમત 'તથા શૂદ્રને સેવા કારીગરી ઇત્યાદિ છે. આ પ્રમાણે વર્ણ ધર્મ કહ્યા છે, ને સંકર જાતિધર્મ પણ વર્ણવેલા છે, જે થોડાકના આપણે આગળ બતાવ્યા છે. આવી વ્યવસ્થા છે, પણ સ્મૃતિકારોએ એક આપદ્ધર્મનું પ્રકરણ-રાખ્યુ છે, તેમાં જણાવ્યું છે, કે આપત્તિકાળમા, જે જેને વિહિત નથી, તે કરવાની પણ તેને રજા છે. સર્વ વર્ણ, જાતિ, અને આશ્ર-

મનો, ગૃહ્યોક્ત ધર્મ આ પ્રમાણે સમાપ્ત કરતા, ધર્મનુ સામાન્ય લક્ષણ, સર્વને પાળવાનુ, મનુએ કહ્યુ છે તે કહીએ. **ધૃતિઃ ક્ષમા દમોऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम्.** આ પ્રમાણે વૈદિક કાલથી આરભાયલી ધર્મવાસના, આર્યાવર્તમા* સ્થિર વ્યવસ્થાને પામે છે વર્ણ, આશ્રમ, અને જાતિની વ્યવસ્થા હાલ પણ કાયમજ છે.

---

* આર્ય શબ્દના અર્થ સબધે, પ્રકરણ બીજાને આરભે તથા અતે, આપણે વિચાર કર્યો છે વેદકાલ સુધીની વાત, આર્યપદવાચ્ય આખા સમૂહને લાગુ પડી શકે તેવી છે, પણ બ્રાહ્મણકાલ તથા સૂત્રકાલ, એ વ્યવસ્થા તો કેવલ હિદીઆર્યોનેજ માટે છે પાશ્ચાત્ય આર્યો, તે દેશના હવા-પાણીમા બીજીજ વ્યવસ્થાએ ઉતર્યા છે, ને તેમણે તો, કાલાતરે, પોતાનુ આર્યત્વ ખોવા જેવુ, પણ કર્યું છે —પોતાની આર્યવાસના વિરુદ્ધ સેમિ-ટિક ધર્મ પ્રેરિત ઇશ્વર-ક્રિશ્ચાઆનિટિ-સ્વીકાર્યો છે આર્યશબ્દ ત્યારે આપણેતો કેવલ હિદી આર્યો માટેજ વાપરીએ છીએ એ લક્ષમા રાખવુ આર્ય શબ્દ, મૂલે, ઋ=જવુ એ ધાતુ પરથી થયો છે ને જવા યોગ્ય, શ્રેષ્ઠ પૂજ્ય, એવો અર્થ બતાવે છે અર્વાચીનભાષા શાસ્ત્રીઓ માને છે કે સંસ્કૃત ગ્રી , લેટીન ઇત્યાદિની માતૃભાષા કોઇ બીજીજ હોવી જોઇએ, જે હાલ નાશ પામી છે તે ભાષામા, અર=ખેડવુ એ ધાતુ હશેજ, કેમકે સંસ્કૃત-માથી તેનો લોપ થયો છે, પણ લેટીનમા તે છે, ને તે ઉપરથી ( આરિ-આઇ=ખેડુત, એવા લેટિન શબ્દો થયા છે, અર્થાત્ ,અર ધાતુ ઉપરથીજ, આર્ય શબ્દ પણ હોવો જોઇએ, ને કૃષિકાર એટલાજ અર્થમા, મૂલ સમગ્ર આર્ય સમૂહનો વાચક હોવો જોઇએ ગમે તેમ ધારો, પણ આર્ય એટલે પૂજ્ય, શ્રેષ્ઠ, સુધરેલા એ અર્થ કાયમજ છે એનાજ ઉપરથી ગુજરાતીમા ક્ષે એ શબ્દ થયો છે स आर्य=आ अज्ज=हिं अजि=जू ज्ञे

# પ્રકરણ ૫.

## તત્વવિચારનું પૂર્વરૂપ--શંકા, નાસ્તિકતા.

## ચાવાક, બુદ્ધ, જિન.

આટલે સુધી જે તપાસ કરી તેમા મૂલ ધર્મ વિચાર, વૃદ્ધિ પામતે પામતે ક્યા અટકયો તે જોઈ શક્યા છીએ. ધર્મ શબ્દનો મનુઆદિએ કરેલો, મનકર્મની શુદ્ધતારૂપ સામાન્ય અર્થ, ધર્મ-વિચારની ઉત્પત્તિ અને તેનો ક્રમ, એ ઉભયનો ખુલાસો કરવાને પૂર્ણ નથી; એ અર્થ, ધર્મવિચાર, અમુક સ્થિતિએ પહોચ્યા પછી ઉઠેલો છે, પણ મૂલ ધર્મ વિચાર પરત્વે કામનો નથી. ધર્મ શબ્દનું જે લક્ષણ આપણે બાધ્યું છે, તે ફરીથી વિચારી, આટલે સુધી જે શોધ આપણે કરી ગયા, તે પરત્વે લગાડીએ. માણસના મનમા જે પરમાનંદ માટે સ્વાભાવિક વાછના છે તે પૂર્ણ કરવાનો પ્રયત્ન, એમ ધર્મલક્ષણ બાધેલુ છે. એનું પૃથક્કરણ કરી જોતા જણાશે, કે માણસ પોતે અપૂર્ણ છે, પોતાની અપૂર્ણતાને પૂર્ણ કરનાર, પોતાની નિત્યની ગરજો પૂરી પાડનાર, સુખ કરનાર, ભય હરનાર, પોતાની આસપાસ કોઈ બીજું છે, એવો એક વિચાર પ્રથમ ઉઠે છે. આ વિચારમાથી દેવ, ઇશ્વર, આદિ ભાવના જન્મ પામે છે. પછી પોતે ઇચ્છેલુ સુખ કેવું હોય તો સારૂં, તે પૂર્ણ રીતે પ્રાપ્ત થયેલું ક્યારે મનાય, દેવાદિક જે સુખ આપે છે તેથી અધિક આપી શકે કે નહિ, ઇત્યાદિ વિચારથી મોક્ષ સુધીનું સ્વરૂપ બંધાય છે, ને તે મોક્ષપરત્વે, પ્રથમ ભાવનાથી ઠરાવેલા દેવાદિનો સંબંધ સ્થિર કરાય છે,–એમ આચાર, વિચાર, નીતિ, એ બધાંનું મોક્ષ સાધી શકે એવું સ્વરૂપ ઘડાતું

ચારે છે આ બે અંશ, મોક્ષ આપનાર દેવાદિ ભાવના અને મોક્ષ સાધક આચાર સાથેજ ચાલી, ધર્મનું સ્વરૂપ બાંધે છે મોક્ષસ્વરૂપ અને નીતિ, એ બેનો, આવો નિકટ સબંધ છે, એટલે ધર્મ શબ્દની એ બે શક્તિમાંથી એકનેજ વળગીને ધર્મનો શોધ કરનાર, ખોટા કે અનિશ્ચિત પારિણામ ઉપર જ આવે દુનિયામાં જે સુધારા કે આચાર, આ બેમાના એક અંશનેજ વળગીને ઘડાયા છે તે બહુ લાંબો કાલ જીવી શક્યા નથી આ બે અંશોએ, આપણે જોઈ ગયા તેટલું ધર્મસ્વરૂપ બાંધેલું છે ઘણાએક દેવાદિને શ્રૌત યજ્ઞવડે સંતોષવા, ગૃહ્યોક્ત આચારોથી સંતોષવા, અને ઐહિક સુખ પામી પારલૌકિક સ્વર્ગમાં આનંદે વસવું એ આપણે જોઈ ગયા તેટલા ધર્મસ્વરૂપનો નિષ્કર્ષ છે ત્યારે સહજજ એવી શંકા થાય છે, ને તે પ્રાચીન ઋષિઓને થયેલિ હોવીજ જોઇએ, કે સ્વર્ગ એજ શું પરમ સુખરૂપ છે ? દેવતાઓ યજ્ઞાદિથી સંતોષ પામી, શું નિરંતર ઐહિક સુખ આપેજ છે ? સ્વર્ગમાંથી પણ પુનર્જન્મના ક્લેશમાં તો આવવાનું જ છે, દેવતા પણ યજ્ઞાદિથી કાંઈ નિરંતર સુખ આપતા નથી, દુઃખ ક્લેશ બધાએ સદાચરણીને પણ પીડે છે, ત્યારે સુખ—મોક્ષ—ના વિચાર બદલાવાજ જોઇએ, યજ્ઞાદિ કરતા બીજા કોઈ આચાર પણ, તે બદલેલા વિચારને અનુકૂલ ઠરાવવાજ જોઇએ આવા તર્ક પણ, મૂલ દેવયજ્ઞાદિ ભાવના સાથેજ, આપણે વેદમંત્રોમાં જોયા છે એમાંથીજ ઉપનિષદોના સર્વાત્મભાવરૂપ મોક્ષ, અનાદિ મિથ્યા માયાનુસાર દુઃખાદિ નિયમ, તથા જ્ઞાન એજ પરમ આચાર, એ બધાં ઉત્પન્ન થયા છે દેવ યજ્ઞ સ્વર્ગ એ બધા ગૌણ કર્યા છે, મિથ્યા કર્યા છે, અજ્ઞાનીઓને રસ્તે ચડાવનાર કર્યા છે,

ચિત્તશુદ્ધિ માટે ઉપયોગના કર્યા છે. એ પણ ત્યારે વિચારવાનુ છે કે જ્યારે વિશ્વક્રમને એકજ સમયે માણુસો બે રીતે, કલ્પનામય ભાવનાથી અને યાથાતથ્યરૂપ તત્ત્વદષ્ટિથી, સમજે છે ત્યારે દેવાદિની ઉત્પત્તિ કરતા તત્ત્વદષ્ટિની ઉત્પત્તિજ ધર્મપ્રવર્તક કેમ નથી? દેવ એવી કલ્પનામાત્રમા શામાટે માણસે પડવું જોઇએ? ધર્મબુદ્ધિનો યથાર્થ ક્રમ અને તેનુ તત્ત્વદષ્ટિમા પર્યવસાન, એ સમજવા માટે, આપણે યાદ રાખવું જોઇએ, કે આપણને જે બુદ્ધિ હાલ પ્રાપ્ત થઇ છે, જેનાથી આપણે આવા પ્રશ્ન કરીએ છીએ, તે લગભગ છ સાત હજાર વર્ષની કેળવણીથી મળેલી છે, તેથી મૂલમનુષ્ય, ફક્ત હાથ પગ ને આખો તથા વિચારવાના મન સહિતનું મનુષ્ય, તેણે કેવી રીતે વિશ્વક્રમનુ જ્ઞાન હાથ કર્યું, ને વધતે વધતે આપણે છીએ તે રૂપમા તે શી રીતે આવ્યુ, એ સમજવા સારૂ, આપણે આપણો છ સાત હજાર વર્ષનો અનુભવ ભુલી જવો જોઇએ છીએ. કેવલ પ્રાય ઇન્દ્રિય તથા મન અને આત્માવાળા મનુષ્યને, વિશ્વચક્રના ચમત્કારિક પદાર્થો અને સબવોએ, કેવી અસર કરી હશે, તે હવે જોવાનુ છે. એ જાણવા માટે બાલકોની ચેષ્ટા તપાસીએ, તો સહજ અનુમાન બને તેમ છે પણ વિદ્વાન્ શોધકોએ એવો નિર્ણય કર્યો છે, કે વિશ્વચક્રના પદાર્થોના પ્રથમાવલોકન સબધે તો, મનુષ્ય અને પશુ એ ઉભયનો, અનુભવ સરખોજ હોય છે; માટે પશુના સંસ્કારો તપાસવાથી, મનુષ્યની મૂલપ્રવૃત્તિ વધારે સ્પષ્ટ રીતે સમજવાનો સભવ છે. હાલમા એ નિર્ણય થઈ ચુકેલો છે, કે મનુષ્યો, શરીર, અને બુદ્ધિ સુધા પશુમાથીજ ઉત્પન્ન થયેલા છે, ને તેમનામા ને પશુમા ફરક એટલોજ છે, કે પશુઓ માત્ર અવલોકનજ કરેછે, પણ

માણસ પોતાની ઇન્દ્રિયદ્વારા કરેના અવલોકનના વ્યવહારનું પણ પુનઃ અવલોકન કરી શકે છે,* બાલદૃષ્ટિની સાથેજ આતર દૃષ્ટિ કરી શકે છે, પ્રત્યગ દર્શન પામે છે માણસની માનસિક શક્તિના, આવા દ્વિર્ભાવને લીધે, આવા પ્રત્યગ દર્શનને લીધે, તેનામા અનુભવ વડે, ઇચ્છા જ્ઞાન બુદ્ધિ ધર્મકલ્પના આદિ દૃઢ રીતે સ્ફુરી ઉઠે છે. પણ એ બધા થતા પહેલા, મૂલ અનુભવ તો, મનુષ્ય અને પશુ ઉભયનો એમ્જ પ્રકારનો હોય છે. ત્યારે હવે ધર્મવાસનાની મૂળ પ્રવૃત્તિનુ સ્વરૂપ જડવુ કઠિન નથી. × સૂક્ષ્મ અવલોકનથી સહજ જણાય છે, કે જે જે વસ્તુ પદાર્થ (અપરિચિત) પશુના દીઠામા આવે છે, તેને તે પોતાના જેવું, સજીવ માને છે, ને તેનામા પોતાને અનુકૂલ કે પ્રતિકૂલ વર્તવાની શક્તિ આરોપે છે, પરિચય થતા તે વસ્તુ કે બનાવની દરકાર કરવી મૂકે છે. આથી વધારે તે કરી શક્તું નથી માણસ પણ પોતાનામાના આ પશુઅશને અનુસરી જે જે વસ્તુ બનાવ કઇ દેખે છે, તેને પોતાના જેવું સજીવ ધારી અનુકૂલ પ્રતિકૂલ પ્રવૃત્તિ કરવા

---

* પશુ, કીટ, પતગાદિ ને મનુષ્ય, એ બેનો ફરક બુદ્ધિ, જ્ઞાન, એટલામા છે, એવું માનવુ સરજ્હોન લબક્ના કીડી, મધમાખ વગેરે પર કરેલા સૂક્ષ્મ અનુભવોથી ખોટું ઠરેલ્રુ છે, ને તેમને પણ બુદ્ધિ આદિ છે એમ મનાયુ છે

×ધર્મ વાસનાના મૂલ સ્વરૂપવિષે, હર્બર્ટ સ્પેન્સર-સોસીઓ લોજી; ટાઇલર-પ્રાઇમિટિવકલચર, મેક્ષમૂલરના ધર્મ કલ્પનાની ઉત્પત્તિવિષે અનેક લખાણ, ફોક્ષ-માઇથોલોજી ઓફ ધી આર્યનેશન્સ' ઇત્યાદિમા ઘણા વિચાર છે, તે ઉપરાત, વિનોલી ન મના શોધકના-મિથ અને 'સાયન્સ નામના-ગ્રથમાના વિચારોનો અત્રે મુખ્ય આધાર છે.

સમર્થ ધારે છે. એનુ નામ જીવારોપણ. આ જીવારોપણ થવા લાગ્યુ, કે તે ગમે ત્યા પણ થાય છે. ચમત્કારમા, પર્વતમા નદીમા, અધારામા, દેવતામા કે છેક એક પથરાના કટકામા, કે ચીથરાના ધાગામા પણ આવું જીવારોપણ થવાના સમયથીજ પોતાના જેવા સત્ત્વ, અને પોતાને અનુકૂલ કે પ્રતિકૂલ થવા સમર્થ, એવા કોઇ સત્ત્વની ભાવના બધાય છે. દેવ અસુર ઉત્પન્ન થાય છે. આવી રીતે અવલોકન કરતા મનુષ્યો કોઇ જાતની ભાષા પણ બાધતાજ ચાલે છે, એટલે ભાષાના બંધારણની અસરો પણ મૂલ ભાવનાઓ ઉપર થવા લાગેછે. સ્થૂલભાવનામા જે જીવારોપણ પ્રતિવ્યક્તિ ઉપર હોયછે, તે, હવે—એકજ જાતિને ઘણી વ્યક્તિ વાચક એક સામાન્યશબ્દ, એવી ભાષાપ્રવૃત્તિ થતા—એકજ જાતિની ઘણી વ્યક્તિવાળા આખા વર્ગને લાગુ પડે છે. એક નદી દેવ રૂપે હોય, તેમાથી સર્વ નદી દૈવત્વ પામે છે, ને નદી માત્રનો દેવ ઉભો થાય છે; એમજ ઇતર સંભવ પદાર્થાદિનુ પણ જાણવું. આનું નામ વર્ગીકરણ કહીએ. હવે, માણસને ઇન્દ્રિયજન્ય અનુભવમાના માનસિક વ્યાપારનું પણ પુનરવલોકન કરવાની શક્તિ છે, પ્રત્યગ્દર્શન કરવાની શક્તિ છે, એટલે અનેક દેવાદિ કલ્પનાઓ ભેગી થઈ તેમાથી દૈવત્વ, એક દૈવત્વ, તે દૈવત્વસહિત એક કોઈ સર્વોપરી ઇશ્વિર, એવી ભાવરૂપ કલ્પના જન્મ પામે છે. આ ત્રીજા સમયમાજ, ઇશ્વરજ નહિ, પણ ભાવમાત્ર, અસ્તિત્વ-દૈવત્વ-પામે છે. ઇચ્છા, જ્ઞાન, બુદ્ધિ, દયા, લોભ, ઈર્ષ્યા, જે જે માણસનામા થઈ આવે છે, તે બધા ભાવ, દૈવત્વ ધારણ કરે છે આ ત્રીજી સ્થિતિનું નામ આપણે એકીકરણ કહીએ, ઘણાનુ એવું મત છે કે એકીકરણની સ્થિતિ એજ ધર્મબુદ્ધિની પરાકાષ્ઠા છે, કોઈ નિર્ગુણ ઇશ્વિર એજ ધર્મ વાસનાનું પર્યવસાન છે. આપણે આ

વાતને, આગળ તપાસી ગયા છીએ, ને નક્કી કરી આવ્યા છીએ કે યદ્યપિ એકીકરણ ધર્મબુદ્ધિની પરાકાષ્ઠા હો, તથાપિ સર્વોપરી સર્વકર્તા ઈશ્વર એજ એ એકીકરણનું સ્વરૂપ હોવું જોઈએ એમ નથી. આ વાત હવણાંજ સ્પષ્ટ કરીશું વેદમન્ત્રોમાં જે દેવપૂજા છે તે, એકીકરણમિશ્ર નથી, પણ કેવલ જીવારોપણમય છે, એવું પણ, એ શોધકો બતાવે છે આ વાત પણ આપણે સ્વીકારી નથી. વેદમન્ત્રોની પૂર્વે ભલે જીવારોપણ, વર્ગીકરણ, થઈ ગયાં હોય, બલ્કે મન્ત્રોમાં પણ તેનાં થોડાં છૂટાં છવાયાં ચિન્હ ભલે જણાતાં હોય, છતાં, एकं सद्विप्रा बहुधा वदन्ति એવા ઉદ્ગારસહિત, ઈન્દ્ર તેજ સર્વોપરી રાજા, વરુણ તેજ રાજા, એમ દેવ દેવને સર્વોપરી ઈશ્વરરૂપે સ્થાપવા મથતા ઋષિઓ, એકીકરણ સમજવાસુધી, એકેશ્વરભાવનાસુધી, આવ્યા ન હતા, એ માનવું કેવલ શિથિલ છે, અને એકીકરણથી જાણેલો સર્વ નિયન્તા ઈશ્વર એજ ધર્મની પરાકાષ્ઠા, એમ માનવાના વલણનું પરિણામ છે. આપણે કહી આવ્યા છીએ તેમ, એકીકરણથી ઈશ્વરભાવના ઉત્પન્ન થઈ, ગમે તેવા, મનુષ્યધર્મને ઘટે તેવા, રૂપ ગુણથી રંગાય છે, પણ તેને ધર્મવાસનાની પરામર્શાએ પહોચતાં વાર લાગે છે બીજી રીતે બોલીએ તો, પ્રથમે જે સર્વોપરી ઈશ્વર માણસો કલ્પે તેને પોતા જેવે સપરિવાર, સશરીર, ક્રોધલોભાદિયુક્ત, ને સુખ દુઃખ આપનાર કલ્પે, અને, જેમ વખત જતાં વિચાર વધે, તેમ, તે બધી કલ્પના નાશ પામી, ઈશ્વર અથવા એકીકરણથી પ્રાપ્ત કરેલી જે એકભાવના, તે નવુંજ રૂપ ધારણ કરી શકે. આ પ્રમાણેનો બનાવ, વેદધર્મસિવાય બીજે કહીં સ્પષ્ટ રીતે બન્યો નથી, માટે શોધકો ગુંચવણમાં પડે છે, પણ ધર્મબુદ્ધિની પરા-

કાંશ એકીકરણજન્ય સર્વાત્મભાવમા છે, સર્વ નિયંતા કે કર્તા ઇશ્વર એ ભાવમા નથી, એ આપણે સ્પષ્ટ રીતે સમજાવીશું, અને અત્રે જે કહીએ છીએ, તેનું સમર્થન કરી શકીશુ. આ પ્રકરણને આરંભેજ આપણે શંકા કરી છે, કે એક તરફથી વહેમરૂપ દેવપૂજા, ને બીજી તરફથી તત્ત્વદષ્ટિરૂપ પુરૂષ બ્રહ્મ ઇત્યાદિ મહાભાવના, એ બે સાથેજ કેમ જણાય છે? આ શંકાનો ખુલાસો કરતા, આપણે જે તકરાર ચલાવી છે તેનો, કાંઇક નિવેડો લાવી શકીશુ મનુષ્ય પ્રથમથીજ જીવારોપણમા વળે છે, એટલે દેવભાવનાથીજ ધર્મારંભ થાય એ તો આવશ્યક છે; જીવારોપણથી જ્યારે વર્ગીકરણ થવા માડે છે, ત્યારે કે તેવામા, બીજો વિચાર, માણુસના મનની દ્વિર્ભાવ પામવાની, પોતાનુંજ અવલોકન કરવાની, પ્રત્યગ્ દર્શન કરવાની, શક્તિનેલીધે, જન્મ પામે છે જે મનોયંત્ર દેવભાવના ઘડે છે, તેજ યંત્ર પોતાના ઉપર વિચાર કરવા લાગે છે, ને પોતે ઘડેલી ભાવનાઓને ફરી તપાસે છે આ પ્રમાણે **તત્ત્વદૃષ્ટિ** ( science ) જન્મ પામે છે. અમુક વાતનુ તત્ત્વ શુ છે, તેમા વાસ્તવિક રહસ્ય શુ છે, તેનો કાર્યકારણરૂપ સંબંધ ક્યા અને કેવો છે, એ યથાર્થ રીતે જાણવું તે તત્ત્વદૃષ્ટિ; આવી દૃષ્ટિ પેદા થઇ કે તરત **વહેમ** અને **તત્ત્વ** આ બે વિચાર જુદા પડતા ચાલે છે. જીવારોપણે ઘડેલા દેવની તત્ત્વ દૃષ્ટિ તપાસ કરે છે, ને જે કલ્પનામાત્રજ લાગે, તે અંશને દૂર કાઢી, વસ્તુ સ્વરૂપને યથાર્થ સ્થાપી, નિયમમા લાવતી ચાલે છે. આમ ધર્મને નામે ચાલતા વહેમ, પુરાણુ કલ્પના આદિ, તથા તત્ત્વદૃષ્ટિ, ઉભયની ઉત્પત્તિ એકજ સ્થાનથી છે, પણ ઉભયના કામ જુદા જુદા છે બન્ને વિના ચાલે તેમ નથી, બન્ને બહેનો છે, ને બન્ને માણુસને

આવશ્યક છે. કોઇવાર એકનું, કોઇવાર બીજાનુ, એમ પ્રબલ ઉત્તેજન થાય છે, પણ તત્ત્વદષ્ટિજ પરિણામે જય પામે છે, ને મનુષ્યને, અગાધ જ્ઞાનના ભંડાર ખોલી આપી પરમાનંદે પહોચાડે છે. પણ ગમે તેટલી તત્ત્વદષ્ટિ વધે, તોએ, મૂલની જીવારોપણ ભાવના નિર્મૂલ થતી નથી, ને કોઇને કોઇરૂપે, કલ્પનામય ધર્મ ચાલતોજ રહે છે.* આવા મનુષ્ય સ્વભાવને લીધેજ, સર્વ ધર્મોમા, બાહ્ય અને આંતર, પ્રસિદ્ધ અને રહસ્ય, આધિભૌતિક અને અધ્યાત્મ, † એવા ભેદ પડી ગયેલા છે, અને સ્થૂલ કલ્પનામય દેવાદિ ભાવનાનો ધર્મ એક તરફ ચાલે છે, ત્યારે વિચારવાન્, આચારવાન્ અને સત્યપરાયણ મનુષ્યોને આંતર વર્ગમા, રહસ્યોપદેશમા, અધ્યાત્મ દર્શનમા, ગુરુઓ, તત્ત્વવેત્તાઓ, પ્રસંગે પ્રસંગે દાખલ કરે છે. ત્યારે, સિદ્ધ થયુ, કે જીવારોપણ સાથેજ તત્ત્વદષ્ટિ જન્મ પામી, વર્ગીકરણ, એકીકરણ બધુ પોતાની રીતિ પ્રમાણે કરતી ચાલે છે, એટલે દેવપૂજા અને બ્રહ્મભાવના સાથેજ જણાય તેમા નવાઈ રહી નહિ, બલ્કે એમજ હોવુ જોઇએ. પણ, આવાતરે એ વાત આવીજ ગઈ, કે તત્ત્વદષ્ટિ જ્યારે એકીકરણે પહોચે ત્યારે, સર્વનો કર્તા, નિયંતા, કોઇ એક ઇશ્વર એજ ભાવનામા વિરામવી જોઇએ એમ નથી, પણ એથી વધારે સૂક્ષ્મ, વધારે આનંદમય, વધારે વાસ્તવિક, અને તત્ત્વદષ્ટિના નામને યથાર્થ છાજે તેવી ભાવનામા—બ્રહ્મભાવનામા—પણ વિરામી શકે.

---

*મૂલ જીવારોપણ રૂપ ચોથરીઆ દેવ વગેરે હાલપણ જગથી ભીલ કોળી વગેરેમા પ્રસિદ્ધ છે †સરખાવો, ઇજીપ્તમા 'આઇસિસના મંદિરમા પ્રવેશ' એ નામની મિસ્ટરી સંજ્ઞક ગુપ્તક્રિયા, ઇલ્યુસિસમા 'ઈલ્યુસીનીઅન મિસ્ટરીઝ', યાહુદી 'કેબાલા' ની ગુપ્તવૃત્તિ, કુરાન, અર્થાંતરનની સુફી તરીકાની રીતિ

મનુષ્ય અને પશુ વચ્ચે ફરક પ્રત્યગ્, દષ્ટિરૂપ માન્યો છે. ત્યારે મનુષ્યની ધર્મવાસનાની પરાકાષ્ઠા પ્રત્યગ્દષ્ટિના વિસ્તારમાજ હોવી જોઇએ; પોતાનામાંથીજ નીકળવી જોઇએ; પોતાથી જુદા એવા કોઈ ભાવમાં વિરામવી નજ જોઇએ. જીવારોપણની–પશુબુદ્ધિની–એ પરાકાષ્ઠા ખરી, કે પોતા . ભિન્ન, અને સર્વ નિયંતા, એવો ઈશ્વર માની, વિરામવું; પણ મનુષ્યબુદ્ધિની પ્રત્યગ્દષ્ટિની તો પરાકાષ્ઠા એજ કે પ્રત્યગ્રૂપ, પોતારૂપ, આત્મારૂપ, સર્વ છે–પોતાથી કાંઈ જુદું નથી, બ્રહ્મરૂપ છે, સર્વાત્મરૂપ છે, પરપ્રેમરૂપ છે. પ્રથમથી સ્વીકારેલા સિદ્ધાન્તનું આવું વાસ્તવિક પરિણામ હોવું જોઇએ, એ ન્યાય પુરઃસર છે. એટલે પશુ બુદ્ધિની પરાકાષ્ઠારૂપ એકેશ્વરભાવના, ધર્મબુદ્ધિની પરાકાષ્ઠા નથીજ એમ નિશ્ચય થાય છે. એથીજ આગળ કહી આવ્યા છીએ, કે આર્ય-ધર્મમા, કોઈ કાલે પણ, અમુક એક ઈશ્વર, એવી પ્રજા સમસ્તને માન્ય ભાવના થઇજ નથી; ને તેથીજ ઉપનિષદોનો ધર્મ તમામ આર્યધર્મોનો નિયામક, આજપર્યંત પણ છે. પોતાથી અતિરિક્ત એવો અમુક રૂપગુણયુક્ત એક ઈશ્વર એ ભાવનાજ સેમિટિક (યાહુદી, ક્રિસ્ચીઅન, ઇસ્લામ) ધર્મની છે, ને આર્યધર્મે તેને માન્ય કરી નથી, તેમ કરનાર, પણ નથી. ઉભયે, એકત્વનાજ પૂજક છે, પણ સેમિટિક એકત્વ, જેને આધારે પરદેશીઓ આર્યધર્મને નિંદે છે, તે પશુ બુદ્ધિની પરાકાષ્ઠા છે, આર્ય એકત્વ, મનુષ્યબુદ્ધિનો પરમ ઉદ્‌ગાર, ને પરમ પ્રયત્ન છે. સેમિટિક પ્રજાને, પોતાને એકત્વને પરમરૂપે પહોચાડવા સારૂ, હજુ આર્યપ્રજા પાસેથી બહુ-શીખવાનું બાકી છે. આ બધી વાત, વેદ અને ઉપનિષદોથી, અનુપદ, સિદ્ધ થાય છે, એટલે વધારે લંબાણ કરવાની જરૂર નથી; હવે વેદમંત્રોમાંની ધર્મભાવના

સંબંધે આપણે જે નિર્ણય કરી આવ્યા છીએ કે, તે એકેશ્વરભાવના મિશ્રિત વિશ્વપૂજા છે, એ સુદૃઢ છે એમા કાઈપણ અસંભવનો આરોપ થઈ શકતો નથી; કેમ કે કર્તારૂપ એકેશ્વરભાવના એ, ધર્મબુદ્ધિની પરાકાષ્ઠા, એકીકરણ સમયનુ મહાફલ નથી.

આટલી ચર્ચાથી એક બીજું પણ ફલિત થઇ ગયુ. આપણે હવે જે વિસ્તાર કરવાનો છે, તેનો વિષયવિભાગ નિશ્ચિત થયો. જીવારોપણજન્યભાવનાનો ધર્મમા વિસ્તાર થાય, અને જ્યારે તે ભાવના વર્ગીકરણ અને એકીકરણે પહોચે, ત્યારે તેમાથી નવા નવા રૂપ પણ, દેવતાઓને મળવા માડે. અમુક રૂપ ગુણ પરિવારવાળા દેવ થવા માડે, અને મૂલ ભાવના વિચિત્ર વિચિત્ર રીતે વધતી ચાલે, તે એટલે સુધી, કે જુદા પાડી સમજી ન શકાય એવો એક ખીચડો થઇને રહે. વહેમ પણ એમા ખુબ પ્રવર્તે, ને ગમે તેવા આચારવિચાર ધર્મને નામે ચાલ્યાજ કરે. આવા પ્રકારની મૂલ જીવારોપણની પ્રવૃત્તિને આપણે **પુરાણભાવના** એટલું નામ આપીએ. બીજી તરફથી **તત્ત્વદૃષ્ટિ**, પુરાણભાવનાને રદ કરી કરી, વસ્તુયાથાત્મ્ય સમજાવતી ચાલે છે, ને કાર્યકારણના મહા નિયમમાં, વર્ગીકરણ, એકીકરણ એ સર્વ દ્વારા, વસ્તુગતિને સ્થાપતી ચાલે છે. **પુરાણભાવના—તત્ત્વદૃષ્ટિ; કર્મમાર્ગ—જ્ઞાનમાર્ગ** (religion—science), એની લડાઇ એમ ચાલ્યાજ જાય છે. હવે વિષયવિભાગ થઈ રહ્યો. પુરાણભાવનાનુ પ્રબલ આપણે **તંત્ર અને પુરાણમાં** જોઈશુ, પણ તે પૂર્વે, વેદમાંની પુરાણભાવના પ્રેરિત તત્ત્વદૃષ્ટિનું પ્રબલ, **દર્શનોમાં** જોઈશુ, વળી પુરાણભાવના પછી, પાછી પુરાણાનુસાર તત્ત્વદૃષ્ટિ ફરી **સંપ્રદાયોમાં** જોઈશું; એ પછી, ઉત્તર દેશની તત્ત્વદૃષ્ટિ, ને અસત્ય પુરાણ ...

તત્ત્વદૃષ્ટિનું સંમેલન થતાં **સમાજો અને સુધારો** જોઇશું; છેવટ ઉભય તત્ત્વદૃષ્ટિની તુલના કરી, **સર્વમાન્ય તત્ત્વદૃષ્ટિનો** નિર્ણય કરી શકીશું. ત્યારે વેદજન્ય પુરાણભાવનાનો કાલ ગયો, હવે તે ભાવનાને શુદ્ધ કરનાર તત્ત્વદૃષ્ટિ ઉપર આપણે જવાનું છે. તત્ત્વદૃષ્ટિ એકાએક દૃઢ થઇ જતી નથી, તેની પૂર્વે શંકા, પુરાણભાવનાને ન માનવારૂપ નાસ્તિકતા, એ બધા આવી પડે છે. એ શંકાનો કાલ હવે આર્યધર્મમા ઉદય થયો છે, ચાર્વાક, બુદ્ધ, જિન ઇત્યાદિ શંકા કરનારા વેદધર્મને હલાવે છે. એમના વિષે વિચાર કરવા પછી, તત્ત્વદૃષ્ટિરૂપ દર્શનોને આપણે તપાસવાના છે.

નાસ્તિક શબ્દ બે રીતે વપરાય છે. ચાલતા આવેલા સંપ્રદાયને ન માની તેને બદલે બીજું સ્થાપનાર નાસ્તિક કહેવાય છે; તેમ કશું માનવુંજ નહિ એ પણ નાસ્તિક કહેવાય છે. ચાર્વાકાદિ, નાસ્તિક કહેવાય છે, તે પ્રથમ પ્રકારના નાસ્તિક છે, બીજા પ્રકારના નહિ. વાસ્તવિક રીતે બીજા પ્રકારનું નાસ્તિકપણું, ઘણાએક ધારણ કરે છે, પણ તે નભી શકે નહિ, એટલે સંભવરહિતજ છે. હવે ચાર્વાકાદિએ મૂલધર્મમા શી શંકા કરી, અને તેને બદલે શું નવું માન્યુ તે જોઇએ. આ સમયે, આર્યધર્મ જે સ્થિતિએ પહોચ્યો હતો, તે એવી હતી, કે તેમા યજ્ઞ આદિ વિવિધ આચારોનો ગુંચવાડો ઘણો વધી પડેલો હતો, અને યદ્યપિ ઉપનિષદોનો તત્ત્વદૃષ્ટિરૂપ ધર્મ તૈયાર હતો, તથાપિ તે જોઇએ તેટલો સાર્વત્રિક થયો ન હતો. વળી કર્મમાર્ગમા કે જ્ઞાનમાર્ગમા, પ્રજાના એક મ્હોટા ભાગને—શૂદ્રને—સ્પષ્ટ અધિકાર ન હતો, તેમનો મોક્ષ થવાનોજ સંભવ નહિ એ તેમને બહુ અસંતોષનું કારણ હતું. આવાં કારણોથી કોઈ સાદા, ગુંચવણવાળી કર્મક્રિયા વિ-

નાના, અને સર્વેને–શુદ્રાદિને પણ–એકત્ર રીતે મોક્ષે પહોચાડી શકે, તેના ધર્મની અપેક્ષા હતી. આવો કોઈ ધર્મ નીકળે તો લોકોમા સહજમા પ્રિય થઇ પડે એવો આ સમય હતો. એ અનુકૂલ સમયેજ ચાર્વાકાદિના મત પ્રબલતાને પામ્યા છે, ને થોડી ઘણી ફતેહ મેળવી ગયા છે તથા આગળ જતા, તત્ત્વદષ્ટિને, સર્વલોકમા ફેલાવવાનો માર્ગ કરી ગયા છે આ સ્થલેજ, આપણે ચાર્વાકાદિનું વર્ણન કરવા માડયુ છે, માટે ચાર્વાકાદિ છેક **સૂત્રકાલ** પછીજ થયા હતા, એમ મારા લખવાનુ તાત્પર્ય નથી. મારે તો, **પુરાણભાવના** અને **તત્ત્વદૃષ્ટિની** જે લડાઇ બતાવવી છે, તેમા ચાર્વાકાદિ આ સ્થલે કામના છે, અર્થાત્ તેમના મત ગમે તેટલા પ્રાચીન હો, પણ તે આ સમયેજ પ્રબલતાને પામ્યા છે, એટલું માત્ર લખવાનું તાત્પર્ય છે.

* ચાર્વાક નામના કોઇ માણસે ચલાવેલા મતની ઉત્પત્તિ, બૃહસ્પતિ નામના બ્રાહ્મણથી થયેલી કહેવાય છે. એ મતવાળા વેદ, કર્મ, જ્ઞાન, કશાને માનતા નથી. વેદના કરનારા ધૂર્ત હતા, ફક્ત બુદ્ધિ અને પરાક્રમ વિનાના લોકની ઉપજીવિકા યોજવાનેજ કર્માદિ ઉભા કર્યા છે, એમ તેઓ સ્પષ્ટ રીતે કહેતા હતા. યજ્ઞમા પશુને મારવાથી પશુ સ્વર્ગમા જતું હોય તો યજમાન પોતાના બાપનેજ કેમ મારતો નથી કે તે જલદી સ્વર્ગમા જાય, શ્રાદ્ધમા પિણ્ડદાન કર્યાથી જો પિતૃ સંતોષ પામતા હોય તો પ્રવાસે જનાર માટે ભાતુ શીદ બંધાવો છો, ઘેર એક પિણ્ડ મુકજો તે તેને પહોચશે,ઇત્યાદિ ઉપહાસની વાતો પણ તેમણે ખુબ ચર્ચવા માડી હતી. સિદ્ધાન્ત એવો છે કે સૃષ્ટિનો કોઇ કર્તા, દેવ પ્રજાપતિ ઇત્યાદિ કૈંજ નહી, પ્રત્યક્ષ જણાતો

* સર્વદર્શનસંગ્રહને આધારે આ મતનો સાર આપેલો છે

નથી. પૃથ્વી, આપ, તેજ, અને વાયુ, એ ચાર તત્ત્વ જે પ્રત્યક્ષ જણાય છે, તેનાથી બધી સૃષ્ટિ બની છે, તે તત્ત્વ તેમના સ્વભાવથીજ સૃષ્ટિકાર્ય કરે છે, અને જ્યારે ચારેનો અમુક પ્રકારનો યોગ થાય છે ત્યારે કાથો ચુનો અને પાનનો અમુક રીતે યોગ થતા લાલ રંગ પેદા થાય છે, વા દારૂમા અમુક પ્રકારે તત્ત્વવ્યવસ્થા થતા કેફ ઉત્પન્ન થાય છે, તેમ, જીવ પેદા થાય છે. જીવ કે ચૈતન્ય એવું જડ તત્ત્વોથી જુદું કંઇ છેજ નહિ એટલે "ભસ્મ થયેલો દેહ કદાપિ પાછો આવનારજ નથી." પુનર્જન્મ જેવું કંઇ છેજ નહિ, કર્મ કરવાં, વર્ણભેદ પાળવો, ઈત્યાદિ નકામું છે. મુવા એટલે મોક્ષ. પરમ સુખ, તો આ જગતમા રહીએ ત્યાં સુધી ખાઈ, પી, સ્ત્રીઓ ભોગવી, આનંદમા રહેવામા છે, ને જેટલું દુઃખ વેઠવું પડે તેટલું નરક છે. લોકપ્રસિદ્ધ રાજા તેજ ઈશ્વર, તેની આજ્ઞામા રહેવું એજ ધર્મ. આ પ્રમાણે વ્યવસ્થા ઠરાવી, છેવટ કહે છે, કે જીવીએ ત્યાંસુધી સુખે રહેવું ઋણ કરીને પણ મિષ્ટાન્ન જમવા, કેમ કે ઋણ નહિ અપાય તો પણ પુનર્જન્મ નથી એટલે, ફીકર નથી. આવા સિદ્ધાન્તોને ખોટા પાડવા માટે અનુમાનાદિથી કોઈ મથે, તો તે પણ ચાર્વાકને ગ્રાહ્ય નથી. કેવલ પ્રત્યક્ષ પ્રમાણજ એ મતમા માન્યું છે; ને તેથીજ, પ્રત્યક્ષ-માત્રથી સિદ્ધ થાય થાય એટલી વાતો ઉપર વિશ્વાસ કરી, આવો ધર્મ ઉઠાવ્યો છે. એ મતને, લોકોમાં સામાન્ય રીતે માનવામાં આવે તેવો, એવા અર્થવાળું લોકાયતિક એ નામ પણ, આપેલું છે. આ મતવિષે જૈનગ્રંથોમા પણ વિચાર કરેલો છે, તેથી તે પ્રાચીન હશે એમ લાગે છે. જૈનગ્રંથોમા તો, એ મતના પ્રવર્તક બૃહસ્પતિવિષે, પોતાની એક વિધવા બહેન જોડે અયોગ્ય વ્યવહાર કરવા માટે આ ધર્મ ઉત્પન્ન

ક્યાંતુ લખ્યુ છે ગમે તેમ હો, પણ, આવો ધર્મ, આર્યાવર્તમા કોઇએ માન્યો નહિ સમય એવો હતો કે સર્વને અનુકૂલ પડે તેવા ધર્મની જરૂર હતી, પણ આવો છેક પશુવૃત્તિરૂપ ધર્મ તો, શૂદ્રોને પણ ગળે ઉતર્યો નહિ. વળી સામાન્ય લોકને ધર્મ ભાવનામા ઉત્સાહ રહે તેના પણ કોઇ પ્રકારના આશ્રય એ ધર્મમા હતા નહિ. ગમે તે હો તે, પણ ચિરકાળથી પુનર્જન્મ અને મોક્ષની ભાવનાઓમા ઉછરેલા લોકની ધર્મબુદ્ધિને, આ ધર્મે તો છેક ધક્કો લગાડયો, ઉલટી ભડકાવી; અને એમ થવાથી એ ધર્મે પોતાનોજ નાશ કરી લીધો

પણ જે ધર્મ આર્યધર્મ ઉપર ખરેખરી અસર કરી, વેદધર્મની કર્મજાલને તોડી પાડી, હિંદુસ્તાનમાજ નહિ, પણ તિબેટ, રૂશિયા, તાતાર, ચીન, જાપાન, કોરીઆ, સીઆમ, બ્રહ્મદેશ, સીલોન, જાવા ઈત્યાદિમા પોતાની જડ નાખી, તે, આ સમયેજ જન્મ પામ્યો સૂત્રકાલ પછીજ તેનો ઉદ્ભવ થયો, એમ ઇતિહાસદ્વારા સમજાય છે. એ ધર્મમા નવું કાઈ હતું નહિ, પ્રાચીનધર્મનેજ, અમુક માર્ગે વાળવાનો સ્હેજ પ્રયત્ન હતો, છતા પ્રાચીનમાર્ગમા સુધારા દાખલ કરવાને લીધે, નાસ્તિક એ સંજ્ઞાને તો તે પામ્યો. એ ધર્મ એક મહાપુરૂષના નામરૂપજ છે; એક વ્યક્તિથી ઉત્પન્ન થયેલો છે. પરમ-પવિત્ર, સાત્વિક, જ્ઞાનમય, પ્રેમ મૂર્તિરૂપ, આ વ્યક્તિએ, દુનીયાના ઇતિહાસ ઉપર ભવ્ય અસરો કરી છે, અને પોતાનું ભવ્ય નામ, ભગવાનના અવતારરૂપે સ્થિર કર્યુ છે. એ પૂજ્ય વ્યક્તિ તેજ ગાતમ, જે પછીથી, બુદ્ધ એ નામને પામ્યો * એ મહાત્મા, શાક્યવંશી

* સર્વદર્શનસંગ્રહ, શારીરભાષ્ય, લલિતવિસ્તર, અને રીસડેવિડ્સનું બુદ્ધિઝમ, મેક્ષમૂલરના નિબંધો, બાર્થના રીલીજીઅન્સ આફ ઇન્ડિયા, તથા થીઓસોફીના છુટા લખાણો, એ બધાને આધારે, બુદ્ધધર્મનો સાર આપ્યો છે

રજપુતોના રોહિણીતટનિવાસી ગૌતમ કુલમા, કાશીક્ષેત્રથી ઉત્તરે, જન્મ્યો હતો. એ રાજપુત્ર હતો. એને, મૂલથીજ ધર્મભાવનામા બહુ શ્રદ્ધા હતી, અને વિચારશીલ સ્વભાવ એનામા પ્રથમથીજ જણાયો હતો. અનેક દતકથા એના ત્યાગ સંબધે ચાલે છે. કહે છે કે એના પિતાએ એને કેવલ સુખમાજ રાખ્યા છતા, કોઈનુ મરણુ જોતાની સાથે, એને દુઃખનું ભાન થઇ આવ્યુ. અને એ ત્યાગી થઈ ગયો. વધારે વિશ્વાસ કરવા યોગ્ય વાત એવી કહેવાય છે, કે એની પત્ની, જેને એ બહુ ચહાતો હતો, તેને પુત્ર પ્રસવ થયાનું સાભળી એ બહુ ખેદિત થયો, એક બધન તો હતું તેમા બીજું બધન થયું એમ ક્ષોભ પામ્યો—અને પોતાની પત્ની તથા પુત્રના દર્શનમાત્રજ કરી, પ્રેમબંધન ચીરી નાખી, સંન્યાસી થઈ ગયો આ વખત તેનુ વય લગભગ ૨૯–૩૦ વર્ષનુ હતું. એણે, કાશી, રાજગૃહ, વગેરે સ્થલમાં બ્રાહ્મણો પાસે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પોતે વ્રત, ઉપોષણ, યોગ, આદિ કષ્ટ સાધી જોયા, પણ એના આત્માને શાન્તિ થઈ નહિ- એને એ બધુ કેવલ દુઃખમય, દુઃખ વધારનાર, અને આત્માને શાન્ત કરવાપરત્વે નકામુજ લાગ્યું. વિચારમા ને વિચારમા પોતાના ગુરૂઆદિથી છૂટો પડી જઈ એકાન્તમા મનન કરવા લાગ્યો, અને એક દિવસ, બોધિ–પીપળા–ના વૃક્ષ નીચે પડ્યા પડ્યા, એને, પોતે ધારેલા પરમાનદરૂપ મોક્ષનુ ભાન સ્ફુરી આવ્યુ, દુ:ખથી છૂટવાનો માર્ગ જડયો, પોતે બુદ્ધ–પરમતત્ત્વ જાણનાર–થયો. એણે જે જાણ્યું તે, દયાર્દ્ર હૃદયથી, પ્રેમભાવથી, સર્વને ઉપદેશવા માંડયુ, પોતાને ઘેર પણ એકવાર જઈ આવ્યો, ને ધીમે ધીમે ગામે ગામ ફરી એણે ઘણ્ા સાધુ, ચેલા, ભેગા કર્યા—સધ સ્થાપ્યો. મતભેદથી, એની સામાપણ,

એનાં અનુયાયીમાંના કોઈ કોઈ થયા છે, છતાં એનો ધર્મ પાણીના પૂરની પેઠે વૃદ્ધિ પામી ફેલાયો. લોકો, રાજાઓ, ઘણા બ્રાહ્મણો પણ, એના અનુયાયી થયા. આવું પરમ કાર્ય સાધી, મહાત્મા ગૌતમ બુદ્ધ, નિર્વાણ પામ્યો, નેવું વર્ષને વયે મરી ગયો. એના જીવિત સંબંધે, ઘણી ચમત્કારિક કથાઓ ચાલે છે, જેનું આપણને અત્રે પ્રયોજન નથી. એના મરણનું વર્ષ, ઈ. સ. પૂર્વે ૪૮૨-૪૭૨* ની વચમાં બુદ્ધ ધર્મના ગ્રંથોને આધારે, મૂકવામા આવે છે. એ વિષે ઘણા મતભેદ છે, પણ આખા હિંદુસ્તાનની અનાદિ પ્રાચીન તવારીખમાં આટલું આજ, એક નિશ્ચિત વર્ષ, આપણે હાથ લાગ્યું છે, ને તેને આધારે, બીજા મતપ્રવર્તક તથા રાજા વગેરેના વર્ષોની અટકળ કરવાનું આપણને ફાવે છે. હવે બૌદ્ધધર્મનું તત્ત્વ આપણે જોઈએ.

આ ધર્મનો મૂલ સ્થાપનારજ ક્ષત્રિય હતો, એટલે એણે પોતાના ધર્મના બોધપરત્વે, કોઇ પ્રકારની વર્ણવ્યવસ્થા માની ન હતી, બ્રાહ્મણોએ માનેલા અધિકારને ગણકાર્યો ન હતો, સર્વને મોક્ષ થવાનો માર્ગ છૂટથી બતાવ્યો હતો, તેની જ સાથે, પ્રત્યક્ષ અને અનુમાન, એ પ્રમાણ સ્વીકારી, જે શબ્દપ્રમાણથી વેદાદિકને બ્રાહ્મણો માનવા યોગ્ય ઠરાવતા હતા, તે પ્રમાણ એણે માન્યું ન હતું; એટલે કર્મ માર્ગની ગુંચવણ વિનાનો કેવલ સાદો ધર્મ, એ બતાવી શક્યો હતો. સર્વની સમાનતા, સર્વ ભ્રાતૃભાવ, એજ એ ધર્મનો પાયો, અને આધાર હતો. આ ઉપરાંત એણે નવી વાત કરી કરી નથી, ઉલટું, પુનર્જન્માદિ વિચારો હતા તેમજ કાયમ રાખી પ્રાચીન મતને માન

---

* બાર્થ, રીલીજીઅન્સ ઑફ ઇન્ડીઆ ઘણાક શોધકો ઈ સ. પૂ. ૫૪૩ પણ આપે છે.

આપ્યું છે. આ પ્રમાણે સર્વને ઉપયોગી, તથા સાદો, અને પ્રાચીન વિચારસંગતિને બહુ ધક્કો ન પહોચાડનારો, બુદ્ધધર્મ સહજમા સર્વને ગાન્ય થવા લાગ્યો. બુદ્ધના ધર્મમા બે મુખ્ય વાત છે, દેવાદિ કલ્પનાઓનો અભાવ, અને ગુચવણ ભરેલી તકરારોનો પણ અભાવ. તે સંન્યાસી હતો. એટલે કર્મમાર્ગથી વિરક્તજ હતો; તેથી ફક્ત મોક્ષ તે શું અને છે તે દુઃખમય સંસારથી કેમ મોક્ષ પમાય, એ બે વાત ઉપરજ એણે લક્ષ આપેલું છે. જગત્ કેમ થયું, કોણે રચ્યું, જીવ શું છે, ઈત્યાદિ તકરારોમા એણે હાથ ઘાલ્યોજ નથી, એના ધર્મમાં ઈશ્વર, આત્મા, ઇત્યાદિ વિચારોની તકરારજ નથી. પોતે તેનાવિષે કાંઈ બોલ્યોજ નથી, બલ્કે ન માનતો હોય એમ ચાલ્યો ગયો છે. એણે સંસાર દુઃખનો વિચાર કરતા ચાર મહા સત્ય ઠરાવ્યા છેઃ ૧. દુઃખ, બધુ દુઃખમય છે, જીવવું, હયાતીમા રહેવું એજ દુઃખરૂપ છે. ૨. દુઃખનું નિદાન, તૃષ્ણા અને તૃષ્ણાને સંતોષવાના ઉપભોગ તે છે. ૩. દુઃખનો ઉચ્છેદ, એ તૃષ્ણાનો ભંગ કરવાથી બને તેમ છે. ૪. માર્ગ, અર્થાત્ દુઃખના ઉચ્છેદનો માર્ગ. એ માર્ગ ચાર છેઃ દુઃખરૂપ જીવિત જાણીને, બુદ્ધના ધર્મ ઉપર આસ્થા કરવી; રાગદ્વેષથી છટવું; અશ્રદ્ધા, અસૂયા, અજ્ઞાન ઈત્યાદિ તજવાં; પાપમાત્રથી મુક્ત થઇ જવુ. એ ચારે માર્ગનાં આઠ પગથીઆં છેઃ સત્યવિચાર, સત્યમનન, સત્યવચન, સત્યઆચાર, સત્યજીવિકા, સત્યવ્યવહાર, સત્યસ્મરણ, સત્યધ્યાન દુઃખમય જીવિતના, દુઃખના કારણરૂપ અજ્ઞાન (મિથ્યાદૃષ્ટિ) આદિ બાર ઉપાદાન માનેલાં છે; અને આ બધો દુઃખનો અનુભવ કરનાર વ્યક્તિની ઉત્પત્તિ પાચ કારણ, જેને સ્કન્ધ કહેછે, તેમાથી માનેલી છે. પાચ સ્કન્ધ (=સમૂહ) આ પ્રમાણે છેઃ રૂપ–સ્થૂલ શરીરાદિ; વેદના

ઇન્દ્રિયજન્યજ્ઞાન; સંજ્ઞા—ભાવજ્ઞાન, સંસ્કાર—મનોવૃત્તિરૂપ વાસના; વિજ્ઞાન—જ્ઞાન, વિચાર, બુદ્ધિ પ્રત્યેક મનુષ્ય આ પાંચ સ્કન્ધનુંજ બનેલું છે, એટલે આત્મા કે ઇશ્વિરની વાતજ એમાં સમાતી નથી; એથીજ આ મત નાસ્તિક એ નામને પામ્યો છે. આ પાંચ સ્કન્ધનો ઉદ્ભવ વારંવાર થયા જાય છે, ને જ્યાંસુધી તૃષ્ણા તથા અજ્ઞાન બે ટળી શકતાં નથી, ત્યાંસુધી કર્યાં કર્મની વાસના રહે છે, તેને પ્રતાપે, પુનઃપુનઃ સ્કન્ધનો જમાવ થાય છે, ને દુઃખમાં રખડવું પડે છે. બુદ્ધધર્મમાં છેલ્લો સ્કન્ધ જે વિજ્ઞાન તેને પણ ક્ષણિક, એટલે ક્ષણે ક્ષણે બદલાયા કરે તેવો માનેલો છે, એટલે મરણની સાથેજ સ્કન્ધ તો નાશ પામી જાય છે, ને કર્મના સંસ્કારનો સંચય કોઇ આત્મા કે જીવમાં થઇ શકે તે તો માનેલો નથી, વિજ્ઞાન પણ ક્ષણિક માન્યું છે, તેથી એની એજ વ્યક્તિ પુનર્જન્મ પામે છે એમ નથી, પણ એ વ્યક્તિજનિત બીજી વ્યક્તિ નવા સ્કન્ધ સહિત, કર્મવાસનાને લીધે, ઉઠે છે એવું રહસ્ય છે. ઉત્તરોત્તર સ્કન્ધ પ્રવર્તાવનાર કર્મ છે. આનો વિચાર યદ્યપિ ઉપનિષદોમાં છે, તથાપિ બુદ્ધધર્મે સારીપેઠે બહાર પાડેલો છે, ને તેની અસર આર્યધર્મ ઉપર બહુ થયેલી જોવામાં આવે છે. સ્કન્ધમાત્ર એની રીતે નાશ પામે કે તેમાંથી નવી સ્કન્ધ રચના ન થાય એજ મોક્ષ, એનુંજ નામ નિર્વાણ. નિર્વાણ શબ્દના અર્થપરત્વે યુરોપીય પંડિતો બહુ ગુંચવાયા કરે છે. નિર્વાણ શબ્દનો મૂલ અર્થ એટલોજ થાય કે ઓલવાઇ જવું, બુઝાઇ જવું, એ ઉપરથી સ્કન્ધમાત્રનું ઓલવાઈ જવું, ફરીથી બીજા સ્કન્ધનો જન્મ ન થાય તેવી રીતે કર્મવાસના તુટવાથી, તૃષ્ણા રોકાવાથી, વિખરાઇ જવું, તે નિર્વાણ. એમાં ઉપનિષદોના મોક્ષની પેઠે આનંદ કે સુખની કલ્પ-

નાજ નથી, માત્ર દુઃખનો અભાવ, સ્કન્ધનો ભંગ, એટલેજ અર્થ છે. નિર્વાણ પામેલાને બુદ્ધ, અર્હત, આદિ કહે છે. આ બધા સંક્ષેપથી સમજી શકાશે કે બુદ્ધનો ધર્મ નવો નથી, પણ બ્રાહ્મણોના ધર્મમાંથીજ ઉત્પન્ન થયેલો, જરા વધારા ઘટાડા સાથેનો, એક નાસ્તિક સંપ્રદાય છે. એ ધર્મની આ બધી વાત ચાર મુખ્ય સિદ્ધાન્તોથી પણ દર્શાવેલી છે. ૧. દુઃખં દુઃખં–દુઃખભાવના; ૨. સ્વલક્ષણં સ્વલક્ષણં–દુઃખ, દુઃખ જેવુંજ છે, એના જેવું બીજું નથી, એનાથી છૂટવું જોઇએ, તૃષ્ણા એનું ઉપાદાન છે. ૩. ક્ષણિકં ક્ષણિકં–વિજ્ઞાનાદિ સ્કન્ધ ક્ષણમાત્ર રહી બદલાયા કરે છે, બધું ક્ષણિક છે. ૪. શૂન્ય શૂન્યં–સ્કન્ધનો નાશ થવો તૃષ્ણા ભાગવી, એજ મોક્ષ, એજ નિર્વાણ.

આ ધર્મની નીતિ ઘણી સખત છે; તૃષ્ણાભંગથીજ નિર્વાણ એટલે ત્યાગવૃત્તિમય એ ધર્મની નીતિ છે. એમાં સાધુ અને ગૃહસ્થ એવા ભેદ છે, તેમા સાધુનો આચાર તો બહુજ કઠિન રાખેલો છે. સાધુઓને ભિક્ષા માગી ગુજરાન ચલાવવું પડતું, અને વર્ષમા આઠ મહીના, સંઘની આજ્ઞાપ્રમાણે, ઉપદેશ કરવા ફરવું પડતું. બુદ્ધધર્મમાં દાખલ થવાને સ્રોતાપત્તિ કહેતા. આ પ્રમાણે ક્રીશ્ચીઅન ધર્મમા જે બંધારણ ચાલે છે, તેજ બંધારણ આર્યધર્મમા, ક્રીશ્ચીઅન ધર્મથી પાંચસો વર્ષ પૂર્વેથી હતું!! સ્રોતાપત્તિનું કામ દયા, પ્રેમ, એથીજ ચાલતું; બલાત્કાર કે કોઈ જાતનું આડકતરૂં દબાણ ન કરતાં ધર્મબોધ આપનાર ધર્મોમા, બુદ્ધધર્મ પ્રથમ પંક્તિ ધરાવે છે. સાધુઓને ચોમાસામાં વિરામવાના, તેમજ નિત્ય રહેવાના સ્થાનને, વિહાર કહે છે. જે અચંબો પમાડનારી અપ્રતિમ ગુફાઓ, આપણે, થાણા, ઘાનોલી, નાશક, ગયા, પટના ઇત્યાદિ સ્થાનો સમીપ જોઇએ

છીએ, તે બુદ્ધધર્મે પ્રવર્તાવેલી સર્વ સમાનતાના ઉત્સાહમા થઈ આવેલી શિલ્પકળાનું ફલ છે—સાધુઓના વિહાર છે. આ ધર્મે પ્રવર્તાવેલી સમાનતામાંથીજ, પ્રૌઢ મૌર્યવંશનુ મહારાજ્ય પેદા થયેલું છે. મેસિડનના રાજા અલેક્ઝાન્ડરની સામે થવા મળેલી સેનામાથી છુટા પડેલા, એક રખડતા શૂદ્ર સીપાઇએ નંદવંશને ઉચ્છેદી, મૌર્યવંશ સ્થાપ્યો છે. ચંદ્રગુપ્ત સ્વાભાવિક રીતેજ બૌદ્ધ થયો, અને એણે બૌદ્ધધર્મને રાજ્યધર્મ ઠરાવ્યો. આ વખતથી ધર્મની પ્રવૃત્તિ વધવા માડી. ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક (ઇ. સ. પૂ. ૨૬૦–૫૦) હિમાલયથી નર્મદાસુધીનો ચક્રવર્તી રાજા હતો, એના ગજ્યને ચારે ખુણે એના શાસન, પર્વતોમા કે સ્તભોમા કોતરેલા મળી આવે છે,* તેમા બુદ્ધધર્માનુસાર ઉપદેશ છે, બુદ્ધધર્મ સારી પેઠે પ્રવર્ત્યાનું ચિન્હ છે સીલોનમા બુદ્ધધર્મને લઇ, જે સાધુનો સંઘ ગયેલો, તેનો મુખ્ય પણ આ અશોકનોજ પૌત્ર હતો* આમ એ ધર્મ રાજકીય સબંધોમા પરોવાઇ, આખા હિંદુસ્તાનમા ફેલાયો. બુદ્ધના નિર્વાણ પછી, એના ધર્મવિષે ઘણા મતભેદ પડેલા રહ્યા, એટલે એના મરણ પછી તરતજ એક સભા ધર્મ નિર્ણય માટે રાજગૃહમા મળી. એ પછી બીજી બે સભાઓ મળેલી કહેવાય છે, જેમાની એક, પ્રથમ અથવા કાલાશોકના વખતમા નિર્વાણ પછી ૧૦૦ વર્ષે વૈશાલીમા મળી હતી, ને બીજી ધર્માશોક અથવા અશોક પ્રિયદર્શીના વખતમા પાટલી પુત્રમા (ઇ. સ. પૂ ૨૫૧) મળી હતી.

* ગિરનાર, બિહાર, ભિતાર, સાંચી જે બોધિ નીચે ગૌતમ, બુદ્ધ થયો, તે ઝપાડ આગળ નહિ જેવો છે, પણ તેનુ એક ડાળ સીલોનમાં વાવેલું, તે આજે, ૨,૨૦૦ વર્ષ પછી પણ સારા વૃક્ષરૂપે પૂજન પામે છે.[?]

આ સભાઓમા જે નિર્ણય થયા તેમા ઘણા મતભેદ રહ્યા. બુદ્ધધર્મના મૂલગ્રથો વિનય એટલે આચાર, અને ધર્મ એટલે તત્ત્વનિરૂપણ સબધી છે. એ વિષયનો પ્રખ્યાત ગ્રથ ત્રિપીટિકા છે. એમા ત્રણ પીટિકા—ટોપલીઓ—છેઃ વિનય, સૂત્ર, અભિધર્મ. આ ગ્રથ પાલીભાષામા છે. બુદ્ધધર્મના ગ્રથો સંસ્કૃત તેમજ પાલી બન્ને ભાષામા છે, ત્રિપીટિકાવિના પણ જાતક, મહાવંશ, ધર્મપ્રવર્તનચક્ર, ધર્મપાદ, સ્થવિરાવલિ આદિ ઘણા ગ્રથો બુદ્ધના જન્મચરિતવિષે, એના આપેલા ઉપદેશોવિષે, અને ધર્મના માર્ગવિષે છે, પણ બ્રાહ્મણોના કે જૈનના ગ્રથો જેટલા, કે તેથી સૂક્ષ્મવિદ્વત્તાવાળા નથી. આ બધા ગ્રથો સબધી, કહી ગયા તે ત્રણે સભાઓમા, મતભેદ પડી ગયેલા રહ્યા, તેમાથી, દક્ષિણનો મત અને ઉત્તરનો મત એવા એવા બે વિભાગ પડ્યા, જેને હીનયાન અને મહાયાન કહે છે. જેમ વિનયાદિ સંબધે આ બે વિભાગ પડ્યા તેમ બુદ્ધના મૂળ ઉપદેશમા સમાયલી તત્ત્વદષ્ટિ ઉપરથી પણ બીજા ચાર સપ્રદાય બધાયા જેમ જેમ ગુચવણ ભરેલા તત્ત્વદષ્ટિના પ્રશ્નોમા બુદ્ધના અનુયાયી ઉતરતા ગયા, તેમ તેમ ગરબડ વધતી ચાલી, અને પ્રથમ નાગાર્જુને ( ઇ. સ. ના પ્રથમ શતકમા ) માધ્યમિકને નામે ચાલતો, શૂન્યવાદ પ્રવર્તાવ્યો. બ્રાહ્મણો બુદ્ધધર્મની, શૂન્યવાદ કહી નિન્દા કરતા હતા, તે હવે ખરૂ થયું બુદ્ધે, સ્કન્ધોની વ્યવસ્થામા કશું સદ્રૂપ, નિત્યરૂપ, સ્વીકાર્યું નથી, તેમ નિર્વાણ પણ કોઈ પ્રકારના અભાવમાત્રમાજ માન્યુ છે; એટલે બધું અભાવરૂપ છે, શૂન્યરૂપ છે, એવો શૂન્યવાદ સહજમા જન્મ પામ્યો. એ વાદને ન માનતા, કેટલાકે, મૂળ બોધમાં વિજ્ઞાનને ક્ષણિક માનેલું છે, તે ઉપરથી,

પદાર્થમાત્ર ક્ષણિક વિજ્ઞાનરૂપ છે, ક્ષણનીજ સમૂહ છે, એવિના બીજું કાઇ નથી, એમ માન્યુ આ ક્ષણિકવિજ્ઞાનવાદ, તે યોગાચારને નામે ચાલેછે ક્ષણિકવિજ્ઞાનવાદમા પણ બે ભેદ પડ્યા વિજ્ઞાનાતિરિક્ત બાહ્ય પદાર્થ તો છે, પણ તે પ્રત્યક્ષ થઈ શકતા નથી કેવલ વિજ્ઞાનમા ક્ષણે ક્ષણે થતા ફેરફારથી તે પદાર્થોનુ અનુમાન થઇ શકેછે આ ક્ષણિકબાહ્યાર્થવાદ, જે સૌત્રાંતિકોનુ, સૂત્રોનુ તાત્પર્ય આ પ્રમાણે સમજનારનુ મત કહેવાયછે બાહ્યપદાર્થો છેજ નહિ, ક્ષણિક વિજ્ઞાનરૂપ આત્મા તેજ બાહ્યપદાર્થરૂપે પ્રતીત થાયછે, ભાસેછે, એ સિદ્ધાન્ત તે પ્રત્યક્ષક્ષણિકબાહ્યાર્થવાદ, જે વૈભાષિકોનુ મત કહેવાયછે બુદ્ધના ઉપદેશમા સમાયલી તત્ત્વદૃષ્ટિપરત્વે, જેમ આ ચાર ભેદ થયા, તેમ તેના ઉપદેશમાના વિનયાદિ આચારપરત્વે, હીનયાન મહાયાન બે ભેદ થયા, તે કહ્યાછે, આ બે ભેદવાળાએ, પોતપોતાની મરજીમુજબ, બુદ્ધના સાદા ધર્મમા, બ્રાહ્મણોના પુરાણ જેવી કલ્પનાઓ, ઉત્પન્ન કરી લીધી છે એક બુદ્ધમાથી ઘણા બુદ્ધનો વિચાર પેદા થયો, અને તે પ્રત્યેક બુદ્ધ, જગતને તારવામાટે અવતરેછે એ કલ્પના સ્ફુરી જેમ બ્રાહ્મણો સાત લોક માનેછે, તેમ આ ધર્મમાં સોળ લોક મનાયા, ને પ્રત્યેક ત્રણ ત્રણ લોકે એક એક બુદ્ધ, જેને ધ્યાની બુદ્ધ અવલોકિતેશ્વર, બોધિસત્ત્વ, આદિ નામ આપ્યા છે, તે રહેછે એમ કલ્પાયુ સર્વ કરતા છેવ્રો વિચાર એમ પણ ઠર્યો કે એક સર્વોપરી બુદ્ધ-વૈદિક પ્રજાપતિ કે બ્રહ્મ જેવો-પણ છે, તેના અંશ બીજા બુદ્ધ છે એનુ નામ આદિ બુદ્ધ ગૌતમ બુદ્ધ પછી, જે, આદિ બુદ્ધની વિભૂતિરૂપ, ધ્યાની બુદ્ધમાથી, જગતને તારવા આવનાર છે, તે મૈત્રેય બુદ્ધ એ નામથી કહેવાયછે આ પ્રમાણે કલ્પના થતાજ, મૂર્તિપૂજા, કર્મ, ધર્મ,

આચાર, બધા સારી પેઠે વધ્યા, ભૂતપ્રેતાદિ વિચાર, મત્ર, જપ, માલા, સર્વ પેઠુ, અને મહાયાન જેમા આ બધીવાતનુ વધારે પ્રબલ છે, ત્યા બુદ્ધધર્મ આવો આસ્તિક ધર્મ થઇ પડયો

આ પ્રમાણે બુદ્ધધર્મ ઉત્પન્ન થયો, જામ્યો, વિસ્તર્યો, અને સ્થિર થઇ રૂપાન્તર પણ પામ્યો ઈ સ ના પ્રથમ શતકમા, તુરાનીઅન જેને પુરાણોમા તુરુષ્ક કહ્યાછે, તે, ઉત્તરમાના, તુરાન–તાતાર–ના, લોકોએ મૌર્યવશનો નાશ કર્યો હતો, અને પોતાનુ રાજ્ય સ્થાપ્યુ હતું આ વશમા કનિષ્ક નામે રાજા થયો, તેનુ રાજ્ય કાશ્મીરથી નર્મદા અને મહાનદી સુધી હતું, તેમ હિમાલયની પેલી તરફ પણ હતું* એના વખતમા બુદ્ધધર્મ ખુબ ફેલાયો, અને એજ સમયમા, ચીન, જાપાન, વગેરે દેશોમા તેનો પ્રવેશ વ્યાપાર અર્થે કાસ્પીઅન સમુદ્ર આગળ ભેળા થતા સર્વદેશના વેપારીઓ દ્વારા, થયો તુરુષ્કલોકો જેને શકલોક પણ કહેછે, તેમનો અમલ બે ચાર સો વર્ષ રહ્યો, એ સમય આર્યપ્રજાને સકટનોજ હતો, કેમકે એક રાજ્ય સ્થિર રહેતું નહિ, નવા નવા હુમલા થયા જતા, ને અધાધુધી ચાલતી વિક્રમાદિત્યે શક લોકનો પરાજય કર્યો† ત્યારે પણ બુદ્ધધર્મ

* રાજતરંગિણી.

† વિક્રમ સંવત્ સહિતના તામ્રપત્ર વગેરે મળી આવેછે, તેમા, સંવત્ ૧ થી ૩ સો સુધીના મળતા નથી, એ ઉપરથી એમ અનુમાન બંધાય કે વિક્રમ સંવત્ ઇ સ પછી ૫૬ થી ગણ્યો છે તે ભુલ છે, અને આશરે ઇસવી સન ત્રણસો પછીથી ગણવો, એ વાજબી છે એમ ગણના, કાલીદાસાદિને થયાના, જે વર્ષ, અત્રે આવેલા ચીનાઈ મુસાફરોના લેખથી સમજાય છે, તે બધ બેસી શકેછે આનુ ‘ઇન્ડીઆ, વાટ ઇટ કેન ટીચ અસ’ એ ગ્રંથમા, મેક્ષમૂલર લખે છે, તે પ્રાચીન શોધનો શોખ રાખનારને વિચારવ જેવુ છે

ચાલુ હતો એમ ચાલતો રહેલો બુદ્ધધર્મ, છેક આંધ્રભૃત્ય, ગુપ્ત, તથા વલ્લભી રાજાઓના સમય સુધી હિંદુસ્તાનમા હતો એમ લેખો ઉપરથી જણાય છે. વળી કણ્હેરીની ગુફામાના લેખના અક્ષરો છેક તેરમા સૈકાના જેવા ધારવામા આવેછે તે ઉપરથી, તથા અકબરના વખતમા અબુલ ફેઝને પણ કાશ્મીરમા બુદ્ધ ધર્મના લોક દીઠાનુ લખ્યુ છે તે ઉપરથી, એ ધર્મ ૧૫ મા સૈકા સુધી હિંદુસ્તાનમા ઠેકાણે ઠેકાણે ચાલુ હતો એમ જણાય છે. સાતમા આઠમા સૈકામા શંકરાચાર્ય કુમારિલ વગેરેએ એ ધર્મની સામે ઘણો પ્રયત્ન કર્યો છે, વખતે કોઇ સ્થલે લડાઈ ટટા પણ થયા હશે, છતા બુદ્ધધર્મને બ્રાહ્મણોએ રાજાઓ પાસે હાકી કઢાવ્યો, એ ધર્મના અનુયાયીને કતલ કરાવી નાખ્યા, એ વાત તો કેવલ પુરાણકલ્પનાજ, કહી ગયા તે પુરાવાને લીધે, લાગે છે‡ ત્યારે બુદ્ધ ધર્મ હિંદુસ્તાનમાથી કેમ લોપ થઇ ગયો? એ માટે એ ધર્મનુ બધારણજ જવાબદાર છે મૂલથીજ એ ધર્મની નીતિ બહુ સખત હતી, એમા સાધુ થઇ રહેવું બહુ મુશ્કેલ હતું, અને સર્વોપરી એ ખોડ હતી કે એ ધર્મ કેવલ અભાવ

નાથી, ફક્ત ભૂત પ્રેત કાઢવામાં, મંત્રજંત્રની ઉપાસનાઓમાં એ ધર્મ-ના સાધુને બોલાવે છે, બાકી લોક કાન્ફ્યુશીઅસનો ધર્મ પાળે છે, તથા વધારે ઉંડી શોધ માટે 'ટેઓ' ધર્મનો આશ્રય કરેછે.*આમ. એ ધર્મમાંજ પોતાના નાશનાં બીજ છે, એટલે સાર્વત્રિક કતલ કરી કાઢી મૂકયાની વાત, કપોલકલ્પનામાત્રજ લાગે છે. બ્રાહ્મણધર્મના, ઉપનિષદ્ધર્મના, બલ આગળ, બુદ્ધ ધર્મથી રહેવાયું નહિ એ ખરૂં, પણ બ્રાહ્મણોના યજ્ઞયાગાદિને એ ધર્મ શિથિલ કરતો ગયો, બુદ્ધની પોતાની પ્રેમમય છાયાની છાપ, શૂદ્રાદિનો પણ બ્રાહ્મણોપાસે મોક્ષસુધી અધિકાર મનાવી, આર્યધર્મપર મારતો ગયો, અને ઉપનિષદોમાં છપાઇ રહેલા બ્રહ્મરૂપ પરમ ધર્મને, સર્વસમાનભાવરૂપ પરપ્રેમરૂપ ધર્મને, તથા કર્મ, માયા, ઇત્યાદિ સંગતિઓને, સ્પષ્ટરીતે બહાર અણાવી, જ્ઞાનમાર્ગનેજ મુખ્યતા અપાવતો ગયો. ટુંકામાં, તત્ત્વદષ્ટિના પૂર્વરૂપ રૂપે-શંકા રૂપે-જે એ ધર્મ જન્મ્યો હતો, તે પોતાના જન્મનું સાર્થક કરી, તત્ત્વદષ્ટિને ખરેખરી જાગ્રત કરી, પોતાની જન્મભૂમિમાં તો, મરણજ પામ્યો.

આર્યધર્મની પુરાણભાવનાઓમા દબાઇ રહેલી તત્ત્વદષ્ટિ જાગ્રત થઇ ખરી, પણ તેને ખરા તેજપર લાવનાર એક બીજો વીર જરૂરનો હતો. એજ મહાત્મા તે અનાદિરૂપ દયામૂર્તિ જિન, જેના અનુયાયી જૈન એ નામથી અદ્યાપિ પ્રસિદ્ધ છે.* આ ધર્મ ક્યારે ઉત્પન્ન

* પ્રો. બ્ઝીલ્નીના ગ્રંથને આધારે.

* સર્વદર્શન સંગ્રહ, શારીરભાષ્ય, સ્યાદ્વાદ મંજરી, સૂત્ર કૃતાંગ સૂત્ર, જૈન તત્ત્વાદર્શ, અજ્ઞાનતિમિર ભાસ્કર તથા ડા૦ વીલ્સનનો ગ્રંથ ઇત્યાદીને આધારે, જૈનમતનો સાર લીધો છે.

ચયો એ વિષે બરાબર નિશ્ચય થઇ શકતો નથી. જૈન મતના ગ્રંથોમાં બ્રાહ્મણોના વેદ અને યજ્ઞનો એટલો બધો અનાદર છે, કે તે છેક દ્વેષ જેવો જણાય છે, એટલે તેમને ખોટા પાડવાના પ્રયત્નમાં, જૈન ગ્રંથોમાં, જૈનધર્મની ઉત્પત્તિ અનાદિ બતાવી છે, સર્વ ધર્મ તેમાથી-જ થયા એમ કહ્યું છે, મૂલ વેદ તો બીજા હતા અને જે ચાર વેદ ચાલે છે તે તો ક્રૂર બ્રાહ્મણોએ સ્વાર્થ માટે રચ્યા છે ઇત્યાદિ લખ્યું છે, તેમાથી કેટલું માનવું ને કેટલું ન માનવું એ કઠિન થઈ પડે છે. વળી બૌદ્ધ અને જૈન એ બે ધર્મના, છેક બુદ્ધ અને જિનના અનેક નામ સુધીના પણ, ઘણી ઘણી બાબતમાંના મળતાપણા ઉપરથી, જૈનધર્મ બુદ્ધધર્મની શાખા છે એમ પણ કેટલાકનું માનવું થાય છે × પણ એટલી વાત તો દા બુલ્હર વગેરેના શોધ ઉપરથી સિદ્ધ થઈ છે, કે જૈનમતને બૌદ્ધમત બે એક એક સાથે સંબંધ ધરાવતા નથી, ને છેલ્લા તીર્થંકર મહાવીર, તે બુદ્ધનુંજ બીજું નામ છે, એમ નથી. જૈનમતના ગ્રંથોમાથી પણ કંઇક એવોજ પૂરાવો મળે છે. જૈનોના ગ્રંથો, જે અસંખ્ય છે, તેમાથી પ્રાચીનતનો સારો પૂરાવો મળતો નથી. તેમના સમર્થ લેખકોજ—હેમાચાર્યાદિ—છેક હાલમા થઇ ગયા છે. છતા ઘણામા ઘણું એમ ધારી શકાય છે કે પાર્શ્વનાથ જિનના સમયથી એ ધર્મ ચાલ્યો હશે, ને તેથી બુદ્ધધર્મ જેટલો પ્રાચીન હશે=મહાવીરના મરણને જૈનગ્રંથકારો વિક્રમસંવત્ પૂર્વે ૪૧૦ મા મૂકે છે. વળી મથુરામા મહાવીરની એક મૂર્તિ ઉપરના લેખથી, વિદ્વાનો તેને ૨,૦૦૦ વર્ષની જૂની માને છે; જૈન યતીઓ તેને તેવી પણ પ્રાચીન કહે છે કેમ કે કોઈ તીર્થંકરના થવા પહેલા પણ તેની પ્રતિમાઓ બનાવવાનો રીવાજ છે, જેમ કે હાલ પણ હવે પછી

×બાર્થ. =વીલ્સન, સીલેક્ટ વર્કસ, ખંડ. ૧.

ચનાર પદ્મનાભનુ મંદિર વિદ્યમાન છે. કચ્છમા અંજારના જૈનમદિરમાંથી એક તામ્રપત્ર મળ્યુ છે, તે ઉપરથી, તે મદિર મહાવીર પછી ૨૩ વર્ષે બાંધ્યાનું અનુમાન કરેછે. આ બધી વાતો ઉપરથી ચોખો નિશ્ચય થવાને હજુ બીજા પુરાવાની અપેક્ષા રહે છે, તો પણ મહાવીર તે કોઇ જુદોજ ધર્મપ્રવર્તક હતો, જૈનમત પ્રાચીન હોવો જોઇએ, તથા મહાવીરને થઇ ગયાને લગભગ ૨૩-૨૪ સો વર્ષ થયા હોવા જોઇએ, એટલુ નક્કી અટકળી શકાય છે.

મહાવીર પહેલા બીજા ત્રેવીશ તીર્થંકર થઇ ગયા છે, ને પ્રથમ તીર્થંકરના સમયથી આયુષ્ માન આપ્યુ છે તે હીસાબે, પ્રથમ તીર્થંકર ઋષભદેવ જિન જ્યારે થયા તેના આકડા મૂકવા કઠિન પડે એમ છે જગતની ઉત્પત્તિ સબધે, દ્રવ્યાર્થિકનય પ્રમાણે, એમ માન્યુ છે કે જગત્ અનાદિ છે, તેમા અવસર્પિણી, એટલે સર્વ સારી વસ્તુનું ક્ષીણ થતા જવુ, અને ઉત્સર્પિણી, સારી વસ્તુની વૃદ્ધિ થતી જવી, એવા બે કાલ ક્રમે કરીને ચાલે છે. એક એકના છ વિભાગ છે, જેને આરા કહે છે. હાલ અવસર્પિણી કાલ ચાલે છે, તેના આગ, સુખસુખ, સુખ, સુખદુઃખ, દુખસુખ, દુખ, દુઃખદુખ એ છ છે ઉત્સર્પિણીમ એથી ઉલટો ક્રમ થશે. વચમાના ત્રીજા ને ચોથા આરામા, મનુષ્યોમા ધર્મની પ્રવૃત્તિ થવા સારૂ, ૨૪-૨૪ તીર્થંકરો અવતરે છે. પ્રત્યેક તીર્થંકરના મતને સમજી, બીજા લોકોને (ગણને) સમજાવનારા, કેટલાક ગણધરો થાય છે. ત્રીજા આરામા પ્રથમ તીર્થંકર ઋષભદેવજી થયા ને તેના પછી બાવીશ બીજા થઇ, તેવીશમા પાર્શ્વનાથ, ને છેલા, મહાવીર થઈ ગયા, આગળ ઉત્સર્પિણીમા પદ્મનાભાદિ થવાના છે. એક એક તીર્થંકરના કૈવલ્ય પછી તેના વખ-

તનાં શાસ્ત્રાદિ સર્વ લય પામેછે; તે પ્રમાણે ઋષભદેવના પુત્ર ભરતજીના વખતમાં થયેલા મૂલ ચાર વેદ—સંસારદર્શન, સંસ્થાપનપરામર્શન, તત્ત્વાવબોધ, વિદ્યાપ્રબોધ–આઠમા તીર્થંકર પુષ્પદંત પછી લોપ થઇ ગયા, ને બ્રાહ્મણોએ લોભથી હિંસામય ચાર વેદ બીજા કર્યા! એમેજ સાંખ્ય, પાતંજલ, બૌદ્ધઆદિ મત પણ, મૂલે જૈન મતની વિકૃતિરૂપે થયા!! ઇંદ્ર, સૂર્ય, રામ, કૃષ્ણાદિની પણ યથારુચિ કથાઓ જૈન ગ્રંથો આપે છે!! તીર્થંકરોના ઇતિહાસરૂપ ચોવીશ પુરાણ પણ રચેલાં છે.

દ્રવ્યાર્થિક નયવાળા માને છે કે અનાદિસિદ્ધ દ્રવ્યશક્તિ, પદાર્થોનો સ્વભાવ, જડચેતનાદિ બનાવે છે; અને કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષકાર, એ પાંચ ઉપાદાન મળવાથી વસ્તુમાત્ર બનતી ચાલે છે. જગતનો કર્તા એવો કોઈ ઇશ્વર સિદ્ધ થઇ શકતો નથી. જેઓ મુક્ત થઈ ગયા છે તેજ અષ્ટાદશદૂષણ રહિત ઇશ્વર છે; તેનેજ જિન, અર્હત્ (માગધીમાં અરિહંત) આદિ સંજ્ઞા આપે છે. વસ્તુમાત્રનું સ્વરૂપ અપેક્ષારૂપ માનેલું છે. પ્રત્યેક વસ્તુ બીજી વસ્તુની અપેક્ષાથી છે પણ ખરી ને નથી પણ ખરી; જેમ કે પટની અપેક્ષાથી ઘટ નથી, ને ઘટની અપેક્ષાથી ઘટ છે. એમ પોતાનાં ભાવકાલક્ષેત્રાદિથી પદાર્થ માત્ર છે, અને પારકાનાં ભાવકાલક્ષેત્રાદિથી નથી. વસ્તુમાત્ર સર્વદા અગુરુલઘુત્વ પામ્યાં જાય છે, તે તેને છ પ્રકારની હાનિ, ને છ પ્રકારની વૃદ્ધિ થયાંજ કરે છે. સંખ્યાત ભાગ હાનિ, અસંખ્યાતભાગહાનિ, અનંતભાગહાનિ, સંખ્યાતગુણહાનિ, અસંખ્યાતગુણહાનિ, અનંતગુણહાનિ, ને એજ ક્રમે વૃદ્ધિ. અર્થાત્ ઉત્પાદવ્યયરૂપ સત્તાત્મક વિશ્વમાત્ર અનંતગુણાશ્રય છે ને અપેક્ષામાત્રથી નિત્ય

ને અનિત્ય ઉભયરૂપ છે. આ પ્રમાણે વિવેક કરી જૈનમતમા પદાર્થ-સ્વરૂપ સદસદ્રૂપ માનેલુ છે. એનેજ અનેકાંતવાદ કે સ્યાદ્વાદ કહે છે. કોઇ પણ વસ્તુ કેવલ સત્ રૂપે નથી, તેમ કેવલ અસતરૂપે પણ નથી. બધુ ઉભયરૂપ છે. ઘટ એવો પદાર્થ છે તે ઘટરૂપે સત્ છે, પણ પટરૂપે અસત્ છે. તેથી સદસદ્રૂપ પદાર્થનો જે સત્ ભાગ છે તેને દ્રવ્ય કહે છે, ને અસત્ ભાગને પર્યાય કહે છે. પર્યાયથી કરીને એક પદાર્થ બીજા રૂપ નથી એમ સિદ્ધ થાય છે. દ્રવ્ય પર્યાયરૂપે સદસદ્રૂપ–અનેકાંતરૂપ–પદાર્થમાત્ર છે. અનેકાન્ત એટલે જેનો એક અંત–નિશ્ચય–નહિ, સત્ પણ નહિ ને અસત્ પણ નહિ તે* અપેક્ષાથી જોતા દ્રવ્યરૂપે બધુ નિત્ય છે, અને પર્યાયરૂપે અનિત્ય છે, એવા નિત્યાનિત્યના યોગરૂપ વિશ્વમાત્ર બનેલુ છે. " પર્યાયવિનાનુ દ્રવ્ય અને દ્રવ્યવિનાના પર્યાય છેજ નહિ. " ન્યાય વૈશેષિકાદિ સત્તારૂપ પદાર્થ માને છે, તેમ વિશેષરૂપ પદાર્થ માને છે, તેનુ જૈન મતમા ખંડન છે, કેમકે પદાર્થ માત્ર સત્તારૂપ ને વિશેષરૂપ ઉભયના મિશ્રરૂપે, દ્રવ્યપર્યાયરૂપે સિદ્ધ જણાય છે. એમજ વેદાંતવાદીના બ્રહ્મ તથા માયાને પણ ખંડે છે, ને બ્રહ્મરૂપ સત્તાજ ખરી અને માયા એ મિથ્યા–ખપુષ્પવત્–એવી વાતનો અનાદર કરે છે × વળી બ્રહ્મ એટલે આત્માને, સર્વવ્યાપી કે એક પણ માનતા નથી. ચૈતન્યમય, જ્ઞાનસ્વરૂપ, કર્મ ભોગવનાર, જન્માદિ લેનાર, અને મોક્ષનો અધિકારી

---

* એમજ **स्यात्** એવો અસ્તિત્વવાચક અવ્યય છે, તે ઉપરથી બધુ વિશ્વ **स्यात्** અસ્તિ–નાસ્તિરૂપ છે એવો વાદ તે સ્યાદ્વાદ. × જૈન ગ્રથોમા લગભગ ૩૬૩ જુદા જુદા મતના ખડન આપ્યાં છે ક્રિયાવાની (૧૮૦) અક્રિયાવાની (૮૫) અજ્ઞાનવાદી (૫૩) નિયતિવાદી (૩૬) ઇત્યાદિ

એવો નિત્યરૂપ જીવ પદાર્થ માન્યો છે. બીજો પદાર્થ જીવથી વિપરીત ધર્મવાળો જડરૂપ—અજીવ એમ માન્યો છે. જીવ અજીવ ઉભય અનંત છે. જીવ પ્રતિશરીર ભિન્ન છે ને શરીર જેવડાજ પરિણામવાળો છે, પણ જન્મઅવસ્થાને લઇ, એક શરીરથી બીજા શરીરમા જતા, જે શરીરમા જાય તેવડો થઈ શક્વાને સમર્થ છે, છતા અવિકારી છે. પદાર્થ એ શબ્દને આસ્તિકાય કે તત્વ એવી સંજ્ઞા પણ આપેછે. મુખ્ય તત્વ આ બેજ છે. જીવ અને અજીવ. એનોજ વિશેષ વિસ્તાર કરી સ્પષ્ટાર્થ માટે સાત કે નવ તત્વ માન્યા છેઃ જીવ અજીવ પુણ્ય, પાપ આસ્રવ સંવર, નિર્જરા, બંધ, મોક્ષ, આમા જીવ બે પ્રકારનો છે, સંસારી અને મુક્ત. સંસારી બે પ્રકારનો છે સમનસ્ક ને અમનસ્ક, અમનસ્ક બે પ્રકારનો છે સ્થાવર અને ત્રસ. સ્થાવરના પાચ ભેદ છે, ને ત્રસના ચાર છે. સ્થાવર જીવ એકેન્દ્રિય—સ્પર્શ—વાળા છે, ત્રસ જીવ બે, ત્રણ, ચાર, પાચ, ઇન્દ્રિયવાળા છે. એમ વિસ્તારથી જીવના ૫૬૩ ભેદ બતાવ્યા છે, ને વિશ્વમાત્રના વૃક્ષાદિ પદાથ તથા કીટપતગાદિ તેમા સમાવ્યા છે. અજીવ એટલે જેનામા જીવના લક્ષણ નહિ તે, જડ, કર્મનો ભોગ જેને નહિ તે. એ પચ છે· ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ. ધર્મથી મોક્ષ, અધર્મથી સ્થિતિ જન્માદિ, આકાશથી સર્વત્રપ્રવેશ, પુદ્ગલથી* દેહાદિરચના, ને કાલથી વ્યવહાર, એમ બનેછે, તે ઉપરથી એ પાચેના સ્વરૂપ સમજવાં. પુણ્ય. પાપ, સહજ સમજાય તેવાજ છે; જૈનોએ, અહિસા-

---

* પુદ્ગલ બે પ્રકારનાં છેઃ અણુ જે અતીન્દ્રિય છે, અને તેના કાર્યરૂપ સમૂહ જે જણાઇ શકે છે—સ્કન્ધ. પૃથ્વ્યાદિ તત્વનો પણ એમા સમાસછે.

મતપરત્વે, તેમના સંબધી બહુ ઝીણો વિવેક કર્યો છે. આસ્ત્રવઃ અસત્ ગુરુ, અસત્ દેવ, અસત્ ધર્મ, ઈત્યાદિમાં પ્રવૃત્ત કરી, મિથ્યાત્વાદિમા પાડી, મન વચન કાયાને, કર્મમા આસ્ત્રવાવે, પ્રવર્તાવે, તે આસ્ત્રવ. સંવરઃ પૂર્વોક્ત આસ્ત્રવને રોકનાર તે સંવર. એના ૫૭ ભેદ છે, પણ તેમાં મન, વાણી, કાયા ત્રણનો નિગ્રહ કરી, અનેક પરિષહ વેઠી, જ્ઞાનમાં જવું એ રહસ્ય છે. નિર્જરાતત્ત્વ એનું નામ છે, કે જેનાથી કર્મમાત્ર નિર્જર થાય, નિઃશેષ ખર્ચાઇ જાય. એ માટે તપ, ધર્મ, યોગાદિ અંગ કહ્યાં છે. બંધઃ જીવનો પ્રદેશ અને કર્મપુદ્ગલ એ ઉભયનું સંમેલન તે બંધ. જીવ અને કર્મ એ બે, અપશ્ચાનુપૂર્વ છે, અનાદિ છે; પણ કર્મનો પ્રવાહમાત્ર અનાદિ છે, એટલે તેનો ક્ષય થઈ શકે છે ને મોક્ષ સંભવે છે. બંધના ચાર ભેદ, તથા તે બંધ થવાનાં કારણાદિનો બહુ સૂક્ષ્મ વિસ્તાર છે. મોક્ષઃ સમગ્ર કર્મનો ક્ષય થઇ, જીવનું જે સ્વરૂપમાં અવસ્થાન, તે મોક્ષ. મોક્ષ છે તે જીવનો ધર્મ છે, અને ધર્મધર્મી કદાપિ ભિન્ન નથી, માટે જ્ઞાનાદિથી કર્મક્ષય થતાં મોક્ષ સ્વતઃ સિદ્ધ થાય છે. જેમ પાણીમાં તરવારૂપ સ્વભાવવાળા આણુઆ, મૃત્તિકામાં લપટાયા હોય તો પાણીમાં ડુબે છે, તેમ કર્મમાં લપટાયલો જીવ અધોગતિ લેછે, પણ કર્મક્ષય થતાં ઉર્ધ્વગતિએ ઉત્તરોત્તર મોક્ષ પામતો જાય છે. મુક્તજીવ તેજ સિદ્ધ, ઇશ્વર, જિન, કેવલી, આદિ નામને પામે છે; અકાય, અનંતશક્તિ, જ્ઞાનમય, અઢાર દોષરહિત હોય છે

જૈન મતના લોકના પણ બે ભેદ છે; શ્રાવક અને યતિ; એ ઉભય મળીને સંઘ. શ્રાવક અને શ્રાવિકા એ અવિરતિ એટલે પ્રવૃત્તિ-ધર્મ પાળનારાં છે; યતિ જેને શ્રમણ કહે છે તે અને શ્રમણી તે

વિરતિ એટલે નિવૃત્તિ ધર્મ પાળનારા છે. જૈનોમાં જ્ઞાતિભેદ નથી;-
ઉત્તરમાં નથી, દક્ષિણમા છે. ઉત્તરમા પણ જ્ઞાતિને બદલે ગચ્છ
(ગોત-ગોત્ર) માને છે; ને અન્યોન્યમા કન્યાનો, તેમ કોઇ વાર
ભાણાનો પણ વ્યવહાર, રાખતા નથી. આશરે ૮૪-૮૫ ગચ્છ છે,
પણ તેમાંના થોડાજ હયાત છે. ગુજરાતમા જૈનો તપાગચ્છના છે
કચ્છમાં અંચલગચ્છના છે. સઘે કેવા ધર્મ પાળવા, ઈત્યાદિ બહુ
વિસ્તાર છે, પણ તે બધાનો નિષ્કર્ષ અહિંસા એજ છે. જે જીવ-
તત્ત્વ કહી ગયા તેની જરા પણ હિંસા થવી જોઇએ નહિ. હિંસામાં
પણ દ્રવ્યહિંસા, ભાવહિંસા, એમ ઘણા ભેદ પાડી છેક મનથી, કે
વચનથી પણ જીવને દુખવવો એ હિંસામા સમાવ્યું છે. એ અહિં-
સાના વિવેક પરત્વે, આચાર, વિચાર, ખાનપાન, સર્વ નિયમ્યું છે,
ને મોક્ષ પામવા માટે અહિંસાયુક્ત ધર્મ ઉપરાત વિવિધ પ્રાણાયા-
માદિ સાધન પણ કહ્યા છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, એ રત્નત્રય-
રૂપ મોક્ષમાર્ગ છે. તેથી કરીને જ્ઞાન થાયછે. જ્ઞાન પાચ પ્રકારના
છે: મતિ, શ્રુતિ, અવધિ, મનઃપર્યાય, અને કેવલ, કેવલ જ્ઞાન તે મોક્ષ
અથવા કૈવલ્ય. ને તે જેને થાય તે કેવલી, અર્હત, જિન, ઈશ્વર. સ-
મ્યક્જ્ઞાન એટલે સંશય વિપર્યય અને અધ્યવસાયથી રહિત યથાર્થરૂપ
સ્યાદ્વાદનું જ્ઞાન, તેજ મોક્ષ, કર્મધર્મની કડાકૂટ તે મોક્ષ નહિ એમ
સ્પષ્ટ કહેછે. જૈનમતમા ઘણા ઘણા ભેદ પડી સંપ્રદાય થયેલા છે.
મહાવીર પછી આઠ જુદા જુદા મતભેદવાળા થયા છે: તે પ્રત્યેકને
નિન્હવ કહેછે. મહાવીર પછી ૬૦૯ મા આઠમો નિન્હવ બોટિક શિ-
વભૂતિ થયો, તેણે, વસ્ત્ર ન પહેરનાર, દિગંબર મત ચલાવ્યો, એ પહે-
લાના તે બધા શ્વેતામ્બર એમ શ્વેતામ્બરવાળા કહેછે. દિગંબરો પોતાને

પ્રાચીન જણાવેછે, ને શ્વેતાબરને અર્વાચીન કહેછે. મહાવીર પણ દિગંબરજ હતા. એમની વચ્ચે મુખ્ય ભેદ આગમોની ઉત્પત્તિ સંબંધે, તથા, સ્ત્રીઓના મોક્ષાધિકાર સંબંધે છે. દિગંબરો વર્તમાનકાલમા તો, રંગેલા વસ્ત્ર પહેરેછે. દિગંબરના ગ્રંથો ઘણા છે, ને કર્ણાટકની લીપિમા છે, એના ભેદ પણ થયાછેઃ કાષ્ઠાસંઘ, મૂલસંઘ, માથુરસંઘ, ગોપ્યસંઘ ઈત્યાદિ. શ્વેતાબરોમા પણ પુનમીઆ, ઈત્યાદિ ભેદ પડેલા છે. દિગંબરો સ્યાદ્વાદની પ્રક્રિયામા બહુ પ્રવીણ હોયછે, ને આચાર પાળવે બહુ તીનકષ્ટ ઉઠાવેછે. એ પછી છેક હાલમા બીજા ઘણા ભેદ પેદા થાયછે. અમદાવાદના એક લુંપક નામના લેખકે સંવત્ ૧૫૦૮ મા જુદા પડી, સં. ૧૫૩૪ માં લીંબડી જઇ નવો માર્ગ ચલાવ્યો. જૈનધર્મમા મૂર્તિપૂજા પ્રથમથીજ છે. તીર્થંકરોની મૂર્તિઓને પૂજેછે, ને જપ, તપ, કથા, વાર્તા, ( જેને વ્યાખ્યાન-વખાણ કહેછે ) સર્વ માનેછે, લુંપકે એ બધુ ન માન્યું. એના શિષ્યોમા સં. ૧૭૦૯ મા ચતરંગ થયો, તેની પાગેથી સુરતનો ્રોરો લવજી, દીક્ષા લીધા પછી છૂટો પડ્યો, અને મોઢે પાટી બાધવા માડી. એનાજ ચેલામાથી પરંપરાએ કોઇ ધર્મદાસ છીપાએ ઢુંઢીઆનો પંથ કાઢ્યો. એમા પણ વળી તેરાપંથી, વીસપંથી એવા ભેદ છે. ઢુંઢીઆ, પૂજા વખાણ આદિ ભાલ.ચારને બહુ માનતા નથી; પણ અહિંસા ધર્મમાટે સખત આચાર પાળેછે.તેરા, ને વીસપંથી, તે, એ ઉપરાત, ગુરુને કે પૂજાને પણ માનતા નથી. આ પ્રમાણે શ્વેતાબર જૈનના ગ્રથોમાં લખ્યું છે.*

---

* દિગબર ને શ્વેતાંબરની ઉત્પત્તિ વિષે બહુ વાદવિવાદ છે. દિગંબરી જિનસેનાચાર્ય લખેછે કે વિ. સ. ૧૩૬ માં વલ્લભીમા શ્વેતાબર સઘ થયો એમજ શ્વેતાબરી ક્ષમાશ્રમણ લખે છે કે મહાવીર પછી ૬૦૯ વર્ષે દિગંબર થયા બન્ને બહુ પ્રાચીન હોય એમ લાગેછે. બ્રાહ્મણોના પ્રાચીન ગ્રંથોમાં

જૈનમત હિંદુસ્તાનમા સારી પેઠે પ્રવર્તેલો છે, ને અદ્યાપિ પણ હયાત છે ગૂજરાતમા, કચ્છમા, મારવાડમા, બંગાળામા, દક્ષિણમા પણ, બધે એ મતના અનુયાયી છે એ મતતાળા છેક ચંદ્રગુપ્ત અને અશોકને પણ પોતાના મતમા ગણે છે વલ્લભીનુ ચક્રવર્તી રાજ્ય, જે વખતે સોરઠથી છેક કનોજસુધી વિસ્તરેલુ હતું, તે વખતમા જૈનમત ગૂજરાતમા આવ્યો લાગેછે. પાછળના રાજાઓમા કુમારપાળને હેમાચાર્યે જૈની કર્યો હતો, અને તેની પૂર્વે તથા પછી પણ જૈન અને બ્રાહ્મણ બન્ને ધર્મને રાજાઓ આશ્રય આપતા, એમ પ્રાચીન લેખોથી જણાય છે. જૈન યતિઓએ, પોતાના તીર્થ આગળ હિસા બધ કરાવવા, અકબર અને જહાગીર પાસેથી પણ ફરમાનો મેળવેલા છે. જૈન ધર્મના પુસ્તક પણ અસખ્ય છે સસ્કૃત અને માગધી બન્ને ભાષામા છે કેવલ ધર્મસબધીજ નહિ, પણ ન્યાય, વ્યાકરણ, કોશ, સાહિત્ય, ઇત્યાદિ બાબતો ઉપર પણ બહુ સારા સારા ગયો છે, ને તેમના ધર્મ બાબતમા તો, ઉત્તમોત્તમ ગ્રથ, તત્ત્વવિચારના તેમજ પુરાણાદિજેવા, સૂત્ર નયાદિ નામે પ્રસિદ્ધ અનેક છે આપણા ગૂજરાતમાજ, ખંભાતનો કોઇ વાણીઓ, જે હેમાચાર્ય નામે જૈન સાધુ થયો હતો તેના રચેલા અનેક ગ્રથ છે. એમજ બીજા સાધુઓના પણ છે. પાટણ, ખંભાત, જેસલમેર, જેપુર, આદિ સ્થલોના જૈન ભડાર લાખો પુસ્તકોથી ભરપૂર છે, ને વિદ્યાના ખરા ભડારરૂપ છે.

આ પ્રમાણે દૃઢ મૂળ નાખી ચાલેલો આ અહિસારૂપ પરધર્મ આપણી નજર આગળ અદ્યાપિ પણ છે. બ્રાહ્મણોના ધર્મને—વેદમા-

---

જૈન એવુ નામ નથી આવતુ પણ વિવસન, નિર્ગ્રન્થ, દિગંબર એવુ નામ વારંવાર આવે છે

ર્ગને તથા યજ્ઞમા થતી હિંસાને-ખરો ધક્કો એજ ધર્મે લગાડયો છે. બુદ્ધના ધર્મે વેદમાર્ગનોજ ઇનકાર કર્યો હતો, તેને અહિંસાનો આગ્રહ ન હતો. એ મહા દયારૂપ, પ્રેમરૂપ ધર્મ, તો જૈનનોજ થયો. આખા હિંદુસ્તાનમાથી પશુયજ્ઞ નીકળી ગયા છે, ફક્ત છેક દક્ષિણમા, જ્યા બૌદ્ધ કે જૈનની છાયા બરાબર પડી શકી નથી, ત્યાજ તે ચાલુ છે. આટલુજ નહિ, પણ ઉપનિષદોનો જ્ઞાનમાર્ગ સર્વથા સતેજ થઇ, જૈનોના જીવાજીવ તથા કર્મધર્મરૂપ વાદ પરત્વે, ઘણો બહાર આવ્યો છે. આમ શકારૂપ, બૌદ્ધ તથા જૈનધર્મોએ દર્શનોના પરમધર્મનો રસ્તો કર્યો છે, તત્ત્વદષ્ટિને ખરેરૂપે પ્રવર્ત્તવાનો માર્ગ કર્યો છે, ને વર્ણ જાતિ બધું ભુલાવી દઇ, મનુષ્યમાત્રને પરપ્રેમમા એકાત્મભાવ પમાડનાર બ્રહ્મજ્ઞાનનો ઉદય સચવ્યો છે.

---

## પ્રકરણ, ૬.

---

### તત્ત્વદૃષ્ટિ.

### દર્શન.

તત્વદષ્ટિ, સમ્યગ્દર્શન, દર્શન, ઇત્યાદિ શબ્દોનો અર્થ યથાર્થરીતે સમજવો જોઇએ તત્વ એ શબ્દ તત્ અને ત્વ પ્રત્યયનો બનેલો છે. તત્ એ ત્રીજા પુરુષનું એક વચન, નપુંસક, સર્વનામ છે. જ્યારે કોઇ વસ્તુ પદાર્થ ભાવ ઇત્યાદિની અમુક જાતિ છે, એવુ નક્કી કહેવું નથી હોતું, ત્યારે પણ સંસ્કૃતમા નપુંસકલિંગે શબ્દવ્યવહાર કરવામા આવેછે. તત્ એ ત્રીજી વસ્તુનું વાચક છે, કં

નાર સાંભળનાર એ બેથી કોઇ ત્રીજી, અર્થાત્ એ વચ્ચે વાતનો વિષય, જાણવાનો પદાર્થ, જે હોય, તે વસ્તુનું વાચક છે; અને નપુંસક છે એટલે તે વસ્તુની જાતિ ગમે તે હો, પણ તે વસ્તુ પોતે શું છે, તેને ઉદ્દેશીને પ્રવર્તેછે, એ વસ્તુનું તે વસ્તુ રૂપે હોવા પણું એવો ભાવ બતાવવા માટે, ત્વ એ ભાવવાચક પ્રત્યય લગાડેલો છે. ત્યારે, જે વસ્તુ પદાર્થ સંભવ ઇત્યાદિ જણાયછે, તે જેવાછે તેવાજ છે કે નહિ, તેમનું સ્વરૂપ કેવું છે, તે યથાર્થ શું છે, એનું નામ તત્ત્વ. કોઇપિણ વસ્તુનું વસ્તુત્વ તે તત્ત્વ. પશુને જે ગુણોને લીધે પશુ એવું નામ મળ્યુંછે તે સમગ્રનું સ્વરૂપ, પશુમાત્રને સામાન્ય, તે તત્ત્વ, પશુત્વ; પછી એ પશુત્વવાળા સમૂહના વિભાગ—હાથી, ઘોડા, બળદ-ગમે તેટલા હો; કે તેની જાતિ—નર નારી—ગમે તેટલી હો. દષ્ટિ, દર્શન એ બધા એકજ અર્થના વાચક શબ્દ છે, દશ એટલે જોવું, જાણવું, એ ધાતુ ઉપરથી થયેલા છે. તત્ત્વદષ્ટિ એટલે તત્ત્વ જાણવું. સમ્યક એટલે જેવું, હોય તેવું, યથાર્થ, ઉપરથીજ જણાતું હોય તે નહિ, પણ સિદ્ધ, ખરે ખરૂં; એવું, વસ્તુમાત્રનું ખરેખરૂં રૂપ જાણવું તે સમ્યગ્દર્શન, તત્ત્વદષ્ટિ. એમજ, દર્શન એટલે જાણવાપણું, જ્ઞાન, અર્થાત્ યથાર્થ-જ્ઞાન, સમ્યગ્દર્શન, તત્ત્વદષ્ટિ. આમ, આ ત્રણે શબ્દો એકજ અર્થના વાચક છે, અને આ વિશ્વચક્રના અનેક પદાર્થ સંભવ આદિના યથાર્થજ્ઞાનને સૂચવે છે. વિશ્વમા અનેક પદાર્થો આપણી નજરે પડે છે, અનેક બનાવો—સંભવ—આપણને સુખ, દુઃખ, આશ્ચર્ય, ભય, આદિ કરે છે; આપણે એ બધાને, વસ્તુને, સંભવોને, જુદી જુદી રીતે સમજી લઇએ છીએ; કોઇમા કોઈ દેવની કલ્પનાજ કરીએ છીએ, કોઇમા ભૂત રાક્ષસ દૈત્યાદિની કલ્પના કરીએ છીએ, તેમને સંતોષવા

પ્રયત્ન કરીએ છીએ, અથવા એ બધા વસ્તુ સભાવાદિને લક્ષમાજ લેતા નથી ને ચાલ્યા જઇએ છીએ, પણ વિચારવાનને એમ થયા વિના રૂહેતું નથી, કે આ બધી રચના જે હું જોઉંછુ તેવીજ છે, કે તેનું સ્વરૂપ કાઇ બીજી જાતનુ છે, એ બધુ અકસ્માતજ ગમે તેમ બન્યા જાય છે, કે એના પણ કાંઈ કાર્યકારણરૂપ નિયમો છે, જે પ્રમાણે એ બધી રચનાને અનુસરી પ્રાણીમાત્ર દુઃખ ટાળી સુખ સાધી શકે. આવા વિચાર મનુષ્યબુદ્ધિના કીયા કાળમા ઉદય પામે છે, તે પણ, આપણે વિચારી આવ્યા છીએ મૂલ મનુષ્યો વસ્તુસભાવાદિને જીવારોપણથીજ વિચારે છે ને દેવ અસુરાદિરૂપે વિશ્વની વ્યવસ્થા માની, યજ્ઞયાગાદિ કર્મપ્રવૃત્તિથી સુખ સાધવા જાય છે. એ જીવારોપણમાથી વર્ગીકરણ અને પછી એકીકરણ એમ બે કાલક્રમ આવે છે એ પણ, બધી વાત સમજાવતા કહી ગયા છીએ, કે માણસને પ્રત્યગ્દર્શન કરવાની શક્તિ છે, તેથી તે પોતે કરેલા વિચારોનો પણ ફરી વિચાર કરે છે, તે વિચાર કરનાર જે મન–આત્મા, તે ઉપર પણ નજર કરે છે. જ્યારે વર્ગીકરણ સુધી માણસ પહોચે છે, ત્યારે કે તેવામા, તેનો અનુભવ પણ વિસ્તાર પામ્યો હોય છે, એટલે, તેને સહજ પ્રત્યગ્દષ્ટિ થવા માડે છે, ને તે, પોતાની દેવાદિ ભાવનાના સ્વરૂપનુ તત્ત્વ, વિચારવા માડે છે. એટલે કે જે વિશ્વક્રમને દેવાદિરૂપે જોયેલો, તેનેજ યથાર્થ સ્વરૂપે જોવાનો પ્રયત્ન કરે છે. એ પ્રમાણે જોઇને, જે નિર્ણય થાય તેને, વર્ગીકરણ, એકીકરણ, એ સર્વદ્વારા, વર્ગપાડી સામાન્ય સ્વરૂપમા ગોઠવી, કાર્ય કારણના નિયમોનો સંગ્રહ કરે છે. આ પ્રમાણે તત્ત્વદષ્ટિ, સમ્યગ્દર્શન, ઘડાય છે. એનુંજ નામ દર્શન, જ્ઞાન. જેમ એક તરફથી દેવાદિ વ્યવહાર ચાલે છે, તેમ બીજી

તરફથી દર્શનનો વ્યવહાર પણ ચાલ્યો જાય છે, પણ દર્શનનો પ્રવાહ, દૈવાદિભાવના રૂપ તટની મર્યાદાને, ધીમે ધીમે કોતરી કોતરી, પોતાને માટે વધારે વધારે જગો કરતો ચાલે છે, વિસ્તરે છે એક તરફથી કર્મ–યજ્ઞાદિક–નો માર્ગ ચાલ્યો જાય છે, બીજી તરફથી જ્ઞાન–દર્શન –નો માર્ગ, કર્મ માર્ગને દબાવી, પોતાની પ્રધાનતા સ્થાપતો ચાલે છે આ પ્રમાણે જેમ જેમ તત્ત્વદષ્ટિનો વધારો થાય છે, તેમ તેમ દૈવાદિ ભાવના જેને પુરાણ ભાવના એવું નામ આપવાનો આપણે નિશ્ચય કરી આવ્યા છીએ, તે ઘટતી ચાલે છે. પુરાણભાવના અને તત્ત્વદષ્ટિ, એ બેના સ્વરૂપ જુદા, તેમ તે બેમા જે સુખ માનેલું તેના પણ સ્વરૂપ જુદાજ, તેથી તે સુખ સાધવા માટેના માર્ગ પણ એ બેમા જુદાજ. તત્ત્વદષ્ટિ, જ્ઞાનમાર્ગે સુખ સાધેછે પુરાણભાવના કર્મમાર્ગે સુખ શોધે છે. આવી વ્યવસ્થા મનુષ્યબુદ્ધિના સ્વરૂપમાજ અનાદિસિદ્ધ, સ્વાભાવિક છે એમજ થવુ જોઇએ, એમજ થયુ છે, ને એમજ થાય છે,તથા થશે શ્રૌત કે સ્માર્ત ધર્મ, અને કર્મમાર્ગ તે પુરાણભાવનાનુ રૂપ છે, દર્શન અને જ્ઞાનમાર્ગ તે તત્ત્વદષ્ટિનું રૂપ છે. વિચારવાનને, યથાર્થ સમજવાની શક્તિ ધરાવનારને, દર્શનમાજ પ્રવૃત્ત થવાથી સતોષ થાય છે, એ સ્વાભાવિક નિયમ છે,અને તેથીજ તત્ત્વદષ્ટિનું સર્વદા, પુરાણભાવના ઉપર પ્રબલ રહેછે તત્ત્વદષ્ટિમા પ્રવેશ કરવાને અસમર્થબુદ્ધિવાળા લોક પણ, તેજ ખરી છે એમ માને છે, ને પોતાની માનેલી પુરાણભાવનાઓને પણ તે તત્ત્વદષ્ટિ સાથે કોઇને કોઇ રીતે જોડી બતાવેછે એ ઉપરથી સમજાશે, કે દર્શનો શ્રૌતસ્માર્તધર્મના નિયામક છે, ને આર્યાવર્તમા અનાદિકાલથી તેમજ થયુંછે. ગમે તે દેવને, વિષ્ણુને શિવને ગણપતિને શક્તિને કે ભૂતપ્રેતને,

પૂજનારા, સર્વે, બ્રહ્મજ્ઞાનથીજ મોક્ષ, પોતાનો દેવ તેજ બ્રહ્મ, એમ ઉપનિષદોના માર્ગને, દર્શનને, સર્વદા મુખ્ય માનેછે, ને પોતાના ધર્મને ગૌણ કહેછે, તથા એથીજ, સર્વદેવ એક છે ગમે તેને ભજો એમ વારવાર ઉચ્ચાર કરેછે. આમ હોવાથીજ આર્યલોકો ઘણા દેવ માનવા છતા એકેશ્વરનેજ પૂજનારા છે, કિંબહુના એકેશ્વર માનનારી કોઇપણ પ્રજા કરતા, બ્રહ્મરૂપ સર્વમય ભાવનાને લીધે, ઘણા આગળ વધેલા છે આ પ્રમાણે તત્ત્વદષ્ટિ અને પુરાણભાવના એ બે મુખ્ય અને ગૌણરૂપે આર્યાવર્તમા પ્રવર્ત્યા છે, અને એ બેનો આવો 'સગી બ્હેનો '* જેવો સબંધ હોવાથી બીજા દેશોને કદાપિ ન સમજાયલા એવા બહુ ઉત્કૃષ્ટ સુખ આર્યદેશ ભોગવી શકયો છે

યુરોપમા જ્યારે પુરાણભાવનાને ન સ્વીકારતા તત્ત્વદષ્ટિથી સત્ય પ્રકટ કરનારનેx જાહેર રીતે સળગાવી મૂકયા છે ત્યારે આર્યદેશમા તેમના આગળ, હાથમા સમિધ લઇ, શિષ્યભાવે તેમને સર્વસ્વ અર્પણ કરી, તેમની પાસે સત્ય સમજવાને વિચારવાન્ લોકો વળેલા છે. ઇસ્લામધર્મના પ્રખ્યાત સુફી મનસુર હલ્લાજે, જ્યારે અનલહક= એમ બગદાદના ખલીફને કહ્યુ, ત્યારે તેને મારી નાખવાની સજા

---

* પ્રો હક્સલીએ, ધર્મ અને તત્ત્વજ્ઞાન ને Twin-sisters જોડવે અવતરેલી બહેનો કહી છે, ને તેમની એકરૂપતા બતાવવા પ્રયત્ન કર્યોછે

x ગોર્ડીઆનો બ્રુનો નામના સાધુએ આત્મારૂપ સર્વ છે, એવુ કહ્યુ તે માટે, પરમદયાળુ ધર્મગુરૂએ એવી શિક્ષા ફરમાવી કે 'લોહીનુ ટીપુ ન પડે તેમ તેને સજા કરો, ' અર્થાત્ બાળી મૂકો ! !

= અનહક, એ આરબી શબ્દ અને અહંબ્રહ્મ એ સસ્કૃતવાક્યનો અર્થ એ છે

થઇ છે; આર્યધર્મના અહંબ્રહ્મ કહેનાર શંકરાચાર્ય આજે પણ જગદ્ગુરુ કહેવાઇ પૂજાય છે. જેમ હાલમા યુરોપીઅન છે, તેમ મધ્યપ્રાચીનકાલમા આરબલોકો તત્ત્વજ્ઞાનની શોધોમા પ્રવીણ હતા, પણ યુરોપીઅન તેમજ આરબ ઉભય તત્ત્વશોધકોને, પુરાણભાવના-રૂપ ધર્મ એટલે બધો વારંવાર ને પગલે પગલે નડયો છે, કે જો તેમ ન થયુ હોત તો દુનીયાને જે જ્ઞાન આજે પ્રાપ્ત થયું છે તે લગભગ ૨૦૦૦ વર્ષ પહેલા મળ્યું હોત. આ વાતનો પૂરાવો ઇતિહાસવેત્તાઓથી અજાણ્યો નથી. અલેકઝાન્ડ્રીઆનું મહાપુસ્તકાલય જો આરબોએ સળગાવી મુકયું ના હોત; તેમ છતાં પણ બચેલા થોડા ઘણાં પુસ્તકોનો તથા તે દ્વારા ચાલતા શોધોનો જો રોમના પોપે નાશ ન કર્યો હોત, તો ગુરુત્વાકર્ષણ, વરાળયંત્ર, વીજળી, ચુંબક, ખગોળશાસ્ત્ર, ગણિત, ન્યાય, ધર્મસંબંધી તત્ત્વજ્ઞાન, ઇત્યાદિ અનેક અનેક શોધ, જે નવે નામે ઇસવીસનના ૧૨-૧૫ મા સૈકા-પછી આરંભવા પડયા, તે આરંભવા ન પડયા હોત, એટલુંજ નહિ, પણ તેમ કરવાથી આજે જે જ્ઞાન મનુષ્યોને પ્રાપ્ત થઇ શકયું છે, તે કરતા આજથી ૫૦૦ વર્ષ પછી એ જ્ઞાન જે રૂપ લેશે, તે રૂપ જ હાલ સમજાયું હોત. વળી, ઇસ્લામીઓએ જો પોતાની નાશ કરનારની કુબુદ્ધિ પૂર્વ તરફ ન ફેલાવી હોત, ઇરાન અને હિંદુસ્તાનના બ્રાહ્મણો જે પ્રાચીનકાલથી તત્ત્વદૃષ્ટિમા મચેલા હતા, ને જેને પુરાણભાવનાની અડચણોનો નડાવ ન હતો, તે તેમને કોરા રહેવા દીધા હોત, તોપણ એનો એજ લાભ થયો હોત પણ એક તરફથી અલેકઝાન્ડ્રીઆને તેમ બીજી તરફથી ઇરાન હિંદુસ્તાનને પણ તેમણે સાફ કરી નીચોવી નાખ્યા, એટલે બધી દુનીયા તેમના આગળ હાર

આઈ બેઠી, અને ૨૦૦૦ વર્ષ પછાત પડી ! ' આપણે તો ફક્ત ૨૦૦૦ વર્ષનો રોગ ગયો છે, પણ વાસ્તવિક રીતે તો, પુરાણભાવનાના કુર જુનમને લીધે ૨૫૦૦–૩૦૦૦ વર્ષનું નુકસાન, માણસ જાતને થયુ છે. એ થોડી દીલગીરીની વાત નથી. આ નુકસાનના કરનાર કોણ ' પુરાણભાવનારૂપ ધર્મના અનુયાયી ધર્મિષ્ઠ, પવિત્ર પોપ અને પેગબર ! ' શું આર્યાવર્તના બ્રાહ્મણોએ આ અધમતામા ભાગ લીધો છે ? કદાપિ નહિ. આર્યાવર્તના ધર્મની એજ ખુબી છે, કે પુરાણભાવના અને તત્ત્વદષ્ટિ, એ ધર્મમા કદાપિ વિરોધી ભાવે જણાયાજ નથી, સર્વદા ગૌણ મુખ્યરૂપે હળીમળીનેજ ચાલ્યા છે, ને તેથીજ એ ધર્મમા ધર્મને બહાને માર કાપ કે કુસંપ કદાપિ પણ જણાયા નથી, આર્યપ્રજા સાત્ત્વિક બુદ્ધિની પરાકાષ્ઠાને પહોચી છે, ને બહારની અડચણોથી તેની પાયમાલી થઇ તે પહેલા, ઘણા ઘણા તત્ત્વના શોધ નિર્વિઘ્ને અને સમય ખોયા વિના, કરી શકી છે, જે આગળ ચલાવી શકાયા હોત તો દુનીયાને અતુલ લાભ કરનાર નીવડત આમ છતા પણ, તત્ત્વજ્ઞાનના રક્ષક, પોષક, ઉત્પાદક, જે બ્રાહ્મણો, તેમને આજકાલના વગર વિચારથી, આપણે, તત્ત્વજ્ઞાનના નાશ કરનાર, મૂલમાથી ઉગવા ન દેનાર, પોપ, અને પેગબરો સાથે સરખાવી, સ્વાર્થી ગણી, તેમની વાતોને હસીએ, એ આપણીજ ટુકી દષ્ટિનો નમુનો છે ! એ બ્રાહ્મણોદ્વારા, જે તત્ત્વદષ્ટિનો અમુલ્ય વારસો આપણને મળેલો છે, તેને લીધેજ આપણે આપણા આર્યત્વને માટે મગરૂર છીએ, કેમકે દુનીયાની કોઇ પ્રજા એવું દર્શન પેદા કરી શકી નથી, હિબ્રુના આજપર્યંત પણ, સર્વે પ્રજા એનેજ ચીકાગતી ને વખાણતી આવી છે. જ્યારે સુધા-

ચાના તેજમા બધી દુનીયાને આજી નાખનાર યુરોપ અને અમેરિકામા તત્ત્વદષ્ટિ પુરાણભાવનાને મારી નાખે છે એની વિરોધરૂપ બુમ વર્તમાન સમયમા પડી રહી છે, ત્યારે પુરાણભાવના ગૌણ છે, તત્ત્વદષ્ટિજ મુખ્ય છે, તત્ત્વજ્ઞાનમાજ મોક્ષ છે, પુરાણભાવનાથી તો ક્ષયશીલ સ્વર્ગજ મળે છે, તત્ત્વજ્ઞાન અને પુરાણભાવના એ બે બ્હેનો છે, શત્રુ નથી, એ મહાસત્ય—તત્ત્વદષ્ટિજ **ખરી છે, પુરાણભાવના ખોટી છે છતાં બન્ને વિરોધી નથી,**—આર્ય ઋષિઓને ૩૦૦૦ વર્ષ પૂર્વે જણાયલુ હતુ, અને અદ્યાપિ પણ, આર્યધર્મમા, સર્વમાન્ય છે ' આ વાત યથાર્થ રીતે સમજવામા આવશે તો, આપણા ધર્મમા જે જે વાત, હાલ વિરોધ જેવી લાગતી હશે, તેનો બરાબર ખુલાસો થઈ શકશે, તથા પરદેશીઓ આપણા ધર્મના તત્ત્વ ન સમજતા, મૂર્તિઓ અને અનેક દેવ જોઇ કેવા મુઝવાય છે, અને પોતાને એ ધર્મમાથી ઘણુ શીખવાનુ છતા, તેનીજ, વિનાકારણ નિન્દા કરવા લાગે છે, તે પણ સમજી શકાશે

મનુષ્યને જે જ્ઞાન થઇ શકે તેની પણ સીમા છે મનુષ્યના મનનું બધારણજ એવુ છે, કે તેમા, અમુક હદ સુધીજ, જ્ઞાનનો ઉદય થઇ શકે છે આમ હોવાથી, જ્ઞાનમાત્રના ગમ્ય અને અગમ્ય એવા ભેદ પડે છે આ ઉપરથી ઘણાએક એવુ કલ્પે છે, કે માણસને જે જ્ઞાન થાય તે પારમાર્થિક હોઇ જ ન શકે, એટલે તે ઉપર વિશ્વાસ કરવો એ નકામો છે આ વાત યથાર્થ નથી, કેમકે, યદ્યપિ માણસ ચારેપાસ અગમ્યતારૂપ અધકારમા ઘેરાયલુ છે, તોપણ, એ અગમ્યતારૂપ અધકારમાથીજ ઘણાએ દીવા, તેની નજરે પડે છે જે એક અમુક પ્રદેશને પ્રકાશવાન્ કરી, તેની આગળ સ્પષ્ટ રીતે

પ્રદર્શિત કરે છે, તેટલો પ્રદેશ તેને ગમ્ય કરે છે. એ પ્રકાશ ક્યાંથી આવે છે, કેમ આવે છે, તથા જે અધકારમાથી તે દષ્ટિએ પડે છે, તે અધકાર શું છે, ઈત્યાદિ માણસના સમજવામા આવતું નથી એ ખરી વાત છે, પણ જેટલો પ્રદેશ પ્રકાશિત છે તેટલા પ્રદેશનું જે જ્ઞાન તેને મળે છે તે તો યથાર્થ તથા વિશ્વાસ કરવા યોગ્ય જ હોય છે. હજારો વર્ષથી મનુષ્યો જેવા થતા આવ્યા છે, ને થાય છે, તથા તેને જે જ્ઞાન સંભવે છે, તેની આવી વ્યવસ્થા છે, પછી અત. પરભવિષ્યમા માણસનુ એવું બધારણ થાય કે જેથી કાઈપણ તેને અગમ્યજ ન રહે, તો તે જુદી વાત છે. આ પ્રમાણે જ્ઞાનના વિભાગ વર્તમાન સમયના પાશ્ચાત્ય શોધકોએ કરેલા છે, પ્રાચીન આર્યશાસ્ત્રોમા એજ વાત બીજી રીતે કહી છે. કોઇપણ વસ્તુના નિયમનુ અવલોકન કરતા જ્યારે આપણે છેવટ વાત ગ્રહણ કરીએ, ને તેની આગળ જેવા જઈએ તો તેની તેજ તેના કારણરૂપે પુનઃ માનવાની જરૂર પડે, ત્યારે તે છેવટ વાતને અનાદિ એમ કહેવામા આવે છે. જેમ કે સર્વના કારણરૂપ ઈશ્વરને માન્યો, ને પછી તે ઈશ્વરનું કારણ ખોળતા જતા બીજો તેવોને તેવોજ ઈશ્વર માનવાની જરૂર પડી, તો પ્રથમ ઈશ્વરનેજ અનાદિ કહેવો એ વધારે વાસ્તવિક છે. અર્થાત્ બીજી રીતે બોલીએ તો ઈશ્વર માન્યા પછી, તેની આગળની વાત અગમ્ય છે. એક બીજી વાત પણ લક્ષમા લેવા જેવી છે, કે જ્યા જ્યા અનાદિપણું માન્યુ છે, ત્યા ત્યા, અનાદિપણું ન માનતા, આગળ વધવાનો કોઈ પ્રયત્ન કરે, તો જે છેવટનુ કારણ કહ્યું હોય, તેનુ તેજ ફરી પ્રકારાન્તરે રહે, આનુ નામ અનવસ્થા, એટલે ગરબડ, ગુંચવણ, તત્ત્વારના નિયમોને ન સમજવાપણું, એમ કહે છે.

જ્યાં જ્યાં અનવસ્થા દોષ આવે, ત્યાં ત્યાં અનાદિપણું માનવુંજ જોઇએ, એવી આર્યશાસ્ત્રમાં લખવાની શૈલી છે, તેનું તાત્પર્ય, ગમ્ય અને અગમ્ય એવા જે વિભાગ કરી બતાવ્યા તેટલુંજ છે. અનવસ્થા દોષ ક્યારે ઉત્પન્ન થાય છે, એ સંબધે આપણે કહી ગયા, કે જે છેવટની વાત હાથ આવી હોય, તે પછી જ્યારે તેવીને તેવી વાત તેના કારણરૂપે કહેવામાં આવે, ત્યારે એ દોષ થાય, એ ઉપરથી આટલું પણ સ્હેજ સિદ્ધ થાય છે, કે જેને, કોઇપણ વસ્તુ-સભર ઇત્યાદિના કારણરૂપ ઠરાવવામાં આવે તે છેવટનુંજ હોવું જોઇએ, તેની આગળ જતાં તેનું તેજ આવે, નવું ન આવે, એટલી સીમા સુધી તે કારણ ગયેલું હોવું જોઇએ. જેમકે ઉપરનાજ ઉદાહરણમાં ઇશ્વર એ છેવટનું કારણ છે, કેમકે તેની આગળ શું, એ વિચારતાં, ઉત્તર ઇશ્વરનો ઇશ્વરજ આવે છે, અનવસ્થા થતાં જાય છે. કોઈ એમ કહે કે ઇશ્વર નહિ પણ જે જડપદાર્થોથી ઇશ્વર જગત્ રચે છે, તેજ બધા વિશ્વનું છેવટનું કારણ હો, તો તેમ ન બને, કેમકે જડપરમાણુમાં ગતિકરવાની શક્તિ નથી, તો તે પરમાણુને પ્રવર્તવનાર કોણ, એ પ્રશ્ન ઉભો રહે છે, ને તે પ્રશ્નનો જવાબ પરમાણુ પોતે એમ જ્યાં સુધી આપી શકાતો નથી, ત્યાં સુધી ઇશ્વર કલ્પવાની જરૂર પડે છે અર્થાત્ પરમાણુ એ છેવટનું કારણ નથી વળી કોઇ કારણ છેવટનું હોય એટલુંજ, તેની સત્યતા માટે બસ નથી ને કારણ ઘણું સાદું અને ગુચવણમાં પડવા વિના ખુલાસો કરી શકે તેવું પણ હોવું જોઇએ. જેમકે પરમાણુથીજ જગત્ રચાય એમ માનીએ, તો પરમાણુમાં, અનંત પ્રકારની ગતિ કરવાની અનંત શક્તિઓ માનવી પડે, એથી એ કારણના સાદાપણાનો નાશ

થઈ જાય, માટે ઇશ્વરરૂપ સાદુ કારણ માનવું તેજ વધારે વાસ્તવિક. એટલે બીજી રીતે કહીએ તો, જે છેવટનુ કારણ ઠરાવવામા આવે, તે પોતે એકલુંજ, કાર્ય કરવાને સમર્થ હોવું જોઇએ. એક ત્રીજો નિયમ પણ લક્ષમા લેવા જેવો છે. કારણો શોધવાના છે, તે વસ્તુ તથા સભવોનો ખુલાસો કરવાને માટે છે, ત્યારે જે કારણથી ઘણામા ઘણા સભવોનો ખુલાસો થઈ શકતો હોય, ને તે સભવ બધા ઘણી અગત્યના હોય, તે કારણ વાસ્તવિક કારણ ગણાય જેમકે જડપરમાણુ માનવાથી ચેતનશક્તિનો ખુલાસો થતો નથી, ને ઇશ્વર માનવાથી થાય છે, તથા ચેતનશક્તિનો ખુલાસો એટનો બધો અગત્યનો છે કે તે ઉપર માણસના સુખમાત્રનો આધાર છે, તો ઇશ્વર એ વધારે વાસ્તવિક કારણ ગણાય. ત્યારે કોઈપણ કારણ સત્યરૂપ હોય તે માટે તેમા ત્રણ કે બે વાત જરૂર હોવી જોઇએ (૧) તે સાદુ એટલે એક તથા અલ્પરૂપ હોવુ જોઇએ, (૨) તેથી ઘણામ ઘણી અને બહુ અગત્યની વાતોનો ખુલાસો થવો જોઇએ. આની આ વાત હેમિલ્ટન, મીલ, હિકેલ વગેરે પાશ્ચાત્ય શોધકો કહે છે. આર્યશાસ્ત્રમા એજ વાત જણાવનારા બે બહુ યોગ્ય શબ્દો છે. એક તથા અલ્પતરૂપ હોય તેને લાઘવ કહે છે, અને ઘણી જરૂરની ઘણી વસ્તુનો ખુલાસો કરનાર હોય તેને અનુરૂપત્વ કહે છે એટલે કારણમાત્ર લઘુ અર્થાત્ ગૌરવ વિનાનુ જોઇએ, અને તુચ્છત્વવિનાનું જોઇએ આર્યશાસ્ત્રોમા જ્ઞાનમાત્રના મસામસની સરખામણ કરવા સબધે, આવા પ્રકારની વ્યવસ્થા છે, એ વ્યવસ્થાજ મનુષ્યમાત્રને માન્ય છે, એટલે એને સારી પેઠે લક્ષમા રાખવાથી, હવે પછી જે વિસ્તાર આપણે કરવાના છીએ તેની સારાસારતાની તુલના, વાચનારનાથી સહજમો થઈ શકશે

જ્ઞાન માત્રના ગમ્ય અને અગમ્ય એવા ભેદની વ્યવસ્થા આપણે જોઈ. વળી માણસને જે જ્ઞાન ગમ્ય છે, તે જ્ઞાન પ્રાપ્ત કરતા, સ-ત્સરૂપજ્ઞાન કીયું જાણવું તેનો નિયમ પણ જોયો. હવે એ જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ જોવાનો છે. માણસને પ્રત્યક્ષ અનુભવ કરવા માટે ઇન્દ્રિયોનું સાધન છે, અનુભવ ઉપરથી અનુમાન દુવના ઇત્યાદિ કરી તર્ક બાધવા માટે મનરૂપ સાધન છે. અને એ બન્નેને ખરા ખોટા તપાસવા માટે આપ્તવાક્યરૂપ ઇતિહાસ, શ્રુતિ, પણ તૈયાર છે. માણ-સને મૂલજ્ઞાન, અનુભવ ઉપરથી આવે છે કે સ્વાભાવિકજ હોય છે, એ વિચારવાનું આપણું કામ નથી. એ બાબત તો, દર્શનોમા જે વિચારપરપરા જણાય, તે બધી જોયા પછી, વાચનારને પોતાને નિશ્ચય કરવાનો છે, પણ મારે તો માત્ર વિચાર પદ્ધતિના, તત્ત્વદૃષ્ટિના નિ-યમ જણાવવા એટલોજ ઉદ્દેશ છે. ત્યારે મૂલ જ્ઞાનનો પ્રશ્ન બાજુ પર રાખી, એમ કહીએ, કે કોઈ અમુક કાલે, માણસ પોતાનુ જ્ઞાન ત્રણ રીતે મેળવે છે. અનુભવથી, વિચારથી, અને ઇતિહાસથી. પાશ્ચાત્ય-દેશોમા જે શોધ, વર્તમાન સમયમા થાય છે, તેમા આ ત્રણજ પ્રકાર વિભાગ માનેલા છે. અનુભવમાનથીજ જ્ઞાન સપાદન કરવાન, ઘણી ઘણી વસ્તુને સેવી તેમના પૃથક્કરણ કરવા, તેમના સ્વરૂપનો નિર્ણય કરવો, અને તેમના સંબન્ધાદિના નિયમ ઘડવા, આ એક પ્રકાર છે; વિચાર અને તર્કથી કરીને વસ્તુસ્વરૂપ નક્કી કરવું તથા તે સંબન્ધી નિયમ ઘડવા, આ બીજો પ્રકાર છે, અને ઇતિહાસ કે ધર્મશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે વસ્તુસ્વભાવ સમજવા અને તે પ્રમાણે નિયમાદિ માનવા એ ત્રીજો પ્રકાર છે અનુભવવાળા તર્ક કે ઇતિહાસનો કે તર્કવાળા અનુ-ભવ અને ઇતિહાસનો, કે ઇતિહાસવાળા અનુભવ અને તર્કનો ઉપયોગ

નથી જ કરતા એમ ન સમજવું, પણ તે તે મતવાળાને અનુભવ, તર્ક, અથવા શ્રુતિ, એ મુખ્ય છે, ને બીજા ગૌણ છે. પ્રથમ વર્ગના જ્ઞાનમા સિદ્ધ પદાર્થ વિજ્ઞાન, રસાયણ, ભૂસ્તર, ભૂગોળ, ખગોળ, ઈત્યાદિ વિશ્વોત્પત્તિ સંબંધી શાસ્ત્રો છે, બીજા વર્ગમા ન્યાય, મનોધર્મ, નીતિ, જીવ, આત્મા, વ્યવહાર, ઇત્યાદિ સંબંધી શાસ્ત્રો છે; ત્રીજા વર્ગમા ધર્મને નામે ચાલતા શ્રુતિ–બાઇબિલ–સંબંધી શાસ્ત્રો છે. આમાના બે અથવા ત્રણના મિશ્રણ વાળા, કે સર્વેને સામાન્યત: ઉપકારક, એવા બીજાં ઘણા આર્ય શાસ્ત્ર, ગણિત, ઇતિહાસાદિ શાસ્ત્રો છે, પણ મુખ્ય વિભાગ આ પ્રમાણે ચાલેલો છે, ને ત્રણે વર્ગવાળા પોતપોતાના શાસ્ત્રોથી આખા વિશ્વની તમામ વાતોના ખુલાસા કરવાનો હક ધરાવે છે. આ ત્રણે વાતને જુદી પાડી દીધી છે, તેથી એ ત્રણે વચ્ચે, પાશ્ચાત્ય દેશોમા વિરોધ થયા કરે છે' ને એક બીજાને, એક બીજા, માનતા નથી. ત્રીજા વર્ગવાળાનું તો છેક મરણ થવા વેળાજ આવી છે, ને બીજા વર્ગવાળાને પણ કાઇક નબળા પાડવાનો પ્રયત્ન થયા કરે છે. આજે તે દેશમા બલ માત્ર, અનુભવ, પ્રયોગ, ઇત્યાદિથી પ્રાપ્ત કરેલા સિદ્ધ જ્ઞાનનું છે. અનુભવ, તર્ક અથવા યુક્તિ, અને ઈતિહાસ અથવા શ્રુતિ, એ ત્રણને જુદા પાડવાથી, ત્રણ પરિણામ આવી શકે, અનુભવ માત્ર ઉપર જતા નાસ્તિક થવાય, યુક્તિ માત્ર ઉપર જતા કશો નિશ્ચયજ ન બને, અને શ્રુતિમાત્ર ઉપર જતા વહેમી થઈ જવાય. જ્યારે ત્રણેનો યોગ થાય ત્યારે સત્ય નિર્ણય બને; અને માણસના ઇન્દ્રિય, મન, તથા શ્રુતિ જ્યારે સર્વાંગે એકાગ્રતાથી કામ કરે, ત્યારે ખરી વાત હાથ આવે. આખ કાઇક જુએ, મન કઇક વિચારે, ને શ્રવણ કાઇક સાભળે

તો ત્રણે દ્વારા ગમે તેવા પરિણામ આવે, સત્ય નિર્ણય નજ બને. આટલા માટે આર્ય શાસ્ત્રની તત્ત્વ દૃષ્ટિ, પાશ્ચાત્ય તત્ત્વ દૃષ્ટિ કરતાં અન્યથા પ્રવર્તે છે. ધર્મ અને તત્ત્વ દૃષ્ટિ, એ આપણા દેશમા જુદાં મનાયાજ નથી, એ હું કહી ગયો છું, ને એમ થવાના અતુલ લાભ પણ બતાવી ગયો છું. એ લાભમા હવે એક બીજો લાભ પણ ઉમેરજો, કે આર્યબુદ્ધિમા નાસ્તિકતા કદાપિ ઉદય પામી શકી નથી, કિબહુના હવે પછી પણ, ભાગ્યે પામે. ધર્મ, એતો સર્વથા, આર્યબુદ્ધિમાં, સર્વ વિચારનો નિયામકજ છે. એટલે શ્રુતિને તો માનવીજ પણ અનુભવ અને યુક્તિને તેમા ન મેળવ્યા હોય તો વહેમ માત્રજ થાય એ આપણે કહી ગયા, એટલે શ્રુતિના વાક્ય, યુક્તિથી બધ બેસવા જોઇએ, અને તે યુક્તિથી કરેલો નિર્ણય, અનુભવમાથી સિદ્ધ થતો હોવો જોઇએ, આવું આર્યશાસ્ત્ર પોકારી પોકારીને કહે છે. શ્રુતિ, યુક્તિ, અનુભવ, ત્રણ વિનાનો સિદ્ધાન્ત તે નકામો છે, એમ દર્શનોમા વારંવાર કહેલુ છે. બ્રહ્મ સૂત્રના બીજા અધ્યાયમા तर्काप्रतिष्ठानात् એ સૂત્રથી, યુક્તિ માત્રનો આશ્રય કરવાની સ્પષ્ટ ના કહી છે, કેમકે તર્ક અપ્રતિષ્ઠિત છે. સ્થિર નથી, એથી, ગમે તે વાત, આમતેમજ આમ, સિદ્ધ કરી શકાય. માટે તર્કને નિયમમા રાખવા શ્રુતિ અને અનુભવ જોઇએ. એકલી યુક્તિ કે શ્રુતિ કામ ચલાવી ન શકે એવા આશયથી મનુ લખે છે કે "ઋષિઓના ધર્મોપદેશને વેદ (શ્રુતિ)થી અવિરુદ્ધ તર્ક વડે, જે સમાધાન કરી આપે, તેને ખરો ધર્મવેત્તા જાણવો." એજ વાત વધારે સ્પષ્ટ કરી, અનુભવ વિના પણ ન ચાલે એમ જણાવવા, સર્વ દર્શન શિરોમણિ અદ્વૈત દર્શનમા જ્ઞાનના બે વિભાગ કહ્યા છે, પરોક્ષ અને અપરોક્ષ. અમુક

વાત અમુક રીતે છે એવું જાણવું તે પરોક્ષજ્ઞાન. આવું શ્રુતિ અને યુક્તિથી થયેલું જ્ઞાન નકામું જ છે. ખરૂં જ્ઞાન ત્યારે થયું કહેવાય, કે જ્યારે તે જ્ઞાન પામનારને, તે જ્ઞાનનો, જ્ઞાન થતાની સાથેજ પોતાના આચારમા, વ્યવહારમા, વિચારમાં—પોતાની આસપાસના વિશ્વમાત્રમા, પ્રત્યક્ષ અનુભવ થવા માંડે. આનું નામ અપરોક્ષ જ્ઞાન. આમ છે એટલે, શ્રુતિ, યુક્તિ, અને અનુભવ, ત્રણેને મેળવીને સત્યનિર્ણય માટે પ્રવર્તેલી આર્ય તત્ત્વ દૃષ્ટિમાથી, એકલા અનુભવને, કે એકલી યુક્તિને, કે એકલી શ્રુતિને પ્રધાન માની રચેલાં શાસ્ત્રો ઝાઝા થયા નથી. ત્રણેના સંમેલનથી જે અનંત શાસ્ત્રો ઋષિઓએ ગુંથ્યાં છે, તેમાં, અવાંતરે, ત્રણે બાબતના વિચારો મળી આવે છે, પણ એ ત્રણમાની એક જ વાત સંબધે શાસ્ત્ર હોય, એવું કોઈ જાણ્યામાં નથી. વળી, શ્રુતિ પહેલે નંબરે છે, યુક્તિ બીજે નંબરે છે, ને અનુભવ ત્રીજે નંબરે છે, એટલે ત્રણેના સંમેલનવાળાં શાસ્ત્રોમાં પણ શ્રુતિ યુક્તિ એ બેનું પ્રાધાન્ય વધારે હોય છે, અને અનુભવનું કાંઈક ઓછું હોય છે. એટલે કે શ્રુતિના ગોડા ઘણા મિશ્રણ સહિત પણ પ્રધાનપણે યુક્તિ માત્રને આધારે રચાયલાં ન્યાયાદિ જે શાસ્ત્ર ગણાવી ગયા છીએ, તે ઘણાં મળી આવે છે. ધર્મ મિશ્રિત અનુભવ પ્રધાનશાસ્ત્ર પણ છેક નથી જ એમ નથી. આયુર્વેદ, ધનુર્વેદ, સ્થપત્યવેદ, ગાધર્વવેદ, જ્યોતિષ, ગણિત, ઇત્યાદિ તેના પણ છે, પણ તેમા શ્રુતિનાં પ્રમાણ નહિ એમ નથી. તત્ત્વદૃષ્ટિ સંબંધે શોધ ચલાવવાનો માર્ગ, આર્યદેશમાં, પાશ્ચાત્ય દેશ કરતાં, ભિન્ન હોવાથી, શાસ્ત્રોની ઉત્પત્તિ ઉભય સ્થલે જુદા પ્રકારનીજ થઇ છે, અને જે વિષયનાં શાસ્ત્ર ત્યાં મળી આવે, તે વિષયનાં અહીં નથી મળતા, તેમ અહીં મળી આવે,

તે વિષયનાં ત્યાં નથી મળતાં. આમ છતાં પણ ઉભય સ્થલે, માણુસનું મન જે પ્રશ્નોના ખુલાસા કરવા મથ્યું છે, તે એકના એકજ છે,–ઇશ્વર, જીવ, જગત, સુખ, અને એ સર્વના સંબંધરૂપ નીતિ–એટલે બન્નેમા જે સિદ્ધાન્ત થયા હોય તેની તુલના, સત્ય જ્ઞાન કોને માનવું એ સંબધી જે નિયમ આપણે કહી ગયા, તે સર્વમાન્ય નિયમે કરવી અશક્ય નથી.

સત્યજ્ઞાન એટલે શું, તે કેટલે અંશે સંભવે તેમ છે, તથા તે પ્રાપ્ત કરવાના કેટલા માર્ગ કેવી કેવી રીતે વપરાયા છે, એ બધી વાત સમજાઇ; એટલે સત્યજ્ઞાન માટે અમુક રીતિએ પ્રવર્તેલાં આર્યદર્શનોનું, કાઇ સ્વરૂપ પણ અટકળાયું હોવું જોઇએ. હવે આપણે તેનોજ સંક્ષેપથી વિચાર કરી લઇએ, ને તે પછી પ્રત્યેક દર્શનનો જુદો વિચાર કરીએ. વિશ્વમાત્રની રચના કેમ ચાલે છે, તથા તે કેવી છે, ને તેમાથી સુખ કેમ થાય, ઈત્યાદિ નિયમો શોધતા, સાધન તથા અનુચ્છત્વ ઉપર દૃષ્ટિ રાખી, ઘણાએક, કોઇ એકજ વસ્તુથી સર્વનો ખુલાસો કરે છે ( અદ્વૈત ); કેટલાએક એટલાથી સંતોષ ન માની એક કરતાં વધારે વાતથી બધાનો ખુલાસો આપે છે ( દ્વૈત ). કોઈ બન્ને વચ્ચે જ નિર્ણય કરવા મથે છે ( દ્વૈતાદ્વૈત ). જગતની રચનામા જડ ચેતન એવા ઉભય ભેદ તો ઉપર ઉપરથી જોનારને પણ સમજાય છે. તે પરત્વેજ પ્રથમ તો વિચાર ચાલે છે. એક વસ્તુથી ખુલાસો કરવાવાળા, જડમાત્રથીજ, કે ચેતનમાત્રથીજ, કે ઉભયરૂપ એકત્વથી, કે અનુભયરૂપ પણ જુદીજ જાતના એકત્વથી (વાસ્તવિક રીતે દ્વૈતથીજ ), બધીવાત સમજાવે છે. એક કરતાં વધારે વાત માનનારા બે, ત્રણ, ચાર, પાચ, સાત, સોળ, પચીશ, છત્રીશ, ગમે તેટલી

વાતથી બધું સમજાવે છે એ બધાનો સગ્રહ એક કોષ્ટકથી કરીએ, ને તેમા, આર્યશાસ્ત્રમા તેમના જે નામ છે તે પણ આપીએ.




(૧, ન્યાય, ૨, વૈશેષિક, જડમાત્ર ચેતનમાત્ર. ઉભય અનુભય.
(૧૬) (૭) (ચાર્વાક( (૧૩શુદ્ધાદ્વૈત) (૬અદ્વૈત) (૭-૮,
૩, સાંખ્ય, ૪, યોગ, વિશિષ્ટાદ્વૈત
(૨૫) (૨૬) શૈવ તથા વૈ-
૫, મીમાસા ) ષ્ણવ બન્નેના
અને
(૧૦ માધ્વ-વૈષ્ણવ) ૯, અવિભા-
(જૈન, બૌદ્ધ) ગાદ્વૈત. )

આટલા ૧૩ આસ્તિક મત થયાછે, ને ચાર્વાક, જૈન, બૌદ્ધ, એટલા ૩ નાસ્તિક* મત થયા છે આ ત્રણ વિષે આપણે કહી ગયા છીએ.

બાકી જે ૧૩ તેમાથી ૬ સુધીના મત, તે પ્રાચીન છે, ને છ દર્શનને નામે પ્રસિદ્ધ છે, બાકીના ૭ આધુનિક છે ન્યાયાદિક નીચે જે અક આપ્યા છે તે, તે મતમા માનેલા પદાર્થની સખ્યાના છે. આ સોળ મત જે અત્રે ગણાવ્યાછે તે ઉપરાત બીજા આર્ય તત્ત્વવિચારમા કે

* બ્રાહ્મણો, નાસ્તિક મત પણ છછે એમ ગણે છે, ચાર્વાક, જૈન, અને માધ્યમિકાદિ ચાર બૌદ્ધ.

બીજા દેશના તત્ત્વ વિચારમા હોય એમ મને લાગતું નથી, મનુષ્યબુદ્ધિ તત્ત્વજ્ઞાન સબધે, ઘણામા ઘણા આર્ટલાજ કાપી શકે એમ પણ માનીએ તો ચાતે એક સર્વાભાવરૂપ શૂન્યવાદ જુદો ગણ્યો નથી, પણ તેવો તો સભવી ન શકે, એ મે આગળ કહેલુછે, છતા તેનુ કાઇક રૂપ માધ્યમિક બૌદ્ધમા અતર્ભૂત છે. આ ઉપરાત કાલનેજ, કે સ્વભાવનેજ, કે નિયતિનેજ, ઇશ્વિરરૂપ માનનારાના મત પણ છે, પણ તે પુરાણમતો જે અનત છે, તેમા ગણાયછે, ને તત્ત્વદૃષ્ટિમા, દર્શનવિભાગમા, દાખલ થઇ શકતા નથી યદ્યપિ, ૭ થી ૧૩ સુધીના જે ૭ મત છે, તે પુરાણાનુસાર છે, તોપણ, તત્ત્વદૃષ્ટિપરાયણજ છે, તે તે મતના પ્રવર્તકો આચાર્યો થયેલા છે, એટલે આપણે, તેમને દર્શન વિભાગમા ગણ્યા છે. પ્રાકૃત સપ્રદાયો, પથો, તથા સમાજો, એ સર્વનો તો આ મેળમાજ સમાવેશ છે ત્યારે હવે પ્રાચીન ૭ દર્શનોનો સારમાત્ર અત્રે કહી જઇએ બીજા જે રહ્યા તે તેમની યોગ્ય જગોએ કહેવામા આવશે

## ન્યાય.

ન્યાયશાસ્ત્રના પ્રણેતા ગૌતમછે, તેમણે પાચ અધ્યાયરૂપ ન્યાયસૂત્ર રચ્યા છે, તે ઉપર વાત્સાયનનુ ભાષ્ય છે, ને અનાતર ગ્રથો ઘણા છે. મોક્ષ પામવા માટે તત્ત્વજ્ઞાન થવું જોઇએ તત્ત્વજ્ઞાનથી, દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ, અને મિથ્યાજ્ઞાન, એટલાનો ઉત્તરોત્તર નાશ થતે, મોક્ષ મળે છે. ત્યારે તત્ત્વજ્ઞાન કેમ થાય ? તે વિષે પ્રથમસૂત્ર, કે "પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતણ્ડા, હેત્વાભાસ, છલ જાતિ, નિગ્ર-

† આચાર્ય કોણ થઇ શકે તેવિષે જુઓ પ્રકરણ ૪

ષ્ટસ્થાન, એટલા તત્ત્વ જાણવાથી મોક્ષપ્રાપ્તિ " થાયછે. આ પ્રમાણેના સૂત્રોમા આ સોળ બાબતોનો વિસ્તારથી વિચાર ચલાવેલો છ સૂત્રોના પાચ અધ્યાય છે, ને એકેક અધ્યાયમા બે બે આહ્નિક છે. આ શાસ્ત્ર, કેવલ વાદવિવાદ કરી, તત્ત્વનિર્ણય કરવાના નિયમોના અનલોગ્નનુ જ છે, એમા પદાર્થ વિજ્ઞાન વિષે પ્રાધાન્યત વિચાર નથી, એ બાબત વૈશેષિક સૂત્રોમા ચર્ચેલી છે, જોકે પ્રમેયના એક અશમા ગૌતમે પણ વૈશેષિક પદાર્થોનુ સૂચનમાત્ર કરેલું છે. મી૦ કોલબ્રુક કહે છે તેમ ન્યાય એ વાદવિવાદ તથા તત્ત્વપરીક્ષાનુ શાસ્ત્ર છે, અને વૈશેષિક એ પદાર્થ વિજ્ઞાનનુ શાસ્ત્ર છે. ઉભય મળીને તત્ત્વજ્ઞાન માટે સાધનરૂપ છે. ન્યાય એ નામથી તર્કસગ્રહ, તર્કકૌમુદી, આદિ ગ્રથો, જે ચાલેછે, તે વાસ્તવિક રીતે એકલા ન્યાયના નથી, પણ ન્યાય વૈશેષિક ઉભયનું મિશ્રણ કરી સારરૂપે રચેલા છે. ભાષાપરિચ્છેદ પણ તેવોજ ગ્રથ છે, જો કે તેનુ વલણ જરા વૈશેષિક તરફ વધારે છે* ગદાધરી, જાગદેશી, અનુમાનચિંતામણી આદિ મહાગ્રથો તો, ન્યાયના એક એક ખડમાત્ર ઉપરજ, બહુ સૂક્ષ્મ વિવેકથી વિસ્તાર કરે છે, ને ઘણા દુર્ઘટ છે હવે સોળ પદાર્થોનું ટુકામા

* વર્તમાન સમયમા ન્યાયનો અભ્યાસ ઘણુ કરી પચપ્રકરણ જેટલો કરાય છે તે પચપ્રકરણ આ છે, તર્કસગ્રહ, દીપિકા, નીલકઠી, ભાષા પરિચ્છેદ ( મુક્તાવલીસહિત ), અને દિનકરી, દિનકરી, ઉપર રામરુદ્રિ ટીકા છે, તેમ તર્કસગ્રહની પણ ચદ્રોદય, ન્યાયબોધિની, વાક્યવૃત્તિ એટલી બીજી ટીકાઓ છે ઇશ્વર સિદ્ધિ સબધે સારામા સારો ન્યાય ગ્રથ, ઉદયનાચાર્યની કુસુમાજલિ છે એ વિના પણ ઘણા ઘણા ગ્રથો છે ન્યાય તથા વૈશેષિકનો અભ્યાસ 'દ્રાવિડ,' 'તૈલંગ, તથા ઉત્તરમા, નદીઆ, કાશી, એ સ્થલોમા અદ્યાપિ પણ સારો ચાલે છે

વર્ણન કરી જઇએ, અને વિશેષ વિચાર વૈશેષિક દર્શનમા રાખીએ, કેમકે વૈશેષિકવાળા પોતાના પદાર્થમા આ સોળનો પણ અંતર્ભાવ કરે છે.

ન્યાયશાસ્ત્રની રીતિ એવી છે કે ઉદ્દેશ, લક્ષણ, અને પરીક્ષા, એ ત્રણથી પદાર્થતત્ત્વનો નિર્ણય કરવો. ઉદ્દેશ એટલે જે વસ્તુનો વિચાર કરવો હોય તેને નામમાત્રથી કહી જવી, જેમકે આગળ સૂત્ર કહ્યુ, તેમા સોળ પદાર્થ. લક્ષણ એટલે જે ઉદ્દિષ્ટ વસ્તુ હોય, તેનો કોઇ અસાધારણ ધર્મ. અસાધારણ શબ્દનો અર્થ એમ થાય, કે જે વસ્તુનુ લક્ષણ કરવું હોય (લક્ષ્ય) તેને, તથા જે વસ્તુઓ તેનાથી ભિન્ન છે (અલક્ષ્ય) તેને, બન્નેને સાધારણ નહિ, તે, કેવલ લક્ષ્યનેજ વળગેલો હોય તે, અને ધર્મ એટલે કોઈ ગુણ ઈત્યાદિ પણ અસાધારણ શબ્દનો આવો અર્થ—" લક્ષ્ય માત્રમાજ હોય " એમ ન કરવો, કેમકે, હવણાજ કહીશુ તે અવ્યાપ્તિરૂપ દોષમા પણ, 'લક્ષ્યમાત્રમાજ' ધર્મ રહે છે, છતા તે દોષ ગણાય છે ત્યારે, અસાધારણ ધર્મ એનો એવો અર્થ કરવો, કે જ્યા લક્ષ્ય હોય ત્યા અસાધારણ ધર્મ હોય, ને જ્યા અસાધારણ ધર્મ હોય ત્યા લક્ષ્ય હોય. ઉદાહરણ તરીકે ગાયનું લક્ષણ કરવુ છે, ત્યારે તેનો અસાધારણ ધર્મ લેવો જોઇએ હવે આ ધર્મ પણ એવો હોવો જોઇએ, કે ગાય શબ્દથી ધારેલી જેટલી વ્યક્તિ હોય, તે સર્વને લાગુ પડે. જો કટલીક રહી જાય તો તે અવ્યાપ્તિ દોષ, જો ગાય કરતા ભેંસ ઇત્યાદિ ગાય નહિ તે, અંદર આવી જાય તો અતિવ્યાપ્તિ દોષ, ને જો કોઇપણ ગાયને લાગુજ પડતો ન હોય તો અસભવ દોષ. આ ત્રણે દોષ રહિત અસાધારણ ધર્મ તે લક્ષણ. જે કાબરી હોય તે ગાય એમ કહીને

અવ્યાપ્તિ દોષ, જેને શીંગડા હોય તે ગાય એમ કહીએ તો અતિવ્યાપ્તિ દોષ, જેને એક ખરી હોય તે ગાય એમ કહીએ તો અસંભવ દોષ, અને જો એમ કહીએ કે જે સ્ત્રીવાચક જનાવરને ગળે ગોદડી ઇત્યાદિ હોય તે ગાય, તો ત્રણે દોષ વિનાનું ખરૂ લક્ષણ 'ગોદડીનાળી' એ અસાધારણ ધર્મ થયો. તે ખરેખરો અસાધારણ ધર્મ છે કે નહિ તે જોવા માટે એમ કરી જોવુ, કે 'ગોદડીનાળી' તે બધી 'ગાયજ' છે, એ તપાસવુ, ને પાછુ, 'ગાય' છે તે ગોદડીનાળી છે, એમ ઉલટુ પણ તપાસવુ ઉદ્દેશ પછી આ પ્રમાણે લક્ષણ થાય છે તે પછી પરીક્ષા થાય છે, એટલે જે લક્ષણ બાધ્યુ તે બરાબર છે કે નહિ, તેમા કહ્યા તેવા કોઈ દોષાદિ છે કે નહિ, એ વિચાર કરી નિર્ણય થાય છે જે સોળ પદાર્થ કહ્યા છે, તેની આ ત્રણે રીતે ન્યાયશાસ્ત્રમા તપાસ કરેલી છે એ બધો વિસ્તાર અત્રે બને તેમ નથી પ્રથમ પદાર્થ પ્રમાણ છે, તેનું લક્ષણ એવું છે કે 'પ્રમાનુ કરણ' અર્થાત્ જેનાથી પ્રમા એટલે યથાર્થજ્ઞાન થાય તે પ્રમાણ ચાર છે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ. એનો વિસ્તાર વૈશેષિકમા કરીશુ બીજો પદાર્થ પ્રમેય ચારમાથી કોઇપણ પ્રમાણવડે જે સમજી શકાય તે એ બાર પ્રકારના છે આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ* બુદ્ધિ, મન, પ્રવૃત્તિ દોષ, પ્રેત્યભાવ, ફલ, દુખ, અપવર્ગ. ત્રીજો પદાર્થ સંશય એટલે નિશ્ચયરહિત જે જ્ઞાન તે. ચોથો પદાર્થ પ્રયોજન, તે એ, કે જે માટે માણસોની કોઇપણ તરફ પ્રવૃત્તિ નીપજે એ બે પ્રકારના હોય છે, દૃષ્ટ અને અદૃષ્ટ. વ્યાપ્તિજ્ઞાન થવામાટે જે ઉદાહરણો જોવાની જરૂર છે તે બધા દૃષ્ટાન્ત, એ પાચમો પદાર્થ વ્યાપ્તિ-

*ઇન્દ્રિયોના વિષય, પદાર્થ,

વિષે વૈશેષિકમા કહેવાશે. યથાર્થ જ્ઞાનરૂપે કરી, સંશયાદિરહિત, જે નિશ્ચય, તે સિદ્ધાન્ત. તે ચાર પ્રકારના છેઃ સર્વતન્ત્ર, પ્રતિતન્ત્ર, અધિકરણ, અને અભ્યુપગમ. જે સિદ્ધાન્ત બધા તન્ત્ર એટલે વિચારશાસ્ત્રને માન્ય હોય તે સર્વતન્ત્ર; ચાલતા તન્ત્રવિનાના તન્ત્રને માન્ય હોય તે પ્રતિતન્ત્ર; જે વિષયની ચર્ચા છે તેમા માન્ય તે અધિકરણ; અને સ્વીકારેલો નિશ્ચિત સિદ્ધાન્ત તે અભ્યુપગમ. પરાર્થાનુમાનના વિભાગ તે અવયવ; એ પણ વૈશેષિકમા કહેવાશે. વ્યાપ્યારોપથી વ્યાપકનો આરોપ તે તર્ક; એપણ આગળ આવશે. એના અગીઆર ભેદ અત્રેજ કહીએઃ વ્યાઘાત, આત્માશ્રય, ઇતરેતરાશ્રય, ચક્રકાશ્રય, અનવસ્થા, પ્રતિબન્ધિ, કલ્પના, ગૌરવ, ઉત્સર્ગ, અપવાદ, વૈજાત્ય*. જે તકરાર હોય તેનું યથાર્થ સ્વરૂપ જાણવું તે નિર્ણય. તત્ત્વનિર્ણય કરવાને આગળ તકરાર કરવી તે વાદ. આમ તેમજ આમ ગમે તે સાબીત કરી શકાય એવી વાત તે જલ્પ. પોતાનો કોઈ પક્ષ સ્થાપન કર્યાવિનાજ સામાનામા દૂષણાદિ આપી તકરાર

*મૂલવાતથી વિરૂદ્ધ સાબીત થાય તે વ્યાઘાત, એની એજ વાતથી તે વાતની સિદ્ધિ થતી હોય તો આત્માશ્રય; કોઈબેવાત અન્યોન્યને આશ્રયે સિદ્ધ થતી હોય, જેમકે ઈશ્વર અને કર્મ, તેમાં કર્મ જડ અને ઇશ્વર પ્રેરક ત્યારે કર્મ હોય તો ઇશ્વર પ્રવૃત્ત થાય, ને ઇશ્વર હોય તો કર્મ પ્રવૃત્તિ કરે, એ અન્યોન્યાશ્રય; ચક્રક પણ એજ પ્રકારનું બેથી વધારે વસ્તુનુ હોય; અનવસ્થા કહેલી છે, મૂલ વાતને રોકે તેવી વાત સિદ્ધ થાય તે પ્રતિબન્ધિ; કલ્પના પ્રસિદ્ધજ છે; ગૌરવ તે લાઘવથી ઉલટું—લાઘવ કહી ગયા છીએ; ઉત્સર્ગ એટલે સામાન્ય નિયમ; અપવાદ પ્રસિદ્ધજ છે, વૈજાત્ય એટલે મૂલ વાતથી જુદીજ વાતની સિદ્ધિ. તકરાર કરતાં, એક વાત માનીએ, તો બીજી આમ માનવી પડે એવું નામ તર્ક છે, ને જે બીજી વાત માનવી પડે તે આ અગીઆરમાંથી એક જાતની હોય તો તે મૂલ માનેલી વાતને દોષ રૂપ છે.

કર્યા જવી તે વિતણ્ડા. જેથી સાધવાની વાત સધાતી ન હોય એવો હેતુ તકરારમા વાપરી લીધો હોય તે હેત્વાભાસ, જે વિષે આગળ કહીશુ અનેકાર્થવાચક શબ્દાદિની યુક્તિથી છેતરવાની તકરાર, તે છલ. પોતાનાજ પક્ષને તોડનારૂ ઉત્તર તે જાતિ. અને પ્રતિવાદીનો પરાજય થઈ તે નિરુત્તર બની જાય એવુ કાઇ તે નિગ્રહસ્થાન. નિગ્રહસ્થાન બાવીશ રીતે થઈ શકે છે, અર્થાત્ એ બાવીશમાનુ એક પણ બતાવી શકાય, એટલે પ્રતિવાદી હારે. પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાન્તર પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસન્યાસ, હેત્વન્તરોક્તિ, અર્થાન્તરોક્તિ, નિરર્થકોક્તિ, અવિજ્ઞાતાર્થકોક્તિ, અપાર્થકોક્તિ, અપ્રાપ્તકાલોક્તિ, ન્યૂનોક્તિ, અધિકોક્તિ, પુનરુક્તિ, અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, અવિક્ષેપ, મતાનુજ્ઞા, પર્યનુયોજ્યોપેક્ષણ, નિરનુયોજ્યાનુયોગ, અપસિદ્ધાન્ત, અને હેત્વાભાસ એ બધા સ્પષ્ટાર્થજ છે.

આ પ્રમાણે ન્યાય શાસ્ત્રનો વિષય છે. ન્યાય એટલે પરાર્થાનુમાન, અર્થાત્ સામા માણસને નિશ્ચય કરાવામાટે જે અનુમાન કરવામા આવે તે અને આ વાત સર્વ બાબતના નિર્ણયો કરવામા ઉપયોગની છે, તથા ન્યાય શાસ્ત્રમા પ્રધાન છે, માટે આખા શાસ્ત્રનુ નામ ન્યાય એવુ રાખ્યુ છે. ન્યાયથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે મિથ્યાજ્ઞાનનો નાશ થાય, મિથ્યા જ્ઞાનનો નાશ થાય, ત્યારે દોષ મટે, દોષ મટે, ત્યારે પ્રવૃત્તિ અટકે, પ્રવૃત્તિ અટકે, ત્યારે જન્મ ટળે, ને જન્મ ટળે, ત્યારે દુઃખની સર્વથા નિવૃત્તિ થાય. આ પ્રમાણે તત્ત્વજ્ઞાનથી કરીને, જે આત્યતિક (સર્વ કાલને માટે રહે તેવી, નિત્ય) દુઃખનિવૃત્તિ, તેજ મોક્ષ ન્યાય મતમા આ ઠેકાણે, બૌદ્ધ, જૈનાદિએ માનેલા મોક્ષના સ્વરૂપનું પણ ખંડન કરેલુ છે, ને પોતે માનેલા,

અત્યંત દુઃખ નિવૃત્તિરૂપ મોક્ષનું સમર્થન કર્યું છે. પરમેશ્વરના અનુગ્રહથી જ્યારે શ્રવણાદિદ્વારા તત્ત્વજ્ઞાન થાય ત્યારે મોક્ષ થાય છે. ન્યાય મતમા જગતનો કર્તા પરમેશ્વર તથા તેના વચનરૂપ વેદ, એ ઉભયને, અનુમાન તથા શબ્દ પ્રમાણથી, સ્વીકારેલા છે. કાઇક વિસ્તાર આગળ કહીશુ. આ પ્રમાણે ગૈતમપ્રણીત ન્યાયશાસ્ત્રનો સંક્ષેપ છે. કણાદ મુનિએ, એ શાસ્ત્રનુ યથાર્થ અવલોકન કરી, વિશ્વ ક્રમનો પણ અનુભવ તેમા મેળવી, સાત પદાર્થ કલ્પ્યા છે ને તેમા, આ સોળનો પણ, સમાવેશ કર્યો છે એ મતમા, પદાર્થકલ્પના એજ નવો પ્રકાર છે, ને જગતની વસ્તુમાત્રને અમુક પદાર્થમાજ આણી મૂકી છે એ કણાદમુનિની અવલોકનની તથા વિચારવાની શક્તિનો પ્રભાવ છે, પણ તે સિવાયનો જે વિસ્તાર છે તે બધો ન્યાયમાથી લીધેલો છે. ન્યાયનું જે સ્વરૂપ કહી ગયા તે, તથા વૈશેષિકનુ હવે કહીએ છીએ તે, બન્નેને સરખાવતા, સામાન્ય તથા વિશેષ અંશો સ્પષ્ટ થઇ જશે.

## વૈશેષિક.

ગૈતમનો ન્યાય તે સર્વથા પદાર્થપૃથક્કરણ એ નામનો પાત્ર નથી. સૃષ્ટિના પદાર્થનું પૃથક્કરણ કરી, તેમની ઉત્પત્તિ નિર્ણય કરી, સ્થિતિ વિષે મોક્ષ–પરમાનંદ–સાધવો જોઇએ. ન્યાયના પ્રમેય એ પદાર્થમા આ વિચાર કાઇક આવે છે, પણ તેને યથાર્થ રીતે પાર પાડવાનું કામ કણાદે પૂરૂં કરેલુ છે. કણાદે પદાર્થમાત્રને, એટલે જેને કાઇપણ નામ આપી શકાય તેવાં વસ્તુ વિચારાદિ સર્વને, તપાસી જોઇ, એમ નિર્ણય કર્યો કે પદાર્થ સાત છે. ખરૂં તત્ત્વજ્ઞાન થવા માટે અનુમાન કરી તત્ત્વનિશ્ચય કરવો જોઇએ, ને તેમ થાય ત્યારે દુઃખની નિવૃત્તિ થઈ મોક્ષ મળે. પણ અનુમાનનું જ્ઞાન પદાર્થજ્ઞાનને

આધીન છે, માટે પ્રથમે પદાર્થનિર્ણય થવો જોઇએ, એમ કણાદ સૂત્રના પ્રથમ સૂત્રનો આશય છે.

સૃષ્ટિના પદાર્થ તરફ નજર કરીએ તો સર્વમા કાંઈ કાંઇ સામાન્ય અંશ જણાશે, તેમ વિશેષ અંશ, જેથી તે એક બીજાથી જુદા પડે છે, તે પણ જણાશે ત્યારે જે અનેક વસ્તુમા હોય, અને જાતે એક હોય, તથા અનાદિ સિદ્ધ નિત્ય હોય, તે સામાન્ય અંશ જાણવો. એનુ નામ સામાન્ય જેનાથી કરીને સામાન્ય અંશે મળતા છતા પણ પદાર્થો સ્વતસ્ત્વ પ્રાપ્ત કરે છે, એક એકથી જુદા પડે છે, તે વિશેષ. પદાર્થોના સામાન્ય અને વિશેષ અંશનો નિર્ણય કરિ તત્ત્વજ્ઞાન શોધનાર તે વૈશેષિક * પણ એ બધા વિશેષ કે સામાન્ય અંશનો આવિર્ભાવ જેમા થાય છે તે કાઇક વસ્તુ હોવી જોઇએ, તેરી જે વસ્તુ કોઇ ગુણના કે ક્રિયાના આશ્રયરૂપ હોય તેનું નામ દ્રવ્ય જે ગુણ અથવા ક્રિયાથી કરીને દ્રવ્યનુ દ્રવ્યત્વ સિદ્ધ થાય તેપણ જુદા પદાર્થજ હોવા જોઇએ એજ રીતિએ વિચાર કરતા જ્યારે દ્રવ્ય અને ગુણનો, અન્યોન્યવિના હોવાપણું ન બને એવો સંબંધ ઠર્યો, તેમજ સામાન્ય અને વિશેષ તથા દ્રવ્ય તેનો પણ તેવોજ સબધ ઠર્યો, ત્યારે એ સબધનુ પણ કાંઈક અસ્તિત્વ માનવુ જોઇએ જે સબધથી કરીને કો ) એ વસ્તુ પોતાનુ સ્વતસ્ત્વ સિદ્ધ કરી શકે, ને જુદી પડતા (ભરે નાશ પામ્યા જેવી થઈ રહે, તેનુ નામ સમવાય આ પ્રમાણે

*જો એ શબ્દની નીચે વ્યાખ્યા પણ સર્વ દર્શન સગ્રહાદિમા કરેલી છે દ્વિત્વ અનિત્ય છે, પાર્થિવ પદાર્થોના રૂપાદિ તેજ સયોગ થતા છેક પરમાણુ આ ાળથી બદલાતા માટે છે, તથા વિભાગથી પણ વિભાગ થઈ શકે છે, એટલુ માનનાર વૈશેષિક કહેવાય

બધી સૃષ્ટિના પદાર્થ છ વર્ગમા ગોઠવી શકાય: દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય. જ્યારે આખી સૃષ્ટિના પદાર્થ માત્રનાજ આટલાજ વિભાગ કર્યા, ત્યારે શક્તિ, સાદશ્ય, તમસ્, ઇત્યાદિ, જેને બીજા દર્શનવાળા પદાર્થ માને છે, તેને ક્યા ગણવા? શક્તિ એટલે અમુક દ્રવ્યમા અમુક વ્યાપાર કરવાનું સામર્થ્ય, તો તેનો તો, ગુણ કે કર્મમા સમાવેશ થાય; એમજ સાદશ્યનો, બે પદાર્થો વચ્ચેનો સામાન્ય અ શ એ અર્થ લઇ, સામાન્યમા સમાવેશ થાય પણ તમસ્—જે નીલગુણવાળુ હોઇ દ્રવ્યરૂપે સમજાય છે—તેને ક્યા મૂકવું? આ શંકાના સમાધાન માટે એક સાતમો પદાર્થ પણ માનવાની જ-રૂર પડે છે. જે છ પદાર્થ કહ્યા તે તો ભાવરૂપ, એટલે હોવાપણાના અર્થના વાચક છે. ત્યારે ન હોવાપણું, એ છએ પદાર્થનો અભાવ, એવો કોઇ પદાર્થ હોવો જોઇએ. એનું નામ અભાવ*, એમા તમસ્નો સમાવેશ થઈ ગયો—કારણકે તે તેજોરૂપ દ્રવ્યનો અભાવમાત્રજ છે. આ પ્રમાણે સાત પદાર્થ વૈશેષિક મતમા માનેલા છે.

દ્રવ્ય નવ છે: પૃથ્વી, જલ, તેજસ્, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા, મનસ્; ગુણ ચોવીસ છે: રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા દ્વેષ, પ્રયત્ન† ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ, શબ્દ, કર્મ પાચ પ્રકારના છે: ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, સપ્ર-સારણ, ગમન. સામાન્ય બે પ્રકારના છે પર અને અપર. પર

---

*મૂલ સૂત્રમા છજ પદાર્થ છે.

†મૂલ સૂત્રમા આટલા ૧૭ છે, પણ બીજા ૭ પણ ધારેલા હશે એમ એ ચકાર ઉપરથી કલ્પેલ છે.

દાર્યો પણ સમજાયા હશે પદાર્થોને જુદે જુદે સ્વરૂપ સ્થાપનાર, દ્રવ્યોના નિત્યરૂપમા રહેનારા વિશેષ અનંત છે. સમવાય–કોઇ બે પદાર્થને, જેમકે તંતુ અને પટને, દ્રવ્ય અને ગુણને કદાપિ જુદા ન પડી શકે તેને રૂપે સ્થાપનાર–એકજ છે. ગુણ અને ગુણી, જાતિ અને તે જેમા રહે તે (વ્યક્તિ,) અવયવ અને અવયવી, નિત્ય દ્રવ્ય અને વિશેષ, અને ક્રિયા તથા ક્રિયાવાન્, એટલા પચ પ્રકારના અયુતસિદ્ધ યોગ, તે બધામા સમવાયમાત્રનો સમાવેશ છે. અભાવ એટલે ન હોવાપણું. કોઇ વસ્તુનુ ન હોવાપણું બે રીતે બને છે, કોઈ સ્થલે તે પદાર્થ ન હોય, કે કોઇ સ્થલરૂપ તે પદાર્થ ન હોય. આ બન્ને સંબંધનું નામ સંસર્ગ અને તાદાત્મ્ય. સંસર્ગાભાવ, જેવો કે આ ઓરડામા પુષ્પ નથી, એ અભાવ. તેના પણ ત્રણ વિભાગ છે. જે જે અનિત્ય વસ્તુ છે તે થયેલી છે, ત્યારે તેના થતા પહેલા તે ન હતી, તેમ તેનો નાશ થશે ત્યારે પણ પાછી તે રૂપે નહિ હોય આનું નામ પ્રાગભાવ, અને પ્રધ્વસાભાવ, જે વસ્તુ ત્રણે કાલમાં નથીજ–જેમકે શશવિષાણ, વધ્યાપુત્ર–તેના અભાવનું નામ અત્યંતાભાવ. આ ત્રણ સંસર્ગાભાવ થયા. બીજો તાદાત્મ્યાભાવ–જેમકે પટ તે ઘટ નથી, ઘટ તે પટ નથી, પટમા ઘટનો અભાવ, ઘટમા પટનો અભાવ–તે અન્યોન્યાભાવ. જે પદાર્થનો અભાવ કહેવો હોય તે પદાર્થ, તે અભાવનું પ્રતિયોગી કહેવાય, જેમકે પુષ્પાભાવમા પુષ્પ, પટાભાવમા પટ, ઘટાભાવમા ઘટ.

આવી રીતે સામાન્યતઃ સાતે પદાર્થનું સ્વરૂપ છે. એમાના કોઈ કોઈ અંશો લેઈ વિશેષ વાત કહેવાની હોય તે ટુંકામા કહીએ. દ્રવ્ય નવ કહ્યા છે. તેમા પૃથ્વી, જલ, તેજસ, અને વાયુ, એ બધાં અનિત્ય

તથા નિત્ય બે રૂપે રહે છે. પરમાણુરૂપે નિત્ય અને પરમાણુનો સમૂહ (કાર્ય) બને દેહ, ઇંદ્રિય, વિષય (ભોગવવાના પદાર્થ), ઇત્યાદિ થાય તે અનિત્ય. આ શાસ્ત્રમા સ્થૂલ પદાર્થનું પૃથક્કરણ એટલે સુધી કર્યું છે, કે અદૃશ્ય, પણ કલ્પી શકાય તેવું, નિત્ય સ્વભાવવાળું, પરમાણુ-ઘણો સૂક્ષ્મ કણ-પદાર્થના સ્વરૂપનું કારણ છે એમ ઠરાવેલું છે. પરમાણુથી આગળ શોધતા અનવસ્થા થાય છે. કહ્યા તે ચાર-દ્રવ્ય પરમાણુરૂપે એટલે નિત્યરૂપે, તથા કાર્યરૂપે એટલે અનિત્ય રૂપે, હોઈ શકે છે, માટે તેમને આરંભક દ્રવ્ય કહે છે, તેમનાથી સૃષ્ટિનો આરભ થાય છે, ને એ પ્રમાણે સૃષ્ટિક્રમ માનવાના મતને આરંભવાદ કહે છે. જગતનો કોઈ કર્ત્તા પરમેશ્વર તો હોવો જોઇએ, કેમકે સૃષ્ટિક્રમ જોતા, તે કર્ત્તા વિનાનો ન હોય એવું અનુમાન, કુભારાદિક ઘટ ઘડે છે તે પરથી પણ, થાય છે. એ ઇશ્વરની ઇચ્છાથી, પરમાણુઓમા ગતિ થઈ દ્વયણુકાદિ ક્રમથી સ્થૂલ પદાર્થો પર્યંત રચના બને છે.* આરંભકદ્રવ્ય વિનાના જે પાચ રહ્યા તે નિત્ય દ્રવ્ય છે. એ સર્વ નિત્ય છે, માટે જ સર્વ વ્યાપી (વિભુ) પણ છે, છતા મનસ્ જે નવમુ દ્રવ્ય તે નિત્ય છે પણ સર્વ વ્યાપી નથી, કેવલ અણુરૂપજ છે, ને પ્રત્યેક આત્મા (જીવ)ને વળગેલુ રહે છે તેથી અનંતરૂપે છે. મનસ્ તથા આત્માનો યોગ થાય ત્યારે જ જ્ઞાન થઈ શકેછે†, કેમકે જ્ઞાન એ આત્માનો ગુણ છે, પણ મનસ્ તે એ જ્ઞાનને સુખદુઃખરૂપે

---

* પરમાણુ તથા દ્વયણુક અદૃશ્ય-અતીન્દ્રિય છે. ત્ર્યણુક આગળથી પદાર્થો દૃશ્ય થાય છે, પરિણામ ગુણવાળા થાય છે.

† જ્ઞાનનો ક્રમ એમ માન્યો છે કે ઇન્દ્રિયો પદાર્થને મળે છે, મન ઇન્દ્રિઓને મળે છે, ને આત્મા મનને મળે છે ત્યારે જ્ઞાન થાય છે

અનુકૂલ પ્રતિકૂલ રૂપે ગ્રહણ કરનાર છે. ઇન્દ્રિયો જ્ઞાનના કારણ–સાધન દ્વાર છે. માટે શરીરમાત્રમા સુખદુઃખાદિ સાક્ષાત્કાર માટે મનસ્ તેમ જ્ઞાન ધર્મ માટે આત્મા, ઉભયની અપેક્ષા છે*. મનસ્ નિત્ય છે તેથી કરેલા કર્મના સસ્કાર તેમા રહ્યા કરેછે, ને આત્માને (જીવને) પુનઃ પુનઃ જન્મોજન્મ સુખદુઃખ ભોગવાવે છે.† જ્યારે ઇશ્વર કૃપાથી તત્ત્વજ્ઞાન થઈ અત્યંત દુઃખધ્વંસ થાય ત્યારે મોક્ષ મળે. આત્મા એવું જે દ્રવ્ય કહ્યુ તે બે પ્રકારે છેઃ પરમાત્મા એટલે નિત્ય જ્ઞાનવાન્, સર્વજ્ઞ, કર્તારૂપ ઇશ્વર; અને જીવાત્મા એટલે અસર્વજ્ઞ, અનિત્ય જ્ઞાનવાન્, જીવ ઇશ્વર એકજ છે, જીવ અનેક છે. દ્રવ્યમાત્રમા પોતપોતાના અમુક ગુણ રહેલા હોયછે, જેમાના મુખ્ય એક એકને ઉદ્દેશી તે તે દ્રવ્યને ઓળખવામા આવે છે, જેમકે ગધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ, જ્ઞાન, સુખાદ્યનુભવ, એ પૃથ્વી જલ, તેજસ્, વાયુ, આકાશ, આત્મા, અને મનસ્, એ સર્વના અનુક્રમે મુખ્ય ગુણો છે. તે તે ગુણપૂર્વક ઇન્દ્રિય કે શરીર હોય તે પણ તે તે દ્રવ્યનું બનેલું સમજવાનું છે. કાલ અને દિક એ કેવળ વ્યાવહારિક છે, પરત્વાપરત્વરૂપ ગુણ એમા રહેલા છે, ભૂત ભવિષ્યાદિરૂપ પરત્વાપરત્વ,

* આત્મા વિભુ છે, તેમ મનસ્‌ને વિભુ ગણાય નહિ, કેમકે ઉભયનો સંયોગ નિત્ય રૂપે થઇ જતા નિરંતર જ્ઞાન થાય, અર્થાત્ સુષુપ્તિ આદિ ન બને એમ માનવુ છે, માટે મનસ્ અણુ હોવું જોઇએ

† નિત્યરૂપી મનસ્ ન માનીએ ને જન્મ વ્યવસ્થા ન માનીએ તો કૃતનાશ અને અકૃતભ્યાગમ દોષ આવે અર્થાત્ જગતમા સારી નરસી એવી જે વ્યવસ્થા જન્તુ માત્રને જન્મતા વારજ થયેલી હોય છે તે કાઇ કારણ વિનાજ બનેલી ઠરે (અકૃતાભ્યાગમ), અને ત્યારે તો જે જે કર્મો કરાય તે તે પણ નિષ્ફલજ જાય (કૃતનાશ) એમ કાર્ય કારણરૂપ નિયમનો ભંગ થાય.

જેમ દૂર સમીપાદિરૂપ પરત્વાપરત્વ, એ કાલ અને દિકના અનુક્રમે સ્વરૂપ છે.

હવે ગુણ એ બીજા પદાર્થના કેટલાક અંશ તપાસીએ. ચોવીશ ગુણ કહેલાછે તેમાથી તપાસ ચલાવવા યોગ્ય ગુણ માત્ર બુદ્ધિજ છે. એ તપાસ કરતા પૂર્વે એક વાત જાણવાની છે. અમુકનું કારણ અમુક એમ વારંવાર લક્ષણ બાધવામા આવેછે, તથા આવશે, ત્યારે કારણ એટલે શું? કાર્યની પૂર્વે જે અવસ્યે કરીને હોય, તથા જે કોઇ અન્યરીતે તે કાર્યનું કારણ થતા અટકતું ન હોય, તે કારણ, એનેજ કાર્યનિયમ પૂર્વવર્તી, તથા અનન્યથાસિદ્ધ, એ બે શબ્દથી પારિભાષિક રીતે વ્યવહરાય છે. કાર્યનિયત પૂર્વવર્તી એટલે કાર્યની પૂર્વે અવસ્યે કરીને હોનાર, તે એવી રીતે કે જ્યા કારણ ત્યા કાર્ય જ્યા કાર્ય ત્યા કારણ એમ સંબંધે હોનાર, ઘટનું કારણ માટી, ગર્દભ, કુંભાર, ઈત્યાદિ છે. પણ અવસ્યે પૂર્વે હોનાર તો માટી જ છે, માટે તે નિયતપૂર્વવર્તી ખરૂં કારણ છે. અનન્યથાસિદ્ધ હોય એટલે કોઈ અન્યરીતે કારણ થતા અટકતું ન હોય, જેમકે એક વસ્ત્ર વણાતું હોય તેનું કારણ તતુ, સાળ, ઇત્યાદિ છે, તો હવે તંતુના રંગને તે પટનું કારણ માનવા જઇએ, તો તે રંગ, પટનું કારણ થતા અન્ય રીતે અટકે છે, કેમકે તંતુને જાણ્યા વિના તંતુનો રંગ જણાવાનો નહિ, માટે તંતુ એજ પટનું કારણ છે, તંતુને આધીન જેનું અસ્તિત્વ એવો રગ અર્થાત્ તંતુરૂપ કારણ નથી; એમજ એક કુંભ બનાવવામા કુંભાર કારણરૂપ છે, પણ કુભકારનો પિતા તે કારણરૂપ નથી. અર્થાત્ જેમાથી તરતજ ને અવસ્ય કરી કાર્ય પેદા થાય તે કારણ. કારણ ત્રણ પ્રકારના છે; સમવાયી, અસમવાયી, નિમિત્ત. જે

પાચ પ્રકારે સમવાય સંબંધ આપણે આગળ કહી ગયા છીએ તે સંબંધે કરીને જે કારણ થાય તે સમવાયી કારણ, જેમકે તંતુ એ પટનું, રૂપ રસ એ પદાર્થનું, ઇત્યાદિ. કોઈ કાર્યના કારણની સાથે, કે કોઈ કાર્યના કારણના પણ કારણ સાથે, જે સમવાય સંબંધ ધરાવતું હોય, તે અસમવાયીકારણ, જેમકે પટ એ કાર્ય તેનું તંતુ એ કારણ, એ તંતુની સાથે તંતુત્વ સમવાય સબંધે છે, માટે તે તતુત્વ પટનું અસમવાયીકારણ; વળી પટરૂપ એ કાર્ય, તેનું પટ એ કારણ, ને તેનું પણ તંતુ કારણ, એ તંતુ સાથે તંતુરૂપ સમવાય સંબધે છે, માટે તે તંતુરૂપનુ અસમવાયીકારણ. આ બે વિનાનું, અર્થાત્ પ્રવૃત્તિ કરાવનાર ઇત્યાદિ, તે નિમિત્ત કારણ, જેમકે પટ બનાવવામાં સાળ, સાળવી, વગેરે. સમવાયી કારણને ઉપાદાન કારણ પણ કહેછેઃ પરમાણુ એ આ જગતનું ઉપાદાન કારણ, ઇશ્વર એ નિમિત્ત કારણ. કોઇ કાર્યને પરંપરાએ કારણું તો ઘણાં હોઈ શકે, પણ જે અસાધારણ* એટલે આવશ્યક–નિયત–કારણ હોય તેજ ખરૂં કારણ એને કરણપણ કહેવામા આવે છે†.

સર્વ વ્યવહારના કારણરૂપ જ્ઞાન તે બુદ્ધિ; અર્થાત્ પ્રત્યેક વખત

---

* વસ્તુમાત્રનાં સાધારણ કારણ નવ છે, ઇશ્વર, ઈશ્વરેચ્છા, ઈશ્વરજ્ઞાન, ઇશ્વરપ્રયત્ન, પ્રાગભાવ, પ્રતિબંધકાભાવ, કાલ, દિક, નિયતિ. એ વિનાનુ કારણ તે અસાધારણ કારણ.

† જે કારણ વ્યાપારદ્વારા કાર્ય સંપાદન કરે તે કારણ એવો પણ મત છે, જેમકે લાકડું કાપવામાં કહોવાડો એ કારણ છે, કેમકે છેદવારૂપ વ્યાપારદ્વારા કાપવાનું કાર્ય કરે છે. એમજ સ્મૃતિનું અનુભવ કરણ છે, કેમકે સંસ્કારરૂપ વ્યાપારદ્વારા કાર્ય કરે છે.

મેં જાણ્યુ, જોયુ, ઇત્યાદિ પ્રત્યય‡ થવારૂપ જે જ્ઞાન તેજ બુદ્ધિ (બુધ, જાણવું એ ધાતુ). બુદ્ધિ બે પ્રકારની છે; અનુભવ અને સ્મૃતિ. પ્રથમ અનુભવ થાયછે, તે અનુભવથી મનમા સંસ્કાર થાયછે. ને તે સસ્કારદ્વારા સ્મૃતિ થાયછે. આ તે દેવદત્ત એવું, આ અંશે અનુભવ, અને તે અંશે સ્મૃતિ, એ ઉભયમિશ્ર જ્ઞાન, તે પ્રત્યભિજ્ઞા. અનુભવ પણ યથાર્થ હોય કે અયથાર્થ હોય. વસ્તુનું જે રૂપ હોય, તેજ રૂપે તે વસ્તુ સમજાય, એ યથાર્થાનુભવ અથવા પ્રમા; તેજ વસ્તુ અન્યથા સમજાય, તે અયથાર્થાનુભવ કે અપ્રમા; જેમકે છીપને છીપ જાણવી એ પ્રમા, પણ તેને રૂપુ જાણવી એ અપ્રમા. અપ્રમા ત્રણ પ્રકારની છે, સંશય—પરસ્પરને વિરુદ્ધ એવા નાનાપ્રકારના ધર્મ-યુક્ત જે જ્ઞાન તે, વિપર્યય—અવળુજ જ્ઞાન; અને તર્ક—કારણને સબધે કાર્યજ્ઞાન. દોરડીને સર્પ, માલા, જલધારારૂપે કલ્પવી તે સંશય, દોરડીને સર્પજ માનવી તે વિપર્યય. તર્કનુ સ્વરૂપ ન્યાયમ-તમા આપણે કહેલુ છે. છતા ફરી કહીએ. એક વાત માન્ય કરવી, અને તે ઉપરથી ફલિત થતી વાત ન માન્ય કરવી, એ કાર્યકારણ ભંગરૂપ અયથાર્થજ્ઞાનને તોડનાર જ્ઞાન તે તર્ક. પર્વત ઉપર ધૂમ જણાયછે માટે દેવતા હશે આ અનુમાન છે. હવે કોઈ કહેશે કે ધૂમ ભલે જણાય, પણ દેવતા નથી. અહીઆ ધૂમ (વ્યાપ્ય, કાર્ય) છે એટલુ સ્વીકાર્યું, ને દેવતા (વ્યાપક, કારણ) છે એ ન સ્વીકાર્યું, એ કાર્યકારણભંગરૂપ અયથાર્થજ્ઞાન થયુ. ત્યારે એવો તર્ક કરવો પડેછે કે જો દેવતા ન હોય તો ધૂમ પણ ન હોય—અર્થાત્ એ ઉભય કાર્ય કારણરૂપ છે એટલે દેવતા ન હોય એમ તમે માનો, તો ધૂમ

‡ એ પ્રત્યયને અનુવ્યવસાય કહે છે: મૂલ જે જ્ઞાન તે વ્યવસાય.

હોય એમ માનવું અશક્ય છે, અપ્રમા છે. માટે તમે ધૂમ છે એમ કલ્પો છો તે વાતને હાનિ થાય છે, એટલે દેવતા છે એમ માનો, કે ધૂમ નથી એમ માનો. તર્કનું ફલ યથાર્થ નિર્ણય કરાવારૂપ છે, પણ તેનું સ્વરૂપ અયથાર્થ જ્ઞાનરૂપ છે; કેમકે દેવતા નથી ને ધૂમ છે એવો અયથાર્થ અનુભવ વાદી ઉઠાવે છે, તે માટે તર્ક કરવો પડે છે.

યથાર્થજ્ઞાન અથવા પ્રમા તે જેનાથી પ્રાપ્ત થાય તે પ્રમાણ. પ્રમાણ ચાર છે, પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શબ્દ. ઇન્દ્રિયોથી સાક્ષાત્ કે પરંપરાએ જે જ્ઞાન થવું તે પ્રત્યક્ષ તેના બે પ્રકાર. આ કંઇ છે એવું સામાન્ય જ્ઞાન તે, નિર્વિકલ્પ, અને આ પુરુષ છે ઇત્યાદિ વિશેષ જ્ઞાન તે, સવિકલ્પ. શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના, ઘ્રાણ, અને મન, એ ૭ ઇન્દ્રિયને લીધે ઇન્દ્રિયજન્ય જે પ્રત્યક્ષ તે પણ ૭ પ્રકારનું જાણવું, જે ઇન્દ્રિયે જે વસ્તુ પ્રત્યક્ષ થાય, તેજ ઇન્દ્રિયે તે વસ્તુના સામાન્ય, અભાવ, તથા સમવાય, પ્રત્યક્ષ થાય એમ પણ, જાણવું; જેમ કે ચક્ષુથી ઘટ જણાયો, તો ઘટત્વ, ઘટાભાવ, અને ઘટસમવાય, એ સર્વે પણ ચક્ષુગોચરજ ગણવા. પ્રત્યક્ષથી જ્યારે ઘણા ઘણા અનુભવવડે નક્કી કરી એક કાર્યકારણરૂપ સિદ્ધાન્ત હાથ લાગે ત્યારે અનુમિતિ કરવાનું બને છે. જે જન્મે તે મરે એ અનુભવ હજારોવર લાખોવાર થાય, તથા કોઇપણ સ્થલે જન્મ્યા છતા મરવાનું ન બન્યુ હોય એવું આપણા જાણવામા ન હોય, ત્યારે, જન્મે તે મરે એ સિદ્ધાન્ત થાય. જે જે જન્મે તે તે મરે એવો જન્મમરણના કાર્યકારણરૂપ અન્યોન્યસંબંધ તેને સહચાર કહેછે, અને જન્મ્યા છતા મરે નહિ એમ જો જણાય, તો જન્મમરણ એ બે,

કારણકાર્ય થાય નહિ, એને વ્યભિચાર—કાર્યકારણરૂપે જોડાયલા ન હોવાપણુ—કહેછે. જ્યારે સહચાર હોય ને વ્યભિચાર ન હોય ત્યારે સિદ્ધાન્ત—કાર્યકારણનો સર્વતત્ર સિદ્ધાન્ત—થાય, એવું નામ વ્યાપ્તિ જ્યા જ્યા ધૂમ છે ત્યા ત્યા અગ્નિ છેજ, એ સહચાર, ને જ્યા અગ્નિ નથી ત્યા ધૂમ નથીજ, એ વ્યભિચાર ન હોવાપણું, એ બે વાના સિદ્ધ થવાથી, જ્યા ધુમ ત્યા અગ્નિ, એ વ્યાપ્તિ. આમા પણ ધૂમ અને અગ્નિ એ બે શબ્દ કાર્ય અને કારણરૂપે છે જ્યા અગ્નિ છે ત્યા ધુમ છેજ એનો કાઇ નિયમ નથી, પણ ધુમ છે ત્યા અગ્નિ છે એવો નિયમ તો છેજ, એટલે અગ્નિનો પ્રદેશ ધુમના પ્રદેશ કરતા મહોટો છે ત્યારે કાર્યકારણરૂપ સબધમા, જેનો પ્રદેશ મટોગ હોય તે વ્યાપક કહેવાય છે, ને જેનો પ્રદેશ નાનો હોય તે વ્યાપ્ય કહેવાય છે, કાર્ય વ્યાપ્ય હોય છે, કારણ વ્યાપક હોયછે* વ્યાપ્યવ્યાપકના સંબધરૂપ વ્યાપ્તિ જડે ત્યારે અનુમિતિ થઈ શકે આપણે જાણ્યુ કે ધૂમ ત્યા અગ્નિ, હવે સામી ટેકરી ઉપર ધૂમ છે માટે અગ્નિપણુ હશે જ એ અનુમતિ બની શકી. જેના વિષે અમુક વાત સાધવાની છે તેને પક્ષ કહે છે, જેમકે ટેકરી, જે સાધવાનુ છે તેને સાધ્ય કહેછે, જેમકે અગ્નિ, ને જે વાત વચમા ગણીને સિદ્ધાન્ત થાય છે તે સાધન અથવા હેતુ કહેવાય છે, જેમકે ધૂમ. અમુક વાત સાધવાની હોય ત્યારે જે જે વસ્તુઓમા તે વસ્તુનો નિશ્ચય થઈ ચુકેલો હોય તે બધી સપક્ષ કહેવાય, ને તે વસ્તુ જે જે વસ્તુમા નથી, એમ નિશ્ચય થયો હોય તે બધી વિપક્ષ કહેવાય, જેમકે ટેકરી ઉપર અગ્નિ સાધ્ય છે, ટેકરીપર અગ્નિ સશયાત્મક છે, માટે ટેકરી પક્ષ, પણ

* કોઈ વાર કાર્યકારણના પ્રદેશ સમાન પણ હોય, છતા કાર્ય તે વ્યાપ્ય અને કારણ તે વ્યાપક એવો નિયમ છે

રસોડા વગેરેમા અગ્નિ નિશ્ચયરૂપ છે માટે તે તેના સપક્ષ; ને સરોવર વગેરે અગ્નિ ન હોવારૂપે નિશ્ચયરૂપ છે માટે વિપક્ષ. ધૂમ અને અગ્નિનો સબધ આપણે જાણ્યો છે, અને તેજ ધૂમ આપણે બીજે સ્થલે જોયો, ત્યારે અનુમિતિ કરી છે. ધૂમ એ, સાધ્ય તથા પક્ષ ઉભયને સાધારણ છે; ત્યારે ધૂમ, પક્ષનો ધર્મ થયો, પક્ષમા હોનાર થયો, તેજ સાધ્ય સાથે નિશ્ચિત સંબંધ રાખનાર થયો. બીજી રીતે બોલીએ તો હેતુ, પક્ષધર્મ છે તથા વ્યાપ્તિવાળો છે, એ ઉભયરૂપજ્ઞાન, અનુમિતિ કરવામાટે જરૂરનું છે એનુ નામ પરામર્શ. પરામર્શ એજ અનુમાન, ને તે અનુમિતિનુ કારણ અથવા કરણ જાણવું. ધૂમ છે ત્યા અગ્નિ છેજ એવો નિશ્ચય કરવા આપણે આપણી મેળે રસોડુ ભઠ્ઠી આદિ જોતા ફરીએ, ને વ્યાપ્તિ ઘડતા ચાલીએ, એ બધુ સ્વાર્થાનુમિતિ કહેવાય; પણ આપણે જે નિશ્ચય કર્યો તે બીજાને ગળે ઉતારવા પરામર્શાદિદ્વારા યુક્તિ કરીએ, તે પરાર્થાનુમિતિ કહેવાય પરાર્થાનુમિતિના પાચ વિભાગ માન્યા છે. સિદ્ધ કરવાની વાત કહેવી તે પ્રતિજ્ઞાઃ ટેકરીઉપર અગ્નિ છે. તેનુ કારણ–કહેવું તે હેતુઃ ધૂમથી. સાધન અને સાધ્યના સબધરૂપ વ્યાપ્તિ કહી તેના દૃષ્ટાન્ત પણ કહેવા તે ઉદાહરણઃ જ્યા જ્યા ધૂમ હોય ત્યા અગ્નિ હોય છે, જેમકે રસોડા વગેરેમા. પછી પક્ષ તથા સાધનનો સંબંધ કહી બતાવવો તે ઉપનય: આ ટેકરી ઉપર ધૂમ છે. ને છેવટ સિદ્ધાન્ત કહેવો તે નિગમનઃ માટે ત્યા અગ્નિ પણ છેજ.

વ્યાપ્તિ સિદ્ધ કરવામા સહચાર તથા વ્યભિચારાભાર બે કારણ કહ્યા છે. ત્યારે કોઇ હેતુ અને તેનુ સાધ્ય તે બેની વ્યાપ્તિ છે કે નહિ એ પરીક્ષા ઉભય રીતે કરવી જરૂરની થઈ. જ્યા જ્યા ધૂમ ત્યા ત્યા

અગ્નિ એ તો સહચારજ્ઞાન થયું; વ્યભિચારાભાવ જ્ઞાન એ થયું કે જ્યાં અગ્નિ નથી ત્યાં ધૂમપણ નથીજ. આ બન્નેને અનુક્રમે અન્વય વ્યાપ્તિ તથા વ્યતિરેકવ્યાપ્તિ એમ કહે છે. અગ્નિ સાધવામાં ધૂમ એ એવો હેતુ છે કે તેને બન્ને પ્રકારની વ્યાપ્તિ હોઈ શકે છે, માટે તે અન્વયવ્યતિરેકી હેતુ કહેવાય. પણ કોઈવાર કેવલ અન્વયજ હોય, કે કેવલ વ્યતિરેક હોય, તોપણ વ્યાપ્તિ ખોટી છે એમ ન સમજવું. જેમકે સર્વને નામ હોઇ શકે છે, કેમકે સર્વેનું જ્ઞાન થઈ શકે છે. અહીં સર્વ પદાર્થોને નામ હોવાપણું સાધ્ય છે, ને તેમનું જ્ઞાન થવાપણું–જ્ઞેયત્વ–હેતુ છે. જ્યાં જ્યાં જ્ઞેયત્વ છે ત્યાં ત્યાં નામ હોવાપણું છે, જેમકે ઘોડા, ગાય, ઇત્યાદિમાં. આ અન્વયવ્યાપ્તિ થઇ. વ્યતિરેક વ્યાપ્તિ એવી થવા જાય કે જ્યાં જ્ઞેયત્વ નથી ત્યાં નામહોવાપણું નથી, પણ તે નહિ બને, કેમકે જ્ઞેયત્વ વિનાની વસ્તુજ સંભવે નહિ, એટલે દૃષ્ટાન્ત નહિ મળે, ને દૃષ્ટાન્ત નહિ મળે, ત્યારે વ્યાપ્તિ પણ નહિજ બને. આવો જે હેતુ હોય તે કેવલાન્વયી. એથી ઉલટો તે કેવલવ્યતિરેકી, જેમકે આત્મા સર્વ વસ્તુથી (જડ) જુદોજ છે કેમકે જ્ઞાન ગુણવાળો છે. અહીંઆં સર્વથી (જડ પદાર્થોથી) જુદાપણું એ, જ્ઞાનગુણવડે સાધ્ય છેઃ જ્યાં જ્યાં જ્ઞાનગુણ ત્યાં ત્યાં સર્વથી (જડ પદાર્થોથી) જુદાપણું એ અન્વયવ્યાપ્તિ નહિ બને. કેમકે દૃષ્ટાન્ત નથી. જ્ઞાનગુણ જ્યાં હોય ત્યાં તો આત્માજ હોય, કેમકે આત્માવિના બીજું કાંઈ જ્ઞાનવાળું નથી, ને આત્મ તો પક્ષ છે–સાધ્ય સંબંધે સંશયાત્મક છે–એટલે દૃષ્ટાન્તમાં આવી શકે નહિ. વ્યતિરેક વ્યાપ્તિ બનશેઃ જ્યાં સર્વથી (જડ પદાર્થોથી) જુદા પડવાપણું નથી ત્યાં જ્ઞાનગુણ નથી, જેમકે લાકડું, પથ્થર, ઇત્યાદિકમાં*. આ ત્રણે પ્રકારના હેતુથી અનુ-

ૂમિતિ બની શકે છે

આ પ્રમાણે અનુમિતિ પ્રવર્તે છે, ને તેથી જ્ઞાન થાય છે યથાર્થજ્ઞાન અથવા પ્રમા જે આ પ્રમાણથી બને છે, તેના ત્રણ અગ થયા વ્યાપ્તિ, પરામર્શ, અને તે ઉપરથી અનુમિતિ હેતુથી કરીને, સાધ્ય તથા પક્ષ એ એના સબધનો નિશ્ચય, એ ત્રણ અગદ્વારા બને છે જો હેતુ શુભ હોય તો અનુમિતિ યથાર્થ થાય, ને અશુભ હોય તો અયથાર્થ થાય, ત્યારે જે અશુભ હેતુ હોય, છતા શુભ હેતુ તરીક વપરાઇ ગયો હોય, તે હેત્વાભાસ એટલે હેતુ જેવો જણાનાર, પણ ખરો નહિ એના હેતુથી કરીને વ્યાપ્તિ, પરામર્શ, કે અનુમિતિ, એ ત્રણમાના એક અગને પણ બાધ આવે છે, એવુ બતાવવુ તે હેત્વાભાસ હેત્વાભાસ પાચ પ્રકારના છે અનૈકાતિક, વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ, બાધિત જેમાથી એકે અત, એટલે નિશ્ચય, ન બને, તે અનૈકાતિક, અર્થાત્ જ્યા હેતુ અને સાધ્યનો વ્યભિચાર બતાવી શકાય, ને તેથી વ્યભિચારાભાવજ્ઞાન ન થવાને લીધે વ્યાપ્તિનો પ્રતિબધ કરાય તે (૧) જે વ્યભિચારસહિત-સવ્યભિચાર-તે અનૈકાતિક એ ત્રણ છે સાધારણ, અસાધારણ, અનુપસહારી વ્યાપ્તિને ખોટી પાડનાર વ્યભિચાર જ્ઞાન છે તો હેતુ અને સાધ્યનો વ્યભિચાર પણ ત્રણ રીતે બને છે જ્યારે સ્પષ્ટ વ્યભિચાર બતાવી શકાય ત્યારે, જ્યારે હેતુસાધ્યના સહચારવિષે અત્યત શકા પડે ત્યારે, અને જ્યારે હેતુ સાધ્યને એક બીજા સાથે સબધરૂપે ઉચ્ચારીજ ન શકાય ત્યારે આ

---

*જ્યા વ્યાપક અને વ્યાપ્યના પ્રદેશ સરખા ન હોય ત્યા વ્યતિરેક વ્યાપ્તિ આમ ઉલટાવીને કરવી પડે છે જ્યા જ્યાં સરખા હોય ત્યા ઉલટાવવાની જરૂર નથી, જેમકે ઉપર જણાવેલા બીજા ઉદાહરણમા

ત્રણે પ્રકાર સાધારણાદિ ત્રણમાં અનુક્રમે જોઈ લેવા. ( अ ) ખરી વ્યાપ્તિ થઇ ત્યારે કહેવાય કે જ્યારે જે હેતુથી સાધ્ય સાધીએ, તે હેતુ સપક્ષમાં હોય ને વિપક્ષમાં ન હોય; પણ જ્યારે બન્નેમાં હોય, સાધારણ હે.ય, ત્યારે વ્યાપ્તિ નજ બને. સપક્ષવિપક્ષ ઉભયસાધારણ જે હેતુ તે સાધારણ હેત્વાભાસ. આ પર્વત ઉપર અગ્નિ છે કેમકે પર્વત પદાર્થ છે. આમાં પદાર્થત્વ એ હેતુથી અગ્નિ સાધવાનો છે, ત્યારે જ્યાં જ્યાં પદાર્થત્વ ત્યાં ત્યાં અગ્નિ એવી વ્યાપ્તિ થઇ, તેમાં રસોડું વગેરે સપક્ષ પણ થયાં, કેમકે ત્યાં પદાર્થત્વ છે ને અગ્નિ પણ છે. પણ સરોવરાદિકમાં પદાર્થત્વ છે, છતાં અગ્નિ નથી, એટલે સરોવરાદિ જે વિપક્ષ તેમાં પણ પદાર્થત્વ એ હેતુનો વ્યભિચાર થયો. આમ વ્યભિચારાભાવ ન થયો તેથી, વ્યાપ્તિ—જ્યાં જ્યાં પદાર્થત્વ ત્યાં ત્યાં અગ્નિ—ખોટી પડી ગઇ. ત્યારે પર્વતમાં પદાર્થત્વને લઇને અગ્નિ છે એમ કહ્યું, તેમજ એના એજ પદાર્થત્વને લઇને અગ્નિ નથી એમ પણ, સરોવરાદિનાં દૃષ્ટાન્તથી, કહી શકાય, એટલે વ્યાપ્તિ ન બને, ને તેથી પર્વતમાં અગ્નિ છે, એ અનુમિતિ પણ, 'પદાર્થત્વ એ હેતુથી,' નહિ બને. (ब) અસાધારણ એટલે સાધારણ નહિ, બેચાર વસ્તુમાં રહેલું નહિ, એકજ વસ્તુમાં રહેલું. જ્યારે હેતુ કેવલ પક્ષમાંજ રહેલો હોય, સપક્ષાદિમાં ન હોય, ત્યારે અસાધારણ હેત્વાભાસ. શબ્દ નિત્ય છે કેમ કે શબ્દત્વવાળો છે. અહીંઆં શબ્દત્વ એ હેતુ, નિત્યત્વ એ સાધ્ય; અને નિત્યત્વવાળાં આકાશાદિ તે સપક્ષ, અને નિત્યત્વવિનાનાં પૃથ્વી આદિ તે વિપક્ષ, જ્યાં જ્યાં શબ્દત્વ ત્યાં ત્યાં નિત્યત્વ એવી વ્યાપ્તિ સિદ્ધ કરવામાં, સપક્ષરૂપ ઉદાહરણ જોઇએ તેમ વિપક્ષરૂપ પ્રત્યુદાહરણ જોઇએ. આ સ્થલમાં સપક્ષ વિપક્ષ

ઉભય તો છે, પણ શબ્દત્વ એ એવો હેતુ છે કે તે શબ્દવિના કોઇ બીજામા છે નહિ, એટલે સપક્ષ વિપક્ષ ઉભયે, આપણુને દષ્ટાન્ત માટે કામ લાગતા નથી આમ થવાથી શબ્દમા નિત્યત્વ છે કે અનિત્યત્વ છે એનો નિશ્ચયજ બનતો નથી, શબ્દત્વ નિત્યત્વવ્યાપ્ય છે કે નહિ તેજ જણાતુ નથી, એમા નિત્યત્વ તેમ અનિત્યત્વ બન્ને વાના બતાવી શકાય તેમ છે, એટલે શબ્દના સ્વરૂપવિષે કેવલ શંકા થઇ પડે છે આ પ્રમાણે પરામર્શજ બનતો નથી તેથી અનુમિતિ નહિ બને (क) જ્યારે વસ્તુમાત્ર પક્ષમા સમાઇ જવાથી દષ્ટાન્ત ન મળે ત્યારે અનુપસહારી હેત્વાભાસ સર્વવસ્તુ અનિત્ય છે, વસ્તુ હોવાથી અહીઆ વસ્તુત્વ ઉપરથી અનિત્યત્વ સિદ્ધ કરવાનું છે, પણ વસ્તુત્વ તો સર્વ–એટલે પક્ષ–વિના બીજે કહી મળવાનુ નહિ, તેથી દષ્ટાન્ત–નિત્યત્વ કે અનિત્યત્વવાળી વસ્તુ–મળનાર નહિ, ને તેથી સાક્ષાત્ અનુમિતિજ બનવાની નહિ અન્વયવ્યાપ્તિ કે વ્યતિરેકવ્યાપ્તિ કાઇપણ નહિ બને તેથી એમ્દમ અનુમિતિજ રદ પડે છે જ્યા જ્યા વસ્તુપણુ ત્યા ત્યા અનિત્યપણુ, તેમ જ્યા અનિત્યપણુ નહિ ત્યા વસ્તુપણુ નહિ, એ બેમાથી એકે વ્યાપ્તિ સિદ્ધ થવાની નહિ કેમકે દષ્ટાન્તજ નથી

(૨) જ્યા સાધ્યના અત્યત અભાવની સાથેજ વ્યાપ્તિ રાખનાર હેતુ પ્રયોજવામા આવે ત્યા વિરુદ્ધ હેત્વાભાસ આ બળદ છે એમા અશ્વત્વ છે માટે, અહીં અશ્વત્વ ઉપરથી બળદપણુ નહિ સિદ્ધ થાય, કેમકે અશ્વત્વને બળદપણા સાથે વ્યાપ્તિ નથી, પણ બળદપણાના અભાવ સાથેજ નિત્ય વ્યાપ્તિ છે વ્યાપ્તિનોજ પ્રતિબન્ધ થાય છે કેમકે આ બળદ નથી, અશ્વત્વ જે બળદના અભાવે વ્યાપ્ત છે

તેને લીધે, એવું વિરુદ્ધ જ્ઞાન થઇ આવે છે. (૩) જ્યારે કોઇ હેતુનાં સાધ્યનો અભાવ, તેના તેજ પક્ષમાં, બીજા હેતુથી બતાવી શકાય, ત્યારે સત્પ્રતિપક્ષ–અર્થાત્ જેને પ્રતિપક્ષી છે એવો હેતુ. શબ્દ અનિત્ય છે કારણ કે કાર્ય છે, એ અનુમિતિના સામે એવી અનુમિતિ પણ બને છે કે શબ્દ નિત્ય છે શ્રાવણત્વને લીધે. બન્નેનાં દૃષ્ટાન્તઃ પણ, ઘટપટાદિ તથા શબ્દત્વાદિ અનુક્રમે છે, તેથી ઉભયમાં વ્યાપ્તિ પણ બને છે; એટલે શબ્દ એ પક્ષમાં નિત્યત્વને અનિત્યત્વ બન્ને જુદા જુદા હેતુથી સિદ્ધ થવા જાય છે. પ્રતિપક્ષનું જ્ઞાન થવાથીજ હેત્વાભાસ થાય છે, ને સાક્ષાત્ અનુમિતિજ ખોટી પડી જાય છે. (૪) અસિદ્ધ એટલે હેતુનો આશ્રય (પક્ષ), તેનું સ્વરૂપ, કે તેની વ્યાપ્તિ, એમાંનું કોઇપણ અસિદ્ધ છે, ખોટું છે, એમ બતાવવું. તે. એ ત્રણ છે. (अ) જ્યારે હેતુનો આશ્રય ખોટો હોય ત્યારે આશ્રયસિદ્ધ હેત્વાભાસ, જેમકે આકાશ પુષ્પ સુગંધીમાન્ છે કારણ કે પુષ્પ છે. પુષ્પત્વ એ હેતુથી સુગંધિમત્ત્વ સાધવાનું છે, પણ આકાશપુષ્પ એ પુષ્પત્વનો આશ્રય છે, પક્ષનું સ્વરૂપ આકાશત્વસહિત છે, તેજ ખોટું છે, એટલે, સુગંધિમત્ત્વવ્યાપ્યપુષ્પત્વવાન્ આકાશપુષ્પ એવો પરામર્શ નહિ બને, ને તેથી અનુમિતિ પણ નહિ બને, (ब) જ્યારે હેતુનું સ્વરૂપજ ખોટું હોય ત્યારે સ્વરૂપાસિદ્ધ હેત્વાભાસ. આ પર્વત ઉપર અગ્નિ છે, સુવર્ણમય ધૂમને લીધે. અહીંઆં 'સુવર્ણમયત્વવિશિષ્ટધૂમ' એ હેતુથી અગ્નિ સાધવાનો છે, પણ સુવર્ણમયધૂમત્વવિશિષ્ટપણું જે ધૂમને કહ્યું, તેજ ખોટું છે, એટલે સુવર્ણમયધૂમવ્યાપ્યઅગ્નિમાન્ પર્વત એવો પરામર્શ નહિ બને, ને તેથી અનુમિતિ પણ નહિ બને. (क) જ્યારે કોઇ હેતુ સાધ્ય સાધવામાં અ-

ન્યની મદદ લેતો હોય, અર્થાત્ તે હેતુ ઉપાધિવાળો હોય, ત્યારે વ્યાપ્યત્વાસિદ્ધ હેત્વાભાસ. હેતુ પોતેજ સાધ્ય સાધી શકતો નથી, અમુક સાધ્યના વ્યાપ્યરૂપે અસિદ્ધ છે. કોઈ ત્રીજી વસ્તુ દ્વારા વ્યાપ્ય થાય છે, માટે ખોટો છે. એવી જે ત્રીજી વસ્તુ તેનું નામ ઉપાધિ, ને ઉપાધિ સહિત હેતુ, તે વ્યાપ્યત્વાસિદ્ધ, ઉપાધિ તે એ કે જે સાધ્ય સાથે વ્યાપ્તિ રાખે ( સાધ્યનો વ્યાપક હોય ), પણ હેતુ સાથે ન રાખે ( સાધનનો અવ્યાપક હોય ). પર્વત ઉપર ધૂમ છે, કેમકે ત્યા અગ્નિ છે. અગ્નિ એ હેતુથી ધૂમ એ સાધ્ય સિદ્ધ કરવું છે અહીં ઉપાધિદ્વારા ધૂમ સિદ્ધ થઇ શકે છે, બાકી સ્વત: અગ્નિ પોતે તો ધૂમ સિદ્ધ કરી શકે નહિ. કેમ કે જ્યા અગ્નિ ત્યા ધૂમ એ વ્યાપ્તિ બનતી નથી, તપાવેલા લોઢાના સળીઆમા અગ્નિ છતા પણ ધૂમ નથી, એ વ્યભિચાર જણાય છે માટે. ત્યારે જે ઉપાધિથી અગ્નિ, ધૂમને સાધી શકે, તે ઉપાધિ ભીના લાકડારૂપ છે. જ્યા અગ્નિ સાથે ભીના લાકડા હોય ત્યા ધૂમ થાય, પણ અગ્નિ એકલો હોય ત્યા તો ન થાય. ત્યારે જ્યા ભીના લાકડા ત્યા ધૂમ, એ સાધ્ય વ્યાપકતા, અને જ્યા અગ્નિ ત્યા ભીના લાકડાં નહિ એ સાધન અવ્યાપકતા, આ બન્ને વાત સિદ્ધ થવાથી ભિના લાકડા, કહેલી અનુમિતિમા ઉપાધિરૂપ ઠર્યાં. અગ્નિ એ હેતુ ઉપાધિદ્વારા, ધૂમ એ સાધ્યને સાધે છે, માટે જ્યા અગ્નિ ત્યા ધૂમ એ વ્યાપ્તિ નહિ બને, અગ્નિ ધૂમનો વ્યાપ્ય નહિ થઇ શકે, માટે અનુમિતિ પણ નહિ બને*. ( ૫ ) જ્યારે કોઇ હેતુનું સાધ્ય અનુમિતિવિનાના બીજાજ

---

* ઉપાધિના ચાર પ્રકાર છે, પણ તે અત્રે વિસ્તારના ભયથી આપ્યા નથી.

પ્રમાણથી ખોટું પાડી શકાય ત્યારે બાધિત હેત્વાભાસ. હેતુએ સાધેલી વાતજ બાધવાળી છે, બીજા પ્રમાણથી ખોટી પડેલી છે, એ જ્ઞાન તેજ અનુમિતિનો સાક્ષાત્ પ્રતિબંધ કરે છે. અગ્નિ ઉષ્ણ નથી એમ કોઇં પણ હેતુથી જ્યારે કોઇ અનુમિતિ કરે, ત્યારે તેને પ્રત્યક્ષ રીતે અગ્નિ ચાપવો, કે તે ઉષ્ણ છ એમ તરત માને, ને અગ્નિ ઉષ્ણ નથી એ અનુમિતિ કરવી મૂકી દે, એજ બાધિતનુ સ્વરૂપ છે. ×

ત્રીજું પ્રમાણ ઉપમિતિ છે. એક વસ્તુ બીજીના જેવી છે એમ જોઇ તે નવી વસ્તુનું નામ કલ્પવું એ ઉપમિતિ. બે વસ્તુનુ સાદસ્ય તે ઉપમાન, અને જાણેલી વસ્તુના ધર્મનું નવી વસ્તુમા આરોપાવું તે અતિદેશ, ઉપમાનનો અતિદેશ કરવાથી થયેલુ જે જ્ઞાન તે ઉપામતિ. જેમકે કોઇએ ગવય ( રોઝ ) જોયું ન હોય, તે જગલમા જઇ રોઝ જેવા પિડને દેખે, ને તરત તેને બળદના જેવું ધારે, ને તે ઉપરથી, બળદરૂપ ઉપમાનનું સ્મરણ કરીને તેનો તેનો અતિદેશ દીઠેલા પિંડમા કરે, ને તેને ગવય (ગો-બળદ-સદશ) એ નામ આપે, એનું નામ ઉપમિતિ.

ચોથુ પ્રમાણ શાબ્દ, શબ્દથી થયેલુ જ્ઞાન તે શાબ્દ. જે યથાર્થ બોલનાર હોય તે પુરુષ આપ્ત કહેવાય, અને જે આપ્તવાક્ય તે શબ્દ, ને શબ્દથી થયેલુ જ્ઞાન શાબ્દ. જે શબ્દનો અમુક અર્થરૂપ સકેત ઠરેલો હોય તેને પદ કહેછે, ને તે સંકેતિત અર્થવાચક શબ્દધર્મને

× જે પાચ હેત્વાભાસ કહ્યા તેમા સર્વે અયથાર્થ અનુમિતિનો સમાવેશ થાય છે ન્યાયદર્શન વિચારતા લક્ષણના ત્રણ દોષ કહેવા છે, અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ ને અસભવ. એ ત્રણે સાધારણ, સ્વરૂપાસિદ્ધ, અને વિરુદ્ધમા, અનુક્રમે સમાય છે તે બુદ્ધિમાન્ વાચનારે યોજી લેવુ.

શક્તિ કહે છે. શક્તિ અનાદિ છે, અર્થાત્ ઇશ્વરે-છાથી ઉત્પન્ન થયેલી છે એમ માને છે, સાધારણ નિયમ એવો કહે છે કે આપ્ત લોકના વ્યવહારથી, કોશથી, વ્યાકરણથી, ઇત્યાદિ સાધનોથી શબ્દની શક્તિ સમજી શકાય છે આ સ્થલે એવી તકરાર છે કે શબ્દની શક્તિ તે વ્યક્તિરૂપ છે, કે જાતિરૂપ છે, અર્થાત્ ગકાર સહિત ઓકાર એવો ગેદ એ સમુદાય, કેવલ એક પિંડ, એક ગાય, એટલુંજ સૂચવે છે, કે અમુક ગુણ, સામાન્ય સ્વરૂપ, ગોત્વ, એ સૂચવે છે ? આ દશનવાળા એમ માને છે કે પદમાત્ર જાતિવિશિષ્ટવ્યક્તિના વાચક છે, અર્થાત્ અમુક સામાન્યાશ સહિત અમુક પિંડ એવુ બતાવનારા છે, ગોત્વયુક્ત ગોપિંડ એમ સૂચવે છે. પદ બે પ્રકારના હોય છે, મુખ્ય અને લાક્ષણિક. કોઇ પદનો સાક્ષાત્ જે અર્થ તે મુખ્યાર્થ અથવા શક્યાર્થ, જેમકે ગોનો ગાય, ને સાક્ષાત્ એના શક્યાર્થ સાથે સંબંધ રાખનાર અર્થ તે લક્ષ્યાર્થ, જેમકે ગંગા ઉપર ઘર એ વાક્યમા ગંગાશબ્દને તટ એવો અર્થ થાય છે, તે ગંગાશબ્દના પ્રવાહરૂપ મુખ્યાર્થના સબંધને લીધે થાય છે. લક્ષ્યાર્થ તે શક્યાર્થ નથી, કેમકે લોકપ્રસિદ્ધ સંકેતરૂપ નથી, પણ જ્યા કોઇ વાક્યના અર્થની સંગતિ ન થઇ શકતી હોય–તાત્પર્યની અનુપપત્તિ હોય–ત્યા તેનો અર્થ શક્યાર્થને અવલબીને નવોજ કલ્પવો પડે છે*. વ્યગ્યાર્થ એવો ત્રીજો અર્થ કોઇ શાસ્ત્રવાળા માને છે, તેનો અનુમિતિમા સમાવેશ થઇ શકે છે; જેમકે ગંગા ઉપર ઘર એ વાક્યમા ગંગાતટ ઉપર ઘર એમ ન બોલતા, ગંગા ઉપર ઘર એમ બોલવાનુ કારણ ઘરની અત્યંત શીત-

*શબ્દની શક્તિના સ્વરૂપવિષે તથા શક્યાર્થ અને લક્ષ્યાર્થ વિષે સાહિત્ય રીતનુ મત જુદાજ પ્રકારનુ છે, તેમ મીમાંસા વદાતાદિનું પણ જુ-જ છે જે અત્રે ચર્ચવાનો પ્રસંગ છે નહિ

લતા પવિત્રતા વગેરે સૂચવવાનું છે, તો એ વાક્યમા ગગાપદનો વ્યગ્યાર્થ શીતલતાદિ થયો, પણ એ અર્થરૂપ જુદી શબ્દશક્તિ કલ્પવાનુ કારણ નથી, કેમકે 'ઘર શીતલતાદિ યુક્ત છે, ગગાતટ ઉપર છે તેથી' એ અનુમાનવડે ઘારેનો અર્થ સિદ્ધ થઇ શકે છે. શક્યાર્થ કે લક્ષ્યાથયુક્ત પદનો સમૂહ તે વાક્ય વાક્યનો અર્થ બરા બર થઈ શકે માટે ત્રણ વાતની અપેક્ષા છે· આકાક્ષા, યોગ્યતા, સન્નિધિ કોઇએક પદને બીજા કોઇ પદની સાથે ન રાખવાથી અર્થ સગતિનો ભગ થાય ત્યારે તે બે પદને અન્યોન્ય સાથે આકાક્ષા છે એમ કહેવાય- જેમકે ગાયને લાવો એમા લાવો અને ગાયને, બે જુદા જુદા હોય તો કઇ અર્થ સૂચવી ન શકે માટે તે એને અન્યો ન્યની આકાક્ષા છે એમજ, કહેલી વાત યોગ્યતાવાળી ન હોય તોપણ અર્થ થાય નહિ, જેમકે અગ્નિથી સિચો, એમા સિચવાની મુખ્ય ક્રિયા અગ્નિથી બનતી નથી પણ જલથી બને છે માટે વાક્ય અયથાર્થ છે, શબ્દોમા યોગ્યતા નથી વળી ગાયને એવું હવણા કહીએ, ને લાવો એવું બે કલાક પછી કહીએ, તોપણ અર્થ ન થાય માટે સાથે જ બોલવારૂપ સન્નિધિ પણ વાક્યાર્થ માટે જરૂરની છે આકાક્ષા, યોગ્યતા, અને સન્નિધિ, ત્રણથી પદસમૂહરૂપ વાક્યનો અર્થ થઈ શાબ્દજ્ઞાન થાય છે. આપ્તવાક્ય તેજ ખરૂ શાબ્દ જ્ઞાન છે, માટે પર-આપ્તરૂપ પરમેશ્વરના વાક્યરૂપ વેદ તે સર્વથા વિશ્વસનીય, સત્યજ્ઞાનરૂપ પ્રમાણરૂપ-શાબ્દજ્ઞાન છે વેદ વચનોપણ તેમજ બીજા સર્વ શાબ્દજ્ઞા નના ત્રણ વિભાગ છે વિધિ, નિષેધ, અર્થવાદ. એનો અર્થ આપણે કરી ગયા છીએ*.

* પાનુ ૮૫

પ્રમારૂપ જ્ઞાન આપનાર ચારપ્રમાણુનો વિચાર સંક્ષેપથી થઇ રહ્યો- મીમાંસા અને વેદાંતમાં અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ એવાં બે પ્રમાણુ વધારે માને છે. અર્થાપત્તિ એટલે જેમાંથી, અર્થાત્ આમ છે, એવું જ્ઞાન થાય તે. રુષ્ટપુષ્ટ દેવદત્ત દિવસે જમતો નથી એમ કોઈ કહે તો, એમાંથીજ તરત એમ ફલિત થાય કે, ત્યારે-અર્થાત્-રાતે જમતો હશે. આવું સાક્ષાત્ જ્ઞાન તે અર્થાપત્તિ. ન્યાયવાળા એને અનુમિતિમાં સમાવી દે છે. અનુપલબ્ધિ પ્રમાણુ એવું છે કે આ સ્થળે ઘટનો અભાવ છે, તો તે અભાવ પોતેજ આપણને પ્રત્યક્ષરૂપે જણાય છે, ને તે જણાવામાં, પ્રતિયોગીરૂપ જે ઘટ તેનું ન હોવાપણું—અનુપલબ્ધિ—એજ કારણ છે. ન્યાયવાળા કહે છે કે અનુપલબ્ધિ એ અભાવજ્ઞાનનું સ્વતંત્ર કારણ નથી, પણ અભાવના પ્રત્યક્ષનું સહકારી કારણ છે, ઇન્દ્રિયદ્વારા અભાવપ્રત્યક્ષ થવામાં સહાયરૂપ છે એટલે તે જુદું પ્રમાણ નથી. એવીજ રીતે પૌરાણિકોનાં ઐતિહ્યાદિકને પણ ચાર પ્રમાણોમાંજ સમાવેલાં છે. પ્રમાણો સંબંધે બીજો પણ બહુ સૂક્ષ્મ વિચાર છે. પ્રમાણુથી પ્રમા થાય છે; ત્યારે એ પ્રમા પોતે પ્રમાજ છે એમ શાથી નિર્ણય થાય ? પ્રમા એટલે યથાર્થ જ્ઞાન, તો તે યથાર્થ જ્ઞાનનું યથાર્થપણું આપણે કેવી રીતે જાણીએ છીએ ? પ્રમાણુવિના જ્ઞાન થાય નહિ એવું માનનારા નૈયાયિકો એમ સિદ્ધ કરે છે કે જ્ઞાન થયા પછી, તે જ્ઞાન પ્રમા છે એવું, અનુમાનથી આપણે જાણીએ છીએ, નહિ તો સંશયરૂપ જ્ઞાન બનેજ નહિ. મીમાંસક તથા વેદાંતિ કહે છે કે જ્ઞાનનું જ્ઞાનત્વ અનુમાનથી માનતાં અનવસ્થા થાય, કેમકે તે અનુમાનને પણ અનુમાનાન્તર તેને પણ અનુમાનાન્તર એમ ક્યાં અટકવું ? માટે જ્ઞાન

પોતેજ જ્ઞાનને જ્ઞાનરૂપે જાણે છે, અર્થાત્ જ્ઞાનની સાથેજ જ્ઞાનનું પ્રમાન રહેલુ છે, જ્ઞાન સ્વયપ્રકાશ છે. એમ માનવામાજ લાઘવ પણ છે. નૈયાયિકો આ વાતને આપણે કહ્યા તે કારણથી સ્વીકારતા નથી.

ચોત્રીશ ગુણુમાના બુદ્ધિ એ ગુણનો આટલો વિસ્તાર છે. બાકીના ગુણો વિષે કાઇ જાણવા જેવું નથી. તેમ બીજા જે પાચ પદાર્થ તેમાના પણ કોઈ વિશેષ અંશ જાણવા જેવા નથી. એટલે હવે આ દર્શનનો ઉપસહાર કરીએ. ગૌતમે ન્યાયમા કહેલા સોળે પદાર્થનો કણાદના સપ્ત પદાર્થમા સમાવેશ થઇ રહે છે એ સહજ સમજાય તેવું છે, કણાદના મત પ્રમાણે, જ્યારે કર્તારૂપ પરમાત્માની કૃપાથી યથાર્થ પદાર્થવિવેક રૂપે તત્ત્વજ્ઞાન થાય ત્યારે જીવાત્માનો દુ ખ ધર્મ સર્વદાને માટે નિવૃત્તિ પામી જાય, એનુંજ નામ મોક્ષ, અને એજ પરમપુરૂષાર્થ. આ રીતે જીવ, ઇશ્વર, અને જગતના સ્વરૂપ તથા તેમનો સંબધ આ દર્શનમા ઠરાવેયો છે, હવે એ કરતા નવીન વિચાર કેવો થયો છે તે આપણે જોઇએ.

## સાંખ્ય*

### (નિરીશ્વર સાખ્ય)

કપિલ મુનિએ બીજીજ રીતે પદાર્થાવલોકન આરભ્યું. તેણે નિશ્ચય કર્યો કે જો પદાર્થોના સ્વરૂપમાજ આખુ જગત્ સાગોપાગ ઉપજાવી શકે તેવુ સામર્થ્ય ન હોય, તો ઇશ્વિર પોતે પણ, નવી વસ્તુ ક્યાથી બનાવે ? અર્થાત્ ઉપાદાન કારણજ જો સપૂર્ણ ન

* સાખ્યદર્શન માટે, કપિલસૂત્ર, ઇશ્વર કૃષ્ણકારિકા, વિજ્ઞાનભિક્ષુનુ ભાષ્ય, તથા સર્વદર્શન સગ્રહ એટલાનો આધાર લીધેલો છે.

હોય, તો નિમિત્ત કારણથી શું બની શકે ? કાંઈ હોય તેમાંથી બીજું હોઇ શકે પણ કાંઇજ ન હોય તેમાંથી બીજું કેમ હોઇ શકે ? સત્માંથી સત્ થાય, અસત્માંથી સત્ થાય નહિ. જ્યારે પદાર્થમાત્રજ સદ્રૂપ હોય અને તેમાંથી સદ્રૂપ જગત્ બની શકે, ત્યારે ઇશ્વર એવા કોઈ કર્તાની શી જરૂર છે ? ઇશ્વર પોતે પણ અસત્માંથી તો સત્ બનાવી શકનાર છેજ નહિ, ત્યારે ઇશ્વરની જરૂરજ ક્યાં રહી ? જે પદાર્થ માન્યા છે તેમાં આત્મા પણ આવી જાય છે, પરમાત્મા–ઇશ્વર–પણ તેનોજ વિભાગ છે, ત્યારે તેને કર્તા-પણું આરોપવાની કશી જરૂરજ ક્યાં છે ? એ કલ્પનાજ વ્યર્થ છે કર્તા એવો ઇશ્વર છેજ નહિ, સિદ્ધ થઇ શકતો નથી પદાર્થો પોતે પોતાના સામર્થ્યથીજ જુદે જુદે રૂપે બને છે, સત્ રૂપ છે તે સત્ રૂપ જણાય છે, તેમાં ઇશ્વર શું નવું કરે છે ? ઇશ્વર, પર-માણ્વાદિને ગતિ આપે છે, એમ કોઇ કહે તો કપિલ એમ બતાવે કે પરમાણ્વાદિને ગતિ પામવાનો સ્વભાવજ છે, તેમનામાંજ પ્રેરક-રૂપ પુરુષ રહેલો છે, તેમનાથી જુદો નથી, એટલે ઇશ્વરની જગો ક્યાં રહી ? આમ કર્તારૂપ ઇશ્વરની કલ્પનાને વ્યર્થ ઠરાવી, કપિલે વિચાર આગળ ચલાવ્યો કે સત્તારૂપ સામાન્ય, માત્ર ત્રણજ પદાર્થમાં માન્યું છે તે વાસ્તવિક નથી; સત્, સત્, છે, છે, એવી પ્રતીતિ તો પદાર્થ માત્રમાં થાય છે, ને પદાર્થોને જોતાં જડ તથા ચૈતન્ય બેજ અંશ સત્ રૂપે સમજાય છે, ત્યારે સાત પદાર્થ માનવાની, તથા સત્તાને ત્રણમાંજ માનવાની, યુક્તિ ઠીક નથી. આવો તર્ક કરવાથી તેણે નિશ્ચય એમ કર્યો, કે સુખ, દુઃખ, તથા અજ્ઞાન, એ ત્રણ ગુણયુક્ત વસ્તુમાત્ર પ્રતીત થાય છે, તેથી એ ત્રણ ગુણ સહિત કોઇક મૂલ

પોતેજ જ્ઞાનને જ્ઞાનરૂપે જાણે છે, અર્થાત્ જ્ઞાનની સાથેજ જ્ઞાનનું પ્રમાન રહેલુ છે, જ્ઞાન સ્વયપ્રકાશ છે. એમ માનવામાજ લાઘવ પણ છે. નૈયાયિકો આ વાતને આપણે કહ્યા તે કારણથી સ્વીકારતા નથી

ચોવીશ ગુણમાના બુદ્ધિ એ ગુણનો આટલો વિસ્તાર છે. બાકીના ગુણો વિષે કાઇ જાણવા જેવું નથી. તેમ બીજા જે પાચ પદાર્થ એમાના પણ કોઈ વિશેષ અશ જાણવા જેવા નથી. એટલે હવે આ દર્શનનો ઉપસહાર કરીએ. ગૌતમે ન્યાયમા કહેલા સોળે પદાર્થનો કણાદના સપ્ત પદાર્થમા સમાવેશ થઇ રહે છે એ સહજ સમજાય તેવું છે, કણાદના મત પ્રમાણે, જ્યારે કર્તારૂપ પરમાત્માની કૃપાથી યથાર્થ પદાર્થવિવેક રૂપે તત્ત્વજ્ઞાન થાય ત્યારે જીવાત્માનો દુ ખ ધર્મ સર્વદાને માટે નિવૃત્તિ પામી જાય, એનુજ નામ મોક્ષ, અને એજ પરમપુરૂષાર્થ. આ રીતે જીવ, ઇશ્વર, અને જગતના સ્વરૂપ તથા તેમનો સંબધ આ દર્શનમા ઠરાવેલો છે, હવે એ કરતા નવીન વિચાર કેવો થયો છે તે આપણે જોઇએ

## સાંખ્ય*

(નિરીશ્વર સાખ્ય)

કપિલ મુનિએ બીજીજ રીતે પદાર્થાવલોકન આરભ્યુ. તેણે નિશ્ચય કર્યો કે જો પદાર્થોના સ્વરૂપમાજ આખુ જગત્ સાગોપાગ ઉપજાવી શકે તેવું સામર્થ્ય ન હોય, તો ઇશ્વર પોતે પણ, નવી વસ્તુ ક્યાથી બનાવે ? અર્થાત્ ઉપાદાન કારણજ જો સપૂર્ણ ન

* સાખ્યદર્શન માટે, કપિલસૂત્ર, ઇશ્વર કૃષ્ણકારિકા, વિજ્ઞાનભિક્ષુનુ ભાષ્ય, તથા સર્વદર્શન સગ્રહ એટલાનો આધાર લીધેલો છે.

હોય, તો નિમિત્ત કારણથી શું બની શકે ? કાંઈ હોય તેમાથી બીજું હોઇ શકે પણ કંઈજ ન હોય તેમાથી બીજું કેમ હોઇ શકે ? સતમાથી સત્ થાય, અસતમાથી સત્ થાય નહિ જ્યારે પદાર્થમાત્રજ સદ્રૂપ હોય અને તેમાથી સદ્રૂપ જગત્ બની શકે, ત્યારે ઇશ્વર એવા કોઈ કર્તાની શી જરૂર છે ? ઇશ્વર પોતે પણ અસતમાથી તો સત્ બનાવી શકનાર છેજ નહિ, ત્યારે ઇશ્વરની જરૂરજ ક્યા રહી ? જે પદાર્થ માન્યા છે તેમા આત્મા પણ આવી જાય છે, પરમાત્મા–ઇશ્વર–પણ તેનોજ વિભાગ છે, ત્યારે તેને કર્તાપણું આરોપવાની કશી જરૂરજ ક્યા છે ? એ કલ્પનાજ વ્યર્થ છે કર્તા એવો ઇશ્વર છેજ નહિ, સિદ્ધ થઇ શકતો નથી પદાર્થો પોતે પોતાના સામર્થ્યથીજ જુદે જુદે રૂપે બને છે, સત્ રૂપ છે તે સત્ રૂપ જણાય છે, તેમા ઇશ્વર શું નવું કરે છે ? ઇશ્વર, પરમાણ્વાદિને ગતિ આપે છે, એમ કોઇ કહે તો કપિલ એમ બતાવે કે પરમાણ્વાદિને ગતિ પામવાનો સ્વભાવજ છે, તેમનામાજ પ્રેરક રૂપ પુરુષ રહેલો છે, તેમનાથી જુદો નથી, એટલે ઇશ્વરની જગો ક્યા રહી ? આમ કર્તારૂપ ઇશ્વરની કલ્પનાને વ્યર્થ ઠરાવી, કપિલે વિચાર આગળ ચલાવ્યો કે સત્તારૂપ સામાન્ય, માત્ર ત્રણજ પદાર્થમા માન્યુ છે તે વાસ્તવિક નથી; સત્, સત્, છે, છે, એવી પ્રતીતિ તો પદાર્થ માત્રમા થાય છે, ને પદાર્થોને જોતા જડ તથા ચૈતન્ય બેજ અર્થ સત્ રૂપે સમજાય છે, ત્યારે સાત પદાર્થ માનવાની, તથા સત્તાને ત્રણમાજ માનવાની, યુક્તિ ઠીક નથી આવો તર્ક કરવાથી તેણે નિશ્ચય એમ કર્યો, કે સુખ દુઃખ, તથા અજ્ઞાન, એ ત્રણ ગુણયુક્ત વસ્તુમાત્ર પ્રતીત થાય છે, તેથી એ ત્રણ ગુણ સહિત કોઇક મૂલ

વસ્તુમાથી વસ્તુમાત્રની ઉત્પત્તિ છે, તેજ ખરી સત્તારૂપ છે. એકની એકજ વસ્તુ ત્રણજણને ત્રણરૂપે જણાય છેઃ તેના માલીકને આનંદ-રૂપે (સત્ત્વ), તેની ઇચ્છા રાખ્યા છતા જેને ન મળેલી તેને દુઃખ-રૂપે (રજસ્), અને જેને તેની દરકાર નથી તેને નિરર્થક જડરૂપે (તમસ્), જણાય છે. અર્થાત્ જોનારનામા સુખદુઃખજડત્વાદિ ગુણ નથી પણ વસ્તુ સ્વભાવમાજ છે તેથી યદ્યપિ જોનાર એવો જ્ઞાન-રૂપી પુરુષ છે, છતા તે કેવલ અકર્તા છે, સાક્ષીમાત્રજ છે; ને સૃષ્ટિકાર્ય, સુખદુઃખાદિરૂપ બનાવનાર તો ત્રણગુણવાળી પ્રકૃતિ છે. એ ત્રણગુણ તે, કેવલ સુખરૂપ શાન્ત–સત્ત્વ; દુઃખાદિ ભોગવનાર પ્રવૃત્તિ કરનાર તરલતારૂપ–રજસ; અને એ ઉભયનો અભાવ હોઇ કેવલ અજ્ઞાનરૂપ જડરૂપ–તમસ્. આ ત્રણ ગુણ સહિત જે મૂલ કારણ, જેમાથી સૃષ્ટિ ઉપજે છે, તે મૂલપ્રકૃતિ, અથવા પ્રધાન એમા એ ત્રણે ગુણ સમાન રીતે રહે છે, માટે એને ત્રિગુણસામ્યાવસ્થા એમ કહે છે એ પ્રકૃતિ ભેગોજ ચૈતન્ય અંશ પણ ઉપર કહી આવ્યા તેમ સિદ્ધ થાય છે, ને તે સર્વત્ર એકરૂપેજ, જ્ઞાનરૂપેજ, ભોક્તારૂપેજ, સાક્ષીરૂપેજ રહે છે. સુખદુઃખાદિ જે તારતમ્ય તે તો કેવલ પ્રકૃતિના ગુણોથી થયેલુ છે. એ ઉપરથી કપિલે એવો નિર્ણય કર્યો કે ત્રિગુણસામ્ય રૂપ મૂલપ્રકૃતિ તે જડ છે, અને ભોક્તારૂપ પુરુષ તે ચૈતન્યમય છે, છતા ઉભય એક એકને આશ્રયે રહે છે, જુદા નથી. જેમ પ્રકૃતિરૂપ રૂપાતર લેછે, તેમ પુરુષ લેતો નથી; પુરુષ અકર્તા છે, પ્રકૃતિ કેવલ જડ છે. ત્યારે સૃષ્ટિકાર્ય કેમ બને છે? જડ પોતે તો પ્રવૃત્તિ પામી શકે નહિ, તેમ પુરુષ જે તેની સાથેજ છે તે પણ અકર્તા છે, એટલે તે તેને પ્રવૃત્તિ

પમાડે નહિ, એક અંધ, બીજું પંગુ; એ અંધપંગુ ભેગાં થઈ ચાલે છે, ને સૃષ્ટિ થઈ શકે છે. જેમ ગાયનું દુધ પોતાના વાછડાને અર્થે સ્વતઃજ ઝરે છે, તેમ પ્રકૃતિ, પુરુષના સંબંધથીજ (પ્રેરણાથી નહિ ) સ્વતઃ ગતિ પામે છે. પુરુષાર્થે પ્રકૃતિ પ્રવર્તે છે, પણ પુરુષથી નહિ. પુરુષ પ્રકૃતિમાં બંધાયો છે તેથી પ્રકૃતિનાં કર્માદિ પોતાનાં આરોપી મોહે કરીને બંધાયલો માની દુઃખી થાય છે. પ્રકૃતિ જ્યારે સત્ત્વગુણરૂપે પુરુષને જણાય ત્યારે આ ભ્રમ નિવૃત્ત થઈ જ્ઞાન થાય છે, ને પુરુષને મોક્ષ મળે છે. ત્રૈણ પ્રકારના દુઃખથી મુક્ત થઇ જવું એજ મોક્ષ. આધિભૌતિક એટલે ભૂત-સર્પ, વ્યાઘ્રાદિ-થી થયેલા, આધિદૈવિક-દેવ, પિશાચાદિ-થી થયેલા; ને આધ્યાત્મિક-શરીરમાંથી થયેલા જ્વરાદિ, એ ત્રણેમાંથી છૂટી જવાય, અર્થાત્ એ ત્રણ પ્રકૃતિ ધર્મ છે એમ સમજાઈ પોતે અકર્તા છે એમ પુરુષને જણાય, તેજ મોક્ષ. પુરુષો ચૈતન્ય સ્વભાવવાળા પણ અનંત છે, તેથી જે પુરુષને કર્મવાસના ક્ષય થવાથી, જ્ઞાન થઈ જાય, તેને પ્રકૃતિનો કરેલો ભ્રમ મટે, ને તે મુક્ત થાય. એક નટી જેમ કોઇ પુરુષને પોતાનો ખેલ બતાવી વિરામે છે, તેમ પુરુષને પ્રકૃતિ પોતાનું રૂપ બતાવી, વિરામી જાય છે. આવી રીતે પુરુષ અને પ્રકૃતિ એ બેનો યોગ માની મોક્ષાદિ વ્યવસ્થા, તથા સત્ત્વાદિ ગુણવડે સુખદુઃખ ધર્મકર્માદિ વ્યવસ્થા, કપિલે કરી છે; ને કર્તારૂપ ઈશ્વરને કેવલ ઉરાડી દીધો છે, બુદ્ધિમાનની કલ્પનામાં ન ઉતરે તેવો ઠરાવ્યો છે. પુરુષ અને પ્રકૃતિની ઉત્પત્તિ ક્યાંથી એ પ્રશ્ન નકામો છે કેમકે તે અનાદિ છે, તેમનું કારણ શોધવા જતાં અનવસ્થા થાય-છે. ન્યાય તથા વૈશેષિકવાળા, પરમાણુ અને તેમને ગતિ કરાવનાર પરમાત્મા તથા ભોક્તારૂપ જીવાત્મા ઈત્યાદિ કલ્પના કરે છે, તે કરતાં કપિલનાં પ્રકૃતિપુરુષની કલ્પના લાઘવવાળી

છે પુરુષ અને પ્રકૃતિ કોઇના પણ કાર્ય નથી, કોઇનો વિકાર—વિકૃતિ—નથી. મૂલપ્રકૃતિ તે અવિકૃતિ છે; પુરુષ પ્રકૃતિ નથી, તેમ વિકૃતિ પણ નથી. મલપ્રકૃતિમા, પુરુષસબધથી રજોગુણને લઇને ગતિ થવા માડે છે, ને સૃષ્ટિકાર્ય બને છે. મૂલપ્રકૃતિમાથી સાત વિકૃતિઓ થાય છે, ને તે સાત, પ્રકૃતિની વિકૃતિ છતા, બીજી સોળ વિકૃતિની પ્રકૃતિ—કારણ—થાય છે, એટલે તેમને પ્રકૃતિવિકૃતિ કહે છે. પ્રકૃતિ એટલે પ્રકર્ષે કરીને કૃતિ કરનાર મૂલ પદાર્થ. એમાથી વિકાર થઇ ઉત્પન્ન થાય તે વિકૃતિ, જેમકે દૂધમાથી દહી. વિકૃતિનુ નામજ પરિણામ જેમ વૈશેષિકમતવાળા ઇશ્વરપ્રેરિત પરમાણુથી જગતની ઉત્પત્તિ કહે છે, તેનુ નામ આરભવાદ, તેમ પ્રકૃતિનાજ સ્વાભાવિક પરિણામથી ઉત્પત્તિ થવી એનુ નામ પરિણામવાદ. ત્યારે પ્રકૃતિના પરિણામ—વિકાર—કેવા થાય છે તે જોઇએ મૂલપ્રકૃતિથી મહત્તત્ત્વ પેદા થાય છે, મહત્ એટલે બુદ્ધિ અથવા અંતઃકરણ, વસ્તુઓને જાણનાર. તેમાથી અહકાર થાય છે, વસ્તુમાત્રને અહંતા અર્પનાર, વસ્તુને સ્વરૂપે સ્થાપનાર હું કર્તા છુ, એમ ગનાવનાર. અહંકારના સત્ત્વાશને તથા તમોશને રજોગુણ પ્રવૃત્ત કરે છે, એને તમોશથી પચ તન્માત્ર થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ. આ સાતમાથી બીજા સોળ થાય છે અહકારના સત્ત્વાશમાથી પાચ જ્ઞાનેન્દ્રિય ( વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ ), તથા પાચ કર્મેન્દ્રિય ( શ્રોત્ર, ત્વક્, અક્ષિ, રસના, ઘ્રાણ ), અને જ્ઞાન તથા કર્મ ઉભયાત્મક મનસ્, એ અગીઆર થાય છે તેમ પચતન્માત્રથી અનુક્રમે, આકાશ, વાયુ, તેજસ્, જલ, પૃથ્વી, એ પચ મહાભૂત થાય છે. એમ સોળ પદાર્થ બને છે. જે સાત કહ્યા તે

પ્રકૃતિની વિકૃતિ છે, ને આ સોળની પ્રકૃતિ છે, આ સોળ એ સાતની વિકૃતિજ છે, કોઇ બીજાની પ્રકૃતિ નથી આ પ્રમાણે મૂલે એ પદાર્થ તેનોજ વિસ્તાર પચીશ પદાર્થરૂપે થાય છે, ને તેથી બધુ વિશ્વ બને છે. સત્ત્વાપત્તિરૂપ મોક્ષ, પુરુષને થાય ત્યારે તે પુરુષને પ્રકૃતિને કરેલો બંધ મટે છે સાંખ્યશાસ્ત્રમા ઈશ્વર માન્યો નથી એટલે ઈશ્વરના વચનરૂપ વેદનો પણ સ્વીકાર કરવામા આવતો નથી, છતા પોતાને અનુકૂલ હોય એવા શ્રુતિ સ્મૃતિ વાકયોને સાંખ્યમતાનુસારી આચાર્યો વારવાર ઉપયોગમા લે છે*. જ્ઞાન પામવા માટે તત્ત્વવિવેક જરૂરનો છે, ને તે પ્રત્યક્ષ તથા અનુમાન એ બે પ્રમાણથી થાય છે, એમ સાંખ્યમતમા પ્રમાણાદિ વ્યવસ્થા છે આ પ્રમાણે તત્ત્વની સખ્યા ( સારી રીતે ખ્યાપન કરવું ) કરીને નિર્ણય કરનાર દર્શન તે સાંખ્યદર્શન†.

### યોગ

### ( સેશ્વર સાખ્ય )

જેમ એકજ પ્રકારની પરીક્ષા કર્યાને લીધે ન્યાય તથા વૈશેષિક

---

* अजामेकां लोहितशुक्लकृष्णां ઇત્યાદિ શ્વેતાશ્વતરોપનિષદ્ વાક્યને કેવલ પ્રકૃતિ ઉપર લગાડે છે, એમજ यस्मिन्पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठित. ઇત્યાદિ બૃહદારણ્યકવાકયને કેવલ પચીશ તત્ત્વ ઉપર લગાડે છે આ તથા એવાં બીજા ઘણા વાકયોના અર્થનું ખડન શારીરકભાષ્યના પ્રથમાધ્યાયમા છે ગીતાના વાકય प्रकृतिपुरुषचैवविद्ध्यनादी उभावपि ઇત્યાદિ તેને પણ પોતાના પ્રકૃતિપુરુષપરત્વે યોજે છે

† સાખ્ય એ શબ્દ ભગવદ્ગીતામા તત્ત્વદષ્ટિ, સમ્યક્ જ્ઞાન, જ્ઞાન એ અર્થમા વાપરેલો છે, તે અત્રેના અર્થ સાથે બુદ્ધિમાને યોજી લેવા

એક એકને પૂર્વોત્તરરૂપે સંકલાયલા છે, તેમ સાંખ્ય તથા યોગ પણ એક એકને અનુબદ્ધ છે. એ ઉપરથીજ વારંવાર બે ન્યાય, બે સાંખ્ય, ને પૂર્વ ઉત્તર એ બે મીમાંસા, એમ પણ ષડ્દર્શનોને ગણાવછે, કપિલે જે તત્વવિચાર કર્યોછે, તેને પતંજલિએ સ્વીકાર્યો છે, ને પુરૂષની મુક્તિ માટે ખરો માર્ગ કીયો છે તેનીજ સવિશેષ શોધ કરીછે. પતંજલિએ પોતાની પૂર્વના કે પોતાના સમયના જે જે આચાર્યો થઈ ગયેલા તેમના વિચારોનો સંગ્રહ કરીને યોગાનુશાસન રચેલું છે સાંખ્યમતમા કહેલા પચીશ તત્વ તો માન્ય છે, પણ નિરંતર પ્રકૃતિમાજ બંધાઈ ગયેલા પુરૂષને કદાપિ પણ શુદ્ધમાર્ગ પ્રાપ્ત થઈ મોક્ષ થાય એ સંભવતું નથી, એમ માનીને, પુરુષને મોક્ષબુદ્ધિ આપનાર પરમજ્ઞાનવાન્, નિત્ય, શુદ્ધ, એવા એક ઇશ્વરની* જરૂર પતંજલિએ સ્વીકારી છે. એથી તેના શાસ્ત્રમા ઇશ્વરસહિત છવીશ તત્વ થાય છે. કપિલે જે વિચાર બાહ્યસૃષ્ટિની રચના સબંધે ચલાવ્યો છે, તેનેજ પતંજલિએ વિસ્તારીને આંતરસૃષ્ટિની શોધમા કામે લગાડ્યો છે. મોક્ષ ઈશ્વરકૃપાથી થાય છે, ને તે પ્રાપ્ત કરવા —માટે પુરુષને યોગ કરવાની જરૂર છે. યોગાનુશાસનના ચાર પાદ છે.† પ્રથમમા યોગ શબ્દનો અર્થ સમજાવી સમાધિ પર્યંત વિચાર; દ્વિતીયમા ચિત્તવૃત્તિને સ્થિર કરવા માટે ક્રિયાયોગાદિ બાહરંગ સાધન, તૃતીયમા સંયમ–ધારણા ધ્યાન સમાધિ–એ અંતરંગ સાધન; ને ચતુર્થમા સિદ્ધિઆદિ સહિત પરમ મોક્ષનો નિષ્કર્ષ; એમ વ્યવસ્થા છે.

---

* ક્લેશકર્મવિપાકાશયાદિથી મુક્ત, સ્વેચ્છાથી શરીરવાન્, નિર્માતા, તથા ધર્મપ્રવર્તક, અને સંસારમાં તપતા પુરુષોને અનુગ્રહ કરનાર, પરમપુરુષ, એવું ઈશ્વરનુ લક્ષણ બાંધ્યું છે † યોગાનુશાસન ઉપર ભોજરાજનું

યોગ એટલે શું ? ચિત્તવૃત્તિના રોધ તે યોગ. યોગ એટલે સમાધિ. ચિત્તવૃત્તિનો નિરોધ થઈ જઇ સારી રીતે (સ) સ્થિરતા (આધિ-આધાન) થાય, ઇશ્વરપ્રસાદ પમાય, ને પ્રકૃતિના બધનમાંથી છૂટવા-રૂપ મોક્ષ મળે એજ યોગ. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ, ઇત્યાદિ વૃત્તિઓ છે, તે બધી મળીને ચિત્ત થાય છે. એ વૃત્તિઓને બધ પાડી દેવી—નિરોધ—કે જેથી સમાધાન થઇ આવે. પુરુષ-જીવ—છે તે તો, કેવલ અવિકૃત ચૈતન્ય છે, તેને ચિત્તવૃત્તિએ કરીને મોહ થાય છે, તેથી વૃત્તિનિરોધ થાય એટરે પુરુષને સ્વરૂપજ્ઞાન (પોતાના રૂપનો યોગ) થઇ, સત્ત્વાપત્તિ થાય તે મોક્ષ ચિત્તનો સ્વ-ભાવ પરિણામ પામવાનો છે, પુરુષનો તેમ નથી, માટે ચિત્તનિરો-ધથી, જ્ઞાનનોજ અસભવ થઇ જાય એમ ન સમજવું પરિણામ ત્રણ પ્રકારના છે, ધર્મપરિણામ, લક્ષણ પરિણામ, અવસ્થાપરિણામ — જુદા જુદા સ્વરૂપ જોવા એ ચિત્તનો ધર્મપરિણામ, વર્તમાનાદિકાલ-સબધે ચિત્તનું હોવુ તે લક્ષણપરિણામ, અને જે જોયેલા રૂપ હોય તે રૂપે સ્થિર થવું એ અવસ્થાપરિણામ. ત્રણે પ્રકારના પરિણામ ર-હિત નિત્ય જ્ઞાનવાન્ એકસ્વરૂપ તે પુરુષ પરિણામરૂપ ચિત્તવૃત્તિને રુધવી એ યોગ. ત્યારે નિદ્રાદિમા વૃત્તિઓ રુધાયજ છે તો તેપણ યોગજ[1] નહિ ચિત્તની ત્રણ અવસ્થા છે, ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત.—વિષ-યોમા રખડતું ચિત્ત તે ક્ષિપ્ત, નિદ્રામા પડેલું તે મૂઢ, ને વિષયમા વિશેષ રોકાયલુ તે વિક્ષિપ્ત એ ત્રણે સ્થિતિમા ક્લેશાદિનું નિદાન

નાનું સરખુ વિવરણ છે, વ્યાસનુ ભાષ્ય છે, ને તે ભાષ્યની વાચસ્પતિમિશ્રે કરેલી ટીકા છે એ સિવાય હઠયોગપ્રદીપિકા, ગોરક્ષશતક, યાજ્ઞવલ્કય સહિતા, સર્વદર્શનસગ્રહ, શિવસ્વરોદય, શિવસહિતા, તત્રસાર, ઈત્યાદિ નો આધાર લીધો છે

નિર્મૂલ થતું નથી, માટે યોગ થયો ન કહેવાય. એજ વાત પતંજલિએ યોગના જે અંતરાય ગણાવ્યા છે તેમા કહીછેઃ વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધભૂમિકત્વ, અને અનવસ્થિતિ*, એટલા ચિત્તવિક્ષેપ જાણવા; તેજ યોગ એટલે વૃત્તિનિરોધ તેમા અંતરાય રૂપ છે. આ અંતરાયને દૂર કરીને વૃત્તિનો કેવલ નિરોધ કરવો તેજ યોગ, તેજ સમાધિ. આગળ કહેવામા આવશે તેમ સમાધિ પણ બે પ્રકારે છે, સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત. સંપ્રજ્ઞાતમા તો થોડી પણ વૃત્તિ બની રહે છે, ને યોગ તો વૃત્તિનિરોધનું નામ છે, ત્યારે સંપ્રજ્ઞાતસમાધિ યોગ કેમ કહેવાય? યોગનું જે લક્ષણ કર્યું તે અવ્યાપ્તિ દોષવાળુ કર્યું આમ ન સમજવું કારણ કે વૃત્તિનિરોધ એટલે કેવલ શૂન્યતા એમ અર્થ નથી, પણ ક્લેશ, કર્મ, વિપાક, અને આશય, એટલાનો નાશ થાય એવો જે વૃત્તિનિરોધ તે યોગ એમ સમજવાનું છે. એમ અર્થ થયો ત્યારે યોગના લક્ષણમા જે અવ્યાપ્તિ દોષ હતો તે દૂર થઇ ગયો, ને સંપ્રજ્ઞાતસમાધિ પણ યોગમા સમાઇ રહ્યો. ક્લેશ પાચ પ્રકારના છેઃ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ—અનિત્ય તથા અશુચિ અને દુઃખ રૂપ વસ્તુઓને, નિત્ય શુચિ તથા સુખરૂપ માનવી, તે અવિદ્યા; દ્રષ્ટા અથવા સાક્ષીરૂપ અકર્તા જે પુરુષ છે તેણે, જે જે દર્શન થાય તેને પોતારૂપ માનવું, અસ્મિ, આ હું છુ, એ મે કર્યું, એમ અહંતા ધરવી, તે અસ્મિતા, રાગદ્વેષ પ્રસિદ્ધજ છે; સહજજ એવી આસક્તિ

---

* જે શબ્દો સ્પષ્ટાર્થ નથી તેનો અર્થ કહીએ. સ્ત્યાન=કર્મમા, અભ્યાસમાં, પ્રવૃત્ત ન થવુ તે અવિરતિ=વિષયનો અભિલાષ અલબ્ધભૂમિકત્વ=કોઇપણ કારણને લેઇને નિરોધ ન બની આવે તે અનવસ્થિતિ=ભૂમિકા મળે, નિરોધ રૂપ સમાધિ થાય, પણ તે ટકે નહિ તે

ચયા જાય છે કે ભોગ્ય એવા જે વિષય તેનો, તથા આ શરીરનો વિયોગ ન થશો, આનું નામ અભિનિવેશ. આ પાચ ક્લેશ. કર્મ, શાસ્ત્રોક્ત જ્યોતિષ્ટોમાદિ સારા, કે નઠારા બ્રહ્મહત્યાદિ છે. વિપાક એટલે તે કર્મનું ફલ. આશય એટલે કરેલા કર્મના સસ્કાર જે ફલ આપતા સુધી ચિત્તમા રૂહે છે ( આ+શય=સુવે છે ) તે. ક્લેશ કર્મ વિપાક અને આશયનો નાશ કરનાર ચિત્તવૃત્તિનિરોધ તે યોગ, તેજ સમાધિ—અર્થાત્ દુઃખથી તથા કર્મવાસનાથી તથા વિષયાસક્તિથી છૂટા થઇ જવું તે. આ પ્રમાણે ક્લેશાદિકનો નાશ કરનાર, ચિત્તવૃત્તિ નિરોધ પ્રાપ્ત કરવા સારૂ, જે અંતરાય કહ્યા છે તે દૂર કરી, અભ્યાસ તથા વૈરાગ્ય સાધવા. ચિત્તને જુદા જુદા પરિણામ પામતા અટકાવી પોતાના સ્થાનમા સ્થિર કરવાના હેતુથી વારવાર પ્રયત્ન કરવો તે અભ્યાસ, અને ઐહિક તથા આમુષ્મિક, એટલે સ્રક્ચદન વનિતાદિ તેમજ ઇંદ્રસ્વર્ગાદિ, જે જે વિષય છે તે સર્વને વશ હું નથી, પણ તે બધા મારે વશ છે, કેમકે તે અનિત્ય છે, દુઃખરૂપ છે, ને હું નિત્ય તથા આનંદરૂપ છુ, એવો જે નિશ્ચય તે વૈરાગ્ય. યોગરૂપ સમાધિ પ્રાપ્ત કરવા અભ્યાસાદિની અપેક્ષા કહી, તે યથાર્થ બની આવે તેને માટે પ્રથમે ક્રિયાયોગ કહેશે છે. તપઃ સ્વાધ્યાય ઇશ્વરપ્રણિધાન એ ક્રિયા યોગનુ લક્ષણ છે. કૃચ્છ્ચાદ્રાયણાદિક વ્રતાચરણથી શરીરને દમવું તે તપસ્.* પ્રણવ ગાયત્રી ઇત્યાદિક મન્ત્રોનો યથાર્થ રીતે જપ તે સ્વાધ્યાય†. શારીરિક માનસિક ઇત્યાદિ ક્રિયામાત્રનું, ફલની અપેક્ષા તજી, કેવલ ઇશ્વરાર્પણ, તે ઇશ્વરપ્રણિધાન.

*યાજ્ઞવલ્કય †મન્ત્ર બે પ્રકારના છે વૈદિક, તાન્ત્રિક તે પ્રત્યેક પણ ત્રણ પ્રકાર છે પુરુષ, સ્ત્રી, નપુસક નમોન્તમંત્ર નપુસક, તથા સ્વાહાન્ત ને સ્ત્રી, તે વિનાના પુરૂષ—તેજ ફલદાતા. વળી મત્રોની દશ પ્રકારે શુદ્ધિ

આ પ્રમાણે જ્યારે ક્રિયાયોગથી કરીને સર્વથા યોગ્યતા પ્રાપ્ત થાય ત્યારે અષ્ટાંગયોગ કરવાનો છે. તે આઠ અંગ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ, એ યમ, શૌચ, સંતોષ, તપસ્, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન, એ નિયમ, આ દશ વાત સિદ્ધ થાય ત્યારે આસનનો વિચાર કરવાનો છે. નિરુપદ્રવવાળા શાન્ત અને પ્રસન્ન સ્થલમા રહી આસન સાધવું. જેનાથી કરીને ચિત્તની સ્થિરતા સહજમા બની રહે તે આસન. પદ્મ, ભદ્ર, વીર, સ્વસ્તિક, દણ્ડક, સોપાશ્રય, પર્યંક, ક્રૌંચ, નિષદન, સમસંસ્થાન, એ દશ પ્રાચીન ગ્રંથોમા આપેલા છે. એનેજ વિસ્તાર કરીને આધુનિક ગ્રંથોમા ચોરાશી કે તેથી પણ અધિક બતાવ્યા છે, બે પગને બે સાથળ ઉપર આવે તેમ અનુક્રમે ગોઠવવા, અને જમણે હાથે ડાબા પગનો ને ડાબે હાથે જમણા પગનો અંગુઠ પીઠ તરફથી પકડવો, તથા સીધુ શરીર રાખી બેસવું, એ પદ્માસન, એમ યાજ્ઞવલ્ક્ય કહે છે. એનાજ પ્રકારે બીજાં પણ બને છે. યમ નિયમ ને આસન એ ત્રણથી જ્યારે આચાર વિચાર ખાનપાન તથા સ્થિતિ બરાબર ઠેકાણે આવે, ત્યારે પ્રાણાયામ કરવા માંડવાનું છે. યમાદિ થયા છતાં પણ ચિત્તવૃત્તિનો નિરોધ ન થાય ત્યારે પ્રાણાયામની અપેક્ષા છે. ચિત્તવૃત્તિને વિષયોમા પ્રવૃત્ત કરનાર પ્રાણ છે, પ્રાણનું શરીર બહાર જવું આવવું થાય તે પ્રમાણે ચિત્ત પણ જા આવ કરે છે, માટે પ્રાણને રૂંધ્યો હોય તો ચિત્ત પણ

---

ર્યાવિના પણ તે ફલ આપતા નથી જનન, તાડન, બોધન, અભિષેક, વિમલીકરણ, આપ્યાયન, જનન, તર્પણ, દીપન, ગુપ્તિ આ બધો વિસ્તાર શારદાતિલક નામના ગ્રંથમા છે

સ્થિર થાય એમ માને છે.* માણસના શરીરમાં જે શ્વાસોચ્છ્વાસ ઉઠે છે, ને જેનાથી જીવનક્રિયા બને છે, તે વાયુનું નામ પ્રાણ; સ્થાનના ભેદે કરીને એને જુદા જુદા નામ આપેલા છે: જેમકે હૃદયમાંનો વાયુ તે પ્રાણ, ગુદામાંનો તે અપાન, નાભિમાંનો તે સમાન, કંઠમાંનો તે ઉદાન, અને સર્વશરીર વ્યાપી તે વ્યાન. તે તે સ્થાનમાં રહી તે તે સ્થાનનાં કર્મ પણ તે તે વાયુ ચલાવે છે. હૃદયમા જે રક્ત બને છે, ને જેની શુદ્ધિથી દેહ જીવતો રહે છે તથા માણસના વીર્ય પરાક્રમ બુદ્ધિ આદિ વૃદ્ધિ પામે છે, તેને સાચવવાનું કામ પ્રાણનુ છે. એમજ મલોત્સર્ગ, અન્નનું જીર્ણ થવું, વાણીનો તંત્ર બરાબર ચાલવો, શરીરની સ્ફુર્તિ ગતિ ઇત્યાદિ થવા, એ બીજા ચાર વાયુના અનુક્રમે કર્મ છે. કર્મમાત્રતરફ લક્ષ કરી નાગ કુર્મ ધનંજયાદિ દશ ભેદ પણ કોઈ શાસ્ત્રકારો માને છે. એ પ્રાણ મનુષ્યનેજ છે એમ નથી, પણ પદાર્થમાત્રને છે, તેમ બધા વિશ્વને છે, ને સર્વ વ્યાપી છે. એનું મહાસ્થાન સૂર્ય છે, તેમાથી પ્રાણનો પ્રવાહ બધે પ્રસરે છે, ને ચંદ્રથી કરીને પોષાય છે. ચદ્રની ગતિ પ્રમાણે માણસના દેહનો પ્રાણ પણ ગતિ કરે છે. રાત દિવસના ચોવીશ કલાકમા માણસનો પ્રાણ બાર વાર બદલાય છે. જમણી નાસિકામાથી પ્રાણનું વહેવું તેને સૂર્ય અથવા ઈંડા કહે છે, ડાબીમાથી વહેવું તેને ચંદ્ર અથવા પિંગલા કહે છે, ને ઉભયમાથી વહેવું તેને સુષુમ્ણા કહે છે. માણસનું, તેમ સર્વેનું શરીર, પંચતત્ત્વનું બનેલું છે. એ પાચે તત્ત્વ—આકાશ, વાયુ, તેજસ્, જલ, પૃથ્વી—શરીરમા યથાક્રમે ચાલ્યા કરે છે, ને અઢી અઢી ઘટિકાએ, જે એક એક પ્રાણ આવે છે તેમા, વાયુ, તેજસ્, જલ,

*હઠયોગપ્રદીપિકા.

પૃથ્વી, આકાશ; ૨૦, ૩૦, ૪૦, ૫૦, તથા ૧૦, એટલી પળ સુધી અનુક્રમે ચાલે છે. ચંદ્રપ્રાણ, જલ પૃથ્વી એ તત્ત્વ, સાત્વિક કર્મમા સિદ્ધિદાતા છે, સૂર્યપ્રાણ, તેજસ્ તત્ત્વ, એ રાજસી કર્મમા સિદ્ધિદાતા છે. સુષુમ્ણા, તથા આકાશ તત્ત્વ, બુદ્ધિ ભક્તિ જ્ઞાનાદિમા સિદ્ધિ દાતા છે. વાયુ તત્ત્વ સાધારણ છે*. પ્રાણને સ્વર પણ કહે છે, જેમ એક સારંગીના જુદા જુદા સ્વર થાય છે, તેમ પ્રાણની સ્થિતિઓ તથા તેમા તત્ત્વની છાયા એ સર્વ શરીરરૂપ સારંગીના સ્વરજ છે, ને તેની સ્થિતિ સૂચવે છે. યોગ્ય સ્વર તથા તત્ત્વનો વિવેક કરી, યમાદિ સાધનસંપન્ન પુરુષે, પ્રાણાયામ આરંભવો. પ્રાણનું શરીરમા પેસવું તે પૂરક, શરીરથી બહાર નીકળવું તે રેચક, ને તેને શરીરમા યથાશક્તિ ઘુંટવો તે કુંભક- પ્રાણને ખેંચી, કુંભક કરી, ને મૂકી દેવો તે પ્રાણાયામ. યમાદિસાધન, સ્વરતત્ત્વાદિ વિવેક; તથા મૂલાદિ† ત્રણબંધ, એટલા નિશ્ચયપૂર્વક સાગોપાઙ્ગ જાણ્યાવિના પૂરક રેચકાદિ કરનાર બહુ હા-

*આ બધો, પ્રાણ તથા તત્ત્વનો વિચાર, કાઢવ અમો મારા "પ્રાણ વિનિમય" ગ્રંથમાં છે ત્યાં જેવો

† બંધ ત્રણ છે મૂલબંધ, ઉડ્ડિયાનબંધ, જાલંધરબંધ ગુદાના અપાનને રોકવો તે મૂલબંધ, નાભિમાં સમાનને રોકવો તે ઉડ્ડિયાન, ને કંઠે ઉદાનને રોકવો, તે જાલંધર એમજ ખેચરી, શાંભવી, ચાચરી, ભૂચરી, વજ્રોલી, આદિ મુદ્રાઓ, એટલે કે અમુક અમુક શરીરાવયવને દૃઢ કરી પ્રાણ નિયમવાના માર્ગ છે વળી જેના શરીરમાં મેદાદિ દોષ હોય, ને પ્રાણાયામમાં તેથી વિઘ્ન આવતું હોય, તેને માટે, બસ્તિ, ધોતિ, નેતિ, ગોલિ, કપાલભાતિ, ત્રાટક, ઇત્યાદિ છ ક્રિયા માનેલી છે. પ્રાણાયામનો પ્રકાર કહ્યો છે તેમા પણ રેચક, પૂરક કેવી રીતે કરવાં તેનો સૂક્ષ્મ વિવેક છે, તથા કુંભકના ૮ નું બહુ પ્રકાર—ઉજ્જયી શીતલી, આદિ છે. એજ પ્રમાણે ગુદા, ઉપસ્થ, નાભિ, હૃદય, કંઠ, અને ભ્રકુટી, તથા મસ્તક

-નિને પહોચે છે: શ્વાસ, કાસ, કફ, હિક્કા, હૃદ્રોગ, ચિત્તભ્રમ, શુન્મ, ઇત્યાદિ અનેક વ્યાધિમા ફસાઇ પડે છે. જો યથાર્થ રીતે થાય તો સર્વ વ્યાધિને છતી, ચિત્તવૃત્તિ નિરોધ કરી, મોક્ષ સાધી શકે. અ-ર્થાત્ અત્રે તે વિષે વિસ્તાર કરવાનુ પ્રયોજન નથી એકલા પ્રાણા-યામનેજ વળગી પડીને ઘણા એક મતમતાતર તથા સપ્રદાયવાળાએ અનેક યુક્તિ પ્રયુક્તિ ઠરાવી છે, ને તે તે સાધવામાજ જાણે મોક્ષ હોય એમ લગાય છે. કોઈ, નાકમાથી દોરો પરોવી ગળામા કાઢે છે ( નેતિ ), કોઇ, પચીશ પચાસ હાથનુ કપડુ ગળી જઈ પાછુ કાઢેછે ( ધૌતિ ), કોઇ, એકાદ હાથજ ઉચો રાખી મૂકી તેને સુકવી નાખે છે, કોઈ સૂર્ય સામુ જ જોઈ રહે છે, ઈત્યાદિ અનેક બાબતો લઇ બેઠે છે, ને તેટલામાજ કૃતાર્થતા માને છે કહેવાની મતલબ એમ નથી કે એ બધા નકામા છે કે કેવલ વ્યર્થ છે, પણ એમા જ પુરુષાર્થ નથી, એટલે સુધી પણ કહીએ કે એકલા પૂરક રેચકાદિમા પણ પુરુષાર્થ નથી પતજલિ પોતે યોગ શબ્દનો અર્થ સમજાવવા જે પ્રયત્ન કરે છે, તેમાથી આપણે જોયુ છે કે ચિત્તવૃત્તિના નિરોધ-રૂપ સમાધિ એજ ખરો પુરુષાર્થ છે, ને તે માટે બધા સાધન માત્ર

એ સ્થલમા સાત ચક્રનો સૂક્ષ્મ વિવેક છે ને તેમા પ્રાણને બહુ બહુ રીતે ચાલવવાના પ્રકાર છે છેવટ, સુષુમ્ણા માર્ગે એગ્રે બરડાની કરોડનો સૂક્ષ્મ માર્ગ તથા તેના અને મસ્તકના સધિ આગળ બ્રહ્મરંધ્ર, ઈત્યાદિ દ્વારા કુડલી નામની શક્તિને જાગ્રત કરી સમાધિએ પહોચાય છે. આટલી વાતો અત્રે સૂચવી જવાનુ તાત્પર્ય એ છે કે આ બધો વિવેક જાણ્યા વિના, એકદમ ફફડો મારનારને હાનિ થાય છે, માટે સાવધાન રહેવુ, ને વિચા-રીને કામ કરવુ યથાર્થ રીતે વિવેક બને તો શરીર સુખ મન સુખ તથા મોક્ષ મળે.

છે. સાધનનેજ, કે તે સાધનના પણ એકદેશને, પુરુષાર્થ માનવો, એ ભુલ છે. પ્રાણ સાધવો તે પણ ચિત્ત સ્થિર કરવાને, સમાધિ પામવા નેજ; જો તેજ સમાધિ–ચિત્ત નિરોધ–બીજી રીતે થઇ શકે, તો પ્રાણને મથવાનું નકામુ જ છે, પ્રાણ એની મેળે જ સ્વાભાવિક ગતિમા આવી રહેશે. બધું ચિત્તના વશીકાર ઉપર આધાર રાખે છે. પતંજલિની પછીના આચાર્યોએ, યોગના જે બે ભેદ માન્યા છે ને પણ આવો વિવેક સમજાવવાનેજ. હઠયોગ–અર્થાત્ હ એટલે સૂર્ય (પ્રાણ), અને ઠ એટલે ચંદ્ર (પ્રાણ), તેનો યોગ–પ્રાણાયામાદિ વિસ્તાર–તે, અને રાજયોગ–કેવલ ચિત્ત નિરોધરૂપ વૃત્તિ નિરોધ–તો હઠયોગ એ પુરુષાર્થ નથી, રાજયોગ એજ પુરુષાર્થ છે, તો ચિત્તને ગમે તેમ ભટકાવ્યા કરવું અને માત્ર વાયુનિરોધ કરવો, કે તે માટેના એકાદ નજીવા સાધનમા ભરાઇ બેસવું, એ કેવલ ભ્રમ છે.

અસ્તુ. પ્રાણાયામ સુધી જે સાધન કહ્યા તે બહિરંગ એટલે બાહ્ય, શરીરને નિયમવાથી મુખ્યત્વે સધાય તેવા, સાધન છે. હવે અંતરંગ સાધન એટલે શરીર સાથે ચિત્તને પણ નિયમવાના સાધન કહેવાના છે. વિષય માત્રથી ઇન્દ્રિયોને પાછી હઠાવી ચિત્તમાજ સમાવી દેવી, તે, પ્રતિકૂલ આહરણરૂપી, પ્રત્યાહાર. રાગ, ક્રોધ, દ્વેષ, મોહ, ઇત્યાદિ વૃત્તિમાત્ર ઉત્પન્ન થવાનું કારણ વિષયેન્દ્રિયસંયોગ છે, માટે ઇન્દ્રિયોને વિષયમા વળગવા ન દેવી એનું નામજ પ્રત્યાહાર, એમ થયા પછી શરીરમાના સાતચક્રમાથી એકાદ ચક્રમા, કે કોઇ બાહ્ય પદાર્થ ઉપર પણ, અથવા કલ્પિત ભગવત્ સ્વરૂપમા, ચિત્તને સ્થિર બાંધી દેવું તે ધારણા. પછી જેની ધારણા કરી હોય તેનાજ સ્વરૂપનો પ્રવાહ માત્ર ચિત્તમા વહે, ને બીજો વિસદૃશ પ્રત્યયજ ન ઉઠે,

એર્યાત્ ચિત્ત પોતે તન્મય–એકરસ–થઈ, ધારિત વ્યક્તિમય થઇ જાય, પોતે જ નિર્મૂલ થઈ જાય, તે ધ્યાન. આ પ્રમાણે નિરંતર અભ્યાસક્રમે કરીને ક્લેશાદિ નાશ થતા સમાધિ પ્રાપ્ત થાય છે. સમાધિ એટલે સારી રીતે સમાધાન, વૃત્તિ નિરોધ; વસ્તુનું યથાર્થ સ્વરૂપ જણાવાથી, પુરુષનું સ્વરૂપને ઓળખવું, કેવલચિન્મય સ્વભાવમા સ્થિર થવું, મોક્ષ પામવો, મોહમય દુઃખનો અભાવ થવો, આનંદનો ઉદય થવો. સમાધિના બે પ્રકાર છે; સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત. વૃત્તિઓનો નિરોધ તે સમાધિ. એ એક પ્રકારની ભાવના છે, ને જે ભાવ્યવસ્તુ હોય તે રૂપ થવાનું નામ છે. ભાવ્યવસ્તુના બે પ્રકાર છે, ઇશ્વર અને પચીશ તત્ત્વ. તત્ત્વ પણ જડ અને અજડ, એટલે પ્રકૃતિ તથા તેના વિકાર તે જડ, અને પુરૂષ એ અજડ. જડમા પૃથ્વ્યાદિ સ્થૂલ તત્ત્વ, અને તન્માત્રાતઃકરણાદિ સૂક્ષ્મતત્ત્વ. જ્યારે સ્થૂલ તત્ત્વોને લઇને ભાવના સ્થિર થવા માંડે ત્યારે સવિતર્ક સમાધિ, જ્યારે સૂક્ષ્મતત્ત્વોને લઇ સ્થિરતા થાય ત્યારે વિચાર સમાધિ, જ્યારે રજસ્તમોયુક્ત ચિત્તમાત્રની ભાવનાથી સ્થિરતા બને ત્યારે આનન્દ સમાધિ, અને જ્યારે રજસ્તમસનો પરાજય થઇ કેવલ સત્ત્વરૂપે પુરૂષદૃષ્ટિમા સ્થિતિ થઈ જાય ત્યારે અસ્મિતા સમાધિ. આ ચારે પ્રકાર સંપ્રજ્ઞાત સમાધિના છે, જેમા સં એટલે સારી રીતે કરીને તત્ત્વવિવેકથી ચિત્ત સ્વરૂપ પ્રજ્ઞાત થાય છે તે. છેવટની જે સત્ત્વવૃત્તિ કહી તે સુધાનો પણ નિરોધ થઈ જાય, ને કૈવલ્ય–ચિન્મયતા–પ્રાપ્ત થાય તે અસંપ્રજ્ઞાત સમાધિ. સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત ને સવિકલ્પ તથા નિર્વિકલ્પ સમાધિ પણ કહે છે. આ પ્રમાણે સમાધિનો અભ્યાસ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સમાધિનો અભ્યાસ કરનાર યોગી

ચાર પ્રકારના છે. પ્રાથમકલ્પિક, મધુમમિક, પ્રજ્ઞાજ્યોતિષ, અતિ ક્રાન્તભાવનીય. પ્રાથમકલ્પિક તે એ કે જે અભ્યાસ માત્રમા પ્રવૃત્તિ-માન્ થવાથી પોતે જ્ઞાનપ્રકાશ પામ્યો હોય બીજી ભૂમિકાવાળો તે મધુભૂમિક અથવા ઋતંભરપ્રજ્ઞ કહેવાય છે. મહાવૈરાગ્યને લીધે રજ-સ્તમસનો નિર્મૂલ નાશ થઈ જવાથી, અવર્ણ્ય સુખરૂપ જ્ઞાનમય વિશદતા આવે, એનુ નામ મધુમતી અથવા ઋતંભરપ્રજ્ઞા સિદ્ધિ કહે છે. એ સિદ્ધિ બે પ્રકારે જણાય છે, મનોજવિત્વ એટલે શરીરને પણ મનના જેવી ગતિ કરવાનુ સામર્થ્ય, અને વિકરણભાવ એટલે કોઇ પણ પ્રદેશનુ જ્ઞાન થવામા અંતરાયનો અભાવ જેમ મધપુડો આખોજ ગળ્યો છે તેમ તેનો કોઇ એક દેશ પણ ગળ્યો છે, એમ સર્વત્ર તથા એકદેશમા પણ જ્ઞાનમય જે સિદ્ધિ તે મધુમતી એજ, ઋત એટલે સત્ય માત્ર જાણવાની શક્તિરૂપ ઋતંભરપ્રજ્ઞા પણ કહે-વાય છે. આ સિદ્ધિવાળા યોગીને બીજા પ્રકારનો જાણવો જ્યારે પ્રધાનજય એટલે પ્રધાન અથવા પ્રકૃતિના જે જે વિકારો છે તે સર્વ પોતાને વશ થઇ જાય એવી સિદ્ધિ આવે, ત્યારે ત્રીજા પ્રકારનો યોગી થયો ગણાય. તેને ભૂતેન્દ્રિયજયી એમ કહે છે. એજ વખતે જે સર્વવિવેકરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેને વિશોકા અથવા જ્યોતિ-ષ્મતી વૃત્તિ પણ કહે છે. જ્યારે આ બધી સિદ્ધિ આદિથી* પણ વિરાગપામી વૃત્તિમાત્રનો નિરોધ કરી અસંપ્રજ્ઞાત સમાધિએ પહોચાય

---

× આજ સિદ્ધિઓને આઠ પ્રકારે પણ કહેવાય છે અણિમા, મહિમા લધિમા, ગરિમા (એ ચાર મનોજવિત્વના ભેદ છે), પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ (એ ત્રણ પ્રધાનજયના ભેદ છે), ને ઇશત્વ (એ ચતુર્થ ભૂમિકા-વાળા યોગીના પરવૈરાગ્યનુ રૂપ છે)

ત્યારે અતિક્રાન્તભાવનીય ચતુર્થભૂમિક યોગી થવાય આ વખતે ક્લેશાદિબીજમાત્ર નિર્દગ્ધ થઇ જવાથી, કાર્ય કારણરૂપ સુખદુ ખાદિ-પ્રમલ વસ્તુમાત્રનો પ્રકૃતિમા લય થઇ જાય, અને ફરીથી તે પ્રકૃતિના બધરૂપ સસ્કાર ઉદય ન પામે તેવી રીતે પુરુષનુ ચિચ્છક્તિ સ્વરૂપમા અવસ્થાન થઇ રહે, તેજ મોક્ષ—કૈવલ્ય

## ધર્મમીમાંસા †

આટલે સુધી આપણે જે વિચાર કરતા આવ્યા, જે રીતે તત્ત્વ-દષ્ટિના તરગોને પરિવર્તન પામતા આપણે જોયા, તે કરતા હવે જે વિ-ચાર કરીશુ તે નવીન જાતિનોજ છે જે ચાર દર્શનની વાત આ-પણે કહી તે મુખ્ય કરીને કેવલ તત્ત્વશોધ ઉપરથીજ વિસ્તરેલી છે, તેમા શ્રુતિને વારવાર વચમા આણવાનો પ્રયત્ન થોડો છે, જે બે દર્શન હવે વર્ણવવાના છે, તેમનો વિષય જરાક જુદી રીતિનો છે તે બન્ને દર્શનોમા વેદનુ પ્રાધાન્ય માનેલુ છે. મીમાસા એટલે શોધ ત-પાસ, સૂક્ષ્મવિચાર ત્યારે મોક્ષ એટલે પરમાનદ પામવામાટે જે સૂક્ષ્મ વિચાર તેનુ નામ મીમાસાશાસ્ત્ર એ વિચાર સ્વતત્રજ ચલાવવો તે ઠીક નહિ, પણ ઇતિહાસદ્વારા જે અનુભવો મનુષ્ય જાતિએ ભેગા કરી વારસામા આપેલા છે, તેને પણ વારવાર અવલોકતા જવું, એમ આ દર્શનનો સિદ્ધાન્ત છે વેદરૂપ પ્રાચીન અનાદિ સગ્રહને તજીને જવાયજ કેમ? એમાથી જે પરમાર્થ પ્રાપ્ત થાય તેજ ધર્મ તેજ મોક્ષ આ પ્રમાણે વેદના ક્રિયાદિને વળગીનેજ ધર્મસ્વરૂપ

† જૈમિનિસૂત્ર તથા શાબરભાષ્યના કોઈ કોઇ અધ્યાય, જૈમિનીય ન્યાયમાલાવિસ્તર, અર્થસગ્રહ, તથા સર્વ દર્શન સગ્રહ, ઈત્યાદિને આધારે અત્રે સાર આપ્યો છે

સિદ્ધ કરવાનો એક પક્ષ થયો; ત્યારે બીજો પક્ષ, વેદનાં એટલે કે ઉપનિષદના, જ્ઞાનાદિને વળગીને ધર્મ શોધવા તત્પર થયો. કેવલ ક્રિયામાર્ગ તે પરમાર્થ નથી, પણ જ્ઞાન એજ પરમાર્થ છે, એમ વિચારસંગતિથી જોતા, એકનું નામ પૂર્વમીમાસા—એટલે જ્ઞાનના અધિકારી થવા માટેનો માર્ગ,—અને બીજાનું નામ ઉત્તરમીમાસા—એટલે આખરના જ્ઞાનની શોધ,—એમ કહેવાયું. આવા બે નામ આ બે દર્શનોના સબંધને લીધે પ્રચલિત છે, ને યદ્યપિ ઉત્તરમીમાસાવાળા પૂર્વમીમાસાને પૂર્વરૂપે ગણેછે, છતા પૂર્વમીમાસાવાળા પોતાનો માર્ગ છેક પૂર્વરૂપે સ્વીકારતા નથી, તેતેજ તેઓતો ઉત્તર રૂપેજ ગણે છે, ને પોતાના દર્શનને પૂર્વમીમાસા નહિ, પણ મીમાસા એમ નામ આપે છે. મીમાસા દર્શનના :પ્રણેતા જૈમિનિ છે. ધર્મ એજ આ મીમાસાનો વિષય છે. ધર્મ શું? શાથી ધર્મ પ્રાપ્ત થાય? પરમાનંદ મોક્ષરૂપી સ્વાભાવિક વાસના શી રીતે પૂરી થાય? વેદવિહિતમાર્ગે યથાર્થ ચાલવાથીજ આવો ધર્મ પ્રાપ્ત થઇ શકે છે એમ નિર્ણય કરી, મીમાસામા ધર્મનું લક્ષણ એવું બાધ્યું છે, કે ચોદના એટલે વેદવાક્યમા કરેલો વિધિરૂપ આદેશ તેજ ધર્મ. એ આ દેશ પ્રમાણે ચાલવાથી, ધર્મ પ્રાપ્ત થાય, ત્યારે મોક્ષ મળે. આ વિચાર કરવાનું શાસ્ત્ર જે મીમાસા તેના બાર અધ્યાય છે. પ્રથમાધ્યાયમાં વિધિ અર્થવાદરૂપમંત્ર તથા સ્મૃત્યાદિના પ્રામાણ્યનો વિચાર છ; બીજામા યાગાદિકર્મભેદાદિપરાયણ મંત્રાર્થનો વિચાર છે; ત્રીજામા પ્રયાજાદિ યજ્ઞો દર્શપૂર્ણમાસાદિના શેષાનભૂત છે એવો શેષ શેષિભાવ વિચાર્યો છે; ચોથામા યજ્ઞ તથા પુરુષ ઉભયના ઉપયોગનો અર્થ વિચારીને પ્રયોજ્યપ્રયોજકભાવ નિશ્ચિત કર્યો છે; પાચમામાં કર્મના

ક્રમાદિનો વિચાર છે; છઠ્ઠામા અધિકાર નિર્ણય છે; સાતમામાં સામાન્યાતિદેશ, આઠમામા વિશેષાતિદેશ, ને નવમામા ઉહ, એ વિચાર છે; દશમામાં બે તરફથી પ્રાપ્ત થતા વિધ્યાદિના પરસ્પર બાધનો વિચાર છે; અગીઆરમામા કાર્યપ્રધાનરૂપે એકજ વખતે ચલાવેલા કાર્ય, અંગ દ્વારા ઉપકારક છે એવો તંત્ર વિચાર છે, બારમામા પશુને માટે અનુષ્ઠિત પ્રયાજાદિથી પશ્વંગ પુરોડાશ પર્યંત પણ ઉપકાર થાય છે એ વિચાર્યું છે. આ ઉપરથી સમજી શકાશે કે સામાન્યતઃ; વેદવિભાગ, વેદાર્થ વિચાર, તથા કર્માદિવ્યવસ્થા, એજ આ દર્શનનો ઉદ્દેશ છે. અધ્યાયના પણ જુદા જુદા અધિકરણ કરેલા છે, ને બધા મળી આશરે ૧,૦૦૦ અધિકરણ છે. પ્રત્યેક અધિકરણમા એક એક વિષયનો વિચાર સમાવેલો હોય છે; તે વિચાર ચલાવવાના પાચ અંગ છેઃ વિષય, સંશય, પૂર્વપક્ષ, સિદ્ધાન્ત, સંગતિ. જેમકે સ્વાધ્યાય (વેદ) નું અધ્યયન કર્તવ્ય છે આ વિષય. એ સ્વાધ્યાય માટે જૈમિનીય શાસ્ત્ર આરંભવું જોઇએ કે નહિ એ સંશય. અધ્યયન કર્તવ્ય છે, તેમા અર્થ જાણવાની કર્તવ્યતા કહી નથી, માટે શાસ્ત્ર આરંભવું નહિ એ પૂર્વપક્ષ. આ પૂર્વપક્ષનો વિચાર કરીને જે નિર્ણય કરવો તે સિદ્ધાન્ત, જેમ કે જૈમિનીય શાસ્ત્ર આરંભવું. અને સિદ્ધાન્તવડે કરીને પૂર્વાપર બીજાં વાક્યાદિનો સંબંધ સ્ફુટ કરી બતાવવો ને તેથી સિદ્ધાન્તને દૃઢ કરવો તે સંગતિ, જેમકે अक्ताः शर्कराउपदधाति (પલાળેલી શાકર ઉપયુક્ત છે) એ વાક્યમા શાનાથી अक्त તે, વ્યાકરણ, કોશ, નિરુક્તાદિથી સમજાતું નથી, પણ तेजोवैघृतम् એ વાક્યશેષનો મીમાંસાશાસ્ત્રથી વિચાર કરી પૂર્વવાક્યમા મેળવ્યાથી, ઘીવડે अक्त એવો અર્થ સમજાય છે. આ

પ્રમાણે પાચ વિચારોથી મીમાસાશાસ્ત્ર ધર્મપ્રામાણ્યર્થે અરભવુ એવો નિર્ણય થયો અધિકરણનો એક બીજા સાથે તથા બધા શાસ્ત્રસાથે સબધ યથાર્થ રીતે જોડવાનો જે વિચાર તે ઉપોદ્ઘાત. આ પ્રમાણે બધા બારે આધ્યાયનો ક્રમ સમજવો

વેદ અનાદિ છે, અપૌરુષેય છે, એવિષે બહુ બહુ વિચાર કરેલોછે. વેદવિષે કોઇ કર્તા સ્મરણમા નથી માટે તે અપૌરુષેય છે એમ બતાવ્યું છે. વળી શબ્દોનું નિત્યપણું આ શાસ્ત્રવાળાએ સ્વીકાર્યું છે શબ્દની શક્તિવિષે આપણે વૈશેષિકમતમા વિચાર કરી આવ્યા છીએ. વૈશેષિકવાળા વ્યક્તિવિશિષ્ટજાતિપરત્વે શબ્દશક્તિ માનેછે, ને મીમાસાવાળા કેવલ જાતિપરત્વેજ શબ્દશક્તિ સ્વીકારેછે. વ્યક્તિરૂપ જે અર્થ થઈ આવે છે તે માત્ર અનુમાનથી—આક્ષેપથી, અર્થસગતિ કરવાના હેતુથી, થઈ આવેછે. જ્યારે શબ્દશક્તિ જાતિવાચક થઇ, ત્યારે શબ્દ નિત્યજ થયો,ને નિત્ય શબ્દરૂપ વેદ તે પણ નિત્ય, અનાદિ થયો વળી વેદમા ભવિષ્યાર્થક વચનો આવે તે પણ ઇશ્વરના સર્વજ્ઞ પણાથી સંભવે છે, ને તેથી વેદનું અનાદિપણું મટતું નથી એમ સિદ્ધ કરેલુ છે. એજ રીતે ઐતિહાસિક પુરુષાદિના નામનો પણ બીજી રીતે અર્થ કરી, વેદના અનાદિપણાને બાધ આવતો નથી એમ બતાવ્યુ છે.* વેદમત્રાર્થનું વિધિનિષેધાર્થ વાદરૂપસ્વરૂપ તો આગળ કહી

* बर्बर प्रावाहणि એ નામ છે, પણ મીમાસાવાળા प्रावाहणि વહેનાર-પવન એ અર્થ કરી, बर्बर એ ફક્ત પવનના શબ્દનું અનુકરણ છે એમ બતાવે છે અર્થાત् ब. प्रा. એટલે બર્બર શબ્દસહિત દોડનો પવન અદષ્ટાળાર ઇત્યાદિ શબ્દોના કુમારિલભટ્ટે કરેલા અર્થ માટે જુઓ પૃષ્ઠ ૬૬, ટિપ્પણ ૬

આવ્યા છીએ આ શાસ્ત્રમ પ્રમાણુ પણ ૭ માનેલા છે, તે આપણે કહી ગયા છીએ, અને પ્રમાણુગત જે પ્રગાત્ન તે ગ્રહણ કરવામા સ્વતોગ્રાહ્યત્વજ માનેલુ છે એ પણ આપણે કહી આવ્યા છીએ. મીમાસાશાસ્ત્રના આચાર્ય પ્રભાકર, કુમારિલ, અને મુરારિમિશ્ર ત્રણ પ્રખ્યાત છેઃ ત્રણેના મતમા કાઇક ન્યૂનાધિકતા છે, તેથી તેમના ત્રણ પક્ષ પડેલા છે. પ્રભાકરવાળા પ્રાભાકર મીમાસક કહેવાય છે, કુમારિલભટ્ટવાળા ભાટ્ટ, તથા મુરારિમિશ્રવાળા મિશ્ર, મીમાસક ગણાય છે. આ ત્રણે સામાન્ય।" મીમાસાશાસ્ત્રના સિદ્ધાતોને સ્વીકારે છે, પણ કાઇ સૂક્ષ્મ સૂક્ષ્મ તફાવતો માને છે, જેનો વિસ્તાર અત્રે કરવાની જરૂર નથી. પણ વેદાન્તવાળા મીમાસાના પ્રમાણાદિને સવાશે સ્વીકારે છે એટલે એટલુ જાણવા જેવું છે કે તેઓ પ્રાભાકરને* વધારે અનુસરે છે, શંકરાદિ તો ભાટ્ટનેજ પ્રમાણ ગણે છે. જેમ ન્યાયાદિથી પ્રમાણવિચારને મુખ્યરીતે પુષ્ટિ મળેલી છે તેમ મીમાસાથી અર્થવિચારને મળેલી છે †. એથીજ વેદાત શાસ્ત્રનો એ શાસ્ત્ર સાથે નિકટ

*વેદાન્તપરિભાષાદિ ગ્રથોમા એમ જણાય છે

†અર્થવિચારની અધિકરણાદિ સંગતિ ઉપરાત બીજા બે વાદપણ પ્રસિદ્ધ જ છે' અભિહિતાન્વય (ભાટ્ટ) અને અન્વિતાભિધાન (પ્રભાકર). આકાક્ષા, યોગ્યતા, સન્નિધિ એ ત્રણથી નૈયાયિકો વાકયાર્થસિદ્ધિ માને છે. મીમાસકો એક તાત્પર્યાર્થ પણ ઉમેરે છે, જે ન્યાયને પણ કેવલ અનિષ્ટ નથી અભિહિતાન્વયવાદ એવો છે કે વાકયના પદમાથી મૂલપદાર્થરૂપ જ નહિ પણ કોઇ અવબર્ય તાત્પર્યરૂપ વિશેષાર્થ સ્ફુરે છે, અન્વિતાભિધાનવાદ એવો છે કે જે પદાર્થ છે તેજ વાકયાર્થ થાય છે. આનો વિશેષ સ્પષ્ટાર્થ વેદાન્તપરિભાષા તેમજ કાવ્યપ્રકાશાદિમાં છે. સાહિત્ય રીતે વ્યગ્યાર્થસિદ્ધિ માટે અભિહિતાન્વયને ગ્રહે છે.

સંબંધ છે. ન્યાયાદિની પ્રમાણપદ્ધતિ ઉપરાત મીમાંસાના પ્રમાણનો, તથા અર્થ નિર્ણયપરત્વે અધિકરણાદિનો, વેદાતવાળા સંપૂર્ણ સ્વીકાર કરે છે. બીજું, મીમાંસામાં ધર્મના સ્વરૂપનોજ વિચાર છે, ને ધર્મ માત્રથીજ મોક્ષ મળતો નથી, કેવલ સ્વર્ગપ્રાપ્તિ થાય છે, એમ વેદાતનુ માનવું છે, એટલે ધર્મપછી બ્રહ્મવિચાર આવશ્યક છે ધર્મવિચાર એ પૂર્વમીમાંસા છે, ને બ્રહ્મવિચાર એ ઉત્તરમીમાંસા છે. આમ યદ્યપિ કાપિલ પાતંજલાદિ દર્શનો સાથે ધર્મમીમાંસાદર્શનને સંબંધ નથી, તથાપિ પરમજ્ઞાનરૂપ-વેદોપનિષદાદિનું રહસ્ય નિરૂપણ કરનાર બ્રહ્મ મીમાંસાદર્શન સાથે નિકટ સંબંધ છે, તેથી અત્રે તેનો વિચાર પ્રસ્તુત હતો, તે આ પ્રમાણે આપણે સમાપ્ત કર્યો.

## બ્રહ્મમીમાંસા.

આપણે આટલે સુધી જે વિચાર કરતા આવ્યા છીએ તેમાથી, તત્ત્વદૃષ્ટિનો આપણે શોધ કરવા માડયો છે તે પરત્વે, શો નિર્ણય થયો ? આપણે કહેલુ છે કે તત્ત્વદૃષ્ટિમા બે વાતોનો સમાવેશ છે, તે વિષેજ વિચાર કરેલો છે: જગતનું નિદાન, અને છે તેવી વસ્તુસ્થિતિ શાથી છે, એ એનું વિવેચન, એનાજ સંબંધે બધા દર્શનોમા વિચાર કરેલો છે, વેદાદિકાલમા યજ્ઞયાગાદિપ્રવૃત્તિથી દેવતાઓને તોષમાત્ર જે પરમપુરુષાર્થ મનાયો હતો, તે કરતા કાઇક અધિક વાત હશે એના તર્કમાથી દર્શનોનો જન્મ છે એ પણ આપણે જોયુ છે. ત્યારે જે મુખ્ય વિષય છે તે વિષે ન્યાય તથા વૈશેષિકવાળાએ એવો નિર્ણય કર્યો, કે વિશ્વની ઉત્પત્તિ અતિસૂક્ષ્મ પરમાણુથી થઈ છે, અને તે પરમાણુને પ્રેરનાર નિમિત્ત ઈશ્વર છે. વસ્તુમાત્ર સપ્તપદાર્થ રૂપે સ્થિતિ પામી છે, ને જીવ તથા ઈશ્વર તે પણ પદાર્થજ છે, તથા

જ્ઞાનની ન્યૂનાધિકતાથી કરીને એક એકથી સર્વદા ભિન્ન છે. પદાર્થ તત્ત્વ જાણવા માટે પ્રમાણાદિથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, ને જ્યારે ઈશ્વરકૃપાથી તત્ત્વજ્ઞાન થાય, અને જીવનો જે દુઃખધર્મ છે તેનો અત્યંત અભાવ થઇ જાય, ત્યારે મોક્ષ મળે છે. સાંખ્યદર્શનવાળા આ વ્યવસ્થાને માન્ય કરતા નથી. ન્યાયના સપ્તપદાર્થમાના દ્રવ્ય ગુણ અને કર્મ એ ત્રણેમા સત્તારૂપ સામાન્ય, તથા ત્રણે એક એકથી ભિન્ન છે એ રૂપવિશેષ, ઉભયનો સ્વીકાર કર્યો છે, ને એ સિવાયના ચાર પદાર્થમા સત્તા માની નથી, એ વાતને સાખ્યવાળા સ્વીકારતા નથી. વસ્તુમાત્ર સત્ સત્ એમ ભાસે છે, માટે સત્તા તો સર્વ પદાર્થમા છે. વળી, જ્યારે પદાર્થના પરમાણુ વિના ઈશ્વર પણ સૃષ્ટિ રચી શકતો નથી, ને મૂલમા ન હોય તેવુ કાઇ પણ નવુ બનાવી શકવા અસમર્થ છે, ત્યારે પદાર્થસ્વભાવથીજ વસ્તુસભર ન માનતા, ઈશ્વિર કલ્પવા જવામા ગૌરવ છે એમ તેઓ બતાવે છે સર્વ પદાર્થ ઉત્પન્ન કરવાને સમર્થ એવી ત્રિગુણાત્મકપ્રકૃતિજ સપૂર્ણ છે, અને તેમા સર્વદા રહેલા પુરુષથી તે પ્રેરાય છે. પુરુષ અકર્તા છે, છતા પ્રકૃતિથી જુદો નથી, માટે પ્રકૃતિના રજસ્તમોશમા બધાઈ દુખીપણુ માની લેછે, પણ જ્યારે સત્ત્વાશમા સ્થિતિ પામે ત્યારે અન્તર્પણુ અનુભવી સ્વરૂપજ્ઞાન સમજે છે, ને પ્રકૃતિ તેને બાધ કરતી નથી આનું નામ મોક્ષ પુરુષો અનંત છે, તેમાના જે જે પુરુષને પચીશ તત્ત્વના વિવેકે કરીને સત્ત્વાપત્તિ થાય તે મુક્ત થયો કહેવાય પતંજલિને આ બધી વાત રુચતી આવી, પણ પ્રકૃતિમા સર્વદા લેપાઈ ગયેલો પુરુષ સત્ત્વાપત્તિ પામે નહિ એમ લાગવાથી તેણે ઈશ્વર એવો પરમપુરુષ સ્વીકાર્યો. તે ઈશ્વરની કૃપાથી પુરુષને જ્યારે જ્ઞાન થાય ત્યારે

મુક્તિ મળે. જ્ઞાન માટે તેણે યોગમાર્ગ યોજ્યો. આ ચાર દર્શનોથીજ આપણે આ પ્રમાણેના સિદ્ધાન્તો ઉપર આવ્યા છીએ. પાચમું જે મીમાસાદર્શન તેમા તો એ ચાર દર્શનોને લગતી કાંઇ વાત છે નહિ, પણ કેવલ ધર્મ સાધવાથી સ્વર્ગરૂપ મોક્ષ મળે એમ બતાવેલું છે, ને તે ધર્મ વેદોક્ત વિધિનિષેધ પાળવાથી થઈ આવે એમ કહ્યું છે. વેદવિહિતક્રિયામાગને પ્રાધાન્યરૂપે માનનાર દર્શન મીમાસા છે; ને સ્વર્ગપ્રાપ્તિ એ તેનો મોક્ષ છે. હવે આપણે ઉપનિષદ્પ્રતિપાદિત જ્ઞાનમાર્ગને પ્રધાનપણું આપનાર બ્રહ્મદર્શન જેવાનું છે. ક્રિયામાર્ગ તે પૂર્વમીમાસા, તેમ જ્ઞાનમાર્ગ તે ઉત્તરમીમાસા; ક્રિયામાર્ગ તે ધર્મમીમાસા તેમ જ્ઞાનમાર્ગ તે બ્રહ્મમીમાસા. સર્વ દર્શનોમા એજ દર્શન શિરોમણિભૂત છે, ને એનાથીજ પરમપુરુષાર્થ–મોક્ષ–પમાય છે એમ સર્વ ધર્મવાળા એક મતથી સ્વીકારે છે.

ઉત્તરમીમાસા એજ વેદાંત પણ. વેદનો અંત અર્થાત્ વેદપ્રતિપાદિતક્રિયામાર્ગનું પરમફલ—બ્રહ્મજ્ઞાન—ઉપનિષદ્–તે વેદાંત. આપણે આગળ કહી ગયા છીએ કે ઉપનિષદ્નું રહસ્ય સમજાવવાના સૂત્ર વ્યાસે રચેલા છે. એજ વ્યાસસૂત્ર, વેદાંતસૂત્ર, બ્રહ્મસૂત્ર, ઉત્તરમીમાસાસૂત્ર, કે શારીરસૂત્ર કહેવાય છે. એનો વિષય ચાર અધ્યાય તથા ચાર પાદ અને પાદપાદે અનેક અધિકરણ એ રૂપે આપણે બતાવી ગયા છીએ. એ સૂત્ર, દશ મુખ્ય ઉપનિષદ્, જેના નામ પણ આપણે કહી ગયા છીએ, ને ભગવદ્ગીતા એ ત્રણનું નામ પ્રસ્થાનત્રય, ને તે ઉપરથીજ વેદાંત દર્શનનો વિસ્તાર એ પણ આપણે બતાવી ગયા છીએ. એ ત્રણે ઉપર શંકરાચાર્યનું ભાષ્ય છે. બીજાં પણ ભાષ્યો કહેવાય છે, છતા જૂનામા જૂનું શંકરનું છે, ને પ્રાચીનમા પ્રાચીન

વેદાંત, શંકરે કરેલા પ્રસ્થાનત્રયના અર્થ પ્રમાણેજ મનાય છે, તેથી તેનેજ વેદાંતદર્શનનું નામ મળેલું છે. ત્યારે હવે આપણે વેદાંતદર્શનના વિષયનો વિચાર ચલાવીએ. જેમ પૂર્વમીમાંસા ધર્મનો વિચાર કરેછે, તેમ ઉત્તરમીમાંસા બ્રહ્મનો વિચાર કરે છે; ને જેમ એક, વેદમાંથી બધું પ્રતિપાદન કરે છે, તેમ બીજુ ઉપનિષદોમાંથી બધું સિદ્ધ કરી બતાવે છે. આ ઠેકાણે એવી શંકા થશે કે જ્યારે વેદાંતદર્શન ઉપનિષદ્માત્રને વળગી રહે છે ત્યારે તે પણ મીમાંસાદર્શનની પેઠે આગળના ચાર દર્શનો સાથે કાંઇ સબંધ ધરાવતું હશે નહિ. આ સમજવું ખોટું છે. તે ચારે દર્શનવાળા ઉપનિષદ્ના વચનોને નથી સ્વીકારતા એમ નથી, પણ ઉપનિષદ્ના વાક્યો જ્યાં જ્યાં પોતાના મતને મળતા આવે ત્યાં ત્યાં લગાડી લેછે; સર્વે વાક્યોનો સમન્વય કરી ને તેમાંથી શો અર્થ ફલે છે એમ તપાસ કરતા નથી. વેદાંતદર્શન એટલુંજ કરે છે કે સર્વે ઉપનિષદ્ વાક્યોનો સમન્વય કરી જે અર્થ પ્રતિપાદન થાય તે લેછે. ને તેમ કરવામાં, પ્રમાણ તથા અર્થનિર્ણય સંબંધે, એ ચારે દર્શનમાંથી જે સહાય મળે તે સારી રીતે વાપરે છે, અને છેવટ પાંચે દર્શનોના સિદ્ધાન્તોને સૂક્ષ્મ રીતે તપાસી ખોટા ઠરાવે છે. અર્થાત્ યદ્યપિ શ્રુતિ એટલે ઉપનિષદ્નું વેદાંતદર્શનમાં પ્રાધાન્ય ખરૂં, તથાપિ યુક્તિ અને અનુભવવિનાનો શ્રુત્યર્થ સ્વીકારવામાં આવતો નથી એટલો વિશેષ વિચાર છે. આ વાત પણ આપણે આ પ્રકરણને આરંભેજ સ્પષ્ટ કરી ગયા છીએ. પ્રાચીન ઋષિઓના સિદ્ધ અનુભવને દૂર રાખી સ્વતંત્ર રીતે ગમે તેમ વિચાર ચલાવી ઠરાવેલા સિદ્ધાન્તો વેદાંતને ગ્રાહ્ય નથી, છતાં કેવલ વેદવાક્ય ઉપરજ તે બેસી રહેતું નથી, યુક્તિ તથા અનુભવથી પણ તે વાક્યને સમર્થન આપે

છે. ત્યારે હવે જણાયું કે આગળના ચારે દર્શન સાથે તેમજ મીમાંસા સાથે વેદાન્તદર્શન ને કેવો સંબંધ છે. હવે આપણે પ્રથમ એ જોવાનું છે કે એ પાંચ દર્શનોની કેટલી વાત વેદાન્તદર્શનને ગ્રાહ્ય છે ને કેટલી નથી વેદાન્તદર્શનને જ્ઞાન પામવા પરત્વે મીમાંસામાં સ્વીકારેલાં છ પ્રમાણ માન્ય છે, પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શાબ્દ, અનુપલબ્ધિ, અને અર્થાપત્તિ. એમજ મીમાંસામાં અર્થનિર્ણયપરત્વે જે વિભાગ માન્યો છે, વિષય, સંશય, પૂર્વપક્ષ, સિદ્ધાન્ત, અને સંગતિ, તે પણ માન્ય છે. આ સર્વે વિષયમાં ન્યાયવૈશેષિકાદિએ જે સૂક્ષ્મ વિચાર કર્યો છે તે પણ સર્વથા ગ્રાહ્ય છે; છતાં ન્યાયવૈશેષિકાદિકથી કેટલીક રીતે વેદાન્ત બહુજ જુદું પડે છે, તે આપણે જોઇશું. સાંખ્યમતની સર્વપ્રક્રિયા વેદાન્તને ગ્રાહ્ય છે, એટલે ન્યાયાદિમાનો ઈશ્વર તેને સાંખ્યની પેઠેજ ગ્રાહ્ય નથી. સૃષ્ટિનો કર્તા એવો ઈશ્વર ન હોઈ શકે તેનાં કેટલાંક કારણ આપણે સાંખ્યદર્શનમાં જોઇ આવ્યા છીએ. વેદાન્તદર્શનવાળા એમ કહે છે કે ઈશ્વરને સૃષ્ટિ રચવાની ઇચ્છા થવાનો સંભવજ નથી, તે આપ્તકામ છે, સર્વથા સંપૂર્ણ છે, તેને ઇચ્છા હોય જ નહિ,* એટલે કર્તા એવો ઈશ્વર સંભવતોજ નથી. વળી ઈશ્વરને સૃષ્ટિ કરવાની પ્રેરણા પણ શાથી થાય? પ્રાણીમાત્રના કર્મથી કરીને કર્મવ્યવસ્થા- માટે ઈશ્વર સૃષ્ટિલીલા વિસ્તારે એમ કહેતાં પણ, કર્મથી ઈશ્વર પ્રેરાય ને ઈશ્વરથી કર્મ પ્રવર્તે એવો અન્યોન્યાશ્રયદોષ આવે છે. † કદાપિ ઈશ્વર જ કર્તા હોય તો પરમદયારૂપ સર્વ શક્તિમાન્ ઈશ્વરે

---

* लोकवत्तु लीलाकैवल्यम् એ સૂત્ર ઉપરથી કોઈ ઈશ્વરને કર્તૃત્વ અર્પતા હોય તો અમારે ગ્રાહ્ય નથી. એ વાત આગળ સ્પષ્ટ કરીશું.

† બ્રહ્મસૂત્ર અધ્યાય બીજો, વળી સુરેશ્વરની સ્વારાજ્યસિદ્ધિ.

દુ:ખરૂપ સંસાર કેમ સર્જ્યો-એક દુઃખી, બીજું સુખી એવી વ્યવસ્થા અનાદિથીજ શામાટે કરી ? શું તેને સમ વિષમ હતું ? શું તેનામા સૃષ્ટિમા દુઃખ ઉત્પન્ન થતું અટકાવવાનું સામર્થ્ય ન હતું ? અથવા શું તે એવો ક્રૂર છે કે જાણી વિચારીને દુઃખ સર્જે છે ? આમ વૈષમ્ય તથા નૈર્ઘૃણ્ય એ દોષ પણ ઇશ્વરને કર્તા માનવાથી ઉભા થાયછે.‡ આમ સૃષ્ટિકર્તા એવો ઇશ્વર સર્વથા અસિદ્ધ છે, ને વેદાન્ત દર્શનમા ગ્રાહ્ય નથી. જ્યારે કર્તારૂપ ઇશ્વર અગ્રાહ્ય છે, ત્યારે તે ઇશ્વરના પ્રસાદથી દુઃખોચ્છેદરૂપ મોક્ષ પણ અગ્રાહ્યજ થઈ રહ્યો. આમ ન્યાય વૈશેષિક તથા પાતંજલ દર્શનથી વેદાન્ત દર્શનનો તફાવત છે. સાંખ્યદર્શન સાથે વેદાન્તદર્શનને બહુજ સબંધ છે ખરો, પણ એક વાતે પરમ ભેદ છે. સાંખ્યમા જેમ અનંત પુરૂષ માન્યા છે, તેમ વેદાન્તમ નથી. જો પુરુષનું પુરુષપણું બન્યુ રહે, તો મોક્ષનો અન્તઃકરણજ આવે નહિ સાંખ્યનો પુરુષ તે વેદાંતનો જીવ છે, ને જીવભાવ એજ દુઃખનું નિદાન છે, તો જીવરૂપે મોક્ષ સભવે જ નહિ, જીવને જ સત્ત્વાપત્તિ થઇ શકે ખરી, પણ એકલી સત્ત્વાપત્તિ જ મોક્ષ નથી, જીવભાવજ ટળી જવો એ મોક્ષ છે, આમ સાંખ્યમતથી વેદાન્તમતવાળા જુદા પડે છે. સાંખ્યમા કરેલી તત્ત્વવ્યવસ્થા સ્વીકારે છે તેમજ સાંખ્યમા વધારો કરી પતંજલિએ જે યોગમાર્ગ ઠરાવ્યો છે તેને પણ સ્વીકારે છે, છતા એકમા પુરુષને પુરુષરૂપે મોક્ષ એ વાત સ્વીકારતા નથી, તેમ બીજામા ઇશ્વર કૃપાથી પુરુષને મોક્ષ એ વાત પણ સ્વીકારતા નથી. જ્યારે સત્ત્વાપત્તિ પણ મોક્ષરૂપે ગ્રાહ્ય નથી ત્યારે મીમાંસાના ધર્મથી કરીને પ્રાપ્ત કરેલુ સ્વર્ગ તો વેદાન્તને મોક્ષરૂપે

‡ पत्युरसामञ्जस्यात् ઇત્યાદિ બ્રહ્મસૂત્રો તથા શારીરભાષ્ય જુઓ.

ગ્રાહ્ય હોય જ શાનું ? યજ્ઞયાગાદિ એતો ધૂમમાર્ગ છે, જ્ઞાન એજ ખરો અર્ચિમાર્ગ છે એમ સ્પષ્ટ કહેછે.* આ પ્રમાણે બીજાં દર્શનો તથા વેદાંતદર્શનના સામાન્ય વિશેષ અંશનો સક્ષેપ છે. વેદાંતનો ઇશ્વર બ્રહ્મ છે, ધર્મ જ્ઞાન છે, ને મોક્ષ કૈવલ્ય છે. એ સર્વનો હવે વિસ્તાર કરીએ.†

જડ અને ચૈતન્ય એવાં બે પદાર્થ જે સાંખ્યવાળાએ, ન્યાય-વૈશેષિકને સુધારીને, માન્યા છે તે વાસ્તવિક નથી. યદપિ જડ ચેતન ઉભયાત્મક પદાર્થમાત્ર છે, તથાપિ જડ પદાર્થનું આપણને કાંઈ જ્ઞાન જ સંભવતું નથી, એટલે તેનો વિવેક કરવાનો પ્રયત્ન જ મિથ્યા છે આપણે પદાર્થોને જોઇએ છીએ તે વખત આપણા મનમા શું થાય છે? આ કંઈક છે એટલોજ ભાસ થાયછે પણ તે છે, એ ભાસપણ આપણું મન હોય ત્યા સુધી જ સંભવે છે, પછી નહિ. એક ઘટ

---

* જુઓ છાન્દોગ્યાદિ "જેમ કર્મથી પ્રાપ્ત કરેલો આ લોક ક્ષણિક છે તેમ ધર્મથી પ્રાપ્ત કરેલું સ્વર્ગ પણ ક્ષણિક છે" અર્થાત્ મોક્ષરૂપ નથી.

† અદ્વૈત વેદાંત દર્શનનો સાર આટલા ગ્રંથમાંથી લીધો છેઃ બ્રહ્મસૂત્ર, ભામતિ અને રત્નપ્રભાસહિત શારીરભાષ્ય, સભાષ્યદશોપનિષદ્, અને ગૌડપાદકારિકા, ભગવદ્ગીતા=તે ઉપર શંકર, આનન્દગિરિ, શ્રીધર, મધુસૂદન, શંકરાનંદ, અને સદાનંદની ટીકા, પંચદશી, આત્મપુરાણ, યોગવાસિષ્ઠ, ઉપદેશસાહસ્રી, અનુભૂતિપ્રકાશ, અદ્વૈતસિદ્ધિ, સ્વારાજ્યસિદ્ધિ, નૈષ્કર્મ્યસિદ્ધિ, વેદાન્તસાર, વેદાન્તપરિભાષા, ચિત્સુખી, વેદાન્તમુક્તાવલી, વાર્તિક, સિદ્ધાન્તલેશ, હરિમીડેસભાષ્ય, તથા સામાન્યતઃ ઉપદેશક પ્રકરણો વિવેકચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ, આત્મબોધ, દૃગ્દૃશ્યવિવેક, ઇત્યાદિ હિંદિ વિચાર સાગર, તથા અંગ્રેજી ગફ, જેકબ, કોલબ્રુક, બાર્થ, મેક્ષમુલર, અને થેબુના લેખ.

જોયો પણ તે જોનાર જે મન તેનાથી જુદો છેજ નહિ, કાંઇક છે એમ લાગ્યું પણ તે શું છે, વસ્તુત: તેનું તત્ત્વ શું છે એ જણાયું નહિ, ઘટ એવું નામ, તથા ગોળ કાળો ઇત્યાદિરૂપ જાણ્યું, પણ વસ્તુતત્ત્વ તો અંધારામાજ રહ્યું. શાની એમ થયુ? એમ એથી થયુ કે આપણુને જ્ઞાન પામવાની જે શક્તિ છે તેનો સ્વભાવ જ એવો છે. આપણે કોઇ વસ્તુને આપણા પોતાથી જુદી પાડીને, સમજી શકવાને સમર્થજ નથી. જ્ઞાન અને જ્ઞાનથી જાણેલી વસ્તુ એ જુદા થઇ શકે ત્યારે એક એકનુ સ્વરૂપ સમજી શકાય. પણ તેમ કદાપિ થયું નથી, ને થનાર પણ નથી. ત્યારે એજ સિદ્ધ થયું કે જે આપણે ઘણામા ઘણું જાણી શકીએ તે જ્ઞાન છે, જ્ઞાનથી જુદુ કાંઇ છે જ નહિ આપણામા જે જ્ઞાનરૂપ ધર્મ છે તે ઇંદ્રિયો દ્વારા બહાર નીકળી વસ્તુઓમા મળે છે, ને તે વસ્તુરૂપ થઇ જાય છે, ને પાછો આપણા મનમા અમુક ભાસ પ્રેરેછે, અર્થાત્ જ્ઞાન પોતેજ પોતાને જુએ છે એમ થઇ રહ્યું. જ્ઞાનનું જુદે જુદે રૂપે આ પ્રમાણે પ્રકાશવું તેને વૃત્તિ કહે છે. આપણને જે જે જ્ઞાન છે, આ ઘટ, આ પટ, આ ઘર, આ ઘોડો, આ દુ:ખ, આ મારૂ, ઇત્યાદિ, તે સર્વ વૃત્તિરૂપ છે, ને વસ્તુઓ વસ્તુતઃ શુ છે તે કેવલ અગમ્યજ છે. એ જ્ઞાન પણ વૃત્તિરૂપ હશે તો? એમ હોય તો તે જ્ઞાન કહેવાયજ નહિ; વૃત્તિરૂપ જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી, પણ વૃત્તિરહિત જ્ઞાન, સર્વદા એકરૂપ જ્ઞાન તે ખરૂં જ્ઞાન છે. ત્યારે જ્ઞાનની એકરૂપતા કેમ સમજાય? આપણે જાગતા હોઇએ, કે ઉંઘતા હોઇએ, તોપણ જ્ઞાનધર્મ જાગતો એ નથી ને ઉંઘતો એ નથી, તે તો છે? છે ને છે. તેનાથીજ આપણને એવું જ્ઞાન સંભવેછે કે હું જે સુતો હતો તે સારૂં ઉંઘ્યો, એ જ્ઞાન એકરૂપ

નં હોય તો સુતો હતો, સારૂં ઉધ્યો, ને તેનો તેજ હાલ જાગું છું, એ ત્રણનું અનુસંધાન ન થાય. એમજ આજ, કાલ, દશદિવસ, માસ વર્ષ, ને કલ્પવગી પણ જ્ઞાનની એકરૂપતાજ છે, તેમા વૃત્તિપણું, ફેરફાર થવાપણું, છેજ નહિ. જે આવું એકરૂપ છે તે, અર્થાત નિત્યપણું હોવુંજ જોઇએ. નિત્ય ન હોય તે એકરૂપ પણ ન હોય એવોજ નિયમ છે. એ જ્ઞાનને પણ ગ્રહણું કરનાર કોણ? આ પ્રશ્ન નકામોજ છે. જ્ઞાનને ગ્રહણ કરનાર પોતેજ; જ્ઞાન સ્વયંપ્રકાશ છે, કેમકે વૃત્તિરૂપ નથી. ચક્ષુથી રૂપાદિ જોતાં ચક્ષુ સ્થિર રહે છે, ને રૂપાદિ વિકાર (પરિણામ) પામેછે, માટે ચક્ષુ એ સ્વયંપ્રકાશ હોય; પણ મનના સંબંધે ચક્ષુ વિકારરૂપે પરિણામ પામે છે–કાણું, આધળું લાંબું, ઈત્યાદિ જણાય છે—માટે મન સ્વયંપ્રકાશ હોય. પણ જ્ઞાન પરત્વે મન પરિણામી જણાય છે,—રાગ, દ્વેષ, ક્રોધ, લોભાદિ વૃત્તિમય જણાય છે—માટે જ્ઞાનજ સ્વયંપ્રકાશ હોય, હોય નહિ, પણ છેજ. કેમકે તે જ્ઞાનથી અતિરિક્ત જ્ઞાન સંભવેજ નહિ, પોતાથી પોતાને ખભોને બેસાય જ નહિ, જ્ઞાન તે જ્ઞાનજ, એજ સ્વયપ્રકાશ, એથી આગળ જતા અનવસ્થા. આની વ્યવસ્થાને લીધેજ ન્યાયવૈશેષિકવાળા જે પ્રમાણે જ્ઞાનનું જ્ઞાનપણું પરતોગ્રાહ્ય માને છે, તેનાથી વેદાંતિઓ જુદા પડે છે, ને જ્ઞાનને સ્વયંપ્રકાશ, સ્વતોગ્રાહ્યજ કહેછે. ત્યારે જ્ઞાન સ્વયંપ્રકાશ, સ્વતોગ્રાહ્ય હોય તો સંશય, મિથ્યાજ્ઞાન, ઈત્યાદિ કેમ સંભવે? વેદાંતમત પ્રમાણે, મિથ્યા જે હોય તે જ્ઞાનજ નથી. મિથ્યાનું મિથ્યાત્વ પણ જ્ઞાનથી મિથ્યાત્વરૂપે છે, મિથ્યાત્વથી મિથ્યાત્વરૂપે નથી; માટે મિથ્યાત્વ પણ જ્ઞાનાતિરિક્ત નથી સંશય, વિપર્યય, ભ્રાન્તિ, ઇત્યાદિ તો વૃત્તિજ્ઞાન છે, જ્ઞાન નથી, જ્ઞાન નો તે

અવિકૃત, નિત્ય, વસ્તુધર્મ છે કે જેનાથીંજ વસ્તુમાત્ર—યાવત્જ્ઞેય—વસ્તુત્વ પામેછે. જ્ઞાન અને વસ્તુવિચાર, એ બે જુદા પડેજ નહિ, જ્ઞાન જ્ઞાનને જ્ઞાન એજ સિદ્ધ છે, એજ આપણે જાણી તથા અનુભવી શકીએ છીએ, બાકી વસ્તુસ્વરૂપ વિષે કાંઇ ખબર પડતી નથી. ત્યારે વસ્તુમાત્ર છે એરૂપે જે સમજાય છે તે જ્ઞાનથીજ, માટે જ્ઞાનનું સામાન્ય સ્વરૂપસત્, ચિત્, એવું બંધાય. વળી, જે આવું એકરૂપ નિત્યજ્ઞાન તેમાં દુઃખનો–વિકૃતિનો–સંભવજ કયાં ? અર્થાત્ તે જ્ઞાન આનંદરૂપજ. આ અંશને આપણે આગળ જતા સ્પષ્ટ કરીશું. ત્યારે વસ્તુમાત્ર સત્, ચિત્, આનંદરૂપ—જ્ઞાનરૂપ છે. હવે જ્ઞાન તે શું એ સમજાયું હશેજ. સાખ્યવાળા પ્રકૃતિ અને પુરુષ બે અભિન્નતત્ત્વ બતાવે છે તે ઠીક છે, પણ પ્રકૃતિનું આપણને યથાર્થ જ્ઞાન કયા રૂપે? ન્યાયવૈશેષિકવાળા વળી સાત પદાર્થ કહે છે, પણ પદાર્થ જ્ઞાનજ કયાં સંભવે છે ? ત્યારે છે છે, એ રૂપ સત્તા તો જ્ઞાન એજ છે. જ્ઞાનાતિરિક્ત કાંઈ નથી, માટે તેજ વેદાતનો ઇશ્વર છે. પ્રકૃતિપુરુષ એ વિભાગજ અશક્ય છે, ઉભયાત્મક જ્ઞાન એજ શક્ય છે, ને વાસ્તવિક છે, માટે એ જ્ઞાનજ પરમસત્તા છે. એનું નામ બ્રહ્મ; ઉપનિષદો જેને વારંવાર વાણી અને મનથી પણ પર કહે છે, અવર્ણ્ય કહે છે, સદા વિદ્યમાન, વસ્તુગતિ કહે છે. બ્રહ એટલે વધવું એ ધાતુ ઉપરથી, જે કાંઇ એવું મહોટું છે કે તેમા સર્વનો સમાવેશઃ છે, દ્રષ્ટા દૃષ્ટિ, દર્શન, સર્વ ત્રિપુટીની એકરૂપતા છે, તેજ બ્રહ્મ. આ પ્રકારનું જે વસ્તુસ્વરૂપનું પ્રતિપાદન તેને અદ્વૈત કહે છે. જેમાં દ્વૈતકલ્પના નહિ તે અદ્વૈત. જ્ઞાનમાત્રથી કાંઇ જાદું નથી—ચેતન અને જડનો ભેદજ નથી–ચેતનવિના જડ નથી જડવિના ચેતન .

છતા ઉભય એકરૂપ નથી, અનન્ય છે*—એજ અદ્વૈત. આવી રીતે વિશ્વમાત્રનો નિશ્ચય કરી સર્વબ્રહ્મ એવો સિદ્ધાન્ત તે વેદાંત, એટલે ઉપનિષદોએ પ્રતિપાદન કરેલું દર્શન—એજ ઔપનિષદ દર્શન—એજ અદ્વૈત † જ્ઞાન અથવા જ્ઞપ્તિ, અને જડ અથવા પ્રકૃતિ, એ ઉભયના અનન્યત્વરૂપ બૃહત તે બ્રહ્મ, તેમ કોઇપણ પ્રકારના પરિચ્છેદથી રહિત, સર્વમય, એકરૂપ, તે ભૂમા પરિચ્છેદ ત્રણ પ્રકારના છે સ્વગત, સજાતીય, વિજાતીય વૃક્ષ એવુ નામ સ્કન્ધશાખાપત્રપુષ્પફલાદિ સમુદાયનુ છે, ત્યારે એ પ્રત્યેક તે વૃક્ષ નથી, એક વૃક્ષ તેનો પોતાનાજ શાખાપત્રપુષ્પાદિથી ભેદ, પરિચ્છેદ, તે સ્વગત પરિચ્છેદ આંબો તે લીબડો નથી, વૃક્ષ તો બન્ને છે, માટે એ સજાતીયપરિચ્છેદ વૃક્ષ તે પાષાણ નથી, માટે એ વિજાતીય પરિચ્છેદ આવા ત્રણે પરિચ્છેદશૂન્ય—એક જ અદ્વિતીય*—તે ભૂમા—મહાન્-બ્રહ્મ એજ આત્મા પણ જ્યારે વિશ્વમાત્ર એકરૂપ, એકરસ, છે, ત્યારે

× અનન્યત્વ-व्यतिरेकेणाभाव. જુઓ બ્રહ્મસૂત્ર શારીર. आरम्भणशब्दादिभ्य ઇત્યાદિ સૂત્ર જુઓ તે ઉપર વાચસ્પતિમિશ્રની ભામતિ, તથા ગોવિન્દાનંદની રત્નપ્રભા પણ † અદ્વૈતદર્શન તેજ પ્રાચીન છે, ને શંકરનુ સ્થાપેલુ છે પાછળથી એટલે શંકર પછી ૭-૮ સો વર્ષ પછી વિશિષ્ટાદ્વૈત તથા વિશુદ્ધાદ્વૈત થયેલા છે, તે પણ વેદાંતજ કહેવાય છે, છતા તેનો સિદ્ધાંત અદ્વૈત વેદાંતથી જુદો છે એ વાત આગળ આવશે. આ બે વેદાંત મત પાછળથી થયા, તેમણે મૂલ વેદાંત-અદ્વૈત-ને કેવલાદ્વૈત એવુ નામ આપેલુ છે

* છાન્દોગ્યોપનિષદ. एकम् एव अद्वितीयम्=એજ અદ્વિતીય સ્વગત, સ્વજાતીય, વિજાતીય, ત્રણે પરિચ્છેદરહિત કેમકે સર્વરૂપ બ્રહ્મ તેમા સ્વગત ભેદ નથી, તેને સજાતીય વિજાતીય પણ હોય જ નહિ એટલે તેવા ભેદ પણ નથી

આત્મા હુ—એવું કયા રહ્યું ? એતો માત્ર પરિચ્છેદનુ પરિણામ છે- હુંપણારૂપી આત્મા તે છેજ નહિ, આત્મા તો સર્વરૂપી છે, એજ ખરો આત્મા, એજ સર્વ જ્ઞપ્તિ પ્રકૃતિના અનન્યત્વરૂપ બ્રહ્મ તેજ પરિચ્છેદના અભાવરૂપ ભૂમા અને અહમાદિમહુતના નિષેધરૂપ આત્મા (પરમાત્મા).

અદ્વૈત તે શું એ આપણે જાણ્યું. બ્રહ્મ તે જ્ઞાનરૂપ છે આપણું જે આપણાપણું અહંતા તે મિથ્યા છે, પરમહતા જે બ્રહ્મ તે વિના હું એવું કાઇ છેજ નહિ, એ આપણે સિદ્ધ રીતે સમજ્યા. કારણ કે જ્ઞાનથી જાુદું કાઇ પણ સમજી શકાતું નથી, બધુ જ્ઞાનમયછે, ને જ્ઞાન એકરૂપ, નિત્ય, બ્રહ્મ છે. જ્ઞાન જ્યારે એકરૂપ છે ત્યારે વૃત્તિરૂપે, જુદા જુદા નામરૂપરૂપે, પદાર્થરૂપે, જે જણાય છે તે શુ છે? એ બધો પ્રકૃતિનો વિસ્તાર છે, જ્ઞપ્તિનો નથી. આપણે કોઇ પદાર્થ જોયો, ને તેને કાઇક નામ આપ્યુ; પણ વાસ્તવિક રીતે આપણે શુ સમજ્યા ? આપણામા જે જ્ઞપ્તિ છે તે બહાર નીકળીને પદાર્થમાની જ્ઞપ્તિ સાથે એકરૂપ થઇ, અને પદાર્થરૂપ ધારણ કરી આપણને જણાઇ, નામરૂપ-રૂપે ઓળખાઇ, પણ પદાર્થનું તત્ત્વ તો આપણે હાથ આવ્યું નહિજ. જ્ઞાન અથવા જ્ઞપ્તિનું વૃત્તિરૂપે ભાસવું થયુ, નામરૂપ જણાયા, પણ તે શાના નામરૂપ એ જણાયું નહિ, કેમકે જ્ઞાનથી જુદા પાડીને તે-મને સમજી શકવા અશક્ય છે. ત્યારે એ નામરૂપ તે વાસ્તવિક વસ્તુ નથી, જેનાથી—જ્ઞાનથી વૃત્તિરૂપતા થાય છે તે એ નથી, ત્યારે મિથ્યાજ છે, માયા છે. જે નામરૂપાત્મક પદાર્થ તે માયા છે, પણ તે જેના નામરૂપ છે તેતો માયા—મિથ્યા—નથી, એ ખુબ યાદ રાખવું. આપણો જે જાગ્રત અનુભવ છે તે કેવલ નામરૂપાત્મક થયો—માયા

ચયો. સ્વપ્નમાં પણ શું જણાય છે? નામ અને રૂપજ કે બીજું કાંઇ? જેમ જાગતાં જે નામરૂપ જણાય છે તેનું નિદાન અગમ્ય રહે છે, તેમ સ્વપ્નમાં જે નામરૂપ જણાય છે તેનું પણ નિદાન અગમ્યજ છે. ત્યારે જગત્ માયા છે, સ્વપ્ન છે, એમાં શો સંશય છે? આપણો અનુભવ એક સ્વપ્નજ છે, નામરૂપાત્મક છે, માયા છે. પણ જેના નામ રૂપને સ્વપ્ન કહીએ છીએ તેતો કાંઇક છેજ, મિથ્યા નથી, એ બહુ સમજી રાખવું, નહિતો વ્યવહારમાત્રનો લોપ થવા બેસે, ને સર્વશૂન્યવાદ જે કેવલ અસંગત છે, તે આવી પડે. જેના નામરૂપ માયારૂપે જણાયાં, તે વસ્તુ કદાપિ જણાવાની નથી, અજ્ઞાતજ રહેવાની છે, અજ્ઞાનજ છે. સમજવાનું છે કે અજ્ઞાન એટલે ન્યાય કે વૈશેષિકવાળા જ્ઞાનનો અભાવ એમ કહે તે નહિ. આપણે જે વિચારે ચાલ્યા છીએ તે પ્રમાણે જ્ઞાનનો તો અભાવ હોઇ શકેજ નહિ, અભાવ પણ જ્ઞાનથી અભાવપણું પામે છે, એટલે અભાવ એમ કહેતાજ જ્ઞાનનો સ્વીકાર થયો, તો જ્ઞાનાભાવ કયાં ગયો? પણ અભાવ એવો ભાવરૂપ પદાર્થ છે, ને હોઈ શકે, કેમકે આપણે હમણાંજ બતાવ્યું તેમ નામરૂપના કારણરૂપ કાંઇક છે છે ને છે તેજ અજ્ઞાન—ભાવરૂપ પદાર્થ. જ્યારે અજ્ઞાનને ભાવરૂપ માન્યું ત્યારે તે કેમ સમજી શકાયું? તેને જણાવનારૂં પ્રમાણ શું? પ્રત્યક્ષથી તો તે જણાનાર નથી, અનુમાનથી જાણવાને પણ હેતુ જડતો નથી, ઉપમાનથી જાણવાને તેના જેવું બીજું કાંઇ છે નહિ; કેવલ શબ્દપ્રમાણ છે, પણ તેટલાજ ઉપર વેદાંતને વિશ્વાસ નથી. ત્યારે ન્યાયવૈશેષિકવાળા ચારજ પ્રમાનું માને છે તે ઉપરાંત અનુપલબ્ધિપ્રમાણ પાંચમું માનવુંજ પડશે. ઉપલબ્ધિ થતી નથી, જે અજ્ઞાન કહીએ છીએ તેનું પ્રતિયોગી ઉપલબ્ધ

ચતું નથી, એટલે એ અનુપલબ્ધિરૂપ અનુભવજ પ્રમાણ છે. આ પ્રમાણે પ્રકૃતિ અથવા જડ જે સર્વદા ગૂઢ રહે છે તેના નામ માયા તથા અજ્ઞાન કેમ પડયા તે એ આપણે જોયુ. આ બે નામનેજ મૂલ પ્રકૃતિની બે શક્તિરૂપે પણ વર્ણવવામા આવે છે. નામરૂપ પામવા એ એક પ્રકારનો પ્રકૃતિનો વિસ્તાર છે, માટે નામ રૂપાત્મક માયા તે પ્રકૃતિની વિસ્તાર પામવાની શક્તિ છે—વિક્ષેપ શક્તિ છે, વિક્ષેપ પામતા છતાં પણ પ્રકૃતિ સ્વત. કદાપિ સમજાતી નથી, આવિર્ભૂત થતી નથી, સર્વદા ઢંકાયલી—આવૃતજ—રહે છે, માટે ન જણાતા છતા હોનારૂપ જે અજ્ઞાન તે પ્રકૃતિની આવરણ-શક્તિ આયા* અને અજ્ઞાન તેવુ એક ત્રીજુ નામ પણ છે. જે પદાર્થ જ્ઞાનથી જુદો ન છતા જ્ઞાનને વૃત્તિત્વ પમાડવા સમર્થ છે, તે હાય છે, છતા જેવુ જ્ઞાન એકરસ નિત્ય છે, તેવો નથી, તેમ શશલાના શિંગડા કે વધ્યાનો પુત્ર નથી તે નથીજ, તેનો અત્યતભાવ છે, તેમ પણ એ પદાર્થ નથી એમ નથી. તે છે ખરો, ને નથી નહિ ત્યારે શુ છે? જે છે તે છે, પણ શી રીતે કહીએ? કહેવામા, બોલવામાજ તેને આપણે સમજ્યા એવો અર્થ થશે માટે શુ કહીએ! આપણાજ્ઞા-નમા તેની પ્રતીતિ થાયછે, છતા તે શુ છે એ, જ્ઞાનથી તે કદાપિ જુ-દો નથી પડી શકતો માટે, કહી શકાતુ નથી. ત્યારે 'નથી કહી શ-કાતો' એજ નામ એને આપવું—અનિર્વચનીય. વળી પણ ન્યાય-વાળા વિવાદ કરે છે કે સત્ પણ નહિ, અસત્ પણ નહિ તેનું નામ અનિર્વચનીય, તે સભવેજ કેમ? તેજ અથવા અતેજ-તિમિર

*માયા એ નામ સામાન્યત નામરૂપવાચક કહ્યુ છે, પણ તેનો બીજે પારિભાષિક અર્થ છે તે થોડા વિવેચન પછી સમજાશે તેજ સ્થલે માયાનુ નામ અવિદ્યા એવુ પણ છે તે સમજાવીશું

એ વાત સભવે, પણ બેની-ભાવ અને અભાવની—વચમા તે શું હોય? કાઇ હોવાનો સભવજ નથી. અનિર્વચનીયનો આમ અર્થ કરીને તકરારમા પડવું નકામું છે, જેમ અજ્ઞાન તે જ્ઞાનનો અભાવ નહિ પણ એકરૂપે કહી નથી શકાતું તે રૂપ છે. આમ યથાર્થ વિવેકથી માયા, અજ્ઞાન, અને અનિર્વચનીય, એ શબ્દોનો અર્થ સમજી, જ્ઞપ્તિ તથા પ્રકૃતિના અનન્યત્વરૂપ બ્રહ્મવાદનો અર્થ બેસાડવો.

આનુંજ નામ અનિર્વચનીયખ્યાતિવાદ. જેમ ન્યાય વૈશેષિકવાળા આરંભવાદ એટલે પરમાણુ છે, તે અમુક પ્રકારના છે, ને ઇશ્વર પ્રેરણાથી સૃષ્ટિસર્ગ કરેછે, એમ માનેછે, તેમ નહિ, પણ પરમાણુ કે ગમે તે સૃષ્ટિનુ ઉપાદાન શુ છે તે અનિર્વચનીય છે, તેમાં વળી ઇશ્વર અમુક કરેછે એ વાત અસગત છે, ઇશ્વર એવો કર્તાજ સિદ્ધ થતો નથી. માટે અનિર્વચનીયરૂપવાદ માનવો તેજ ખરૂં દર્શન છે. સાખ્યવાળા કહેછે કે પ્રકૃતિપુરૂષ જુદા નથી, પણ પ્રકૃતિના પરિણામરૂપ વિશ્વમાત્ર છે, એ પરિણામવાદ પણ આપણે કહી ગયા છીએ તેમ ઠીક નથી; જે અનિર્વચનીય છે તે પરિણામ પામીને નામરૂપે વ્યક્ત થાય છે, કે કેમ છે, એ સમજવું શક્ય છે. માટે પરિણામવાદ અસંગત છે. જે અનિર્વચનીયખ્યાતિ તેજ વિવર્તવાદ કહેવાયછે. વિવર્ત એટલે જે વસ્તુ જે રૂપે નથી તે રૂપે તેને વર્તવી' છીપને રૂપુ જાણવું; દોરડીને સર્પ, માલા, જલધારા, જાણવી. જ્ઞાનથી જુદુ એવુ કઇ સમજાય તેમ નથી, છતા તે જ્ઞાનમાજ નામરૂપાત્મક વૃત્તિ સમજાય છે, તેનું કાઇક અનિર્વચનીય નિદાન પણ છે; ત્યારે જે પદાર્થ છે તેતો સમજાતો નથી, જે નામરૂપ જણાયછે તે જ્ઞાનમાથી થયા એમ કહીએ તો જ્ઞાનની નિત્યતા ને એકરૂપતા એ

એનો ભગ થાય, અમુક પદાર્થમાથી થયા કહીએ તો તે પદાર્થ આપણે સમજ્યા એમ ખોટું કહેવું પડે –જ્ઞાન ભેગાજ તેમને આપણે ન જાણતા પણ જાણીએ છીએ, ત્યારે એજ રસ્તો ઠીક અને ન્યાયપુરઃસર કે જ્ઞપ્તિપ્રકૃતિરૂપ બ્રહ્મ તેના વિવર્ત તેજ નામરૂપ વિવર્ત રૂપ છે, કેમ થયો, કયાથી થયો, એ બધુ અનિર્વચનીય. ન્યાયવાળા કહેછે કે છીપને રૂપુ જાણી, ત્યારે કોઇ સ્થલે પૂર્વે પણ રૂપુ જોયું હોવું જોઈએ, ને તેથી છીપને રૂપુ જાણી, છીપને છે તે કરતા બીજે રૂપે કહી—અન્યથાખ્યાતિ આમ હોયજ નહિ જો રૂપુ પૂર્વે જાણેલુ હોય, અર્થાત્ જો નામરૂપનું યાથાર્થ્ય પ્રથમથી ખબર હોય, તો તે નામરૂપનું નિદાન જે પ્રકૃતિ તે સમજાયલી હોવી જોઇએ એમ તો છે નહિ, તથા કદાપિ થવાનુ નથી, ત્યારે અન્યથાખ્યાતિ ખોટી છે. યથાર્થ રીતે પરિભાષાને અવલબી બોલીએ તો શુક્તિ તેમ રજત ઉભયે નામમાત્રજ છે. શુક્તિત્વ કે રજતત્વ ઉભય અજ્ઞાનજ છે, અનિર્વચનીય છે, આ કાઇક એવો ભાસમાત્ર થાયછે ને આપણી વૃત્તિ તે કાઇક રૂપ થાયછે, તથા તેને શુક્તિ રજત ઇત્યાદિ નામ આપેછે, પણ તે બધા નામજ છે, ખરીવાત તો વૃત્તિનુ નિદાન જે જ્ઞાન તેજ છે, બ્રહ્મ છે, ને નામરૂપનું નિદાન જે આ કાઇક (इदम्) તેતો અનિર્વચનીય છે. એક દૃષ્ટાન્ત માટે શુક્તિ એવુ લઈને રજત એવું તેને નામ આપ્યું એમ બોલીએ છીએ. વાસ્તવિક સકલના, કહી તે પ્રમાણે જે. શુક્તિના રજતાદિ નામ એ શુક્તિગત વિક્ષેપ અને આવરણનો પ્રભાવ છે, અને તેથીજ નીલપૃષ્ઠત્રિકોણત્વ ઇત્યાદિ શુક્તિધર્મ આવરણ પામી, ચાકચક્ય ધર્મ રજત એવા નામરૂપે વિક્ષેપ પામેછે. એમજ બ્રહ્મરૂપ અનિર્વચનીયના વિક્ષેપઆવરણથી

ફરી જ્ઞાનાનંદિ આવરણ પામી, સદ્રૂપ નામાદિ વિક્ષેપ પામે છે. આવો વિવેક યથાર્થ સમજતા અન્યથાખ્યાતિવાદ ખોટો સમજાશે. એજ પ્રમાણે આત્મખ્યાતિવાદ પણ ખોટો છે. ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધ કહેછે કે અનિર્વચનીય એવો આત્માથી બાહ્ય પદાર્થજ નથી, આત્માજ પદાર્થરૂપે ભાસેછે—એનું નામ આત્મખ્યાતિ. પણ કોઈને કોઇ પ્રકારે બાહ્યપદાર્થનુ અસ્તિત્વ તો સમજાયજ છે—તેની ઉપલબ્ધિ થાયછેજ*—એટલે તેનો અભાવ કેમ કહેવાય ? વળી આત્મા જે જ્ઞાનરૂપ અવિકારી છે, તે પદાર્થરૂપે પરિણમે પણ કેમ ? અનિર્વચનીયપણું કહી શકાય છે, પણ આત્માપણું કહી શકાતું નથી. સર્વવસ્તુ શૂન્ય રૂપ છે, કાઇ છેજ નહિ, એમ કહેનાર શૂન્યવાદી બૌદ્ધ—અસતખ્યાતિવાદ લાવે છે. વસ્તુ છેજ નહિ, પણ જણાયછે એ અસતખ્યાતિ. આમ હોઇજ કેમ શકે ? મૂલં નાસ્તિ કુતો શાખા, બોલતાજ બાધ, વદતોવ્યાઘાત, કે છે નહિ ને. જણાય છે ! ! માટે અસતખ્યાતિ અસંગત છે. છેવટ અખ્યાતિવાદ કોઇ મીમાસકો લાવે છે, તે પણ ચાલશે નહિ. વસ્તુ હો, પણ તે કાંઇ પ્રતિબંધને લીધે યથાર્થ જણાતી નથી, જેમ અંધકારાદિને લીધે રજ્જુ સર્પરૂપે જણાય છે, રજ્જુ રૂપે નહિ—આ અખ્યાતિ. જ્યારે પ્રતિબંધને લીધે

* નાભાવ ઉપલબ્ધેઃ એ સૂત્ર અને ભાષ્ય જુઓ. આ પ્રમાણે જ્યારે ન્યાયાદિ પાચ તથા બૌદ્ધ સર્વેનું વેદાંતથી ખંડન છે, ત્યારે એક જૈન મત રહ્યો તેનું કેમ ? જૈન મતમાં અપેક્ષારૂપ પદાર્થમાત્ર માન્યો છે, તે ઠીક છે, ને સયુક્તિક છે, પણ જ્ઞાનાતિરિક્ત અપેક્ષા થાયજ નહિ, તથા જ્ઞાનને આપેક્ષિક માનતા અનવસ્થા થાય, માટે અપેક્ષામાં ગૌરવ છે, તથા જ્ઞાનરૂપ બ્રહ્મ અને પદાર્થોની અનિર્વચનીયતા એમાં લાઘવ છે, તેથી તેજ સર્વંકશ સર્વશાસ્ત્રશિરોમણિ—વેદાંતકેશરી છે.

વસ્તુજ સમજાતી નથી ત્યારે તે વસ્તુને બીજેરૂપે જાણુવાની વાત તો પછી, પણુ તે વસ્તુજ વસ્તુત્વ પ્રથમે કેમ જાણ્યુ સર્વથા જ્ઞાનજ કેમ સમજ્યુ ? આમ હોયજ નહિ, માટે અનિર્વચનીયત્વ કહો પણુ અખ્યાતિ ન કહો આમ અનિર્વચનીયખ્યાતિરૂપવિવર્ત વાદવડે નામરૂપાત્મક વિશ્વનો નિર્વાહ વાસ્તવિક રીતે થાય છે વિવર્તનુ કારણ શુ હશે ? બ્રહ્મને કર્તાપણુ નથી છતા આરોપાય છે વિવર્ત વસ્તુ યાથાત્મ્ય નથી છતા તેમ મનાય છે, આમ શાથી બને છે ? અજ્ઞાનને લીધે આમ બનેછે, એનુજ નામ અધ્યાસ અધ્યાસ એટલે વસ્તુનુ અન્યરૂપે ભાસવાપણુ એનુજ નામ અનિર્વચનીયત્વ પણુ કહીએ તો ચાલે અધ્યાસ અનાદિ છે, કેમકે અધ્યાસનુ કારણુ શોધવા જતા અનવસ્થા થાય છે જે પાચ ખ્યાતિઓ કહી તેમા પણુ વસ્તુનુ છે તે રૂપે નહિ, પણુ કોઇ બીજે રૂપે જણુવુ, એટલો અશ તો સામાન્યજ છે, એટલે અધ્યાસ એ તો સર્વેને માન્ય છે, કેવલ તે કેમ થયો એ બાબતમા મતભેદ છે તેમા પણુ અનિર્વચનીયખ્યાતિરૂપે તેને માનવો એજ વાસ્તવિક છે એમ આપણે સિદ્ધ કર્યું છે જ્ઞાનરૂપ બ્રહ્મ તેનાથી, અધ્યાસ, વિવર્ત, અનિર્વચનીય, કાઇ જુદુ નથી, એટલે પરમ સત્તારૂપ બ્રહ્મ અથવા જ્ઞાન એજ પરમદર્શન છે સર્વમા એકથી વધારે વાત માનીને સૃષ્ટિકાર્યનો નિર્વાહ બતાવવામા આવેછે, તથા તે અનેકરૂપ વસ્તુ પણુ વિવિધ ધર્મયુક્ત માનવી પડેછે, આ ગૌરવ છે તે કરતા એકલા બ્રહ્મથીજ નિર્વાહ થાય, ને તે બ્રહ્મ પણુ નિત્ય તથા એક રસ રૂપ એટલે નાનાત્વરહિત, એ પરમલાઘવ છે વળી આખા જગતની વ્યવસ્થા, અને તેમાં સુખદુખાદિ વિવેક તે બધુ જેવી યથાર્થ રીતે બ્રહ્મવાદથી

સમજાય છે, તેવી યથાર્થ રીતે બીજા કોઈ વાદથી બેસતું નથી, એટલે બ્રહ્મવાદ તુચ્છ નથી. માટે લઘુ તથા અતુચ્છ એવું એજ દર્શન પરમ સત્યરૂપ છે.

કોઇ કોઇ વેદાંતીઓ વિવર્તવાદથી સંતોષ માનતા નથી વસ્તુતું અનિર્વચનીયત્વ માનતા, બ્રહ્મ ( જ્ઞાન )થી ભિન્ન કોઇ વસ્તુ માનવા જેવું થાયછે, તેથી તેઓ અસંતોષ કરેછે. કહેછે કે જ્ઞાનાતિરિક્ત પદાર્થજ ક્યા છે ? કેવલ વૃત્તિજ વૃત્તિને જુએછે. આ વાત આપણે સમજાવી ગયા છીએ. ત્યારે જ્યા સુધી વૃત્તિ છે ત્યાં સુધી પદાર્થછે. વૃત્તિમયજ છે. વૃત્તિઓ અનાદિ છે ને અંતઃકરણમા ઉઠયા કરે છે તથા ભાસે છે. એ વૃત્તિનું નામ દષ્ટિ, ને તેનુંજ પદાર્થરૂપે જણાવું એનુ નામ સૃષ્ટિ. આ દૃષ્ટિસૃષ્ટિવાદ. કોઈ એમ બતાવે છે કે એમ નહિ. સૃષ્ટિ બધી દૃષ્ટિમયજ નથી, સૃષ્ટિ તો છે, પદાર્થ અનિર્વચનીય રૂપે પણ છે, પણ તે કાંઇ બાધ કરે તેવા નથી; જીવને બાધ કરનાર, સુખ દુઃખ કરનાર, તો તેની પોતાની સૃષ્ટિ છે તે છે. પુત્રનું મરણ ન થયું હોય છતા થયું એમ કોઈ કહે તો શોક થઈ આવે છે, એ શાથી ? વાસ્તવિક સૃષ્ટિ જે પુત્ર તેના મરણથી નહિ, પણ મિથ્યાસૃષ્ટિ જે માનસિકપુત્ર તેના મરણથીજ. ત્યારે સિદ્ધ સૃષ્ટિ તો સત્ય છે. પણ પોતે કલ્પેલી સૃષ્ટિ મિથ્યા છે. સિદ્ધસૃષ્ટિ સત્ય છે ને સમજાતી નથી, છતા બાધકારક નથી; પણ માનસિક સૃષ્ટિ જે સમજાય છે, તે મિથ્યા ને બાધકર્તા છે, એનું નામ સૃષ્ટિદૃષ્ટિવાદ. કેટલાએક ઉભયવાદ ઉપર અરુચિ કરી ને અવચ્છેદ તથા પ્રતિબિંબથી પદાર્થ સ્થિતિ સમજાવે છે. જે ત્રણ પ્રકારના પરિચ્છેદ આપણે કહ્યા છે, તેજ અવચ્છેદ; અને બધું બ્રહ્મમય જ્ઞાનરૂપ છે, તેમાં અવચ્છે-

-ની ભાવના થાયછે એજ પદાર્થત્વ છે, બાકી વાસ્તવિક કંઇ નથી. અવચ્છેદ અનાદિ છે, ને મિથ્યા છે. આ અવચ્છેદવાદ. બ્રહ્મ એજ બ્રહ્મબિંબરૂપ, જ્ઞાનરૂપ છે, તે પોતેજ પ્રતિબિંબ થઇ ભાસે છે, બિંબ-પ્રતિબિંબ એકજ વસ્તુ છે, નામરૂપના નિદાનરૂપ પદાર્થ એવુ કાઇ છેજ નહિ. આનુ નામ બિંબપ્રતિબિંબવાદ. વિવર્તવાદમા અધ્યાસ અનાદિ છે ને વિવર્તરૂપ નામરૂપનુ નિદાન છે; અનિર્વચનીયરૂપે પદાર્થ છે, પણ વિવર્તમાત્રજ ગમ્ય છે, ને જ્ઞાન એજ સિદ્ધ છે. દૃષ્ટિસૃષ્ટિવાદમા વૃત્તિ અનાદિ છે, ને તે પદાર્થને સ્થાને ભાસે છે, પદાર્થ છેજ નહિ. સૃષ્ટિદૃષ્ટિવાદમા માનસિક સૃષ્ટિના દર્શનરૂપ પદાર્થ છે, ને મિથ્યા છે, બાકી સિદ્ધદૃષ્ટિ છે તે તો અનિર્વચનીય, પણ છે, અબાધ છે. અવચ્છેદ તથા બિંબપ્રતિબિંબ વાદમા અનાદિ અવચ્છેદરૂપ પદાર્થ છે ને મિથ્યા છે, કે પ્રતિબિંબરૂપ પદાર્થ છે ને બિંબ પોતેજ પ્રતિબિંબ છે એટલે પદાર્થ છેજ નહિ આ પાચે વાદમા અધ્યાસ, વૃત્તિ, સૃષ્ટિ, અવચ્છેદ, અને પ્રતિબિંબ, એ રૂપે વસ્તુ સ્થિતિ સમજાવવાનો પ્રયત્ન છે, પણ તેમ કરવા જતા બ્રહ્મથી અતિરિક્ત કાઇક પણ માનવું પડેજ પડે, પછી તેને અધ્યાસ કહો, કે વૃત્તિ કહો, કે સૃષ્ટિ, અવચ્છેદ, પ્રતિબિંબ, ગમે તે કહો. વાસ્તવિક રીતે તો બ્રહ્મ છે તે કોઇનુ કારણ નથી, કે કોઇનું કાર્ય નથી, એ પરમસત્તામા કાર્યકારણ છેજ નહિ, જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાન એવો ભેદજ નથી, પદાર્થો જે નામરૂપાત્મક જણાય છે તે કોના કાર્ય છે કે કારણ છે એ વાત અનિર્વચનીય છે, કાર્યકારણ વ્યવસ્થાજ બની શકતી નથી, કેવલ અનાદિ, નિત્યસિદ્ધ, એકરસ, જ્ઞાન માત્રજ છે—બ્રહ્મ છે. અદ્વૈત તે અદ્વૈતજ, એનું વર્ણન કરવું, એના વિષે વાત કરવી

તે બધુ દ્વૈત. "નિરોધ નથી; ઉત્પત્તિ નથી, બંધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી, મુક્ત નથી, એમ જાણવું એજ પરમાર્થતા છે." બ્રહ્મજ્ઞાન છે. વાણી અને મનથી પર છે તે બ્રહ્મ છે, બ્રહ્મ પણ અનિર્વચનીયજ છે. "વાદવિવાદ, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ, બધું, દ્વૈતભાષાથી બનેછે, અદ્વૈતભાષામા તો વક્તા શ્રોતાને વચન, એવી વ્યવહારરૂપ ત્રિપુટીમાત્ર, કાઇ છેજ નહિ." આનું નામ અજાતવાદ. કોઇ કોઇનું કારણ નથી, કઇ થતું એ નથી ને થનારે નથી, છે તેમ છે, અજાત છે. બ્રહ્મરૂપ પરમ અજાતિ એજ કેવલ સત્ય છે. આ વાદ સર્વ અદ્વૈતવાદિસંમત છે, ને કેવલ નિર્બાધ છે, તેથી પ્રૌઢીવાદ કહેવાયછે. સિદ્ધ થયુ કે જ્ઞાનાતિરિક્ત કાઇ છેજ નહિ, હોય તોપણ અનિર્વચનીય છે. એ અનિર્વચનીય પ્રકૃતિ, તથા ત્રસિરૂપ જ્ઞાન, એ ઉભયના અનન્યત્વરૂપ વિશ્વમાત્ર છે–બ્રહ્મ છે. આ અનન્યત્વ જણાવવાનેજ ઉપનિષદો વારવાર સત્યાનૃતેમિથુનીકૃત્વ સત્ય અને અસત્યના મિથુનરૂપ વિશ્વમાત્રને બોધે છે. નામરૂપાત્મક માયાનો જે અનિર્વચનીય પ્રવાહ છે તેજ જગત્, ત્યારે તેની ઉત્પત્તિ સ્થિતિના કાંઈ નિયમ હોઇ શકે કે નહિ? આપણે, આગળ ગમ્ય અને અગમ્ય એવા ભેદ જ્ઞાનમાત્રપરત્વે કરી આવ્યા છીએ, તે ઉપર હવે લક્ષ કરો. ગમ્યાગમ્ય ઉભય જે વડે પોતાનું પોતાપણું પામે છે, એ જે પરમજ્ઞાનરૂપ બ્રહ્મ તે તો સર્વથા સિદ્ધ એટલે ગમ્યજ છે, પણ નામરૂપાત્મક જગત્ તે સર્વથા સિદ્ધ નથી તેમ ગમ્ય પણ નથી. એનું નિદાન અગમ્ય અનિર્વચનીય છે. છતા એ નામ-પની પરપરાનો જે અનુષંગ આપણે જોઇએ છીએ તે ઉપરથી, કાઇક કાર્યકારણભાવ, એ નામરૂપપરત્વે જેવો તેવો સકલી શકીએ છીએ. વસ્તુયાથાત્મ્ય તો આ-

પણે સમજવાના નથી, પણ નામરૂપાત્મક જે રચના છે તેનો કોઇક સંબંધ સમજી કામચલાઉ વ્યવસ્થા કરી શકીએ એમ છે. જેટલા વિભાગમા આવી વ્યવસ્થા સભવે છે તેટલાને વ્યાવહારિકસૃષ્ટિ એમ કહે છે—વ્યવહાર માટે માનેલી વ્યવસ્થા. એટલામાજ શોધમાત્ર, પદાર્થ વિજ્ઞાનાદિ શાસ્ત્રમાત્રનો સમાવેશ છે. જે કેવલ જ્ઞાનરૂપ, સર્વના ઐક્યરૂપ, બ્રહ્મદર્શન તે તો પારમાર્થિક સૃષ્ટિ છે, તેમા વ્યાવહારિક વ્યવસ્થા છેજ નહિ. વ્યાવહારિક જગત્મા તો આજ હોય તે કાલે ફરી જાય, કાલ હોય તે દશ દિવસે બદલાઈ જાય, દશ દિવસે હોય તે વર્ષે જુદું થાય, વર્ષે થાય તે સો વર્ષે ખોટું પડે, ને સો વર્ષનુ યુગયુગાતરે ખરૂ થાય—એમ થયાજ કરે, પણ પારમાર્થિક એકરૂપ જ્ઞાનમય બ્રહ્મ, દિવસ, વર્ષ, યુગ, કલ્પ, સર્વથા તેમનુ તેમજ રહે*. ત્યાર વ્યાવહારિક નામરૂપાત્મક સૃષ્ટિનો ક્રમ આપણે વિચારીએ. વ્યાવહારિક વ્યવસ્થા ગમે તેવી થાઓ તેમા અદ્વૈતદર્શનને કાંઇ બાધ નથી, અદ્વૈતરૂપ પારમાર્થિક વ્યવસ્થામા વ્યવહાર છેજ નહિ, મિથ્યા છે, એટલે વ્યાવહારિક ગમે તેમ માનો, આજ માનેલુ ગમે તો કાલે ખોટું પડો, પણ પારમાર્થિક કદાપિ ફરનાર નથી. અર્થાત્ આ દર્શનને અમુક વ્યાવહારિક વ્યવસ્થાજ સિદ્ધ એવો આગ્રહ નથી, છતા કોઇક પ્રકાર, સિદ્ધવત્ માની, બતાવે છે જ્ઞાનથી અતિરિક્ત કાંઇ છેજ નહિ એટલે પરિચ્છેદરૂપ જે નામરૂપાદિ હું, તું, તે સર્વ, જ્ઞાન-

---

*જેમ વ્યાવહારિક ને પારમાર્થિક બે જગત્ માન્યા તેવુ એક પ્રતિભાસિક પણ મનાય છે જેમ જાગ્રત અવસ્થા તે વ્યાવહારિક, ને પરમ નિર્વિકલ્પ જ્ઞાનાવસ્થા તે પારમાર્થિક, તેમ નામરૂપમાત્રજ સ્વપ્નાવસ્થા તે પ્રતિભાસિક

દૃષ્ટિમા તો એકરૂપજ છે, આપણા પિણ્ડ સિવાય બીજુ અનુભવ-સ્થાનજ નથી, જ્ઞાન પામવાનું સિદ્ધસ્થાન નથી—નામરૂપાત્મક પિણ્ડ અને સર્વમય બ્રહ્માડ તે એકરૂપજ છે પિણ્ડે તેજ બ્રહ્માણ્ડે ત્યારે પિણ્ડમા શુ જણાય છે? જેમ અત્યત સુષુપ્તિકાલ, એ કેવલ અજ્ઞાનનો અનુભવ આપણા પિણ્ડમાજ થાય છે, ને તે ઉપરથી આપણે બ્રહ્માડમા પણ અનિર્વચનીય અજ્ઞાનરૂપ પદાર્થત્વ સિદ્ધ માન્યુ છે, તેમ એજ સ્થિતિમા બીજા પણ અનુભવો ઉઠી શકે છે. સુષુપ્તિકાલમા અત્યંત અજ્ઞાન છે, છતા તેમાં જ્ઞાનનો અત્યત અભાવ નથી, કેમકે તેમ હોય તો જાગ્યાપછી જે એવી સ્મૃતિ થાય છે કે 'હુ સુખે ઉંઘ્યો' તે, મૂને જો સુખ અનુભવાયુ ન હોય તો બને નહિ આ ઉપરથીજ આપણે જ્ઞાનની નિત્યતા એકરૂપતા, અને અજ્ઞાનનું ભાવત્વ, તથા નાનાધીત્વ, જાણી શકીએ છીએ સુષુપ્તિકાલમા આપણને આપણા દેહનુ પણ ભાન હોતું નથી કેવલ અભાનજ હોય છે, છતા જાગ્યાપછી તરતજ સુતા પહેલાની જે વાતો હોય તેનુ અનુસધાન થઈ આવે છે ત્યારે એ અનુસધાન પામવાની જેને શક્તિ છે એવો કોઇ એક અંશ આપણામા છે જાગીએ છીએ ત્યારે તેજ અંશથી અનુસધાન થઇ બધો વ્યવહાર બને છે, પણ જાગ્યા ન હોઇએ તો વ્યવહાર બનતો નથી, માટે વ્યવહારનો અભિમાની અંશ આપણામા જે છે તે જાગ્રત અવસ્થામા અનુભવાય છે. એમજ સ્વપ્નાવસ્થામા યદ્યપિ જાગ્રત અભિમાની અંશ તિરોભૂત છે તેમ સુષુપ્તિ અભિમાની અંશ પણ સ્વપ્નદશામા અતર્ભૂત છે, તથાપિ સ્વપ્નવ્યહાર પ્રવર્તે છે, ત્યારે સ્વપ્નાભિમાની પણ કોઇ અંશ છે ખરો. સુષુપ્તિ, સ્વપ્ન, જાગ્રત, એ ત્રણ અવસ્થાના જે ત્રણ અભિમાની અંશ આપણા પિણ્ડમાજ અ-

નુભવાયછે તે આપણા ત્રણ દેહ કારણ, સૂક્ષ્મ, અને સ્થુલમા રહેછે. કારણદેહમાના સંસ્કારથી સૂક્ષ્મમા પ્રેરણા થાયછે, ને અહંકાર પ્રકરેછે, તે અહંકાર સ્થૂલને પ્રેરેછે, એટલે સ્થૂલસાથે સૂક્ષ્મ તથા કારણની એકતા થઈ, વ્યવહાર—હું કરછું, અમુક મારું છે—એવો વ્યવહાર સંભવેછે- જાગ્રતમા હું ને મારૂં એ અહંકાર છે' તે સ્વપ્નમા અર્ધો નથી જેવો છે, ને સુષુપ્તિમા અત્યંત નષ્ટ/નિર્બીજ નથી. પણ સુષુપ્તિસમયે. કારણદેહને, તે દેહના સસ્કાર છે. તેનો પુનરુદ્ભવ થવાથી પાછો વ્યવહાર બની આવેછે, ને સ્થૂલાનુગત સુખ દુઃખ સંભવેછે. જો સર્વદા સુષુપ્તિજ રહે સર્વદા સંસ્કારનો એટલે વાસનાનો તિરોભાવજ રહે, તો કેવલ જ્ઞાનમય—આનંદમય, સુખમય, દુઃખાભાવમય—સ્થિતિ ચાલ્યાજ કરે. એજ બ્રહ્મભાવ. જાગ્રતમા પણ સુષુપ્તિજ થાય જાગતા ઉંઘાય, તોજ આવું બની શકે*. આનુ નામ તુર્યાવસ્થા. તુર્યાવસ્થામા કારણ, સૂક્ષ્મ, સ્થૂલ, સર્વનો અભાવ છે—વ્યાવહારિક જગત્ જ નથી, પારમાર્થિક એકરસ જ્ઞાનમાત્રજ—બ્રહ્મ છે, મનોવાગગોચર છે, અવર્ણ્ય છે!! જેમ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, ને તુર્યા, એ ચાર પિણ્ડગત છે; તેમ સૃષ્ટિ, અવાતરપ્રલય, મહાપ્રલય, ને સદ્રૂપતા, એ ચાર બ્રહ્માણ્ડગત છે. એજ રીતે કારણ, સૂક્ષ્મ, સ્થૂલ, ને સર્વના ઐક્યરૂપ બ્રહ્મ, એ ચાર દેહ પણ, જેમ પિણ્ડમાત્રને છે, તેમ બ્રહ્માણ્ડને છે. ત્યારે હવે સૃષ્ટિકાર્ય કેમ ચાલે છે એ જાણવું કઠિન નથી, કેમકે આપણને આપણા પિણ્ડમાજ આખી સૃષ્ટિનો અનુભવ છે, તેજ અનુભવને વિસ્તારી લેવાની જરૂર છે. જેમ આપણે પિણ્ડથી બ્રહ્માંડ ઉપર ગયા, તેમ બ્રહ્માણ્ડથી પિણ્ડ ઉપર આવીએ"

*જુઓ ગીતા અધ્યાય ૩. આગળ એ વાતનો વિસ્તાર કરીશુ.

એટલે વિવેક થઈ રહેશે.

સુષુપ્તિથી જાગ્રતમા આવતાં આપણને કોણ જગાડે છે? કોઇ નહિ. આપણે આપણી મેળેજ જાગીએ છીએ, આપણો સ્વભાવજ એવો છે. ત્યારે બ્રહ્માણ્ડને પણ મહાપ્રલય પછીની ગાઢ સુષુપ્તિમાથી કોણ સૃષ્ટિરૂપે જાગ્રત કરે છે? એનો સ્વભાવજ જાગ્રત થવાનો છે. ત્યારે સૃષ્ટિકર્તા ઈશ્વરની કલ્પના ક્યા ગઈ? ઈશ્વરકલ્પના તે કલ્પનાજ ઠરી. લોકોમા અર્થાત્ પ્રાણીમાત્રમા જેમ સ્વતઃજ લીલા કરવાનો પ્રવર્તવાનો સ્વભાવ છે તેમજ અનાદિ સત્ સ્વતઃ પ્રવર્તે છે*. ઉપનિષદો એજ કહે છે. પૂર્વે બધું એક સતરૂપ હતું, તે સતે હું એક છું તે બહુ થાઉં એમ ધારી જોયું, ને સૃષ્ટિકાર્ય સંભવવા લાગ્યું. ધારીને ઇચ્છા કરીને જોયું, એમ કહેવાથી અમુક ઈશ્વરને ઇચ્છા થઇ ને તેણે જોયું એવો અર્થ નથી, અર્થ એટલોજ છે કે 'ઇચ્છા કરી જોયું' એવો ચેતનધર્મ કેવલ જડને હોઈ ન શકે, માટે તે જે મૂલ સત્ તે કેવલ જડ ન હતું, પણ જડ ચેતનના અનન્યત્વરૂપ—બ્રહ્મરૂપ હતું § સૃષ્ટિકાર્ય, અવ્યાકૃત એટલે નામરૂપે રહિત, એક રસમય સતમાંથી થવા લાગ્યું, કોઇએ કર્યું એમ નહિ, પણ સ્વતઃજ થવા લાગ્યું. એ ઉપર છાન્દોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતરાદિમા, ઉર્ણનાભિ એટલે કરોળીઆનું ઉદાહરણ છે, તેથી એવોજ અર્થ થવો જોઇએ. જેમ ઉર્ણનાભિ જે જડચેતનાત્મક છે તે પોતાની મેળેજ પોતામાથી જાળ પેદા કરે છે, ને પોતેજ નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ થાય છે, તેમ મૂલ જે જડચેતનના અનન્યત્વરૂપ સત્ તે પોતેજ સૃષ્ટિમાત્રનું

*लोकवत्तुलीलाकैवल्यम् એ સૂત્રનો અર્થ આમ સંગત થાય છે.

§ જુઓ બ્રહ્મસૂત્ર ईक्षतेर्नाशब्दम् અને શારીરભાષ્ય.

અભિન્નનિમિત્તોપાદન કારણ છે. સ્વતંજ પ્રવર્તે છે. ચેતન અંશ વિવર્ત પામે છે, ને જડઅંશ પરિણામ પામેછે. જેમ કારણદેહાભિમાની શુદ્ધચૈતન્ય, સૂક્ષ્મ સ્થૂલદેહાભિમાની જીવ કહેવાયછે, તેમ મૂલ ચિત્ચેતન, જ્ઞાન—સ્થિતિપરત્વે નામ માત્ર પામે છે. વિવર્તે છે, ને જેમ કારણરૂપ અદૃસ્યદેહ, સ્થૂલરૂપ જડદેહે સ્પષ્ટ જણાય છે; તેમ મૂલ જડઅંશ-પ્રકૃતિ-જુદા જુદા વિકાર પામેછે, પરિણમે છે. ત્યારે સ્વતઃપ્રવૃત્તિ જે કહી તે પરિણામી પ્રકૃતિનેજ છે. ચિતને નહિ, તે તો અવિકૃતજ છે સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણાત્મક પ્રકૃતિ છે, ને તેમાનો રજોંશ તે તેને પ્રવર્તાવનાર છે મૂલ સતરૂપ બ્રહ્મ તેજ પ્રકૃત રૂપ પણ ગણાય, એટલે તેમા જે રજોશને લીધે સૃષ્ટિસભવ તેને ઉપનિષદો વાયૂ એમ કહેછે. બ્રહ્મમા વાયૂ-શબ્દ-થવાથી સૃષ્ટિ, ને વાયૂ અથવા શબ્દ સહિત સૃષ્ટિકેન્દ્રસુખ જે બ્રહ્મ તેજ શબ્દબ્રહ્મ. આવી સંકલના મીસર ધર્મમા તથા યાહુદી ધર્મમા છે, ને શબ્દ બ્રહ્મને તેઓ લોગોસ કહેછે. ઝંદ અવસ્તામા તેને બહમન કહે છે. તાત્પર્ય એટલુંજ છે કે બ્રહ્મનો ચિદશ તો અવિકૃતજ છે. પણ પ્રકૃતિઅંશ રજોગુણે કરીને સ્વત.જ સ્ફુરણ પામી પરિણામે છે. વાયથી કે રજોગુણથી પ્રવૃત્ત થયેલી પ્રકૃતિ સત્ત્વપ્રધાના અને તમ પ્રધાના એમ બે રૂપે પરિણમેછે. સત્ત્વપ્રધાનામા પણ રજોશને લઇ શુદ્ધાશુદ્ધભેદ પડેછે, એટલે શુદ્ધસત્ત્વપ્રધાના ને અશુદ્ધસત્ત્વપ્રધાના એવા બે પ્રકાર થાય છે. શુદ્ધસત્ત્વપ્રધાનામા જે ચિદંશ ભાસેછે તેને ઇશ્વર એવું પારિભાષિક નામ આપેલું છે. પારિભાષિક એટલામાટે, કે તે, હાથપગને આભેરાગો વૈકુંઠવાસી ઇશ્વર નથી, પણ અમુક પ્રકૃતિમા ચિદશે ભાસતું સૃષ્ટિકાર્યનું એક બિંદુ છે; એ સ્થલથી બીજી બધી પ્રવૃત્તિ

ચાયછે, માટે પુરાણવાળા એનેજ હાથપગ આરોપીને ઇશ્વર ઠરાવી બેઠા છે. શબ્દબ્રહ્માત્મક લેગોસપૂજક યાહુદીઓના અનુયાયી ક્રિસ્ચીઅનો પણ ક્રાઇસ્ટ જેની યાહુદી ધર્મના કેબાલાનામક પુસ્તકમાના લેગોસ સાથે એકતા સમજાય છે, તેને હાથપગવાળા ઇશ્વરરૂપે કલ્પેલા લેગોસનો પુત્ર ઠરાવી બેઠા છે. પારિભાષિક ઇશ્વરસહિત શુદ્ધસત્ત્વાપ્રકૃતિ તે આપા એ નામથી વ્યવહરાય છે. અશુદ્ધસત્ત્વામા ચિતનું જે પ્રતિબિંબ તેને પ્રાજ્ઞ કહેછે; ને તે સહિતની પ્રકૃતિ તેને અવિદ્યા કહેછે. જે સત્ત્વપ્રધાનપ્રકૃતિના એ અંશ તે વિશેષ પરિણામ પામી શકતા નથી, ને નજ પામે કેમકે તેમા રજોશનું બલ નથી; પણ જે તમઃપ્રધાનપ્રકૃતિ છે તેમા રજોશ ઘણો હોય એટલે, તે બહુ પરિણમેછે. પ્રાજ્ઞસહિત જે પ્રકૃતિ તે અવિદ્યા, અર્થાત વિદ્યા—જ્ઞાન—નહિ; પ્રાજ્ઞને પે તાનું ચિદ્રૂપત્વ ન સમજવા દેનાર, અજ્ઞાન. આ પ્રાજ્ઞસહિત જે અવિદ્યા તેજ વિક્ષેપાવરણશક્તિ સહવર્તમાન છે, ને કારણદેહ કહેવાયછે. કારણદેહ, આપણે જોયુંછે, કે અજ્ઞાન તિરસ્કૃત જ્ઞાનમય સુખદુઃખાભાવરૂપ, છે, તેથી તેને આનંદમય કોશ એમ કહેછે. કારણદેહ, તેનો આનંદમય કોશ, અને પ્રાજ્ઞ તેમા અભિમાની. કારણદેહસ્થપ્રાજ્ઞ એજ અતે જીવ થશે; એનેજ ભોક્તા કહીએ. કેમકે એનેજ માટે જાણે પ્રકૃતિના બીજા અશો પરિણમેછે, વિસ્તરેછે, ઇશ્વર, તમઃપ્રધાનપ્રકૃતિને, લિંગ સ્થૂલાદિરૂપે વિસ્તારી, પ્રાજ્ઞને તેમા જોડી, જીવત્વ પેદા કરે છે, ને એમ, ભોગ—સુખદુઃખાદિ ઉદ્ભવેવેછે. એ પ્રાજ્ઞમાટેજ સૃષ્ટિ તેથી તે ભોક્તા. માયાસહિત ઇશ્વર અને અવિદ્યાસહિત પ્રાજ્ઞ, તે, બ્રહ્માંડ અને પિણ્ડના, કર્તા ભોક્તારૂપ કારણદેહ છે. આમ છે એટલે જે તમઃપ્રધાનપ્રકૃતિ છે તેમા ઇશ્વર-

સ્થાનથી પ્રેરણા થાયછે, ને તેમાંથી પ્રથમ તો શબ્દ—વાચ—રજોંશ ગુણસહિત આકાશ થાયછે, આકાશમાંથી શબ્દને લીધે વિકૃતિ થતાં શબ્દ તથા સ્પર્શ ઉભયાત્મક વાયુ પેદા થાયછે, તે વાયુમાંના શબ્દની વિકૃતિથી, શબ્દ સ્પર્શને રૂપગુણવાળું તૈજસ પ્રકટે છે. તૈજસમાં શબ્દને લઈ વિકૃતિ થતાં, શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ, ગુણસહિત જલ ઉદ્દભવેછે, ને જલમાંના શબ્દની વિકૃતિથી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ યુક્ત પૃથ્વી સ્થિર થાયછે. વાયુ પાંચ પ્રકારે વર્તેછે, કે કોઇ દશ પ્રકારે પણ ધારેછે. પિણ્ડમાત્રમાં વાયુ પાચ કર્મ કરતો જણાય છે, જીવનવ્યાપાર, ઉત્સર્ગકર્મ, પાચનક્રિયા, ઉર્ધ્વગતિ, અને ગતિસામાન્ય—ને હૃદય, ગુદા, નાભિ, કંઠ, તથા સર્વાંગમાં રહી, પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, એ નામ પામેછે. વસ્તુતઃ વાયુ એકજ છે, પ્રાણમયજ છે, પણ આવી પાંચ સંજ્ઞા તેને કર્માનુસાર ઠરાવી છે. ત્યારે પૃથ્વીપર્યંત પંચતત્ત્વ થતાંજ, વાયુ—પંચપ્રાણાત્મક—થયેલો હોય છે, એટલે બ્રહ્માંડનો પ્રાણ ઉદ્દભવે છે. એનું નામ પ્રાણમયકોશ. જે પાચ તત્ત્વ કહ્યાં તેમાં તમોંશ પ્રધાન છે, પણ કાંઇક સત્ત્વાંશ તથા રજોંશ પણ રહેલા છે, એટલે સત્ત્વાંશને લેઇ પાંચ જ્ઞાનેન્દ્રિય,—શ્રોત્ર, ત્વગ્, અક્ષિ, રસના, ઘ્રાણ, જે આકાશ, વાયુ, તૈજસ્, જલ, અને પૃથ્વી તત્ત્વની બનેલી છે—તે જન્મે છે; અને રજોંશને લેઈ એજ પાંચતત્ત્વપ્રાધાન પાંચ કર્મેન્દ્રિય—વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ—જન્મ લે છે, પાંચ જ્ઞાનેન્દ્રિય તે અંતઃકરણ—જ્ઞાન પામવાનું આંતર ઈન્દ્રિય, સાધન. અંતકરણનો ધર્મ દ્વિધા છેઃ મન, બુદ્ધિ. મન બે પ્રકારે વર્તે છે. સામાન્યતઃ વસ્તુ નિરીક્ષણ, આ કાંઇક એવું જાણવાપણું, એ મન; પણ તે કાંઇકને અમુક વ્યક્તિરૂપ ધારવું, ઇ-

દ્ધિનું તે પદાર્થરૂપ થવું, એ ચિત્ત, ને તે ચિત્તરૂપવૃત્તિ તેનો હું જ્ઞાતા, હું ભોક્તા, હું કર્તા, એમ થવું તે અહંકાર. જાણવાપણું, અને તે પછી મારૂં ને હું એ બધું મન. એવા જ્ઞાનનો વિવેક કરી આ ખોટું આ ખરૂં એમ નિશ્ચય કરનાર તે બુદ્ધિ. જેમ પ્રાણધર્મ તે પ્રાણમયકોશ, એમ મનો ધર્મ જેમાં પ્રધાન તે મનોમયકોશ, અને બુદ્ધિધર્મ જેમાં પ્રધાન તે વિજ્ઞાનમયકોશ. આપણે પિંડપરત્વે જોયું છે કે સ્વપ્નાવસ્થામાં પ્રાણધર્મ હોય છે, મનોધર્મ પણ હોયછે, બુદ્ધિરૂપ જ્ઞાનધર્મ પણ હોયછે, તથા જવા આવવા રૂપ કર્મેન્દ્રિયના ધર્મ પણ હોયછે, ત્યારે સ્વપ્નાભિમાની સૂક્ષ્મદેહ તે એ બધાનોજ હોવો જોઇએ. આમ બ્રહ્માંડનો સૂક્ષ્મદેહ સત્તર તત્ત્વનો બનેછે, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અને મન તથા બુદ્ધિ. કારણદેહ તે આનંદમયકોશ, તેમ જ્ઞાનકર્મેન્દ્રિયરૂપ સૂક્ષ્મદેહ તે પ્રાણ–મનો–તથા વિજ્ઞાન–મયકોશ. સૂક્ષ્મદેહને લિંગદેહ એવું નામપણ અપાયછે. બ્રહ્માણ્ડના કારણદેહસહિત ઇશ્વર, તે સૂક્ષ્મદેહગત હિરણ્યગર્ભ, ઇશ્વરજ હિરણ્યગર્ભપ્રાણ વિજ્ઞાનાદિ રૂપે સ્ફુરિત સુવર્ણરૂપ. મૂલ ઈશ્વર, અંતર્યામીએટલેસર્વને અંદરથી યમન–પ્રેરણા કરનાર કહેછે, તેમ હિરણ્યગર્ભને સૂત્રાત્મા એટલે સર્વમાં સૂત્રરૂપે રહેલો, વિશ્વમાત્રને માલાના મણિકાની પેઠે સૂત્રરૂપે ધારણ કરનાર, એમ કહે છે. મૂલ અવિદ્યામાં રહેલો જે પ્રાજ્ઞ, જે વ્યક્તિનો કારણદેહ તથા આનંદમયકોશ, તે લિંગદેહમાં તૈજસ એ સંજ્ઞા પામેછે. આમ કારણદેહ તથા લિંગદેહ—બ્રહ્માણ્ડના તેમ પિણ્ડના ઘડાયછે. હવે સ્થૂલ દેહ થવાનો છે. મૂલનાં જે આકાશ આદિ પંચતત્ત્વ કે મહાભૂત, તે ઇશ્વરસ્થાનથી ગતિમાન્ થાયછે, ને તેમ શ્રમાંજ જાયછે; છેવટ પ્રત્યેકના બે બે વિભાગ થઈ જાયછે; પ્રતિભ્ર્

ર્ધના પાછા બે વિભાગ થાય છે, ને તે અર્ધાર્ધના પુનઃ બે થાયછે. આમ પ્રતિતત્ત્વ પંચધા વિભક્ત થાયછે. પ્રતિતત્ત્વના અર્ધના ચાર ભાગ, પોતા સિવાયના તત્ત્વના અર્ધભાગ સાથે મિશ્રણ પામેછે, ને એમ પચીશ મિશ્ર તત્ત્વ પેદા થાય છે. આનુ નામ પંચીકરણ. એ પંચિકૃતભૂતમાથી સ્થૂલદેહ પેદા થાયછે. લિંગદેહાભિમાની હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા તે સ્થૂલદેહાભિમાની વિશ્વાનર અથવા વિરાટ, પિણ્ડનો સ્થૂલદેહ તે જીવ. એક એક વસ્તુ તે જીવ, જે હાલે તેજ જીવ એમ નહિ, વસ્તુમાત્ર, વ્યકિત વ્યક્તિરૂપે જણાય તે સર્વ, પથ્થર, વૃક્ષ, કીટ, પતગ, સર્વ—જીવ. એન નામ વ્યષ્ટિ. એ બધી વ્યષ્ટિનો સમુદાય, વ્યકિતમાત્રનો સરવાળો, તે વિરાટ; એનું નામ સમષ્ટિ. વ્યષ્ટિસમષ્ટિનું વિશેષ સ્પષ્ટીકરણ સમજવા ઉદાહરણ કહીએ. ઝાંઝા વૃક્ષનો સમૂહ તે વન—સમષ્ટિ, વૃક્ષ વૃક્ષ એક એક તે વ્યષ્ટિ. એમ પિણ્ડ પિણ્ડ એક એક જીવ તે વ્યષ્ટિ, સર્વરૂપ સમગ્ર બ્રહ્માડ તે સમષ્ટિ ત્રણે દેહ પરત્વે વ્યષ્ટિસમષ્ટિની યોજના સમજવી. જેમ કારણદેહ આનંદમય છે, લિગદેહ પ્રાણ મન અને બુદ્ધિમય છે, તેમં સ્થૂલદેહ અન્નમય છે. સ્થૂલ દેહનો સંભવજ પોષણથી, અન્નથી છે અન્ન ઉપર તેનો આધાર છે, માટે તે અન્નમયકોશ. આ પ્રમાણે આપણે બ્રહ્માણ્ડ તથા પિણ્ડના ત્રણ દેહ અને પાચ કોશની વ્યવસ્થા સમજ્યા, અને જેમ પિણ્ડે તે બ્રહ્માડે જોઇ ગયા હતા, તેમ બ્રહ્માણ્ડે તેજ પિણ્ડે એ પણ જોઈ ગયા વસ્તુમાત્ર એટલે જીવમાત્ર ત્રણદેહ ને પચકોશાત્મક છે, પણ તેમા ન્યૂનાધિક અંશ તિરોભૂત હોય છે; છતા સર્વે વસ્તુ કાલક્રમે તે સર્વે દેહનો આવિર્ભાવ પામ્યાવિના રહેતી નથી—એનું નામ ૮ પુનર્જન્માદિ વ્યવસ્થા.

જડ ચેતન એ ભેદ મિથ્યા છે, જે આપણને પાષાણાદિ જડ જણાય છે, તેમા પણ ત્રણ દેહને પચકોશ નથી એમ નથી, લિગનો તથા મન અને વિજ્ઞાનનો તિરોભાવ માત્ર છે. કોઇ કાળે એ સ્થિતિ બદલાઈ એજ પદાર્થ લિગદેહના આવિર્ભાવવાળો પણ થશે થવોજ જોઇએ કશુ એકની એક સ્થિતિમા રહેવુંજ નથી, બધુ ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યાજ જાય છે, માટે સ્થિતિ સ્થિતિનો જે ફેરફાર તેજ મરણ એક કણનો પણ નાશ તો થઇ શકતોજ નથી, માત્ર અવ સ્થાતર થાય છે, તો એકથી બીજી અવસ્થાએ જવું તે મરણ મરણથી સ્થૂલદેહનો ધ્વસ-ભગ-થય છે, પણ લિગદેહનો ધ્વસ થતો નથી, તો કારણનો તો થાયજ ક્યાથી ? મરણ છે તે સુષુપ્તિ જેવુ છે. સુષુપ્તિમા કારણદેહ છે, ને સ્થૂલ કેવલ નથી, તથા લિગ કાઇક છે નથી (પ્રાણ, જ્ઞાન ઇત્યાદિ છે માટે,. એમજ મરણમા સ્થૂલનો ભગ છે, તે દેહ નથીજ, કારણ તો સર્વથા છેજ, ને લિગ છે નથી અર્થાત્ લિગદેહ મરણથી ભગતો નથી તે તો બીજી અવસ્થામા જાય છે ને અનુકૂલ સ્થૂલમા ફરી આવિર્ભાવ પામે છે * આમ ઉત્તરોત્તર વ્યક્તિમાત્ર, જીવમાત્ર, પદાર્થમાત્ર, સ્થિતિ બદલ્યા જાય છે, મરતુ નથી કોઈ કહેશે કે માણસનું પથ્થર થઇ જવું બને કેમ ? માણસ સુધી વૃદ્ધિ પામેલો કારણદેહ ફરી પાષાણમા પડી જાય એ થાયજ નહિ બહુમા બહુ તો બીજુ માણસજ થાય જરા વિચાર કરવાની જરૂર છે વધવું ને પાછા પડવું એ આપણી દૃષ્ટિએ તુલનાત્મક શબ્દ છે પરમાર્થે વૃદ્ધિએ નથી ને હાનિએ નથી, સર્વથા વૃદ્ધિજ છે. કેમકે જેને જે સ્થિતિ યોગ્ય છે તે સ્થિતિમા તે જાયછે

---

* જુઓ પ્રાણવિનિમય

ને ત્યા રહી બીજી - સ્થિતિ માટે મથેછે. પાચપચાસ જીવમાના કેટલાક એક સ્થિતિએ પહોચે, કેટલાક ત્યા ન પહોચતા રહી જાય, કેટલાક વખતે હોય ત્યા પણ રહી ન શકે ને તેથી પાછા હઠી જ્યા રહી શકે ત્યા જાય, આમ થવાથી આ ત્રણે અવસ્થા આપણને વૃદ્ધિ હાનિરૂપે સમજાય, પણ વસ્તુતઃ સર્વે પોતપોતાને યોગ્યસ્થલે પુનરુદ્યમ માટે નિયત થઈ ગયા, વૃદ્ધિજ થઇ, બીજું કાંઇ થયું નહિ. ત્યારે સર્વાંશે પુનર્જન્મ થવો જ જોઇએ ને થાયછે, એમાં અસંભવ કે શંકા કાઇ છે જ નહિ. ઘણા એક એવી શંકા લાવે છે કે પુનર્જન્મ હોય એ તો વાસ્તવિક છે, પણ અમુક વ્યક્તિ જ પુનઃ જન્મી એમ કેમ મનાય? જો આપણને આપણા ગયા જન્મનું સ્મરણ હોત તો આ વાત માની શકાત, પણ તેમ છે નહિ, ત્યારે લિંગદેહના એક સ્થિતિથી બીજી સ્થિતિમા જવારૂપ પુનર્જન્મને કેમ મનાય? આપણને સ્મૃતિ નથી એ ખરી વાત છે, પણ તે નથી એમાજ લાભ છે. સ્મૃતિ ન હોવાથી જ આપણે શુભ કર્મમા પ્રવૃત્ત થઇ પુરુષાર્થ કરી વધારે ઉત્તમ ગતિને યોગ્ય થવા મથીએ છીએ. એ સ્મૃતિ ન જ હોવી જોઇએ ને નથી. શા માટે ન હોવી જોઇએ એ શંકા કરવી તે અતિપ્રશ્ન છે, અર્થાત્ એવી શંકાજ સંભવે નહિ, ને સંભવે તો મનુષ્ય જ્ઞાનમાત્ર ઉધું વળવા બેસે. શા માટે આમ નથી એવી શંકા જો વાસ્તવિક ગણીએ તો આપણને કાઇ જ્ઞાન જ થાય નહિ. શા માટે માણસે મરવું જોઇએ, શા માટે માણસને બે હાથ છે ને આઠ નથી, શા માટે સૂર્ય પૂર્વમા ઉગે છે, એવા અનેક પ્રશ્નો બને. પણ તે બધા નકામા છે. છે તેની સ્થિતિ યથાર્થ છે, તે એમજ હોવી જોઇએ, એટલું સમજાય તો બસ છે. ત્યારે સ્મૃતિ

ન હોતી એ પણ ન જ હોતી જોઇએ એ વાસ્તવિક છે એમ સમજાય છે એ બહુ છે. એથી કરીને પુનર્જન્મને બાધ આવી શકતો નથી. વળી છેક સ્મૃતિ નથી જ એમ પણ નથી. યોગાભ્યાસથી પરમજ્ઞાનનું સામર્થ્ય થાય છે ત્યારે સ્મૃતિ સ્ફુરે છે. આપણામા જનાવરો કરતા કેટલીક ઇન્દ્રિય વિશેષ બલવાન્ છે, તો ક્રમે ફરી આપણાથી આગળ જતા, દેવત્વ પામતા, સ્મૃતિ પણ સ્ફુરવાનો સંભવ છે. મરણ પછી આમ બનવાનો સભવ છે, છતા તે પૂર્વે પણ અમુક પ્રાણી કે માણસોમા આપણે અમુક એકાદ ઇન્દ્રિય બહુ ઉગ્ર દેખીએ છીએ; શ્વાનમા ઘ્રાણેન્દ્રિય, કીડીમા સ્પર્શેન્દ્રિય કોઈ મનુષ્યોમા ભવિષ્ય સભવાદિ જાણવાની પણ ઇન્દ્રિય, ઇત્યાદિ. ત્યારે અમુક કેળવણીથી, કે અમુક સ્થિતિએ, સ્મૃતિ પણ એવી હોઈ શકે કે તેમા પૂર્વજન્મોનું સ્મરણ થાયજ. હાલમા તેમ નથી એથી બાધ આવતો નથી જન્મનાના ધક્કાથી આપણુ જ્ઞાન બહેર મારી જાય છે, ને સ્થૂલના અતરાયને લીધે પૂર્વસ્મૃતિ ઉદય પામતી નથી, પણ તે અંતરાય ન હોય તો તે સ્મૃતિ તુરત સભવે. સ્મૃતિ નથી એજ ત્યારે વાસ્તવિક છે, છતા તેટલાથી જ પુનર્જન્મ ન હોય એમ સિદ્ધ થતું નથી.

ત્રણ દેહ, ને તદભિમાની, એકપાસા ઇશ્વર—અતર્યામી, હિરણ્યગર્ભ—સૂત્રાત્મા, વૈશ્વાનર—વિરાટ; ને બીજી પાસા પ્રાજ્ઞ, તૈજસ, જીવ, એ વ્યવસ્થામા, દેહ છે ને પ્રકૃતિના પરિણામ છે, ને ઇશ્વરથી જીવપર્યંત નામ છે તે ચિતના વિવર્ત છે. વસ્તુત એ વિવર્ત ચિદ્‌રૂપજ છે, ને પ્રકૃતિ તથા ચિત્ મૂતે જુદા કેજ નહિ, અનન્ય છે. એટલે બધુ બ્રહ્મ છે. પણ અનાદિ અધ્યાનથી કરીને ચિતના ને

વિવર્ત તે પ્રકૃતિના પરિણામોમા અભિમાન ધરે છે, ને એમ બંધાતા ચાલી સ્વરૂપને ન જાણી દુઃખી થાય છે. ચિત્, તથા ઇશ્વરથી જીવાન્ત વિવર્ત, તે બેની એકતા બતાવવા બિમ્બ પ્રતિબિંબવાદવાળા કહે છે કે એ બધાં ચિત્ના પ્રતિબિંબ માત્ર છે, તે ચિત્રૂપ બિમ્બથી જુદા નથી—જુદા જુદા રંગ સહિત જલમા પડેલા સૂર્યપ્રતિબિંબની પેઠે. એ ઉપર બીજું ઉદાહરણ પણ આપે છે. આકાશતત્ત્વ સર્વવ્યાપી છે, એટલે તે મહાકાશ; વૃષ્ટિ કરનાર અભ્રમા પણ તે આકાશ છેજ એટલે તે અભ્રાકાશ, વૃષ્ટિરૂપ જે જલ એ અભ્રથી પડે છે તેમા પણ તે છેજ એટલે તે જલાકાશ, અને તે જલ જે ઘટમા ઝીલીએ તે ઘટમા પણ તે રહેલુ જ છે એટલે તે ઘટાકાશ, એકજ આકાશ જુદે જુદે રૂપે પ્રતિબિંબિત છે, તેમ એકજ ચિત જુદા જુદા નામ, ઉપાધિવશાત્, લે છે. મહાકાશ તે ચિત્, અભ્રાકાશ તે ઇશ્વર, જલાકાશ તે જીવ, અને ઘટાકાશ તે કૂટસ્થ, કૂટસ્થ એટલે કૂટની પેઠે, સ્થિત, કૂટ એવુ લોહારની એરણનુ નામ છે, એ એરણ ઉપર જેના ઘણા ઘણા ઘાટ થયા જાય છે, પણ પોતે તેની તેજ છે, તેમ કૂટસ્થ પણ દેહ દેહાંતર પ્રાપ્ત કરી ઘણા ઘાટમા સહાયભૂત રહે છે પણ સદા અવિકૃતજ ચાલ્યો જાય છે. જેને આપણે પ્રથમે પ્રાજ્ઞ કહી આવ્યા છીએ તેજ કૂટસ્થ. કૂટસ્થજ જીવભાવને પામે છે, પ્રાજ્ઞજ સ્થૂલાભિમાની જીવ બને છે. લિંગદેહ સહિત જે પ્રાજ્ઞ કે કૂટસ્થ તે જીવ. અંતઃકરણમા ચિદાભાસ તે જીવ. જીવ એટલે લિંગદેહ બદલાયા કરે પણ કૂટસ્થ બદલાતો નથી જ્યારે કૂટસ્થનો પણ લય થાય ત્યારે બ્રહ્મજ્ઞાન—મોક્ષ કૂટસ્થ અને જીવ એકજ છે, છતા કૂટસ્થને જાણતો નથી, જેમ જલાકાશ ને ઘટાકાશ એકજ છે

જલાકાશને ઘટાકાશનો ભેદ સમજાતો નથી. આમ બિંબપ્રતિબિંબ-વાદી સમજાવે છે. અવચ્છેદવાદી પણ ઇશ્વરથી જીવાન્ત વિવર્તો નો ચિદ્રૂપ બતાવવા એમ કહે છે કે પ્રકૃતિના અવચ્છેદથી ચિતમા ભેદ જણાય છે, વાસ્તવિક ભેદ છેજ નહિ. ઉદાહરણ આપે છે કે એક સ્વચ્છ ધોઇ નાખેલુ શુભ્રપટ તે ચિત્, પછી તેને ખેળ લગાડીને ઘટ્ટિત કરેલું તે અંતર્યામી, તેને મષ્યાદિ લગાડી રંગવા માટે લાંછિત કરેલું તે સૂત્રાત્મા, અને તે ઉપર અનેક ચિત્ર પાડેલા તે વિરાટ. એકજ પટ અવસ્થાભેદે ચાર નામ પામેછે, તેમ એકજ ચિત્ પરિ-ચ્છેદે કરી ચતુર્ધા સમજાય છે. વિવર્તવાદવાળા રજ્જુસર્પાદિ ઉદાહ-રણથી, દૃષ્ટિસૃષ્ટિવાળા શુક્તિજ્ઞાનથી, અને સૃષ્ટિદૃષ્ટિવાળા મનઃકલ્પ-નાથી, એની એજ વાત સમજાવે છે આમ જે તે રીતે ચિત્ તથા તેના વિવર્તની એકતા સિદ્ધ થાયછે, ને બધુ બ્રહ્મમય થઇ રહે છે. વસ્તુતઃ અજાતિવાદ પ્રમાણે કોઇ કોઇનું કારણ કાર્ય છેજ નહિ, વસ્તુગતિજ છે તેવી છે, બ્રહ્મ અવર્ણ્ય છે.

અવર્ણ્ય બ્રહ્મરૂપ વસ્તુગતિમા જીવો પોતાનો માર્ગ કેવી રીતે કરતા હશે ? બધું નિરંતર અવસ્થાંતર પામ્યાજ જાયછે, તેમા જીવ સ્વતઃ કાંઈ કરી શકે ? થનાર તે થયાજ જાય, એમા જીવથી કશુ બનવાનો અવકાશજ કયા છે ? શાસ્ત્રાદિ એમ કહેછે કે કર્મ કરો, ને ધર્મ કરો, તેમા કરનાપણું કોને છે ? શામાટે કરે ? થનાર હશે તો થશેજ. આની સંગતિ આપણા મનમા તરતજ ઉઠે છે. શા નિયમથી જીવોની અવસ્થા નિયમાયછે એ જાણવુ આવશ્યક છે. જીવને સ્વતઃ કાંઈ કર્તવ્ય છે કે નહિ એ પ્રશ્નનું ઉત્તર તો સ્પષ્ટજ છે, કે જીવ એ ભાવજ મિથ્યા છે, જીવપણુંજ છે નહિ; છતા જીવપણું સમજાય તો

છે, ત્યારે તે સમજને યથાર્થ કરવી, જીવભાવથી છૂટવું, એટલું જીવને પોતાનેજ કરવાનુ છે. આ વાત હવણાજ સ્પષ્ટ થશે કારણવિના કાર્ય થતું નથી, ને જ્યા કાર્ય છે ત્યા કારણ હોવુજ જોઇએ, આ મહાવ્યાપ્તિરૂપ નિયમ સર્વતંત્ર સિદ્ધાન્ત છે. એજ નિયમે બધુ પ્રવર્તેછે, જીવો અવસ્થાતર પામેછે, જન્મેછે, મરેછે, સુખી થાયછે, દુખી થાય છે, બધુ એજ નિયમે બનેછે. એનુંજ નામ કર્મ. મીમાંસાવાળા કર્મને ક્રિયા એ રૂપે માનેછે, ને વેદવિહિત આચાર તે કર્મ એમ જણાવેછે, પણ તે અર્થ કર્મ શબ્દનો અત્રે નથી. કર્મ એટલે કાર્યકારણરૂપ નિયમોની સગતિ, ને તે નિયમમા જે એક એક કામ તે પણ કર્મકૃત્ય. કર્મરૂપ નિયમમા કેવલ સ્થૂલવ્યવહારજ સમાય એમ ન જાણવુ. ખાન, પાન, આચાર, વિચાર, બધુ કર્મમાજ સમાયછે. જેવું જેનુ કર્મ તેવી તેની ગતિ જેના કારણો જે પેદા કરે તેવા કાર્ય તે ભોગવે. કર્મ છે તે અનાદિ છે, કેમકે કાર્ય કારણરૂપ મહાનિયમનો પણ કારણરૂપ નિયમ કયા હોય ? કારણનું કારણ કારણજ, બીજુ હોયજ નહિ, એમ અનવસ્થા થવા જાયછે માટે કર્મ અનાદિ છે જ્ઞાન તે જ્ઞાનજ, તેમ કર્મ તે કર્મજ. જ્ઞાનનું કારણ જ્ઞાન, તેમ કર્મનું કારણ કર્મ—ઉભયે અનાદિ. કર્મ ત્રણ પ્રકારના છે સચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ જે અનાદિ કર્મસમૂહ તે સચિત, તેમાંથી જેટલો વિભાગ ફ્લ આપવાને તત્પર થયો છે ને અમુક જીવને તે જીવરૂપે કોઈ ક્ષણે સ્થાપી રહ્યો છે એ પ્રારબ્ધ, એનો જીવના મરણની સાથે જ ક્ષય થાય છે. જીવ પોતે પ્રારબ્ધને આધીન થઇ જે કાઇ કરે છે તે ક્રિયમાણ અને એ ક્રિયમાણ જેટલું પ્રારબ્ધ ભોગે જ ભોગવી જવાય તેટલુ ભોગવાય, અને બાકીનું સચિતમાં ૧

પુનઃ પ્રારબ્ધ રૂપે નવા જન્મ માટે તૈયાર થાય. આમ ત્રણે પ્રકારનાં કર્મની વ્યવસ્થાનું ચક્ર છે. એમાંથી કોઇ મુક્ત નથી, જડ પાષાણરૂપ પદાર્થો પણ ક્રિયમાણ કરેછે, અમુક સ્થિતિમાં પડી તે સ્થિતિ વેઠેછે- સર્વેને પ્રકૃતિજ, સ્વભાવજ, નિરંતર કર્મમાં પરોવેછે, એક ક્ષણ પણ કર્મ વિનાની કોઇને જતી નથી. આ વ્યવસ્થા તો ઠીક છે, પણ તેમાં જીવને સ્વતઃ કશું કરી શકવાનો અવકાશ ક્યાં આવ્યો? સંચિતથી પ્રારબ્ધ, પ્રારબ્ધથી ક્રિયમાણ, ને ક્રિયમાણથી વળી સંચિત, એમનું એમ ચાલ્યાંજ જાયછે, તેમાં જીવને પુરુષાર્થ કરવાનું ક્યાં સમાયું?

જીવનું કર્તવ્ય ક્રિયમાણ એ વિભાગમાં સમાયું, કેમકે જીવનું કાંઈ કર્તવ્ય છે, એમ સ્પષ્ટ બતાવવાજ ક્રિયમાણ એવો વિભાગ પાડયો છે, નહિ તો સંચિત અને પ્રારબ્ધ બેથીજ વ્યવસ્થા થઇ શકત- ક્રિયમાણ એટલે કરાતું-થતું-ત્યારે તેનો કર્તા કોઈ હોવો જોઇએ, તેજ જીવ. ક્રિયમાણ એક પ્રકારનું પ્રારબ્ધજ છે, પણ તેમાં જીવનો પણ થોડો ભાગ છે, માટે તેને ક્રિયમાણ કહીએ છીએ. પ્રારબ્ધ શબ્દનો યથાર્થ અર્થ ન સમજવાથી જીવનો વિભાગ ઉડાવી દેવાની ગરબડ પેદા થાયછે. વેદાંતશાસ્ત્રનું જે પ્રારબ્ધ છે, તે ઇસ્લામધર્મનું કીસ્મત નથી, ને સંપ્રદાયધર્મનો પ્રસાદ પણ નથી. કીસ્મત એનું નામ કે ઇશ્વરે સર્વ જીવનું ભવિષ્ય અમુક પ્રકારે ગોઠવીજ મૂકયું છે ને તેમ થાયછે, પ્રસાદ એનું નામ કે ઈશ્વરે અમુક ભક્તોને પોતાની કૃપારૂપ પ્રસાદ અર્પી મુક્તિ માટે નિયત કર્યા છે, ને બીજાને મુક્તિ- માટે નિયત નથી કર્યા. કીસ્મત કે પ્રસાદ બન્નેમાં નિયત કરનાર ઇશ્વર માનવો પડેછે, એજ જણાવે છે કે તે ઉભયથી પ્રારબ્ધ જુદું છે. વેદાંતમાં કર્તારૂપ ઈશ્વર છેજ નહિ, ત્યારે અમુક નિયમ પડી

રાખનાર પણ નથીજ, ને તેવો ઘડેલો નિયમ પણ નથીજ. પ્રારબ્ધ છે તે સ્વતઃજ પ્રવર્તે છે, પણ તેમાં કશો ફેરફારજ ન થઈ શકે એવું નથી, કેમકે ફેરફાર ન થાય તેવી રીતે તેને આગળથીજ નિયમી દેનાર કોઈ છે નહિ. કીસ્મત અને પ્રસાદ માનનારા સ્વચ્છંદાચારે જના બાધ ગણે નહિ કેમકે ઇશ્વરે તેમજ નિયમ્યું છે, માટે યોગ્યજ છે. પ્રારબ્ધવાળા સ્વચ્છંદાચારમા બાધ માને કેમકે યદ્યપિ પ્રારબ્ધવશાત્ કાર્ય થાયછે તથાપિ જીવને તે પ્રારબ્ધમાં ન પડવું હોય તો ન પડાય એટલો અવકાશ છે. પ્રારબ્ધને આધીન જે ક્રિયમાણ તેમાં જીવને પુરુષાર્થ કરવાનો અવકાશ ન હોય તો જન્મ વ્યવસ્થાપણ નિરર્થક થઇ જાય. જીવ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી સારી અવસ્થાએ પહોએ એ માટે તેને પુનઃપુનઃ જન્મ છે એમ આપણે બતાવી ગયા છીએ, એજ વસ્તુગતિ છે, ને એથીજ આ લોકને કર્મલોક-કર્મથી કરીને ઉચ્ચતર સ્થિતિ માટે યોગ્ય થવાનું સ્થલ-એમ કહે છે. મરણ સમયે જે જ્યાથી અટક્યું હોયછે, ત્યાથીજ પુનર્જન્મ પામ્યા પછી આરંભે છે*, ને પાછું કર્મ કરી સ્વપરાક્રમથી આગળ વધેછે, એમ ન હોય તો જન્મતાંજ અમુક માણસ સારી સ્થિતિમાં, અમુક નઠારી સ્થિતિમા; એકજ માબાપથી પેદા થયેલાં, એકજ રીતે જન્મેલાં પોષાયલા, બાલકમા એક મહા સુશીલ બુદ્ધિમાન્, એક પાકો ચોર, ને એક કેવલ શઠ; સરખો પ્રયાસ કર્યા છતાં એકને વધારે લાભ, બીજાને ઓછો, ને ત્રીજાને કેવલ હાનિજ; આ બધાનું શું કારણ? પોતપોતાના ઉપાર્જિત કર્માનુસાર વ્યવસ્થા એજ એનું ઉત્તર છે, ને એ ઉત્તરમાંજ લાઘવ છે, માટે એજ સત્ય છે. પુનર્જન્મ ન માનીએ

* ભગવદ્ગીતા અધ્યાય ૬.

તો આગળ બતાવી ગયા છીએ † તેમ કૃતનાશ અકૃતાભ્યાગમ રૂપ અવ્યવસ્થા થાય ને કાર્ય કારણનો મહાનિયમ ભાગે-કર્મવ્યવસ્થા ખોટી પડે. સિદ્ધજ છે કે પુનર્જન્મ છે, તથા તેમા પણ વ્યક્તિ વ્યક્તિના કર્માનુસાર વ્યક્તિને ઉપભોગ છે, તો વ્યક્તિને પોતાને પણ તેમા કાઇ કર્તવ્યતા હોવી જોઇએ, નહિ તો એ બધી જન્માદિ સિદ્ધ વ્યવસ્થા નિષ્ફલ નિષ્પ્રયોજન એટલે કે તુચ્છ છે. કર્મજન્માદિ વ્યવસ્થામા લાઘવ છતા, પુરુષાર્થ ન માનવાથી તુચ્છત્વ આવ્યું, માટે તે સત્ય ન હોય એમ થવા જાય, ને એ વાત સ્વીકારતા તો કારણવિના કાર્ય એવું માનવું પડે, ત્યારે જીવ, પુરુષ, અથવા વ્યક્તિને પણ અવકાશ આપી તુચ્છત્વ અટકાવવું જોઇએ, ને લાઘવરૂપે જે સત્ય છે, તેને અતુચ્છત્વ રૂપે પણ સત્યજ જાણવું જોઇએ. ત્યારે પુરુષાર્થનો અવકાશ સ્પષ્ટજ છે. પ્રારબ્ધથી કરીને જીવના વ્યવહારની સ્થિતિની વ્યવસ્થા બનેછે, ક્રિયમાણ પણ એ પ્રારબ્ધને અધીન છે, છતા જીવ પોતે ક્રિયમાણદ્વારા પોતાની સ્થિતિ ફેરવવા મથી શકેછે. કદાચિત્ જય પામે છે, કદાચિત્ નથી પામતો, ત્યારે એટલુંજ સમજાય છે કે પ્રારબ્ધ ક્રિયમાણ કરતા બલવત્તર છે. અપરોક્ષાનુભૂતિમા શંકરભગવાન્ સ્પષ્ટ લખેછે કે પુરુષને અવકાશ ન આપવારૂપ પ્રારબ્ધ માનવું એ તો અજ્ઞાનીઓને માટે છે. ત્યારે જીવ જયવાન્ થાય ત્યા સ્વપરાક્રમ માનોછો, ને જયવાન્ ન થાય ત્યા પ્રારબ્ધ માનોછો એ કેવી વાત? એમ નથી. જીવ સર્વદા સુખ માટે ઇચ્છેછે, પોતાને સુખ થાય એમજ પ્રવર્તે છે, ત્યારે તે સુખ એ શું? દુઃખ ક્યાથી આવ્યું? આ બે પ્રશ્નોનું ઉત્તર થાય તો તરત સમજાય કે જીવ

† વૈશેષિક દર્શન.

કેટલું પોતાને હાથ રાખી શકે; અર્થાત જય કે પરાજય ઉભયનું સ્વરૂપ સમજાય તો જીવનો ને પ્રારબ્ધનો વિભાગ સમજાઈ જાય. જેટલું અનુકૂલ તેટલું સુખ, એને જય કહો, આનંદ કહો, ફલ કહો, પુણ્ય કહો, જે કહેવું હોય તે કહો; એમજ પ્રતિકૂલ તે દુઃખ, પછી તેને પણ ગમે તે નામ આપો. ત્યારે વિશ્વવ્યવસ્થામા સુખ ને દુઃખ એ બે આવ્યાં ક્યાથી? સુખ શું ને દુઃખ શું? આપણે આગળ સ્પષ્ટ બતાવી ગયા છીએ કે વૃદ્ધિ હાનિ એ આપણી અપેક્ષાએ છે, પણ વસ્તુ ગતિથી વૃદ્ધિએ નથી ને હાનિએ નથી, બધી વૃદ્ધિ જ છે; એમ આપણી અપેક્ષાથી સુખદુઃખ છે બાકી વસ્તુગતિથી તો દુઃખ છેજ નહિ, સુખજ છે. અદ્વૈતમા દ્વૈત છેજ નહિ જેથી જીવપણું તેથીજ સુખદુઃખપણું બાકી વસ્તુગતિમા જીવે નથી, સુખદુઃખે નથી. આ વાત વધારે સ્પષ્ટ કરીએ. જે વસ્તુગતિ છે તે કદાપિ અન્યથા થઇ શકતી નથી. પ્રતિબન્ધરહિત અગ્નિના સ્વભાવજ વસ્તુગતા દાહ કરવાનો છે, તો તે અન્યથા કરવા કોઈ સમર્થ નથી. જે વસ્તુગતિ છે તે સર્વદા સિદ્ધ છે. જે વસ્તુગતિ નથી તે સર્વદા સિદ્ધ નથી. જે સર્વદા સિદ્ધ નથી, તે વસ્તુગતિજ નથી. એકજ વસ્તુ જેમકે દ્રવ્ય, એકને સુખ કરેછે, બીજાને દુઃખ કરેછે, ને ત્રીજાને કાંઈ કરતી નથી, ત્યારે તે સર્વદા સિદ્ધ સુખ કે દુઃખરૂપ નથી; કેમકે તેમ હોત તો અગ્નિની પેઠે સર્વથા દાહકજ નીવડત, સર્વદા ત્રણેને એકરૂપજ જણાત. સુખદુઃખ એ સર્વદા સિદ્ધ નથી, ત્યારે તે વસ્તુગતિ પણ નથીજ. વસ્તુગત્યા સુખદુઃખ છેજ નહિ, વસ્તુગત્યા એક વાર્તુજ છે, સુખજ છે, આનંદજ છે. દુઃખરૂપે સમજાવું એ માત્ર મિથ્યાપણું છે, જીવનો ધર્મછે, ને જે અધ્યાસથી જીવ બન્યો, તે

તે અધ્યાસનું કાર્ય છે. જેમ અધ્યાસે કરીને જીવભાવ મિથ્યા બન્યો છે, તેમ અધ્યાસે કરી સુખદુઃખાદિ ભાવ પણ મિથ્યા બનેછે. વસ્તુગતિમા જીવે નથી ને સુખદુઃખે નથી. સર્વથા આનદજ છે એમ કહીએ તો ચાલે. ત્યારે હવે પ્રારબ્ધને પુરુષાર્થની વ્યવસ્થા થઇ રહી. અમુક જીવને વસ્તુગત્યા જે સ્થાન મળનાર હોય તે મળે એ તો ચોખું પ્રારબ્ધજ, પણ તેમા સુખદુ ખ આરોપાય એ મિથ્યા જીવપણુ, સ્વકૃતજ, પોતેજ માનેલું. એ અજ્ઞાન ટળે, ને વસ્તુગતિમા સુખદુ ખ છેજ નહિ એવો વિવેક ઉદય પામે એટલો ક્રિયમાણનો અવકાશ. કોઇ કહેશે કે અધ્યાસ અનાદિ છે, ને અનાદિ અધ્યાસથી જીવ તથા બધી સુખદુ ખાદિ પરિચ્છેદભાવના જન્મી છે, ત્યારે અનાદિ તે નાશવાન્ કેમ હોય? શાસ્ત્રની પરિભાષામા એમ કહેછે કે અધ્યાસ અનાદિસાન્ત છે. એજ વાત સમજાવીએ. જે વાતનો જ્ઞાનથી કરીને નાશ થાય તે મિથ્યા, જેના જ્ઞાનથી નાશ ન થાય તે સત્ય—વસ્તુગતિ અગ્નિનું દાહકત્વ કોઇ પ્રકારના જ્ઞાનથી મિથ્યા થનાર નથી, મારા દ્રવ્યનુ મને સુખ આપનાપણુ વા નાશી જતા દુ ખ આપનાપણું એ યથાર્થ વિવેકે કરી જ્ઞાન પામતા મિથ્યા થાય એમ છે, કેમકે સુખદુ.ખ એ દ્રવ્યગત વસ્તુગતિ નથી સિદ્ધાન્ત કે અધ્યાસ, જ્ઞાનથી કરીને નિવારણ થઇ શકે છે માટે મિથ્યા છે, વસ્તુગતિ નથી—અનાદિ ભલે હો, પણ સાન્ત છે. આ પ્રમાણે સુખદુ ખાદિ વ્યવસ્થા સમજતા કેવલ વિવેક કરવાપરત્વે જીવના કર્તવ્યનો અવકાશ સમજાશે, ક્રિયમાણ સ્પષ્ટ થશે, બાકી બીજી બધી વાતે જીવ પ્રારબ્ધને આધીનજ છે. બીજી રીતે કહીયે તો, જીવ જે ચિદ્રૂપ છે તેને પ્રારબ્ધ હોયજ નહિ, તે તેનુ ચિદ્રૂપત્વ

પામે એમા પ્રારબ્ધ છેજ નહિ. પ્રારબ્ધનું પણ પ્રારબ્ધ, પ્રમાણનું પણ પ્રમાણ, ને કારણનું પણ કારણ જે ચિત્, તેને પ્રારબ્ધ ક્યાં હોય! જીવને જ્ઞાનપરત્વે પ્રારબ્ધ નથી, પણ મુક્તચિદ્રૂપ જીવભાવમાં રોકનાર જે પ્રકૃતિવિકાર, તે પરત્વે તો પ્રારબ્ધની સાકળી સજ્જડ છે. જો પ્રારબ્ધને માનીને જીવ જ્ઞાન પામવા ન મથે, તો જીવભાવ અન્ત્રોજ રહે, પુષ્ટ થતો ચાલે, ને મોક્ષજ ન થાય; જો ક્રિયમાણમાં પ્રવૃત્તિ કરે—જ્ઞાન પામે—તો મોક્ષ થાય. કીસ્મત અને પ્રસાદ માનનારા પુરષાર્થ કરતાજ નથી, ઇશ્વરના નિયત કરેલા વિભાગ ઉપર રોરવાઇ પોતે સ્વચ્છંદી, પરાધીન, ને ગુરુ બતાવે તે કુવામાં ઉતરનાર, થાય છે; તથા કદાપિ જ્ઞાનરૂપ મોક્ષ પામતા નથી.

મોક્ષ શું ? વસ્તુગતિ યથાર્થ સમજવી તે મોક્ષ. અધ્યાસ, જે મિથ્યા છે, તે બંધરૂપ છે, એ બંધનો ભંગ તે મોક્ષ. વસ્તુગતિજ મોક્ષરૂપ છે, તેમા જે બંધ મમનાયછે એટલું ખોટું છે. મોક્ષ એવું કાઇ નવું પામવાનું નથી, કે પેદા કરવાનું નથી. મોક્ષ એ તો સ્વતઃસિદ્ધ વસ્તુગતિજ છે. તે નથી સમજાતી એટલું મોક્ષ ન હોવાપણું છે. એજ વાત કંઠમણિન્યાયથી વેદાંતીઓ સમજાવે છે. કંઠે મણિનો હાર છે, પણ તે ભુલી જવાયોછે, જાણવામા નથી, તેથી તેને શોધવાનું મન થાયછે, ને નથી એમ માની દુઃખી થવાય છે. ગળામા છે એવું જ્ઞાન થતા જે માનેલું દુઃખ હતું તે ટળી જાયછે. એમ વસ્તુગતિરૂપ મોક્ષ તે સ્વતઃસિદ્ધ સર્વદા સર્વનો થયેલોજ છે, પણ અજ્ઞાનને લીધે તે સમજાતું નથી, ને દુઃખ મનાયછે, એટલે મોક્ષ પામવાને માટે ફાંફા મરાયછે. જ્ઞાન થવાથી મોક્ષ સમજાય છે, થતો નથી, માટે જ્ઞાનજ એજ કર્તવ્ય છે. જ્ઞાન થાય એટલુંજ, કર્મ, શાસ્ત્ર, સર્વનું કર્તવ્ય

तत्त्वमसि એને મહાવાક્ય કહેછે, એ સામવેદના છાન્દોગ્યોપનિષદ્માંનું મહાવાક્ય છે. એમ બીજા ત્રણ વેદનાં પણ ત્રણ મહાવાક્ય છે. प्रज्ञानं ब्रह्म એ ઋગ્વેદનું, अहंब्रह्मास्मि એ યજુર્વેદનું, અને अयमात्मा ब्रह्म એ અથર્વણનું, મહાવાક્ય છે. પ્રત્યેક માહાવાક્યમાં ત્રણ ત્રણ પદ છે તેમાં तत् અને ब्रह्म એ પદ બ્રહ્મવાચક છે, ને त्वम् प्रज्ञानम् अहम् अयम् એ બધાં જીવ અર્થાત્ બ્રહ્માતિરિક્ત પદાર્થ, જે આધ્યાસિક છે, તેનાં વાચક છે. ત્રીજું પદ એ બેની એકતા કરવાને અસ્તિત્વવાચક अस् ધાતુનું છે. જે જીવાર્થક પદ એ વાક્યમાં કર્તારૂપ છે તે ઉદ્દેશપદ કહેવાય, ને જે બ્રહ્માર્થક પદ એજ વાક્યમાં અસ્ ધાતુના રૂપ સાથે છે તે વિધેયપદ કહેવાય. જીવને ઉદ્દેશીને બ્રહ્મનું વિધાન છે. જ્યારે એકને ઉદ્દેશીને બીજાનું વિધાન કરાય ત્યારે તે બેની કોઇ રીતની પણ એકતા હોવી જોઇયે; જેમ જનાવર ચારપગાં છે એમાં જનાવર અને ચારપગાં એ બેના એકત્તાજ છે. ત્યારે ત્વમાદિપદવાચ્ય જીવ અને તદાદિપદવાચ્ય બ્રહ્મ તેની પણ तत् त्वम् असि એમાં એકતા થવા આવી. એ કેમ સંભવે ? તું (શ્વેતકેતુ–અર્થાત્ જીવ) તેજ તે (બ્રહ્મ.) અસર્વજ્ઞ એવો જીવ તે, સર્વજ્ઞ, સર્વરૂપ, બ્રહ્મ કેમ હોય? આમ થવાથી એ વેદવાક્યનો અર્થ બંધ બેસે નહિ, ત્યારે શું એ વાક્ય ખોટું ? ખોટું તો હોયજ નહિ. વેદવાક્ય છે. ત્યારે, તત્ ને ત્વનો મુખ્યાર્થ લઇને તો અર્થ થતો નથી; ને અર્થ નથી થતો તેથી જ મુખ્યાર્થ રહેવા દઇને લક્ષ્યાર્થ તપાસીએ. વેદાંતમતમાં શબ્દશક્તિ વ્યક્તિવાચક નથી, કે જાતિવિશિષ્ટવ્યક્તિવાચક પણ નથી, કેવલ જાતિવાચક છે–કેમકે બ્રહ્મરૂપ પરમજાતિનાજ, શબ્દમાત્ર વિવર્ત છે; તો વ્યક્તિ

છે, બાકી વાસ્તવિક તો ગુરુ શિષ્ય શાસ્ત્ર સર્વે નકામાંજ છે. બહુ શબ્દોમાં ગુંચવાવું એ વાચોવિગ્લાપન છે એમ બૃહદારણ્યકમાં કહ્યું છે.

સર્વમય બ્રહ્મજ્ઞાન થાય, જીવભાવે જે પરિચ્છેદ વા અધ્યાસ છે તેનો ભંગ થઇ એકાકારતા સમજાય, એજ મોક્ષ. એક બ્રહ્મનાજ જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાયછે. કેમકે બ્રહ્મ એટલે જ્ઞાન, તેથી અતિરિક્ત કશું છેજ નહિ, બધું તેના વિવર્તરૂપ છે, એટલે તે એક સમજાય તો સર્વ સમજાય. જ્યારે શ્વેતકેતુ, બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી ગુરુપાસેથી વિદ્યા પામી, સમાવર્તન કરી, ઘેર આવ્યો, ત્યારે તેને પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનથી બહુ ઉન્મત થયેલો જોઇ, તેના પિતાએ પૂછ્યું "તું એવી વિદ્યા ભણી આવ્યો છે કે જેમાં એક વાતજ જાણવાથી સર્વ વાત જણાય, ન દીઠેલું દેખાય, ન સાંભળેલું સંભળાય?" શ્વેતકેતુને પોતાના અભિમાનની શરમ આવી, અને બહુ નમ્ર ભાવે પોતાના પિતાપાસે એ જ્ઞાનને માટે પ્રણિપત કરવા લાગ્યો. એને બોધ આપતાં ઉદ્દાલકે કહ્યું કે "જેમ એક મૃત્પિંડ જાણ્યાથી કે સુવર્ણપિણ્ડ જાણ્યાથી સર્વ મૃણ્મય વિકાર કે સુવર્ણમય વિકાર, જે વાચારંભણ એટલે નામરૂપ માત્ર છે, તે સમજાઇ જાયછે, તેમ એ વસ્તુ પણ છે.......... એ મૂલ એકજ અદ્વિતીય સત્ હતું......તેજ, હે શ્વેતકેતો! તું છે—**तत्त्वमसि.**" એ સત્ તેજ પોતે, એ વાત શ્વેતકેતુથી સ્પષ્ટ સમજાતી નથી માટે પુનઃપુનઃ પૂછેછે, ને તે ઉપર ઉદ્દાલક ઘણાં ઘણાં ઉદાહરણ આપે છે: સમુદ્રમાંથી થયેલું લવણ સમુદ્રમાં મૂકતાં સમુદ્રરૂપ થઇ જાય છે, વડનાં ઝીણાં બીજમાં જેમ વડ છે ને વડમાં બીજ છે, એમ સતરૂપે બ્રહ્મમાં વ્યક્તિ છે ને વ્યક્તિમાં બ્રહ્મ છે, સર્વે બ્રહ્મમય છે—**तत्त्वमसि**—

तत्त्वमसि એને મહાવાક્ય કહેછે, એ સામવેદના છાન્દોગ્યોપનિષદ્‌માનું મહાવાક્ય છે. એમ બીજા ત્રણ વેદના પણ ત્રણ મહાવાક્ય છે. प्रज्ञानं ब्रह्म એ ઋગ્વેદનુ, अहंब्रह्मास्मि એ યજુર્વેદનુ, અને अयमात्मा ब्रह्म એ અથર્વણનુ, મહાવાક્ય છે. પ્રત્યેક માહાવાક્યમા ત્રણ ત્રણ પદ છે તેમા तत् અને ब्रह्म એ પદ બ્રહ્મવાચક છે, ને त्वम् प्रज्ञानम् अहम् अयम् એ બધા જીવ અર્થાત્ બ્રહ્માતિરિક્ત પદાર્થ, જે આધ્યાસિક છે, તેના વાચક છે. ત્રીજુ પદ એ બેની એકતા કરવાને અસ્તિત્વનાયક अस् ધાતુનું છે. જે જીવાર્થક પદ એ વાક્યમા કર્તારૂપ છે તે ઉદ્દેશ્યપદ કહેવાય, ને જે બ્રહ્માર્થક પદ એજ વાક્યમા अस् ધાતુના રૂપ સાથે છે તે વિધેયપદ કહેવાય. જીવને ઉદ્દેશીને બ્રહ્મનું વિધાન છે. જ્યારે એકને ઉદ્દેશીને બીજાનું વિધાન કરાય ત્યારે તે બેની કોઇ દૃરીતની પણ એકતા હોવી જોઇયે, જેમ જનાવર ચારપગા છે એમા જનાવર અને ચારપગા એ બેના એકત્તાજ છે. ત્યારે ત્વમાદિપદવાચ્ય જીવ અને તદાદિપદવાચ્ય બ્રહ્મ તેની પણ तत् त्वम् असि એમા એકતા થવા આવી. એ કેમ સભવે ? તું (શ્વેતકેતુ–અર્થાત્ જીવ) તેજ તે (બ્રહ્મ) અસર્વજ્ઞ એવો જીવ તે, સર્વજ્ઞ, સર્વરૂપ, બ્રહ્મ કેમ હોય? આમ થવાથી એ વેદવાક્યનો અર્થ બધ બેઠો નહિ, ત્યારે શુ એ વાક્ય ખોટુ ? ખોટું તો હોયજ નહિ વેદવાક્ય છે. ત્યારે, तत् ને त्वनो મુખ્યાર્થ લઇને તો અર્થ થતો નથી, ને અર્થ નથી થતો તેથી જ મુખ્યાર્થ રહેવા દઇને લક્ષ્યાર્થ તપાસીએ. વેદાતમતમા શબ્દશક્તિ વ્યક્તિવાચક નથી, કે જાતિવિશિષ્ટવ્યક્તિવાચક પણ નથી, કેવલ જાતિવાચક છે–કેમકે બ્રહ્મરૂપ પરમજાતિનાજ, શબ્દમાત્ર વિવર્ત છે; તો વ્યક્તિ

છેજ નહિ, પણ અર્થનિર્વાહ માટે, સગતિ થવા માટે, વ્યવહાર માટે, વ્યક્તિ માનીએ છીએ, ને જાતિવાચક શબ્દો વ્યક્તિને પણ આકર્ષે છે એમ કહીએ છીએ એ વાત આગળ સમજાવી ગયા છીએ ત્યારે તત્ ને ત્વ એ જાતિવાચકત્વપક્ષે તો સહજમા એકજ છે, એટલે વાક્યાર્થ થઇ રહ્યો જે મૃત્પિડ તથા સુવર્ણપિડના ઉદાહરણ કહ્યાછે તે ઉપરથી પણ બ્રહ્મ એજ એક જાતિ–અભિન્નનિમિત્તોપાદાન—અને નામમાત્ર વાચારભણ—વિવર્ત—એમ સગતિ લઇ, તત્ તે ત્વની એકતા થઈજ રહી પણ જાતિવિશિષ્ટવ્યક્તિશક્તિ માનનારા નૈયાયિકાદિ એ વાક્યાર્થ માને નહિ તેમને પ્રતીતિ કરાવવા મુખ્યાર્થને તજી લક્ષ્યાર્થ તપાસવો જોઇએ મૂલઅર્થ બધ ન બેસવાથી, રૂઢિને લીધે કે કોઇ પ્રયોજન સારૂ, શબ્દોનો મુખ્યાર્થ તજીને, બીજો અર્થ તત્સબદ્ધ લેવો પડે, એ લક્ષણાનુ લક્ષણ છે. જ્યા પ્રયોજન કે રૂઢિ ન હોય ત્યા લક્ષણા લેવાયજ નહિ રૂઢિ એટલે લોકસિદ્ધવ્યવહાર, જેમકે કુશલ એનો મૂલ અર્થ તો કુશ વીણનાર એવો છે પણ ચતુર એમ અર્થ પ્રસિદ્ધ છે, તે મુખ્યાર્થથી જુદો પણ તે સાથે સબધ રાખનાર રૂઢાર્થ છે પ્રયોજનને લીધે પણ મુખ્યાર્થ તજી લક્ષણા થાય, જેમ ગગા ઉપર ઘર તેમા ઘરની શીતલતા કહેવાનુ પ્રયોજન છે, માટે તટ ઉપર એમ ન બોલતા ગગા ઉપર એમ બોલી, ગગાપદનો અર્થ લક્ષણાથી તટ એવો કરી લીધો. આવી લક્ષણા બે પ્રકારે થાય છે એક કેવલ સાદશ્ય સબધથી, ને બીજી તદતિરિક્ત સબધથી સાદશ્યસબધવાળી લક્ષણા ગૌણી કહેવાય છે, ને તે વિનાના સબધવાળી શુદ્ધા કહેવાયછે જગનાથ અગ્નિ છે એમા અગ્નિ શબ્દનો, અગ્નિસદશ એટલે તીખો એવો અર્થ લેવો

પડ્યો એ ગૌણી લક્ષણાથી લેવાયો; ગંગા ઉપર ઘર છે એમા ગંગા શબ્દનો અર્થ તટ લેવો પડ્યો એ શુદ્ધ લક્ષણાથી લેવાયો. શુદ્ધ લક્ષણાના બે ભેદ છે. જહલ્લક્ષણા અજહલ્લક્ષણા. ગંગા ઉપર ઘર એ જહલ્લક્ષણા કેમકે ગંગા શબ્દ પોતાનો મુખ્યાર્થ જલપ્રવાહ તે તજીને (જહત્) તટ એ અર્થ લેછે. પાયસે કામઠી ચઢી, એમા કામઠી શબ્દ કામઠી અર્થ રાખીને કામઠી ઝાલનાર પુરુષને પણ સાથે લેઇ અર્થ બતાવે છે, એ અજહત્ (પોતાનો અર્થ ન તજનાર) લક્ષણા. तत्त्वमसि એમાના પદનો મુખ્યાર્થ તો સર્વજ્ઞ તત્ ને અસર્વજ્ઞ ત્વમ્ એવો છે, ને તે બેની એકરૂપતા ન જ બને, માટે મુખ્યાર્થ બંધ ન બેસવાથી, બીજો અર્થ લેવા માટે લાક્ષણિક અર્થ તપાસવાનો છે. મુખ્યાર્થ બાધ થયો, પણ તત્ ને ત્વં ને એકરૂપે માનવાનો અર્થ કરવાની રૂઢિ તો છેજ નહિ, ત્યારે લક્ષણા કરવાનું પ્રયોજન બતાવવું જોઇએ. અહીઆ પરમ પ્રયોજન એજ છે કે તે બેની એકતા સમજવાથી મોક્ષરૂપ પરમાનંદ ફલે. આન લક્ષણા-પ્રયોગ સપ્રયોજન ઠર્યો એટલે વાસ્તવિક છે ત્યારે પ્રથમ ગૌણી-લક્ષણાથી અર્થ કરી જોઇએ. તત્ ત્વમ્ એમા, તુ તેના જેવો એ અર્થ નહિ ઘટે, કેમકે સર્વજ્ઞ ને અસર્વજ્ઞ એ કેવલ વિરુદ્ધ અંશનુ, તેજ અને તિમિરનું, સાદૃશ્ય ઘટે જ નહિ. ત્યારે શુદ્ધાથી તપાસીએ. જહલ્લક્ષણાપણુ નહિ થાય તુ તે, એમા તે એ શાનો ત્યાગ કરે, ત્યાગ કરે તો તેપણુંજ તજાઇ જાય, ને શૂન્ય રહે. અજહલ્લક્ષણા પણ થનાર નથી; કેમકે કામઠી જેમ પુરુષનું અનુકર્ષણ કરે છે, તેમ તત્ એ પદ ત્વમનું અનુકર્ષણ કરે, બ્રહ્મરૂપ પરમરૂપમા આધારભૂત કઇ છેજ નહિ ત્યારે કેમ કરવું ? એક ત્રીજી શુદ્ધા લક્ષણા માનવી. જહદજહત્ એટલે મુખ્યાર્થમાથી કાઇક તજે ,ન

તજે. એનુંજ નામ ભાગત્યાગલક્ષણા પણ કેમકે મુખ્યાર્થના કાઇક ભાગનો ત્યાગ ને કાઇકનો નહિ. જેમકે "આજ તે જગન્નાથ" એમા પૂર્વે જોયેલો તે જગન્નાથ આ પ્રત્યક્ષ જોઉંછુ તેજ એવો અર્થ છે. એ વાક્યમા પૂર્વે જોયલો તે જગન્નાથ, વર્તમાનમા જોવાય છે તે જગન્નાથ નથી: પણ બે રૂપે છતા જગન્નાથ તો એકજ છે, માત્ર પૂર્વે જોયલો ને વર્તમાનમા જોવાતો એ બે અંશ તે જગન્નાથની વાસ્તવિક એકતામા બાધ કરે છે, માટે તેને તજવાથી તે એકતા છે એવી સિદ્ધ થાય છે—આ ભાગત્યાગલક્ષણા, તું તે છે—એ વાક્યમા તું એ પદનો મુખ્યાર્થ અસર્વજ્ઞત્વાદિયુક્ત નાનાત્વસહિત ચિત્ એટલો છે, ને તે એ પદનો મુખ્યાર્થ સર્વજ્ઞત્વાદિયુક્ત નાનાત્વરહિત ચિત્ એટલો છે. ત્યારે ચિત્રૂપે ઉભય એક છે, ને તે એકતા અસર્વજ્ઞત્વાદિયુક્ત નાનાત્વસહિત, તેમ સર્વજ્ઞત્વાદિયુક્ત નાનાત્વરહિત, એ બન્ને ભાગનો ત્યાગ કરવાથી થઇ ગઇ છે. આમ બ્રહ્મમય એકતા **तत्त्वमसि** એ મહાવાક્યમા પ્રતિપાદન કરેલી છે. એવી રીતિએ બીજા ત્રણ મહાવાક્ય પણ સમજવા.

ત્યારે મહાવાક્યપ્રતિપાદિત બ્રહ્મૈક્યજ્ઞાન તેજ મોક્ષ. એક પિણ્ડ—બ્રહ્મ—જાણ્યાથી, સર્વ જણાય, સર્વ સભળાય, એજ શ્રોત્રનું શ્રોત્ર, ચક્ષુનુ ચક્ષુ, મનનું મન, ને જ્ઞાનનું જ્ઞાન છે. એને જાતિ નથી, એ નપુસકલિંગે તેથીજ વ્યવહરાય છે. એકત્વજ્ઞાન એ મોક્ષ,પરિચ્છેદ કે અધ્યાસ તે બધ, દુઃખ. કંઠમણિન્યાયે કરી બધ ટળવો, જ્ઞાનની પ્રતીતિ થવી તેજ મોક્ષ. મોક્ષ સ્વત. સિદ્ધ વસ્તુગતિ છે, એટલે તે જ્ઞાનમય છે, જ્ઞાનસાધ્ય નથી. અજ્ઞાન છે તે વસ્તુગતિ નથી, જ્ઞાનસાધ્ય છે; બધરૂપ છે, તે તે છે માટે મોક્ષ થયલો છતા સમજાતો નથી! જ્ઞાન

એજ મોક્ષ, કે અજ્ઞાનભંગ એજ મોક્ષ ગમે તેમ કહો. જ્ઞાન પણ, અમુક આમ છે એવું થાય તે મોક્ષરૂપ નથી, ખરૂં જ્ઞાન તે કહેવાય જ નહિ. જ્ઞાન થતાજ તે જ્ઞાનાનુસાર ભાન થાય ને આચાર વિચાર બધું સિદ્ધ થઈ જાય, જ્ઞાન પામનાર તે જ્ઞાનરૂપજ બની જાય, ત્યારે તે જ્ઞાન ખરૂં જ્ઞાન. જેમ ભમરી કીડાને બચકું ભરે છે તેવુંજ કીડાને ભમરીનું ભાન થઇ જાય છે, ને તેજ ભાનમાં પડયો પડયો પરિણામે ભમરી થઇને ઉડે છે, તેમ જ્ઞાનનો ચટકો લાગતાંજ તેનું ધ્યાન થઈ જાય, ને છેવટ જ્ઞાનરૂપેજ ઉડી પડાય, તે સિદ્ધ જ્ઞાન. અમુક છે એમ જાણવું તે પરોક્ષજ્ઞાન, ને કીટભ્રમરન્યાયે તે જે છે તે રૂપેજ થઇ જવું એ અપરોક્ષજ્ઞાન. અપરોક્ષજ્ઞાન તે મોક્ષ. કીટભ્રમરવદપરોક્ષ તેજ સમાધિ કે તૂર્યાવસ્થા. એનુંજ નામ સુષુપ્તિમા જાગ્રત. જે અજ્ઞાનરૂપ મહાનિદ્રામા પ્રાણીમાત્ર સૂતેલાં છતા પોતાને જાગતા માને છે તેમાં તો જ્ઞાનીઓ ઉંઘતાજ છે, પણ જે જ્ઞાનરૂપ જાગ્રતમાં પ્રાણીમાત્ર જાગતા છતા ઉંઘેલા ફરે છે તેમાં જ્ઞાનીઓ જાગતાજ છેઃ નિદ્રામા જાગ્રત પામેલા છેઃ ઉંઘતા જાગે છે. જ્ઞાનનાં પણ પગથીયાં છે. સાત જુદા જુદા ક્રમે જ્ઞાન માનેલું છે; તે પ્રત્યેક ને ભૂમિકા કહે છે. પ્રથમ ભૂમિકાને શુભેચ્છા કહે છે. જ્ઞાનને માટે મોક્ષને માટે ઇચ્છા થવી તે, એનેજ સાધનચતુષ્ટયી કહે છેઃ ચાર સાધનનો સમુદાય. એ ચાર સાધન તે વિરાગ, વિવેક, શમાદિસંપત્તિ, મુમુક્ષુતા. વિરાગ એટલે સંસાર મૂકીને ઘરબાળી નાસી જવું એમ નહિ. સંસારનાં નામ રૂપાત્મક પદાર્થની નિઃસારતા જાણી, અનુભવી, તેમાં બંધાવું નહિ, તેમને વશ થવું નહિ, પણ તેમને છેક ઇંદ્રસ્વર્ગાદિપર્યંતને પણ, તુચ્છ જાણવાં, એવી જે મનની ઉગ્ર સમાનતા, તે

વિરાગ. એટલે વ્યક્તિઉપર બંધાઈ રહેલી જે વૃત્તિ તે રાગ,તે તુટીને સર્વમય વૃત્તિ થઇ જવી, કાઇપણ ઇચ્છવાનું ન રહેવું એ વિરાગ. બધુ વિશ્વ હુંરૂપ-આત્મવત્-થઈ જવું, તે વિરાગ. બધા મારા ભાઈ છે એવી સમાનતા જાણવી તે પ્રેમનું લક્ષણ નથી, કે કોઇને ભજવું ને તેનેજ દેખવું એ પણ પ્રેમનું લક્ષણ નથી, પ્રેમ તો આત્મવત્ સર્વ, કેવલ અસંત અભેદ એજ છે. વિરાગ તેજ પરપ્રેમ. કર્મ કરવાના મૂકી દઇને ભગવા કરી રખડતા ફરવું એ વિરાગ નહિ. વિરાગી તેજ રાગી છે, અપ્રેમી તેજ મહાપ્રેમી છે, ત્યાગી તે અત્યાગી છે. કારણ કે પરિચ્છેદ ભાગવો એજ વિરાગનું રહસ્ય છે. પરિચ્છેદથી રાગદ્વેષ થાય છે, ને કામના જન્મે છે, તેથી અપરિચ્છેદ પામવો, સર્વમયતા ગ્રહણ કરવી, કામના તજવી એજ વિરાગ.બાકી એક ક્ષણપણ કામવિના તો કોણ રહે છે? કર્મમા તો બધા પ્રવૃત્ત થાયજ છે, ત્યાગી, સંસારી સર્વ. પણ તે કર્મમા કામના બાંધી બધાય નહિ તે વિરાગી. વિરાગી તેજ ત્યારે ખરો રાગીઃ નહિ ભગવા કરનાર, એમ કર્યાથી કામના તજવારૂપી વિરાગમા સહાય મળે ખરી, પણ તેજ વિરાગનું રૂપ ન સમજવું. પોતાના પ્રાપ્ત કર્તવ્ય યથાર્થ કરવાજ, અને તેમા કામના તજીને મંડયા રહેવું, એટલુજ વિરાગનું તત્ત્વ છે. આલસ્યરૂપ ધર્મ પકડવો તે વિરાગ નથી. વિરાગ વૃત્તિ ન થવા દેનારજ આલસ્ય છે. લય, વિક્ષેપ,કષાય, ને રસાસ્વાદ, એ ચારથી કરીનેજ, વિરાગથી પામવાની જે મહાસમાધિ, તેમા ભંગ થાય છે. લય એટલે નિદ્રાદિ આલસ્ય; વિક્ષેપ ચિત્તની ચચલતા. કષાય એટલે વિષયોમા રસ લાગવો, વિષયની વાંછના થવી તે, ને રસાસ્વાદ એટલે વિષયભોગ તે. એ બધાથી મુક્ત થવું એજ પરમ

વિરાગ. કામના એટલા શબ્દમા એ ચારેનો સમાવેશ છે, તેજ તજવી એટલે વિરાગ થાય છે, બાકી કર્મ તો જે પોતપોતાને પ્રાપ્ત હોય તે કર્યાજ જવા, તેથી તો કદાપિ છૂટાનારજ નથી. કોઇ એમ માને છે કે કામના તજી એટલે પછી ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષય ભોગવે તેમા જાતીને, વિરાગીને શુ છે? આ પણ મિથ્યાવાદ છે. વિષયોનુ ધ્યાન કરવાથી કામના થાય છે, કામના સતોષ ન પામવાથી ક્રોધ થાય છે, ક્રોધથી મોહ થાય છે, મોહથી વિવેક નાશ પામે છે, ને વિવેક નાશ થતા, મનુષ્યનો પોતાનોજ નાશ થાય છે. માટે મૂલથી વિષયધ્યાન કરવું એજ ખોટું છે. જેમ એક સમુદ્રમા હજારો નદીઓ પડે છે, પણ સમુદ્ર કદાપિ મર્યાદા તજતો નથી, એમ જેનું મન હજારો વિષયાદિમા ફરતા છતા સ્થિર છે, તે ખરો વિરાગી છે. મનની ચચલતા દૂર થાય તેજ યોગ, તેજ વિરાગ, તેજ સમાધિ, વાયુ વિનાના સ્થાનમા દીપની જ્યોતિની પેઠે જ્યારે મન ઠરે ત્યારે સમાધિ થાય. આ પ્રમાણે વિચાર કરી વિરાગ પ્રાપ્ત કરવો. તે પછી બીજુ સાધન વિવેક તે ઉદય પામે છે. વિરાગીને સમુદ્રમા જ્ઞાન થવા આડે છે, તેના મનમા જ્ઞાનનુંજ નિરન્તર પ્રતિબિંબ પડે છે, સ્વચ્છ દર્પણમા એની મેળેજ શુદ્ધ પ્રતિબિબ પડ્યા કરે છે, તેમ વિરાગી જ્ઞાનમય થતો જાય છે, એટલે આ નિત્ય આ અનિત્ય, આ સત્ય આ મિથ્યા, એવો વિવેક સહજમાં બને છે. વિરાગ વિવેક બે સિદ્ધ થયા પછી ત્રીજુ સાધન શમાદિ ષટ્સપત્તિ છે. શમ એટલે બાહ્યેન્દ્રિયોને નિયમમા રાખવી તે દમ એટલે વૃત્તિરૂપ જે જ્ઞાન તેને અતર્મુખ કરી દેવુ તે સ્વાભાવિક રીતે તો આપણુ ચૈતન્ય વૃત્તિરૂપે બહાર વહે છે ને નાના પ્રકારનું મિથ્યા પ્રતિબિંબ આપણને કર કે

છે. એનું નામ પરાક્દષ્ટિ. એ વૃત્તિમાત્રને બાહ્યત્વ પામતી અટકાવી એકાગ્રતા ઉપર આણવી, અંતર્મુખ કરવી, તે પ્રત્યગ્દષ્ટિ. એનું નામ દમ. આમ જ્યારે બાહ્ય તથા આંતર ઉભય ઇન્દ્રિય શાન્ત થાય, ને કામના માત્ર ટળી એકરૂપતા થવા માંડે, ત્યારે તેનું નામ ઉપરમ કહેવાય. આ હું ને આ મારૂં, આ મારો ધર્મ, ને આ સારો ધર્મ; એ વાતજ ઉપરતિ પામેલા યોગીને ઘટે નહિ. જેનાં ચિત્ત ને અહંકાર ટળી જાય તેજ ઉપરત. એવા હોય તે ત્રણે લોકને હણે તથાપિ પાપે લેપાતા નથી એ વાસ્તવિકજ કહેલું છે. પછી તિતિક્ષા; એટલે સુખદુ:ખ રૂપ જે જે દ્વંદ્વભાવના છે તે મિથ્યા છે એમ યથાર્થ સમજી, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં કર્તવ્ય કર્મમાથી પાછા ન હઠતાં નિષ્કામ રહી શાંતિથી પ્રવર્તવું તે. પછી શ્રદ્ધા એટલે પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે યથાર્થજ છે એમ પોતા ઉપર શ્રદ્ધા, તેમ ગુરુશાસ્ત્ર આદિ ઉપર શ્રદ્ધા. છેવટે સમાધાન એટલે મનનું નિવાતસ્થાનમાંની દીપજ્યોતિની પેઠે સ્થિર થવું, ને આનંદનો ઉદય થવો તે. આત્મા આનંદરૂપજ છે પણ તેની પ્રતીતિ થતી નથી એજ આપણું અજ્ઞાન છે. જુઓ, કોઈ આત્મા-જીવ-એમ નથી ઇચ્છતો કે હું ન હોઉં તો ઠીક, સર્વે એમજ ઇચ્છે છે કે હું વધારે રહું, વધારે ભોગવું, વધું, તો ઠીક, ત્યારે આત્મા ઉપરજ બધો પ્રેમ છે. એ આત્માને લીધેજ બધું પ્રિય લાગે છે, તે ન હોય તો કશું વહાલું લાગે નહિ. એક એક જીવ જ્યારે આમ પ્રિયતારૂપ પ્રેમરૂપ છે, ત્યારે મહાજીવ, સર્વસત્ બ્રહ્મ તે તો અવર્ણ્ય પ્રેમરૂપ, આનંદરૂપજ છે. આત્મા એટલે પરમાત્મા વા બ્રહ્મ તે જ્ઞાનરૂપજ છે, તેજ જ્ઞાન છે, ને તેજ સત્ રૂપ છે. જ્ઞાન છે તો સત્ છે, તે સત્ છે તો જ્ઞાન છે, એ બે તો

જુદા છેજ નહિ- પણ હવે તે જ્ઞાન સત્ પાછા આનંદમય છે, આનંદજ છે, પ્રેમ છે. એજ સચ્ચિદાનંદ સમજાઇ જાય તે સમાધાન. આનું નામ શમાદિ સંપત્તિ, એ ત્રીજું સાધન ત્રણ સાધન થાય ત્યારે મુમુક્ષુતા સિદ્ધ થઈ કહેવાય. ત્યારે પણ મોક્ષ થયો તો ન કહેવાય, પણ મોક્ષની ઇચ્છા થઇ કહેવાય. એ ચતુર્થ સાધન-મોક્ષની ઇચ્છાથી જ્ઞાન માટે તીવ્ર ઉદ્યોગ, મુમુક્ષુતા. સાધનચતુષ્ટયનું નામ શુભેચ્છારૂપ પ્રથમભૂમિકા. પછી શ્રવણ, મનન, નિદિધ્યાસનથી કરી ઉત્તરોત્તર જ્ઞાન પામવુ. શ્રવણ એટલે શાસ્ત્રો વાચીને કે ગુરુ આદિથી સાભળીને ગ્રહણ કરવા તે, મનન એટલે તે ગ્રહણ કરેનાને વિચારી તથા અનુભવીને મનમા જમાવવું તે, અને નિદિધ્યાસન એટલે તે બધા ઉપરથી નિશ્ચય થવામા જે કાઈ અતરાય હોય તે દૂર કરી કીટભ્રમરન્યાયે જ્ઞાન સાથે એકતા તે.શ્રવણ અને મનન એ વિચારણા એટલે જ્ઞાનને જમાવવાની શક્તિરૂપ દ્વિતીયભૂમિકા. અને નિદિધ્યાસન એ તનુમાનસા, એટલે મનની એકાગ્ર સૂક્ષ્મ તન્મયતારૂપ તૃતીયભૂમિકા. પછી, બ્રહ્મથી જીવ જુદો નથી, વ્યક્તિરૂપ, પરિચ્છેદરૂપ મિથ્યા છે, એમ દૃઢ નિશ્ચય, જેને સાખ્યમનવાળા સત્ત્વાપત્તિ કહે છે, તે ચતુર્થભૂમિકા. સત્ત્વાપત્તિ તે મોક્ષ નથી, ને તેથી સાખ્યમત વેદાત મતને અગ્રાહ્ય છે. અસંસક્તિ એટલે કોઈ પણ રીતની સંસક્તિ ન હોવી, કેવલ એકતાજ થવી, તે સમાધિનું નામ અસસક્તિ એ પચમ ભૂમિકા બ્રહ્મમયતા, એકરસતા, પ્રેમ-પ્રેમને-પ્રેમ-અભેદ-અભેદ—ને અભેદ-એજ નિરતર જ્ઞાન, સ્વપણાનોજ નાશ, પોતાનોજ નાશ, તે છઠ્ઠી ભૂમિકા-પદાર્થમાત્રનો અભાવ, પદાર્થાભાવિની, સપ્તમી ભૂમિકા તે મોક્ષ. કીટભ્રમરવત્ જ્ઞાનરૂપતા, બ્રહ્મપણું, બ્રહ્મજ. એજ તુર્યા, સ-

માધિ, જીવન્મુક્તિ, જે કહો તે. પંચમીને ષષ્ઠી ભૂમિકા તેજ સ્વાયત્ત અને પરાયત્તનિર્વિકલ્પ સમાધિ, તુર્યા એ પરમસમાધિ. તુર્યારૂપ બ્રહ્મભાવમા નાનાત્વ છેજ નહિ, જે નાનાત્વમા ગુંચવાઇ રહેછે તેજ એકથી એક મૃત્યુ પામી જન્મજાળમા ભ્રમે છે, માટે નાનાત્વાભાવજ મોક્ષ. એવા યોગીનુ ચિત્ત જ્યા વળે ત્યા સમાધિસ્થજ છે. બ્રહ્માભિમાની તુર્યા, તેમ સુષુપ્તિરૂપ કારણાભિમાની પંચમી ષષ્ઠી ભૂમિકા, સ્વપ્નરૂપ લિંગાભિમાની ચતુર્થ, અને જાગ્રદ્રૂપ સ્થૂલાભિમાની પ્રથમ દ્વિતીય ને તૃતીય, એમ પણ યોજના સમજી લેવી. જે ચતુર્થભૂમિક જ્ઞાની તે બ્રહ્મવિત્, પંચમીસ્થ તે બ્રહ્મવિદ્વર, ષષ્ઠીસ્થ તે બ્રહ્મવિદ્વરીયાન્, ને સપ્તમીસ્થ તે બ્રહ્મવિદ્વરિષ્ઠ. સપ્તમી ભૂમિકા તેજ કૈવલ્ય પણ-કેવલતા, એકપણું, કેવલ બ્રહ્મ, કેવલાદ્વૈત–કૈવલ્ય. મોક્ષનું નામ કૈવલ્ય. બીજા પણ પાચ પ્રકારના મોક્ષ અન્યદર્શનવાળા માને છે, પણ તે કૈવલ્યથી ઉતરતી પંક્તિના છે. જે કર્તારૂપ ઇશ્વર માનનારા છે તે ચાર મોક્ષ માનેછે: સારૂપ્ય, સાલોક્ય, સાન્નિધ્ય, સાર્ષ્ટિ; એટલે ઇશ્વિર જેવું રૂપ પામવું, તેની સર્વદા દૃષ્ટિ થવી, તેના સાન્નિધ્યમા વસવું, ને તેના જેવો અધિકાર પામવો. ઇશ્વર ન માનતા કોઇ પંચમ પ્રકાર ઉમેરે છે, સાયુજ્ય—ઇશ્વરમા, બ્રહ્મમા જોડાઇ જવું, અગ્નિસ્ફુલિંગન્યાયે કરીને જીવ બ્રહ્મનો યોગ થવો. પણ એવો એકભાવ યદ્યપિ વેદાંતસંમત છે, છતા એક થવાનુ ને એક થનાર એવા દ્વૈતનો એમા આક્ષેપ છે, તેથી તે વાસ્તવિક મોક્ષ નથી. ખરો વેદાંતપ્રતિપાદિત મોક્ષ તો કૈવલ્યજ.

પરપ્રેમરૂપ જ્ઞાનરૂપ વેદાંતદર્શન તેનો જ્ઞાનમય કૈવલ્યમોક્ષ તે કદાપિ પ્રવૃત્તિના અભાવરૂપે હોય નહિ. સર્વદા જ્ઞાન માટે મરીજવું

એવી પ્રવૃત્તિ રાખવી એજ પરમોપદેશ છે, પ્રાકૃતિક ફેરફારો તો પ્રારબ્ધાધીન છે ને થનારા તે થશે, પણ જ્ઞાનાવગાહન કરતાં તો કદાપિ અટકવાનું નથી, એ સરોવરનું, નિઃસીમ મહાસાગરનું, તળીયું કદાપિ હાથ થનાર નથી. જ્ઞાન એજ કૈવલ્ય. જેમ એક તરફથી અપ્રવૃત્તિ એ મોક્ષ નથી. તેમ બીજી તરફથી નિષ્ઠુરતા, અરસિકતા, અપ્રેમ, એ પણ મોક્ષ નથી. પરમ અભેદ રૂપ સર્વ પ્રેમ તે પરમરસમય છે. રસ એજ બ્રહ્મ. રસ એજ મોક્ષ એવો ઉપનિષદોનો ડંકો છે. તો શુષ્ક અપ્રવૃત્તિ કે સ્વાર્થ રૂપ જ્ઞાન તે મોક્ષ નથીજ. અમે અમુક વાત જાણી, બ્રહ્મ સત્ય જગન્મિથ્યા ને જીવ તે બ્રહ્મજ એટલું બોલતા આવડયું, એટલે મોક્ષ થઇ ગયો એમ ઘણાએક ભ્રમિત થાયછે, ને પછી કામકાજ માંડી વાળી સ્વચ્છંદે પ્રવૃત્ત થવા લાગેછે. બ્રહ્મવિદ્યા યથાર્થ ન સમજાય તો પાકું નાસ્તિકપણું એટલે સ્વચ્છંદ આચારજ પ્રાપ્ત થાય એનું આ સ્પષ્ટ ઉદાહરણ છે. બ્રહ્મવાર્તામાં કુશળ, પણ વૃત્તિહીન અને અત્યંત રાગગ્રસ્ત એવા ભ્રમિત વેદાંતીઓ તો અજ્ઞાન નહિ પણ અજ્ઞાનતમ છે, ને જન્મમરણના ક્રમમાંજ ભમનારા છે, એમ શંકર લખેછે. આટલા માટે ગીતાજીમાં પણ અજ્ઞાનીને બુદ્ધિ ન આપવી, બ્રહ્મોપદેશ ન કરવો એમ કહેલું છે, ને અધિકારનિર્ણય કરેલોછે. અધિકાર એટલે બ્રાહ્મણશૂદ્ર એમ નહિ, પણ એકંદરે બ્રહ્મજ્ઞાન પરત્વે યોગ્યતા કોને છે એ અધિકાર. જે સાધનચતુષ્ટસંપન્ન હોય તેજ અધિકારી છે, બાકી એવા અધિકાર વિના જે બ્રહ્મ થવા બેસેછે તેતો નરકનાજ અધિકારી છે. આત્માથીજ આત્માને સમજવાનો છે, માટે સાધનસંપન્ન આત્મા તે આત્માનો બંધુ છે, ને તદ્દવિત આત્મા આત્માનો શત્રુ છે. મારો

આત્મા બ્રહ્મ છે એમ બોલાયું એટલે શું કીટભ્રમરવત્ અપરોક્ષજ્ઞાન થઇજ ગયું ? કોઇ એમ કહે કે થયુંજ, નથી થયું એમ બતાવવાનું શું પ્રમાણ છે ? કેમકે બાહ્યવ્યવહાર પરત્વે તો જ્ઞાની અજ્ઞાની ઉભય એકરૂપજ છે, માત્ર મનોવૃત્તિનો તફાવત છે, તો કોઇનું મન કોઇ કેમ જાણે ? અહો, પિણ્ડ અને બ્રહ્માણ્ડની એકતારૂપ બ્રહ્મવાદના અભિમાની જ્ઞાનીનું મહાજ્ઞાન ! મોક્ષ તે વાત કરવામા નથી સમાતો, કેવલ પરોક્ષ જાણવામા નથી સમાતો, પણ પિણ્ડબ્રહ્માણ્ડનો જે જુદાપણારૂપે ભાસ છે તેની અપરોક્ષએકતા અનુભવવામા સમાયછે. એ એકતા થવા માટેજ કર્મકાડનો બધો ફુટારો છે. ચિત્તશુદ્ધિ, એમ જે કહેવામા આવે છે તે આ એકતાનું પ્રથમ પગથીયુ છે; ને તે કર્મ કર્યાથી મળેછે. ચિત્તશુદ્ધિમાટે નિષ્કામ કર્મ કરવા જરૂરના છે. જે બ્રહ્માડે તેજ પિડે એ સિદ્ધનિયમ છે, તો બ્રહ્માડગત સૂર્ય ચદ્ર પિડગત પણ છેજ, ને તે જ્યાર પિડમા યથાર્થ વર્તે, બ્રહ્માણ્ડના સૂર્ય ચંદ્રનીસાથે અનુરૂપતા પામે, ત્યારે પિણ્ડબ્રહ્માણ્ડની એકતા થઇ ગણાય–ખરી ચિત્ત–શુદ્ધિ પમાય–મોક્ષ થાય. એ એકતા થાય ત્યારેજ કર્મસંન્યાસ પણ સિદ્ધ થાય. તે ન થાય ત્યા સુધી સન્યાસ ન બને સૂર્યપ્રાણથીજ વિશ્વમાત્ર, જીવમાત્ર, પ્રાણ ધારણ કરેછે, ચદ્રપાણથી પોષાયછે, ને બ્રહ્માડનાસૂર્યચદ્રની ગતિ પ્રમાણે પિડના સૂર્યચદ્ર પણ ચાલેછે.* જ્યારે બ્રહ્માડના સૂર્ય ચદ્ર કોઇક ગતિમા હોય ને પિંડના કોઇકમા હોય, ત્યારે દુઃખ, રોગ, વિક્રિયા, અજ્ઞાન બધા પ્રકટેછે. તે બે જ્યારે એક રૂપ હોય ત્યારે શાન્તિ, સમાધિ, પ્રેમ, આનંદ સ્ફુરે છે. જેનું ચિત્ત મરી ગયુછે, જેને અહંભાવ નથી, તેજ્ઞાનો પ્રાણ સ-

* જુઓ મારૂ, ' પ્રાણવિનિમય '

હજ રીતે વિશ્વપ્રાણુ સાથે એકતા મહેછે, એટલે તેજ ખરો સં-ન્યાસી–જ્ઞાની છે, કેમકે પિંડપ્રાણુની બ્રહ્માંડપ્રાણુસાથે એકતા સાધવા માટેના નિત્યાદિ કર્મ તેને કરવા નકામાજ છે. ત્યારે જે બ્રહ્મ-માત્રનું નામ બોલી જીવનમુક્ત થયા છીએ એમ બોલનારાઓ તેમને હવે પૂછો કે પિંડબ્રહ્માંડ એક થયાછે ? તેમ ન હોય તો તેમની વાતોમા મોક્ષનો સમાવેશ નથી, એક સ્વચ્છંદાચારને માટે, જગતને ઠગવા માટે, ઢોંગ છે, ને પાપનો પુંજ છે. વાત કરનારજ અજ્ઞાની છે, હું બ્રહ્મ એમ જાણનારજ ન જાણનારો છે. બ્રહ્મ છે તે ન જા-ણનારે જાણ્યુછે, જાણનારે નથી જાણ્યું, એમ ઉપનિષદો પોકારી પો-કારીને કહે છે; એનું તાત્પર્ય હવે સમજાઈ ગયુજ હશે. હું બ્રહ્મ, હું જ્ઞાનની અવધિએ પહોચી ગયો, એમ બોલનારજ ખરો મૂઢ છે, કે-મકે જ્ઞાનનો છેડો કોણ પામે એમ છે ? ખરો જ્ઞાની તેજ કે જે પો-તાના અજ્ઞાનની સીમા કયા સુંધી છે, પોતાનું અજ્ઞાન કેટલું બધું છે, એ સમજી શકે; પોતાના જ્ઞાનની ઉત્કૃષ્ટતા જાણનારો નહિજ. પિણ્ડબ્રહ્માણ્ડના ઐક્ય રૂપ પરમ અને અગાધ જ્ઞાનનો પાર પામ્યાની વાત કરનાર પાકા પાપી, શઠ, સ્વાર્થી, મૂઢ, છે એમા શક નથી.

યોગ, ને તે સિદ્ધ થયોછે એમ જાણવાનુ સાધન પિંડપ્રાણ અને બ્રહ્માંડપ્રાણની એકતા કોઇ યોગાભ્યાસીઓ એમ માનેછે કે પિંડનો પ્રાણ બાહ્યવિશ્વસાથે મળેછે તેથી ચિત્તમા વિક્ષેપ થાયછે. જો તે પ્રાણને રોક્યો હોય, તો ચિત્ત વિક્ષિપ્ત થાય નહિ આ વાત ખોટી નથી, પણ એમ કરવામાએ ઇચ્છાની વાત તો ચિત્તનો લય એજ છે અર્થાત્ કેવલ પ્રાણને રોધવાથીજ ચિત્તનય-સમાધિ-સાધવા જવું, તે કરતા વૃત્તિનેજ મારી મારી ચિત્તનો ઉચ્છેદ કરવો, એ વધારે યોગ્ય, અને નિર્ભય, તથા સિદ્ધ, માર્ગ છે. વસ્તુગતિજ એમ છે કે પિણ્ડપ્રાણ ને બ્રહ્માણ્ડપ્રાણ યથાર્થ એકરૂપેજ પ્રવર્તે ને સુખ આપે, પણ ચિત્તના વિક્ષેપવડી તે ગતિનો ભગ થાયછે, ત્યારે ચિત્તવૃત્તિનેજ દમવી, એથી જે વસ્તુગતિ છે તે સ્વત સિદ્ધ થઇ જશે, કેવલ પ્રાને ઘુટવાની મહેનતથી કદાપિ હાનિ પણ થઇ બેસશે, કે ચિત્તનો સમૂલ નાશ ન થયાથી, દબાઇ રહેલી કમાનના પેઠે કવચિત્ તે ફરી ઉંડી બધી રચના ઉંધી વાળશે કેવલ પ્રાણ રોધવાથી અનાતગલાભ ઘણા મળેછે—શરીર સચવાયછે, સિદ્ધિઓ પણ કવચિત્ પ્રાપ્ત થાય છે—પણ તેથી મોક્ષ તો નથીજ થતો, મોક્ષ તો જ્યારે ચિત્તનો નાશ થાય ત્યારેજ થાય પ્રાણના રોકવાથી કરી આણેલી પિણ્ડબ્રહ્માણ્ડની એકતાથી મોક્ષ નથી, પણ સ્વત સિદ્ધ એની મેળેજ પિણ્ડબ્રહ્માણ્ડની એકતા ચાલી જાય તેથી છે ત્યારે પ્રાણમાત્રને મથવારૂપ જે યોગ તે ચિત્તનો નાશ કરવારૂપ યોગ વિના નકામોજ છે ચિત્તનાશ એજ સર્વ યોગનો છેડો છે, યોગનો પણ યોગ છે, પ્રાણમથનરૂપ યોગ તે હઠયોગ, ને ચિત્તમાત્રનેજ મથવાથી પિણ્ડબ્રહ્માંડના પ્રાણની એકતા તે રાજયોગ રાજયોગ વિના હઠયોગ નિષ્ફલ છે

પિણ્ડબ્રહ્માંડની એકતા સ્વતઃસિદ્ધ થાય એજ સમાધિ, એજ રાજયોગ, એજ કૈવલ્ય, એજ મોક્ષ. ત્યારે તે ગમે તે વખતે પણ પ્રાપ્ત થઈજ શકે. એજ પ્રમાણે સર્વથા વસ્તુગતિજ છે, પણ તેને આપણું અજ્ઞાનમાત્ર રોકેછે. ચિત્તવિક્ષેપ પેદા કરેછે. એ ચિત્ત જ્યારે નિયમાય ત્યારે મોક્ષ. જો મરતા પહેલા તેમ થાય તો જીવન્મુક્તિ કહેવાય. વિશ્વક્રમજ એવો છે કે વસ્તુમાત્ર—જીવમાત્ર—પોતાની મેળેજ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી ઉચ્ચ ઉચ્ચ ગતિએ જાય. તે ગતિમા વિક્ષેપ કરનાર જીવનો ચિત્તધર્મ છે તેજ છે. એ ચિત્તને ગુંદર જેવું કહીએ કે પથ્થર જેવું કહીએ. જેમ ગુંદરથી ચીકણો થયલો કાગળ ઉડવાના સ્વભાવવાળો છતા જમીન સાથે ચોટી રહી ઉખડતો નથી, વા પથ્થર સાથે બંધાયલો લાકડાનો કટકો પાણીમા તરવાના સ્વભાવવાળો છતા ડુબી જાયછે, તેમ ચિત્તરૂપ વૃત્તિ સાથે બંધાયલી ચિત્ ( ચિત્ અને ચિત્ત તે બે મળીને જીવ ) એકસ્થાન ને વળગી રહેછે વા ડુબેછેઃ હોય ત્યાને ત્યા રહેછે, કે અધોગતિ પામેછે—જન્મ પામેછે, શાસ્ત્રો ખરૂં કહેછે કે જેની શ્રદ્ધા, જેના ચિત્તરૂપ ગુંદરનુ જ્યા વળગવું, તે રૂપ તેનુ થવું—તેરૂપે તેનો સારો નઠારો જન્મ ગતિ ! ! કીટભ્રમરન્યાયે પણ એજ સમજાશે. ભમરીનુ ધ્યાન તો ભમરી થવાય, ને સાપનુ ધ્યાન તો સાપ થવાય ! ! જ્યારે ચિત્ત ન હોય ત્યારે જન્મમરણ છેજ નહિ, વસ્તુગતિમા જીવત્વજ નથી, બધું એક છે. જો પિણ્ડબ્રહ્માડની એકતા થઇ હોય તો સહજમા જીવ ઉત્તમોત્તમ ગતિએ ચાલ્યો જાયછે, જો ન થઇ હોયતો જન્મમરણ ટળી શકતા નથી. જન્મને મરણનો અત્યંત અભાવ તો કોઈને પણ

* વિષ્ણુપુરાણમાં અમરત્વની એજ વ્યાખ્યા કરીછે કે કલ્પાન્ત સ્થિતિ.

હોયજ નહિ, વસ્તુગતિમા સંભવતોજ નથી; પણ આપણે જોઈએ છીએ કે એક નિમિષમાત્રના આયુષવાળા કીટપતંગાદિથી માંડી કોટ્યાવધિ વર્ષના આયુષવાળા ગ્રહોપગ્રહાદિ વિદ્યમાન છે; તેમા એક નિમિષમાત્રમાજ શરીર ધારણ કરી તેને તજનારૂં પતગ, કોટ્યાવધિપર્યંત સ્થિત એક સૂર્યને મુક્તજ માને તો નવાઇ નથી.* છતા સૂર્યનું પણ કોઇ કાલે મરણ તો હોવુંજ જોઇએ, ને છે. નામ તેનો નાશ એતો સિદ્ધ વ્યાપ્તિ છે. ત્યારે હવે જન્મમરણ તે મોક્ષ નહિ, ને નહિ જન્મમરણ તે મોક્ષ, એનો અર્થ સમજો. જેવું જન્મમરણ આપણે જોઇએ છીએ તેવું જન્મમરણ તે મોક્ષ નહિ. અર્થાત્ જન્મ પામ્યા પછી પચીશ પચાસ કે સો વર્ષ જીવી, પાછું એજ પ્રકારનું જીવિત ભોગવવા અવતરવું તે મોક્ષ નથી, પણ કોઈ બીજા પ્રકારનું વધારે ઉચ્ચતર વધારે દીર્ઘ જીવિત ભોગવવા જવું તે મોક્ષ છે. બાકી જન્મમરણના અત્યંત અભાવરૂપ મોક્ષ તો હોયજ નહિ, ને સભવે પણ નહિ; વસ્તુગતિજ એવી નથી. મોક્ષની વ્યવસ્થા આમ સમજવાની છે. નિમિષમાત્ર જીવનાર જન્તુની દૃષ્ટિએ આપણે મુક્ત છીએ, આપણી દૃષ્ટિએ દેવાદિ મુક્ત છે, એમ પરંપરા જાણવી પણ અત્યંત મુક્ત કોઈ નથી. કીટપતંગાદિને જે ઇંદ્રિય છે, તેથી આપણને અધિક છે, આપણને છે તેથી દેવને અધિક છે, દેવને છે તેથી બ્રહ્મને અધિક છે—જ્ઞાનસાધન, જ્ઞાન, ઉપભોગ, એ બધા તે તે સ્થતિની અનુકૂલતા પ્રમાણે સર્વ ઉત્તરોત્તર અધિકાધિક છે. એજ જન્મમરણનો ક્રમ છે, ને યોનિથી યોનિમા જવાની રીતિ છે† મરણ

† અત્રે ઉદાહરણોમા બ્રહ્મને જન્મ છે, સાધન છે, ઈત્યાદિ કહ્યુ તેથી તે વિકારી છે એમ ન સમજવું, એક આપેક્ષિક વસ્તુગતિ સમજાવવા સંકલના માત્ર કહી છે.

થાય ત્યારે સ્થૂલ દેહનો ભંગ થાયછે, ને પ્રાણના સ્થાનરૂપ જે લિંગદેહ-ચિત્તપ્રધાન વાસનામય દેહ-તેનો ભંગ થતો નથી. મરણ થતી વખતે જો પિણ્ડપ્રાણ બ્રહ્માંડપ્રાણ સાથે એકતા પામેલો હોય તો અનુકૂલ ગતિ થાય છે. સૂર્યપ્રાણના પ્રબલ સમયે જેનો દેહોત્સર્ગ થાય, તેનો લિંગદેહ સૂર્યમાં પ્રવેશ પામે; ચંદ્રપ્રાણના પ્રબલમાં જેનો દેહોત્સર્ગ થાય તેનો ચંદ્રલોકમા પ્રવેશ પામે. જો પિણ્ડબ્રહ્માણ્ડની એકતા કરી રાખી હોય તો પ્રબલતાએ કરીને પણ સૂર્યપ્રાણમાં મરણ સાધી શકાય ને સૂર્યસ્થાનેજ જવાય. જે સૂર્ય લોકમાં જાય તે પુનરાવર્તન પામતા નથી, ચંદ્રમા જાય તે પામે છે-અર્થાત્ આ પૃથ્વી ઉપર પુનઃ જન્મતાં નથી, કે જન્મે છે. સર્વે ઉપનિષદો વારંવાર આ બોધ સૂક્ષ્મ રીતે આપે છે. સૂર્યપ્રાણમાં દેહોત્સર્ગ થવાથી સૂર્યમાં ગતિ થાય તેજ માર્ગને દેવયાન કહે છે કેમકે તે માર્ગે જવાથી માણસ મટીને દેવ થવાય છે, ઉચ્ચતર જીવિત પ્રાપ્ત થાય છે, ફરી મનુષ્ય થવું પડતું નથી. એનેજ અર્ચિ માર્ગ કહે છે, અર્ચિ એટલે દેવતાની જ્યોતિ, જ્યોતિરૂપ સૂર્યમા પ્રવેશ થવાનો માર્ગ, એજ જ્ઞાનીઓને મળે છે. એનેજ ઉત્તરાયન પણ કહે છે. કેમકે ઉત્તર એટલે છેલ્લું, આ દુનીયામાં હવે આવવાનું નથી માટે છેલ્લું, અયન-જવું-છે; ઉત્તરાયન એટલે મકરસંક્રાંતિ પછીના સમયમાં સૂર્યપ્રાણનું બ્રહ્માંડમાં પ્રબલ હોય છે, તે વખતે જેઓ પૂર્ણ જ્ઞાનથી પિણ્ડબ્રહ્માંડની એકતા પામેલા હોય તે દેહોત્સર્ગ પામે-મરે-તો સૂર્યમાંજ જાય છે, ઉત્તરાયનમાં મરે, પણ પિણ્ડબ્રહ્માણ્ડૈક્યરૂપ જ્ઞાનસ્થ ન હોય, તેને આમ ન બને. એ ત્રણ નામથી ઉલટાં ત્રણ નામ ચંદ્રલોકમાં જવાના છે. પિતૃયાન-પિતૃલોકમાં, ફરી જન્મવાના લોકમાં જવાનો

માર્ગ;–ધૂમમાર્ગ, જ્ઞાનરૂપ અર્ચિથી નહિ પણ ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત કરેલો, ફરી જન્મવાનો માર્ગ;–દક્ષિણાયન, દક્ષિણ ફરી આવવાની ગતિ. લિંગદેહે કર્મસાધન બનતા નથી, કર્મમાત્ર–ખાવું, પીવું, કરવું, એ બધાં સ્થૂલને છે. લિંગનો ધર્મ તો પ્રાણ, મન, બુદ્ધિ, એટલોજ છે. મરણપછી સ્થૂલનો અંતરાય ટળે છે, એટલે પ્રાણ, મન, બુદ્ધિ પરિપૂર્ણ રૂપે પ્રકાશે છે, ને કેવલ મનોરૂપ જીવિત ચાલે છે. ખાવાનું પણ મનોરૂપ, કરવાનું પણ મનોરૂપ, દેશકાલનો અંતરાયજ નહિ, ઇત્યાદિ સ્થિતિ થાય છે. એનેજ સ્વર્ગ કહે છે, જ્યા ખાવાનું નથી, પીવાનું નથી, અમૃતમય પાનથી આનંદમા રહેવાનું છે, આખના નિમિષ પણ જ્યા નથી!! એ સ્વર્ગમા આ સસારમાના કરેલા કર્મોનુ મનોરાજ્ય ભોગવતો લિંગદેહ જેવું તેવું આકર્ષણ તેનો કાલક્રમે ફરી આકર્ષાય છે. પિતૃલોકરૂપસ્વર્ગસ્થિત લિંગદેહ પૃથ્વી તરફ આકર્ષાય છે, સૂર્ય લોકરૂપસ્વર્ગસ્થિત લિંગદેહ કોઇ ઉન્નતતર સ્થાન તરફ આકર્ષાય છે. સૂર્યમા જઇ પડયા છતા, પણ પૃથ્વી તરફનું આકર્ષણ પ્રબલ હોય તો ચંદ્રમા સંક્રમણ થઇ જાય છે, ને પૃથ્વી તરફ અવાય છે. એ ઉપરથી અવતારોની વાત સમજાશે. ચંદ્રસૂર્ય ઉભયથી આ પૃથ્વીનું જીવિત છેઃ એ પૃથ્વીનું પૃથ્વીરૂપે રહેવું, પ્રકાશ પામવો, તે ઉપર જલસ્થલ સ્થાવા, અન્નરક્ષાદિ થવા, જીવ પેદા થવા, ઇત્યાદિ સર્વ એ બે ગ્રહોના પ્રાણને આધીન છે. એ ગ્રહોમા રહેલા પૃથ્વીના આકર્ષણવાળા—એટલે સચિત્ત—લિંગદેહો, તે તે ગ્રહના પ્રાણની ધારાદ્વારા પૃથ્વીમા પડે છે, અને અન્નૌષધિજલાદિમા ભળે છે, તેમાથી ગેઇ જીવના આહારમા પરિણમે છે, ને આહારથી વીર્યરજોરૂપે ગર્ભમા સ્થિતિ પામી પુનઃ જન્મે છે. જે પ્રાણ એમ નથી પડતા, તે

ઉત્તરોત્તર વૃદ્ધિ પામી મર્યાદિથી બીજા લોકમા પ્રવર્તે છે. લોક સાત માનેલા છે. ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, જનલોક, મહર્લોક, તપલોક, બ્રહ્મલોક કે સત્યલોક. ભુર્ભુવર્ ને સ્વર્ એ ત્રણ લોક તે પૃથ્વી, અંતરિક્ષ, ને સૂર્યચંદ્રાદિ. તેથી આગળના જે ચાર લોક તે કીયા અદૃશ્ય છે એ સ્પષ્ટ સમજાતું નથી, ખગોળશાસ્ત્રથી* આપણે જા ણીએ છીએ કે બૃહસ્પતિ કે શનિનું એક વર્ષ આપણા ૫૦ કે ૧૦૦ વર્ષ જેવડું છે, તેમ નવા-જડેલા નેપચ્યુન તથા યુરેનોસનુ એક વર્ષ આપણા ૩૦૦-૪૦૦ વર્ષનું થવા જાય છે. સપ્તગ્રહયુક્ત એક સૂર્યમંડળ છે, ને તેમા પૃથ્વી એક ગ્રહ છે. પણ રાત્રીએ આપણે અસંખ્ય તારાગણ જોઇએ છીએ તે શું છે? ખગોળશાસ્ત્ર જણાવે કે તે પણ જુદા જુદા સૂર્ય છે, તેમાના કોઇક તો એવા પણ છે કે જેમનો ઉદય થયાછતા હજુ આપણે તેમને જોઇ શક્યા નથી, કેમકે તેમનામાથી નીકળેલું તેજ હજુ આપણી દૃષ્ટિ સાથે એકતા પામી શક્યું નથી!! આવા અનંત સૂર્ય ને તેમના અનંત સૂર્યમંડલ ક્યા હશે, કેવા હશે, ને તેમનુ એક એક વર્ષ આપણા કેટલા વર્ષોનું હશે, એ કોણ કહી શકે એમ છે? આપણા કલ્પ, ને યુગ, બધાએ સમાઇ જાય એવડી મ્હોટી સપ્તગ જેટલા આપણા વર્ષનું તેમનું એક એક વર્ષ હશેજ. આપણું જે સૂર્યમંડળ છે તે પણ કોઇ એક આવા સૂર્યનું એક અવાતર અદૃશ્ય હશે, આપણી પૃથ્વીને જેમ ચંદ્ર છે, શનીને જેમ સાત ચંદ્ર છે તેમ હશે, તાત્પર્ય કોણ જાણે છે!! સૂર્ય ફરતો નથી, પણ આખું સૂર્યમંડલ કોઇ

---

*વેદાંતશાસ્ત્રના જે ગ્રંથો આગળ ગણાવ્યા છે તે ઉપરાંત સૂર્યાદિકની વ્યવસ્થા સમજવા જુઓ બૃહત્સંહિતા, સૂર્યસિદ્ધાન્ત ઇત્યાદિ

બીજા સૂર્યની પાછળ ફરતું જ હોવું જોઇએ, ને તે સૂર્યમાં આ સૂર્યનો કાલાંતરે સમાવેશ હોવો જોઈએ તો હવે વિચારવું સહજ છે કે જન, તપ, મહર, ને સત્ય, લોક તે કીયા. સૂર્યથી ઉપરના કોઈ વિશેષ આયુષમાનવાળા લોક, તે તે લોક હોવા જોઇએ. હવે, આપણો જન્મ આ પૃથ્વી ઉપર છે, ને અનંતકાલચક્રના અમુક વિભાગમા જે સૂર્ય આપણે જોઇએ છીએ, તે સૂર્યને આધીન ગ્રહમંડલમા આપણે છીએ; આ કાલાવિભાગ સૂર્યના ઉપર આધાર રાખી રહ્યો છે એ સૂર્યની સ્થિતિ બદલાશે ત્યારે વળી બીજો વિભાગ ઉદય પામશે*, ત્યારે શાસ્ત્રોમા આ કાલવિભાગને વૈવસ્વત મન્વંતર કહ્યો છે તે વાસ્તવિક છે. વિવસ્વત્ એટલે સૂર્ય તેનાથી ઉત્પન્ન થએલા મનુ–મનુષ્યાદિ પ્રાણી સમૂહ–તેનો કાલ તે વૈવસ્વત મન્વંતર. પ્રત્યેક મન્વંતરમા એકોતેર મહાયુગ, ને એક મહાયુગના ચાર યુગ. ચૌદ મન્વંતરનો એક કલ્પ. કલ્પ પણ ઘણા છે, પણ સિદ્ધાન્ત એમ છે કે કલ્પાન્ત થાય ત્યાર પછી જે ક્રમ પાછો ચાલે તે ગતકલ્પ સદૃશજ હોય, માટે કલ્પાન્ત આગળ કાલમાન બાધ્યું નથી. કલ્પાન્ત એટલે મહાપ્રલય* તેમા તો સપ્તલોક પર્યંત પ્રલય થવાનો, કેવલ સત્ય લોક રહેવાનો; ને મન્વંતરે મન્વંતરે અવાતર પ્રલય તે કેવળ સ્વર્લોક પર્યંતનો પ્રલય, જ્યારે મન્વંતરાન્તે પ્રલય થશે ત્યારે સૂર્યમંડલ અન્યથા

---

*આખું સૂર્યમંડલ કૃત્તિ I–Pleiabes તરફ જાય છે એમ જણાયુ છે, પણ તે કેટલા અનંત કલ્પે ત્યા જઇ આપણો સૂર્ય કેવલ ગ્રહરૂપ થઈ રહેશે તે ગણી શકાતુ નથી

*યુગાન્તે યુગાન્તે યુગ સંધ્યા હોય છે, મન્વન્તરાન્તે મન્વન્તર સંધ્યા હોય છે, એ સર્વ તથા યુગમન્વંતરાદિનો હીસાબ ગણતા એક કલ્પ આપણા ૪૩૨૦૦,૦૦૦૦૦, વર્ષનો છે.

થઈ જશે, ને જે નવો મન્વતર પ્રવર્તશે તેનો સૂર્ય હાય છે તે નહિ પણ બીજો થશે, ને તેથી તે નવા સર્ગના પ્રાણાદિ તે નવા સૂર્યથી પ્રવર્તશે. આ ચાલતો સમય તે શ્વેતવારાહકલ્પનો, સાતમા મનુ વૈવસ્વતનો, અઠ્ઠાવીશમા મહાયુગનો ચતુર્થ યુગ-કલિ-છે. જ્યારે આખો એકોતેર મહાયુગ જેટલો મન્વતર પુરો થશે ત્યારે સૂર્યાન્ત પ્રલય થઈ નવો સૂર્ય બનશે, ને નવો મનુ અધિકાર પામશે. પ્રત્યેક મન્વંતરમા નેપણ સૂર્ય થશે, કોણ ધ્રુવનક્ષત્ર થશે, કોણ ઈંદ્રાદિદેવરૂપે થશે, એની અહમ્પવસ્થા પણ પુરાણોમા પ્રસિદ્ધ છે, તે યોગ્ય લેવી પણ મન્વંતરમા જે સૂર્ય હોય તેમાના પ્રાણાદિ તે મન્વંતરાતે ઉપયોગમા નહિ આવે એમ નથી, તેમાથીજ નવો સૂર્યપ્રાણ, તથા નવા મનુ, અને નવી પૃથ્વી, ને નવી પૃથ્વીના જીવ બધુ બનશે. ત્યારે જેઓ હાલ એવુ મરણ પામે કે તેમનો પ્રાણ સૂર્યમા લય, તો તેવા લોક એક મન્વતર સુધી તો પૃથ્વી ઉપર નજ જન્મે. નવા મન્વતરમા કોઈક ઉચ્ચગતિને પામે, પૃથ્વીપરજ અવતરે કે તેથી વધારે સારા ગ્રહઉપર પણ અવતરે. પણ જેઓ સૂર્યમંડલની પણ પાર ગયા હોય તેમનો તો મન્વંતર પછી પણ નવા મન્વતરમાએ, જન્મ ન થાય તેઓ તો કલ્પાન્ત સુધી મુક્તજ રહે, ને કલ્પાન્તપ્રલયે પણ ફરીથી કોણ જાણે સૂર્યરૂપે, કે કોઈ બીજા ગ્રહરૂપે, કે કોઈ અવતારરૂપે, કે કોઈ ઋષિરૂપે, કે ગમે તેવા મહાન્ રૂપે અવતરેઃ આપણાં શાસ્ત્રો કહે છે કે તારા અને સર્વાદિ તે મુવેલા માણસના જીવ છે, મુક્ત લોકો દેવત્વને પામેલા તે છે, એમા હવે શો સંદેહ રહ્યો ? ખરીજ વાત છે. એકાદ તારો ખરે છે, તે શુ છે ? અનંત બ્રહ્માડમા કોઈ સૂર્યનો વિલોપ થયો, તેની સ્થિતિ બદલાઈ, પ્રલય થયો, અને કોઈ મહાત્મા

એ રૂપે સ્થિત હશે, તે અવસ્થાન્તર પામ્યો ! ! શિવ, શિવ, શિવ ! ! ! કલ્પાન્તપ્રલય વખતે સત્યલોકજ અવશેષ રહે છે અર્થાત્ ગતકલ્પની વાસનાસહિત અવ્યાકૃત સતરૂપ બ્રહ્મજ તે વખત–હોય છે, તેમાથી નવો સર્ગ આપણે બતાવી ગયા છીએ તે ક્રમે ઉઠે છે. એક કલ્પસુધી બધા લોકાદિ, નામરૂપાત્મક વ્યાકૃતસ્થિતિ રહે છે, તેમ એક કલ્પસુધી નામરૂપરહિત અવ્યાકૃત સન્માત્રજ પડ્યું પડ્યું વાયથી ફરીને સ્ફુર્યા કરે છે, ને તે પછી શબ્દબ્રહ્મ ઈશ્વિરાદિ ક્રમથી વિસ્તરે છે. આ બે કલ્પ, અવ્યાકૃત બ્રહ્મ ને વ્યાકૃત બ્રહ્મ, તેજ પુરાણોમા જે બ્રહ્મા કહેવામા આવશે તેના રાતદિવસ એમ સમજવું. આ પ્રમાણે મોક્ષ ગતિની વ્યવસ્થા છે, જેઓ સૂર્યસ્થ છે, અર્થાત્ સ્વર્ગલોકમા ગયા છે, પિતૃલોકમા નહિ, તે પૃથ્વી ઉપર અવતરનારા નથી, જે એથી પણ આગળ સત્ય લોકસ્થ છે તે સૂર્યરૂપ પણ થનારા નથી, કેવલ બ્રહ્મરૂપ હોવાથી, કલ્પાન્તે કોઇ ઇશ્વરરૂપે પરિણમનાર છે ! ! ! આ પ્રમાણે મોક્ષવ્યવસ્થાનું મેં અલ્પમત્યનુસાર દિગ્દર્શન કર્યું છે, તે વિચારીને પિણ્ડબ્રહ્માણ્ડનું ઐક્ય સમજનારા વેદાંતીઓએ વ્યવસ્થા કરી લેવી–બ્રહ્મ સત્ય જગન્મિથ્યા ને જીવ તે બ્રહ્મ એમ ચટ લેઇને બોલી દેવામાંજ મોક્ષમાનનાર જ્ઞાની ! હવે જો, કે તું જ્ઞાની થયો ગણે છે તેજ કેટલો અજ્ઞાની છે ! ! ન જાણનારજ જાણે છે, અજ્ઞાનીજ જ્ઞાની છે, માટે જ્ઞાન, જ્ઞાન, ને જ્ઞાન; સર્વથા મટો, પ્રારબ્ધે હાથ લગાવીને સુઈ ન રહોઃ બ્રહ્મને જાણો. ત્યા હું નથી, તું નથી, પિતા અપિતા છે, અંધ અનન્ધ છે, પુત્ર અપુત્ર છે, સર્વ એક છે, એકરસ છે, અવર્ણ્ય છે, કૈવલ્ય છે.

વાચનાર ! હવે જરા પાછુ વાળી જો. વેદસંહિતા ઉપર નજર

ક્રર,' અવસ્તાની ગાથાઓને ફરી ગા, મીસરના 'ઓસિરિસનું' ધ્યાન ધર, યાહુદી કબાલાના લોગોસનું રહસ્ય તારવ, સુફી તરીકાના હક્કની હકીકત ખોલ, શું સમજાય છે? પિણ્ડ તેજ બ્રહ્માણ્ડ–બ્રહ્મ! સૂર્ય એજ જીવ–જગત–પ્રાણ! કદાપિ પણ સૂર્યવિના વ્યવસ્થા થનાર નથીઃ આ મન્વંતરમાં કે પેલા મન્વંતરમાં, આ કલ્પમાં કે પેલા કલ્પમાં, સૂર્ય કે કોઈ બીજા નામવાળો પણ તત્પ્રાય ગ્રહજ પ્રાણદાતા મોક્ષદાતા સ્વર્ગરૂપ, ઇશ્વર છે. વેદના ઋષિઓ, ને ઇરાનના મોબેદો સૂર્યને ઉંચું મોં કરી કરીને નમન કર્યા કરે છે, સૂર્યવિના બીજું દેખતાજ નથી!! શું સૂર્યના વર્ણનની કવિતાઓ ગત્ય છે? કેવો ઉપહાસાસ્પદ વિચાર દુર્બુદ્ધિએ બેસાડ્યો છે! સૂર્યનું રહસ્ય સમજીને आत्म जगतस्तस्थुषश्च* એમ કહે છે, यात्येकतोऽस्तशिखरं पतिरोषधीनामाविष्कृतारुणपुरःसरएकतोऽर्कः= એમ કાવ્ય રચતા નથી. ત્યારે વેદાનુપ્રણિત જે સ્માર્તધર્મ–નિત્યનૈમિત્તિકાદિ ક્રિયામાર્ગ તે પણ શું વ્યર્થ આડંબરજ છે કે? વિચારો, વિચારો, જરા સ્થિર થઈને હવે શ્વાસ લો, પુસ્તકને બંધ કરી જરા વાર ઉંચું મૂકો, અને નીરાંતે બેસી વિચારી જુઓ. કર્મમાર્ગ જ્ઞાનમાર્ગનું પગથીયું છે એમ ધીમેથી સમજી વિવેક કરો. પણ હજુ તમારા મનમાં એક વાત ખુંચતી રહેશે, તે મારા ધ્યાનમાં છે—ચાલતા શતકના પાશ્ચાત્ય શોધોથી આ વાત સમર્થિત છે કે નહિ? એનો પણ નિર્ણય હું તમને છેલ્લા પ્રકરણમાં કરાવીશ, પણ હાલ તુરત આટલે સુધી જે નિશ્ચય થયો તેની વ્યવસ્થા બરાબર રીતે મનમાં ઉતારી લો, કે આગળ ચાલતાં તમારે સમજવાનું ને મારે સમજાવવાનું સુતર પડે.

* ઋગ્વેદ સંહિતા. ૧. ૧૧૫. ૧. = શકુંતલા.

વેદ તથા ઉપનિષદોના યથાર્થ રહસ્યરૂપ વેદાંત દર્શન છે: બ્રહ્મ-જ્ઞાન છે; અદ્વૈત માર્ગ છે. સર્વ વેદવાક્ય તેમ ઉપનિષદ્ વાક્યનો સમન્વય કરી જોતાં આપણે જે સંક્ષેપ બતાવી ગયા તેવું દર્શન સિદ્ધ થાય છે, એમ શંકર તથા તેના અનુયાયીના ગ્રંથોથી પ્રતિપાદિત થાય છે. બીજાં જે દર્શનો કહી ગયા તે દર્શનો સાથે સરખાવતાં પણ આ દર્શનની સંગતિ વાસ્તવિક લગે છે. એમ શ્રુતિયુક્તિથી સિદ્ધ થાય છે એટલુંજ નહિ, પણ પિણ્ડબ્રહ્માણ્ડના વૈભવમાં પણ આ દર્શનની સંગતિ અનુભવાય છે. ત્યારે શ્રુતિ યુક્તિ ને અનુભવ ત્રણેથી સિદ્ધ થતું એ દર્શનજ વાસ્તવિક, મને તો, જણાય છે. શંકરાચાર્ય ને આ દર્શનઉપર આગ્રહ છે, ને તેણે સમજાવ્યા પ્રમાણે આપણે એ દર્શન જોઈ ગયા છીએ. શંકરના થવા સંબંધે બહુ બહુ મતભેદ છે, પણ તે ઇસવીસનના ૭–૮ શતકમાં કેરળ દેશમાં નંબુરી બ્રાહ્મણોમાં થઇ ગયા એમ જણાય છે. કોઇ તો તેમને ઈસવીસનના પ્રથમ શતકમાં પણ મૂકે છે, પણ એ બધી વાત સાથે આપણને સંબંધ નથી. એમને શિવના અવતારરૂપ પણ માને છે, ને વૈષ્ણવો એમને રાક્ષસના અવતારરૂપ માને છે, તે ઉભય વાતનું પણ આપણને કામ નથી. તેણે જે તત્ત્વદર્શન આપણને કરાવ્યું છે તે અપ્રતિમ છે, ને તેમાંજ તેની પૂજ્યતા, આચાર્યપણું, બ્રહ્મપણું, સમાયલું છે. શંકર તે શંકરજ છે, જગદ્ગુરુ છે. એમના સ્થાપેલા ચાર મઠ છે, ને તે આજે પણ પ્રસિદ્ધ છે: શૃંગેરીમાં, કાશ્મીરમાં, બદરિકાશ્રમમાં, ને દ્વારકામાં. એમનામાંથીજ પરંપરાએ ઉતરેલા સંન્યાસી તે દશનામી સંન્યાસી કહેવાય છે. શંકરના ગુરુ ગોવિંદપાદ. ને શંકરના ચાર શિષ્ય: પદ્મનાભ, સુરેશ્વર, હસ્તામલ, ને ત્રોટક. પદ્મનાભના શિષ્ય-

તીર્થ, અને આશ્રમ નામથી પ્રસિદ્ધ છે; સુરેશ્વરના સરસ્વતી, પુરી, ભારતી એમ છે; હસ્તામલના વન, અને આરણ્ય એવા છે; ને ત્રોટકના ગિરિ, પર્વત, સાગર એમ છે. તીર્થથી તે સાગર સુધી એ દશ નામ, ને તે જેને અંતે હોય એ નામવાળા તે દશનામી સંન્યાસી. એમાં બ્રાહ્મણોનેજ દાખલ કરે છે; છતાં હાલમાં એ નામમાંથી ગિરિનામ ધારનાર ગીર એવા અતીત પણ થયેલા છે, જે ત્યાગી નથી હોતા પણ સંસારી હોય છે. સંન્યાસીઓના ધર્મ તથા દંડકમંડલુ આદિબાહ્યોપચાર પ્રસિદ્ધજ છે; પણ ખરો દંડ તો મન વાણી ને કાયાની એકતારૂપ ત્રિદંડ છે તે છે. આગળ સંપ્રદાયોના સંક્ષેપ વખતે આપણે આ બાબત ફરી વિચારીશું, અત્રે અપ્રાસંગિક છે.

આ પ્રમાણે મૂલ વેદધર્મથી વિસ્તરેલી ધર્મભાવના દર્શનો સુધી આવી વિરામી છે. દર્શનમાર્ગ—વેદાંતમાર્ગજ સર્વધર્મનો નિયામક થયો છે. સર્વ ધર્મ, સંપ્રદાય, મતમતાંતર, સર્વે દર્શનોના બ્રહ્મને નમે છે, તેને મોક્ષ માને છે; પછી તે બ્રહ્મને યથારુચિ અલંકૃત કરે છે એ જોવાનું છે. પણ તત્ત્વદૃષ્ટિ એજ સર્વાંશે પ્રાધાન્ય પામી છે. આટલે સુધીમાં આપણે પ્રાચીન વ્યવસ્થાને છેડે આવી પહોચ્યા છીએ. હવે જે વર્ણન કરવાનું છે તે પ્રાયઃ પિષ્ટપેષણ જેવું છે, જે થઈ ગયું છે તેનેજ રૂપાંતરે વિવર્ત પામતું જોવાનું છે; નવું કાંઇ નથી, છતા તે શોધ બહુ ઉપયોગનો છે, કેમકે તેને ને આપણી હાલની સ્થિતિને બહુ નિકટ સંબંધ છે.*

*દર્શનોનો ક્રમ આપણે ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા, વેદાન્ત એમ આપ્યો છે તેથી તે તેજ રીતે ક્રમથી ઉદ્ભવેલાં એમ ન જાણવું. એ છ એ દર્શન બહુજ પ્રાચીન, છેક વેદકાલ જેટલાં પ્રાચીન, તથા એક એકની સાથે સાથેજ પ્રવર્તનારાં હશે એમ માનવાનું કારણ છે.

પિણ્ડબ્રહ્માણ્ડની એકતારૂપ બ્રહ્મદર્શન થયું, એટલે કે મનુષ્ય અને પશુ એ ઉભયનો વિભાજકધર્મ જે પ્રત્યગ્દષ્ટિ આપણે પાચમા પ્રકરણને આરંભે બતાવી ગયા છીએ, તેનો સંપૂર્ણ પરિપાક થઈ ચુક્યો. મનુષ્યમા ઇશ્વરારોપણ કરવાની જે પશુબુદ્ધિ છે તે પિણ્ડબ્રહ્માણ્ડાતિરિક્ત કર્તાને માની તુષ્ટ થાય છે, પણ મનુષ્યના મનુષ્યત્વધર્મરૂપ જે પ્રત્યગ્દષ્ટિની બુદ્ધિ છે તે પિણ્ડબ્રહ્માણ્ડના ઐકયરૂપ કૈવલ્યમા વિરામે છે. કર્તા માનનારા પણ એકેશ્વરનાજ પૂજક છે, બ્રહ્મ માનનારા પણ ઐકયનાજ પૂજક છે, છતા કીયું ઉત્તમ છે ? હવે સમજાશે કે વેદકાલમા એકેશ્વરભાવનામિશ્રિત વિશ્વપૂજાનો, કર્તા માનનારા અસંભવ બતાવે છે તે વાસ્તવિક નથી, કેમકે તે કર્તારૂપભાવના ધર્મબુદ્ધિની પરાકાષ્ઠા નથી પણ બ્રહ્મરૂપભાવના એ ધર્મબુદ્ધિની પરાકાષ્ઠા છે. એમ પણ સિદ્ધ સમજવુ, વા સમજાવું, જોઇએ કે મનુષ્યબુદ્ધિ આ બ્રહ્મદર્શન કરતા, પરમપ્રત્યગ્દર્શન કરતા, વધારે જ્ઞાન પામી નથી, કે પામી શકવાની પણ નથી. એજ, રહસ્યનું રહસ્ય, જ્ઞાનનુ જ્ઞાન, ને મોક્ષનો મોક્ષ છે. ભલે ઘણા દેવ હો, ઘણી મૂર્તિઓ હો, ઘણા વહેમ હો, પણ છેક વેદકાલથી માડીને તે આજસુધીમા એનું એજ આર્યપ્રજાએ માન્યુ છે ને માને છે કે પરબ્રહ્મ તો કેવલરૂપ છે, પણ તેની વિભુતિ દેવમૂર્ત્યાદિ સર્વ છે, તેને પામવાનો માર્ગ માત્ર છે. પિણ્ડબ્રહ્માણ્ડાતિરિક્ત કર્તારૂપ ભ્રમમા પડેલા પાદરીઓ પિણ્ડબ્રહ્માણ્ડૈકયરૂપ કૈવલ્યના પરમ ઉપાસકોને જંગલી, મૂર્તિપૂજક, કહી સુધારવા આવે છે ! ! ! તેમને પોતાને હજુ કેટલુ શીખવાનું બાકી છે ! ! ઇશ્વરના સર્વ બાલક છે, માટે ભાઇચારો રાખવો, એમ તેઓ મ્હોટો ઉપદેશ લેઇને પોતાના ધર્મને વખાણી વાજ આવે છે, પણ એક જંગલીમાં કે

જગતી મૂર્તિપૂજક આર્યગામડીઓ પણ એમને સમજાવી શકશે કે બાહ્યાચારો એ આર્યધર્મ નથી, આત્માચાર એ આર્યધર્મ છે, કિબહુના ખરો મનુષ્યધર્મ છે,—સર્વે આત્મમય પરપ્રેમમય, એજ શુદ્ધ ધર્મ છે, પિણ્ડબ્રહ્માણ્ડાતિરિક્ત કર્તા તે ઇશ્વર નથી, પણ તે ઉભયની એકતારૂપ, પ્રેમરૂપ, કૈવલ્ય—બ્રહ્મ—તે ઇશ્વર છે. બધા બાહ્ય નથી, પણ એક છે. આવી વ્યવસ્થા બતાવવાની એટલીજ મતલબ છે કે જ્યા આવુ તત્ત્વરૂપ ઇશ્વરજ્ઞાન નથી ત્યાજ ઘણા વહેમ ને ઘણી નાસ્તિકતા એ બેની મારામાર થાય છે, ધર્મગુરુઓ તથા જ્ઞાનગુરુઓ વચ્ચે લોહીની નદીઓ વહે છે, મનુષ્યો પશુરૂપતાને પામે છે, ને એવા ધર્મના સસ્કારોમા ઉછરેના શોધો આપણા શાસ્ત્રોને તે સંસ્મરદ્વારા જોઇ ગમે તેમ સમજી લેઠે*શુદ્ધ સનાતન આત્મરૂપ કૈવલ્યધર્મમ થી સર્વ શુભપ્રાપ્તિ થાય છે–પ્રેમ, આનદ, જ્ઞાન, શાન્તિ, ઉદય પામી વિસ્તરે છે વાચનારના સમજવામા આર્યશાસ્ત્રનુ પરમ રહસ્ય હવે સહજ પ્રતીત થયુ હશેજ. ભલે જે જેને ફાવે તે ભજે, આપણે તેની તુલના કરવાનુ શુ કામ છે? પરપ્રેમરૂપ એકરૂપ કૈવલ્યરૂપ બ્રહ્મમા, બોધ્ય નથી બોધક નથી ને બોધ પણ નથી—એજ પરમ-દર્શન છે, તેનેજ બીજુ સધુ જવા દઇ ઉપાસો.

---

*એના ઉદાહરણો તો અગણિત છે, પણ તેમા વેદાન્તને ચુથી નાખી સ્વવ ઉધુ સમજેલા જે લેખજ જોવાથી જણાશે કે કેવી ગરબડ થાય છે તેમ—વેદાન્તસાર ગમ—ફીલોસોફી ઓફ ધી ઉપનિષદ્સ વે ના પણ તરહવાર નવા નવા ગ ' કરવાની એ નવા પદ્ધતિોની ચચલતાવિષે આપણે ગાજ કહી ગયા છીએ

---

એક અધમતત્ત્વને પામી મૂર્તિમાન-હાથ પગવાળા તથા ક્રોધલોભાદિયુક્ત મનુષ્યસ્વભાવાત્મક થઈ ગયો. આવો વ્યુત્ક્રમ ઘણે અંશે બહુ બહુ શબ્દો તથા ભાવનાઓમા થયો છે, તે મનુષ્ય અંતરંગ સ્વભાવની પ્રવૃત્તિનુંજ પરિણામ છે, જે વ્યવસ્થા ચાલેલી છે તેમા એમ થવુજ જોઇએ ને થયુ છે, કોઇએ જાણી જોઇને કરેલુ નથી. આની છેવટની વ્યવસ્થાનો કાલ તેજ પુરાણોના ઉદ્‌ભવનો સમય છે જેમાથી જન્મેલી દેવભાવના, સ્મૃતિકાલમા ક્રિયાકર્મરૂપે સ્થપાઇ, દર્શનકાલમા તત્ત્વદૃષ્ટિમા પર્યવસાન પામી ગઇ. તત્ત્વદૃષ્ટિ પ્રધાન, દેવપૂજા ગૌણ, એમ નિશ્ચય થઇ ગયો. તત્ત્વદૃષ્ટિ પણ એવી ઉચ્ચતાને પામી ચૂકી કે એથી આગળ જવું અશક્યજ. પણ આ ઠેકાણેજ આર્યાવર્તના પ્રાચીન ઇતિહાસનું અવસાન આવી રહ્યું હતું, વાસ્તવિક રીતે તત્ત્વદૃષ્ટિજ આગળ વધવાનો પ્રસંગ હતો પણ તેમ ન બનતા, એજ તત્ત્વદૃષ્ટિએ પહોચ્યા છતા, આર્ય ઋષિઓ પાછા મૂલની પુરાણભાવના, ઉપર વળી જવા લાગ્યા એ બહુ આશ્ચર્યકારક પરિણામ આવ્યુ! તત્ત્વદૃષ્ટિ જે પ્રાધાન્ય પામી હતી તે પ્રાધાન્ય પામેલી તો રહી, પણ તેને છાઇ નાખી એક ગુપ્તવિધારૂપે બનાવી દેનાર બીજા ઘણા તરંગ ઉભરાઇ ઉઠયા. મનની કોઇ ગર્તભૂમિ ઉપર પાણીની મહોટી રેલ ફરી વળતા જેમ બધી ગર્તા પાણીમા આવી આવી જણાતા છતા, પૂરે ફરી હોશીઆરીથી ડુબકી મારી અને જવતનના અંધારામા પણ આખ ઉઘાડી જોઇ શકનારનેજ ખરેરૂપે પ્રતીત થઇ શકે, તેમ પુરાણભાવનારૂપી રેલના મેલા પાણીમા તત્ત્વદૃષ્ટિરૂપ રક્તતાની છાંટ છતા પણ તે પૂરને તળીએ જઇ તેના અંધકારથી અંજાઇ ન જતા આખો ઉઘાડી જોનારનેજ પ્રતીત થાય તેવી રહી. આમે

શાથી થયું, ને તે જે થયું, તેમાં આ બધા રંગ કેવી રીતે મળેલા છે, એજ આપણે જોવાનું છે.

આર્યાવર્તમાં પ્રાચીન સમયથી જે વિચારસંગતિ ચાલતી આવી છે તે ઉપર, દેશનાં હવાપાણી, સૃષ્ટિલીલા, અને ભૂમિની સુખસાધ્યતા, એ બધાંની અસરો થયેલી છે, અને પ્રત્યેક દેશમાં એજ કારણોથી વિચારસંગતિનાં નાનાપ્રકારનાં રૂપ ઘડાયછે એ બધું આપણે પ્રથમ પ્રકરણમાં કહી ગયા છીએ. આ પ્રમાણે વિચારસંગતિ ચાલતાં જીવિતનું પરમફલ—પરમસુખ,—મોક્ષ,—જે ઠરે, તેને અનુસારે તે તે દેશનાં આચારવિચાર વ્યવહાર બધું ઘડાય એ પણ પાંચમા પ્રકરણમાં જણાવી ગયાછીએ. આ ઉભય વાતના ઉદાહરણ રૂપજ આટલે સુધીનો ધર્મવિચારનો ઇતિહાસ છે. પણ એક વાત બહુ લક્ષમાં રાખવાની છે કે વિચારસંગતિને ઉત્તરોત્તર નવીન નવીન પદ્ધતિએ વૃદ્ધિ પામવાસાર, દેશમાં શાન્તિની બહુ આવશ્યક્તા છે. લોકોની સુખશાન્તિ નિર્ભય હોય નહિ, દેશના જુદા જુદા વિભાગો સાથે સંબંધ કરવાનાં સાધન હોય નહિ કે ભયભરેલાં હોય, તો શરીર તથા શારીરિક ભોગમાત્રનેજ સંભાળવા મૂકી માનસિક અને આધ્યાત્મિક વિષયોમાંકોણ ઉતરવા બેસે ? આર્યાવર્તમાં જેમ સ્વાભાવિક રીતેજ પોષણાદિ માટે બહુ શ્રમ કરવાની જરૂર નહતી, તથા પેટપૂજાની ઝાઝી પીડા ન હોવાથી નિરાંતમાં પડેલા ઋષિઓનાં મનને ધર્મબુદ્ધિ પ્રેરનાર સૃષ્ટિરચના પણ અતિ ભવ્ય હતી, તેમ દેશી રાજ્ય સ્થિર હોવાથી શાન્તિ તથા નિર્ભયતા પણ સારી ચાલેલી હતી. એ બધાં કારણોના એકત્ર બલને લીધેજ અનુભવ પ્રધાનશાસ્ત્રો—જ્યોતિષ, આયુર્વેદ, શિલ્પકલા, ગાનકલા, રાજનીતિ, ઇત્યાદિ; તર્ક પ્રધાનશાસ્ત્રો

જે બધા આ ગ્રંથમા આપણે વિસ્તારી ગયા તે, તથા કાવ્ય અને સાહિત્યના અનંત ભંડાર જે સર્વને પ્રસિદ્ધ છે તે; તથા ઉભયમિશ્ર-શાસ્ત્રો—મહાભારત, રામાયણાદિ ગાથા ઇતિહાસ એ, સર્વેનો ઉદ્ભવ થયો હતો. સર્વ કરતા વધારે સુલભતા તો એજ હતી, કે દેવાદિ પુરાણભાવનારૂપી વહેમ જેવો જે ધર્મ એક પાસા ચાલતો તે સર્વદા બીજી પાસા ચાલતા જ્ઞાનમય તત્ત્વદષ્ટિરૂપે પરમધર્મને નભીનેજ ચાલતો અને તેની વિરુદ્ધ કદાપિ જતો નહિ, એટલે કે સત્યપરાયણ ઋષિઓના શોધ સર્વે વિષયમા નિરંતર નિરંકુશ તથા નિર્વાહ ચાલ્યા જતા. આવા સમયમા રાજા પ્રજા સર્વની સ્થિતિ શુદ્ધ તથા શાન્ત ચાલતી, અને વર્ણવ્યવસ્થાને લઇને, ઋષિઓ એટલે કે વિદ્વાનોનું યથાર્થ સન્માન તથા લાલનપાલન થતુંજ. આ બધો સમય હવે વીતિ ગયો હતો, આર્યદેશ ઉપર કાલચક્ર ભમી રહ્યું હતું, અને બધી સ્થિતિ એવી વિપરિત થઈ જવાની તૈયારીમા હતી કે તેમાંથી કયે દિવસે ને ક્યારે ઠેકાણું પડશે તે પણ અટકળવું અશક્ય હતું. આર્યમંડલનાં, આપણા પૂર્વજોના, જે બલવીર્ય અને પરાક્રમમાટે આપણે આજે પણ મગરૂર છીએ, આર્ય એ નામ ધારણ કરવામા મહત્તા માનીએ છીએ, તે આર્યત્વનો સૂર્ય હવે અસ્ત થવાની તૈયારીમા હતો. શુદ્ધ પવિત્ર આર્ય હવે હિંદુ બનવાની અણીપર આવી ચુક્યા હતા. ઘણા એક એમ પણ કલ્પે છે કે બુદ્ધ અને જિનનો જે, યજ્ઞાદિ બંધ પાડી, અહિંસારૂપ ધર્મ પ્રવર્ત્યો તેણે આર્યોના પરાક્રમી, નિર્ભય, વીર્યપૂર્ણ હૃદયને, હીનસત્ત્વ, સભય, કોમલતાવાળાં કરી દેશને નિસ્તેજ બનાવી પરવશતાના બંધનમા હુબાવ્યો. પરદેશીઓનો સમાગમ; અંદર અંદર પણ ત્રિવર્ણ તથા શૂદ્રનો વિરોધ;—

એમાથી ઊત્પન્ન થયેલી સકરપ્રજા, સકર તથા શ્રદ્ધાદિને અનુકૂળ નીતિ ધર્મવિચારોનો ઉદ્ભવ; ઉજ્જડ તથા ઠંડા પ્રદેશમાથી આવેલા દઢાંગ, સબળ, વીર્યવાન્ આર્યલોકોના શરીર તથા મન ઉપર થયેલી આર્યાવર્તના ફલરૂપ અને ગરમ દેશની અસર, અને એ બધાથી પ્રાપ્ત થતી શિથિલતા એજ આ દેશની અધોગતિનુ નિદાન થઇ પડી. આર્યાવર્તનો રાજકીય ઇતિહાસ લખવા આપણે બેઠા નથી, પણ આપણે જે વિચાર કરવાનો છે તેમા ઉપયુક્ત હોય તેટલી મુખ્ય મુખ્ય વાત જાણવી અગત્યની છે. ઇસવીસન પૂર્વે લગભગ સાડી ત્રણસો વર્ષથી, એટલે આજથી અઢી હજાર વર્ષથી અને મૂલ આર્યલોકો આ દેશમા આવેલા ત્યાર પછી આશરે બે હજાર વર્ષે, પરદેશી લોકોની દષ્ટિ આર્યાવર્તતરફ ખેચાયા ગઈ છે પ્રાચીન વૈદકાલથી માંડીનેજ આર્યાવર્તનો વ્યાપાર મીસર અને બાબીલન સુધી ચાલતો, પછીના સમયમા ઈરાન તથા યુનાન વગેરે સાથે પણ સારી પેઠે તે જામ્યો હતો, એટલે આર્યાવર્તના સોના રૂપા ને મણિમાણેક દેશદેશમા પ્રસિદ્ધ થઇ રહ્યા હતા, અને આ સુવર્ણભૂમિનુ ભોક્તા થવા સારૂ વિદેશી પરાક્રમ સર્વથા ઉત્સુક હતું આ પરાક્રમી પુરૂષોમા પ્રથમ વીર ઈરાની દારા ( ડરાયસ ) થયો પણ તેણે કાંઈ જાણવા જોગ નામના આ દેશ સબંધે કરી નહિ એના પછી મહાપરાક્રમનોજ નક્ત અલેક્ઝાન્ડર—સીકંદર—છેક મેસિડનથી આવીને સિંધુને કાંઠે પહચો, તેની સામા થવા પુરૂઆદિ થોડા રાજા મળ્યા, પણ તે બધા હાર્યા, દેશમા બહુ ગરમડ અને શિથિલતા પ્રવર્તી, પણ એ યોદ્ધો અહી ઝાઝું ટકી શક્યો નહિ. એટલું તો એણે નિસંશય કર્યું, કે આ દેશની સંપસંપી સાથે રહેલી શ્રી અને

સરસ્વતી એ ઉભયને એવો મોહ લગાડી ગયો કે તે બન્ને ત્યારથી પરદેશી ઉપરજ પ્રીતિ કરવા વળી છે, ને સપત્નીભાવ ધારણ કરી કેનહ કરી, સ્વદેશીને દુખ દે છે સ્વદેશમા સાથે રહેતી નથી સીક-દર, પછી, થોડીજ મુદતમા મરણ પામ્યો, તેના રાજ્યના વિભાગ બાકટ્રીઆ, પાર્થિયા, વગેરેના હાકેમો પાછા આર્યદેશતરફ આવવા લાગ્યા પણ કોઇએ ચિરરાજ્ય સ્થાપી શકયુ નહિ આર્યાવર્તમાં ક્ષત્રિય નંદવંશનો ઉચ્છેદ થઈ ગયો, શૂદ્ર મૌર્યવંશ સ્થિર થયો, ને બધે ખળભળાટ પ્રસરી રહ્યો, વર્ણવ્યવસ્થા વ્યર્થ થવા બેઠી, દેશ ડોલવા લાગ્યો ! ! ઇસવીસનના આરંભમાજ ઉત્તરતરફથી જે જગની પ્રજાના અસખ્ય યુથ એક મહોટી રેતની પેઠે બધી પૃથ્વી ઉપર ઉભરાઇ ઉઠયા, રોમના ચક્રવર્તી અધિરાજ્યને પણ ડુ-ાવનારા નીવડયા, તેમનામાનાજ સીથીઅા, જેને પુરાણમા શક* અને તુરુષ્ક ( તાતાર ) કહેલા છે, તે લોકોએ કાસ્મીરમા રાજ્ય સ્થાપ્યુ એ રાજ્યનો વિસ્તાર એ સમયે છેક એક તરફ નર્મદા સુધી ને બીજી તરફ હિંદુકુશની બીજી બાજુ સુધી હતો. શક લોક વારવાર હુમલા કર્યા કરતા, તે લુટારાજ હતા, તેથી એકે રાજ્ય ટકી શકતું નહિ આવી ગરબડ આર્યાવર્તને માથે લગભગ ૫૦૦ વર્ષ રહી વિક્રમાદિત્યે= શકલોકનો પરાજય કર્યો અને એમ્વાર શ્રી સરસ્વતી ઉભયની પ્રીતિ પોતાના ઉપર પાછી સ્થપાવી વિક્રમાદિત્યથી, અરબીને તે વિજયનગરના બુક્કરાય સુધી એટલે કે ઇસવી-

* ગ્રીક-યવન-લેખકો એમને શકી, એમ લખે છે

= વિક્રમાદિત્યના સવત્ વીષે વિષે જે સશય છે તે માટે જુઓ પાનુ ૨૦૭ ટીપ ‡

-સનના લગભગ આરંભથી તે ૧૩૦૦-૧૪૦૦ સુધીમા, વળી આર્ય-બુદ્ધિ કાંઇક જાગ્રત થઇ, અને જે મહા સમર્થ ગ્રંથો સાહિત્ય, કાવ્ય, નાટક, જ્યોતિષ, તથા વેદભાષ્ય, મીમાંસાભાષ્ય, આયુર્વેદ, ઇત્યાદિ આપણને પ્રસિદ્ધ છે તે, તે સમયમા થયા વિક્રમ, ભોજ, હર્ષ ઈત્યાદિ પરાક્રમી રાજાઓ, તથા કાલિદાસ, ભવભૂતિ, બિલ્હણ, બાણ ઇત્યાદિ કવિઓ, અને શંકર, કુમારિલ, સાયણ ઇત્યાદિ આચાર્યો, વરાહમિહિર, ભાસ્કર ઇત્યાદિ શાસ્ત્રકારો, એ બધા આ સમયમા થઇ ગયા છે પણ આ સમયે જે વિદ્યાસુધાનિધિ ઉદય પામ્યો હતો તે, સુધાનિધિ—ક્ષયશીલ, અલ્પતેજયુક્ત, ચંદ્ર—જ હતો, મહા-પ્રતાપી સર્વંકશ પ્રકાશરૂપ આર્યપૂજિત શુદ્ધ પરાક્રમભાસ્કર ન હતો એજ સમયમા, અર્થાત્ ઈ. સ ૬-૭-૮ એ શતકથીજ, આરબ, તથા મુસલમાનો—જેમણે ઇરાન વગેરેને પાયમાલ કર્યાં હતા—તેમણે ડોકીયા કરવા માંડ્યા હતા તેમાથી મહમદે છેવટ ખરેખરો દીન જગાવ્યો ને આર્યાવર્તને હિંદુસ્તાન બનાવી લાંબો સુવાડી દીધો મુસલમાનો પછી મુગલ સરદાર ઝંઘીસખાને છેક પેકીનથી તે જર્મની સુધી એકચક્ર રાજ્ય સ્થાપ્યુ, ને તેનાજ વંશજો હિંદુસ્તાનની ગાદીએ ચડ્યા તેમા, અકબરાદિ એક બેને વર્જતા, બીજા બધા, મૂલપુરુષ ઝંઘીસના જેવાજ પશુવત્ નીવડ્યા, અને તે -મણે પણ દેશની વ્યવસ્થા બગાડી નાખી, અને મરાઠાઓની સાથે સ્વહદ કરી, ત્રીજાને વચમા નાખી, કુરુક્ષેત્રના સંગ્રામમા પોતાનુ, તેમ દેશની મરાઠાઓનુ, સત્યાનાશ વળાવ્યુ પણ વળી એક નવો પરા-ક્રમી યોદ્ધો, યુરોપીયવ્યાપાર, આર્યભૂમિને નીચોવવા સારૂ ઉતરી ચુ-કો હતો, તેજ બધાની લડાઇમાથી પોતાનુ કામ કાઢી ગયો, ને

જે આપણા ઉપર રૂપાંતરે પણ વિદ્યમાન છે. આમ છેક દારાના સમયથી ધકે ચઢેલી આર્યભૂમિનાં બાલકો હજુ જંપવા પામ્યાજ નથી, તો શાસ્ત્રરચના કે તત્ત્વવિચાર તો કરેજ ક્યાથી ? હાલમાં કાંઇક જંપવા વારો આવ્યો છે, ને તેનાં ભવ્ય પરિણામ—સુખ, શાન્તિ,, પ્રાચીન વિદ્યાકલાનું પુનરેજ્જીવન, નવીનનો ઉદ્ભવ —આપણી નજરેજ છે. બધા દિવસ સરખા જતા નથી,શ્રી અને સરસ્વતી પોતાના માબાપનો દેશ તજી વિદેશમાં વર શોધવા, બધી પૃથ્વી ઉપર-ઇરાન, આર્બસ્તાન, ગ્રીસ, રોમ, યુરોપ, અમેરીકા,—ભમીભમી ને, અજ્ઞાત પણ પૃથ્વી પ્રદક્ષિણા કર્યાના પુણ્યે અતિ પવિત્ર થતા, મૂલનો મોહ તજી, પોતાના ઘરમાજ જંપીને બેસવા પાછાં આવતા જણાય છે. ભલે એ દિવસ આવે, શ્રીસરસ્વતીને ભાન આવી પોતાનું ઘરજ વ્હાલું થાય ! હજુ કોને વરમાલા પહેરાવશે એ તો સંશયાત્મકજ છે, અનંત યુગો થયાં તેમને બધા વિશ્વમાંથી પણ વર જડયો નથી, તો હવે ક્યા અને ક્યારે જડશે તે તો રામ જાણે; પણ પોતાના પિતાના સ્થાનમાંજ પોતાનું કુમારીપણું સાચવી બેશી રહે તો બહુ છે!! એમના માબાપ તો મરી પરવાર્યા છે, વર્તમાન સમયમા તો તેમને બહુ ઉત્તમ રક્ષકોને આધીન રહેવાનું છે, એ રક્ષકોજ એમના પિતારૂપ થાઓ, એમના રૂપગુણથી મોહિત થઇ એમને વરી જવાનું પાપ ન કરો !!

અસ્તુ. હવે વિષયવિભાગ કરો. ઇસવી સન પૂર્વેનાં ત્રણ ચારસો વર્ષથી તે ઇસવીસનનાં બાર તેર સો વર્ષ સુધી આ એક સમય;ત્યાંથી તે કુરુક્ષેત્રના યુદ્ધ સુધી બીજો સમય, ને ત્યાંથી અંગ્રેજોના સ્થિર થવા સુધી તૃતીય સમય. આ ત્રણે-સમયના ત્રણ જુદા જુદા રંગ

આર્યધર્મમાં ને નીતિમાં જણાશે, તે આપણે જોવ ના છે; પણ પ્રાચીન ઇતિહાસના ક્રમથી જે મહાવેગે બુદ્ધિબલના તરંગ દોડતા હતા, તે તો પ્રથમ સમયમાંથીજ, મંદ પડી ગયા,—મરીજ ગયા. તેમની પીડે, વાંચનાર ! જો તું હજુ પણ ચઢી રહ્યો હોય તો ઉતર, એ તરંગ હવે તારો નથી, એનો આત્મા તો ઉડી ગયો, ને તારા પગમાં જે દબાઈ રહ્યું છે તે તો કોઈ નવુંજ પિશાચ છે ! ! તારા શુદ્ધ તરંગના આત્માને શોધ, એક ઠેકાણે જો, બીજે ઠેકાણે જો;—હાથમાંજ નહિ આવે:—રીસાયો છે;—જ્યારે હાથ આવે ત્યારે ખરો ! !

ચાલ આપણે બન્ને તપાસ કરીએ. જે પ્રથમ સમય બતાવ્યો તેમાંજ પુરાણોનો પ્રભવ છે; જે દ્વિતીય સમય ઠરાવ્યો તેમાં પુરાણાનુગત અદ્વૈત તથા પંથોની પ્રતિષ્ઠા છે: ને ત્રીજો સમય કહ્યો તેમાં સુધારો અને સમાજોનો જન્મ છે. જે અવ્યવસ્થા થવાથી પ્રાચીન આર્ય-ધર્મનું રહસ્ય શિથિલ પડી થયું, તેમાંથી પુરાણોનો ઉદ્ભવ થયો, પણ તે પુરાણો કોઈ પણ નવી વાત બતાવી શકતાં નથી, જે હતું તેનેજ, સમયાનુસાર રૂપાંતર કરી બતાવે છે. પુરાણનો પ્રધાનવિચાર જ એવો છે કે તે પ્રાકૃત લોકની ધર્મવાસનાને અનુકૂલ પડે. આર્યત્વથી ભ્રષ્ટ થઈ હીનસત્ત્વ થયેલા લોકો પરાક્રમરૂપ કર્મમાર્ગ તજી પરાધીનતારૂપ. ભક્તિમાર્ગે વળી ગયા હતા; તેમને વાસ્તવિક બોધ થવા માટે દ્વંદ્વ સ્થૂલ વિવેક કરી આપવાની આવશ્યક્તા હતી. તત્ત્વવિચારની દષ્ટિરૂપ પરમજ્ઞાનમાર્ગ તે તો સર્વથા સમજાવવોજ, પણ અવાંતરે એવો સ્થૂલમાર્ગ યોજવો કે તે સામાન્ય લોકોની બુદ્ધિમાં સહજમાં ઉતરે, અને પરિણામે તેમને જ્ઞાનમાં દોરી જાય. આમ ભક્તિધર્મનું પ્રાધાન્ય થયું. પ્રાચીન વેદાદિમાં ભક્તિમાર્ગ

નથી એમ નથી; વેદોપનિષદાદિમાંજ કર્મમાર્ગ એટલે મીમાંસોક્ત ધર્મમાર્ગ, ઉપાસના માર્ગ, અને જ્ઞાન માર્ગ, એવી વ્યવસ્થા સમજી શકાય છે, અને પુરાણોએ ઉપાસના માર્ગનેજ આગળ પાડ્યો છે. પણ એ ઉપાસનાને એટલું બધું પ્રાધાન્ય આપ્યું છે, કે મૂળમાં જે પ્રતીકોપાસના હતી તે પુરાણમાં કેવલ પરમોપાસના જેવી થઇ પડી; અર્થાત્ જેની ઉપાસના કરવામાં આવે તે પરબ્રહ્મનો અંશ, વિભૂતિ, એમ મનાતું, તેને બદલે હવે તેજ પરબ્રહ્મ એમ થઇ ગયું, અને વૈષ્ણવાદિ સંપ્રદાયોમાં તો ગુરુ પોતેપણ વિષ્ણુજ થઇ બેઠા. દેવ કોપે તો ગુરુ રક્ષણ કરે, પણ ગુરુ કોપે તો કોઇ રક્ષણ કરનાર રહ્યું નહિ! આવી ભક્તિપ્રધાન નીતિમાંથી અવતારકલ્પના સ્ફુરી; અને રાજકીય અવ્યવસ્થામાંથી તારનાર કોઈ પરાક્રમી વીરના ઉપરથી કે ધર્મવ્યવસ્થા કરનાર કોઈ બુદ્ધિમાન્ સર્વજ્ઞવી તત્ત્વવેત્તાના ઉપરથી, એ કલ્પના દૃઢતા પામતી ચાલી. હવે પુરાણ એટલે શું તે સમજાય તેમ છે. પુરાણમાં પ્રાયશઃ આટલી વાત આવેછેઃ સૃષ્ટિ, પ્રલય, કાલ-વિભાગ, કર્મોપાસના ને જ્ઞાન, વર્ણધર્મ, મન્વાદિથી આરંભી તત્ તત્ પુરાણકાલીન રાજાઓ સુધીની વંશાવલી, ને એ બધાને ગૌણત્વ પમાડી મુખ્યરૂપે વર્ણવેલી પોતપોતાના એકાદ દેવ—શિવ, વિષ્ણુ, બ્રહ્મા,—તેની મહત્તા, ઇત્યાદિ. પુરાણો શામાંથી રચાયાં તે પણ સ્પષ્ટજ છે. પ્રાચીન વેદકાલથી તે દર્શનકાલસુધી જે જે થયું છે તે સર્વ, તથા તે તે પુરાણ થતાં સુધીમાં જે નવું બન્યું હોય તે, એ બધામાંથી પુરાણનું વસ્તુ નીકળી શકેછે; ગ્રાહકબુદ્ધિને અનુસરી રૂપાંતરે બતાવેલું હોય છે. પુરાણોમાં અનેક દેવાદિકલ્પના, અવતારાદિ વ્યવસ્થા, ધર્મના ફાંટા, વગેરે નાનાપ્રકારની વિરુદ્ધ વિરુદ્ધ,

અદ્ભુત, માનવામા પણ ન આવે તેવી, તથા વ્હેમ ભરેલી, અને કહીં, કહીં અયોગ્ય પણ, વાતો આવેછે,–એ બધાથી કરીને, પુરાણો ખોટા છે, સ્વાર્થી બ્રાહ્મણોના રચેલા છે, ધર્મસ્વરૂપ એવું હોયજ નહિ, ઇત્યાદિ આપણે બોલીએ છીએ. પણ આપણે જે વિવેક કરી ગયા તેટલાથી જાણવું સહજ છે, કે એ પુરાણો કોઇએ જાણી જોઇને ખોટું સમજાવવા રચ્યા નથી, એ જેવા રચ્યાં છે તેવાજ રચવાની આવશ્યકતા હતી. એ આવશ્યકતાને અનુસરી, પ્રાચીન ધર્મની ગાત ઉચ્છેદ ન પામતા સ્થિર થઇ, સર્જ્નાન્તરે કાલાન્તરે પણ સમજાય, એવી રચના કરવામા ઋષિઓએ પરમાર્થબુદ્ધિથીજ સયુક્તિક વ્યવસ્થા કરીછે. અમે તો એટલે સુધી પણ માનીએ છીએ, ને સિદ્ધકરી બતાવીશું, કે પુરાણોમા જે સ્થૂલ અતિશયોક્તિ અને રૂપક રચ્યા છે તે જાણી જોઇનેજ તેરેરૂપે રચ્યાછે, કે તે તે વાતના અસંભવિતપણા ઉપરથીજ બુદ્ધિમાન્ તેને અક્ષરશઃ સત્ય ન માનતા તરત તેમનું રહસ્ય વિચારવા પ્રેરાય, અને પરમાર્થરૂપ સત્ય સમજી જાય. પણ બધા લોકો આવા બુદ્ધિમાન્ હોતા નથી ને હોય નહિ, ને વિશેષે કરી પુરાણકાલની અવ્યવસ્થાના સમયમા તો થોડાજ હશે, એટલે કે જેમ એક પાસાથી સસ્કારવાનને માટે પુરાણોની અસંગત ભવ્યકલ્પનાઓમા પણ સત્યમાર્ગ સૂચવી દીધોછે, તેમ એજ અસંગતિવાળા રૂપકાદિથી પ્રાકૃત લોકની બુદ્ધિને ભક્તિભાવ બતાવી ધર્મભ્રષ્ટ થતાં અટકાવવાની સબલ શૃંખલા બાધી દીધીછે. આ પ્રમાણે જોતા પુરાણ રચનારની સ્વાર્થપરાયણતા કરતા નિ:સીમ પરમાર્થતા સમજાય છે, અજ્ઞાનરૂપ સ્વલ્પ'ષ્ટિ કરતાં પરમજ્ઞાનરૂપ ભવ્ય'ષ્ટિ સ્પષ્ટ થાય છે, અને આર્યબુદ્ધિનું આર્યતત્ત્વ પ્રતિપાદિત થાય છે. ને એજ પુરાણો

વચમાં આવ્યા ન હોત, તો આજ આપણે યવન હોત, મુસલમાન હોત, કે ફિરંગી હોત, કે અંગ્રેજ હોત એમાંનું કાંઇ કહી શકાતું નથી—પણ કોઇને કોઇ રીતે આપણે અધમતાને પામ્યા હોત. અંગ્રેજ ફિરંગી મુસલમાન કે યવન એ નામમાં કાંઇ આભડછેટ ભરાઈ એવી નથી, પણ કહેવાનું તાત્પર્ય એવું છે કે ગમે તેવી દીનતા, તથા હીનતાએ પહોચ્યા છતાં પણ ધર્મપરાયણતા રૂપ મહાનિયમ અને તેના ફલ આપણે જે સાચવી રહ્યાછીએ તે સચવાયા નહોત. જે જે પ્રજા પોતાની પ્રાચીન મહત્તાથી ભ્રષ્ટ થતા તે મહત્તાને વિસરી, જઇ, પોતાની હીનતા સ્વીકારતી ચાલેછે તે તે પ્રજા નિરંતર અધોગતિને પામતી જાય છે, એવું ઇતિહાસના અનેક દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે, આવા સર્વ અનિષ્ટ પરિણામથી ઉગારનાર પુરાણો છે, ભક્તિપ્રધાન વૈદિકરૂપ ધર્મ તેજ આપણો ત્રાતા છે. પુરાણમાત્રના પ્રણેતા વ્યાસમુનિને નારદે ખરેજ કહ્યુંછે કે તમણે ભગવદ્‌ગુણ ગાયા નથી માટે તેમના આત્માને સંતોષ થતો નથી, અર્થાત્ પુરાણપ્રતિપાદિત ધર્મની એવી ગૂઢ મહત્તા છે, કે તેજ ધર્મ જેમ આર્યત્વનો ત્રાતા છે, તેમ પરમસત્યનો બોધક છે, અને એમ પરમમોક્ષરૂપ છે. ભક્તિ અને જ્ઞાન ઉભય એકજ છે. આ એકતા પુરાણોમાં સ્પષ્ટ સમજાય છે, તે તેને લીધેજ પુરાણોની ગૂઢમહત્તા સિદ્ધ થાયછે, પછી સંપ્રદાયને વળગીને કોઈ, ભક્તિમાત્રનુંજ જ્ઞાનઉપર પ્રધાનપણું બતાવે તો ભલે. ભક્તિ અને જ્ઞાન જુદા પડી શકતાજ નથી. જ્ઞાનવિના ભક્તિ અંધ રહેછે, ભક્તિવિના જ્ઞાન શુષ્ક રહેછે, પાંગળું રહેછે. જે જાણવું તેજ ભજવું, જાણ્યાવિના ભજાય નહિ, ને ભજ્યાવિના જાણ્યું કહેવાય નહિ. વેદાંતનું જે અપરોક્ષજ્ઞાન તેજ ભક્તિ છે, ભક્તિમાર્ગવાળાની

પ્રેમનાપણા પરાભક્તિ તેજ અપરોક્ષજ્ઞાન છે. જ્ઞાન તે ભક્તિ ને ભક્તિ તેજ જ્ઞાન—એજ અપરોક્ષ કૈવલ્ય. શ્રીગીતાજીમા પણ એજ કહ્યું છે, "સાંખ્ય-જ્ઞાન અને યોગ-કર્મ, ભક્તિઇત્યાદિ-ને એકરૂપ જાણનારજ જાણે છે." શ્રીમદ્ભાગવતમા પણ કહેલું છે કે "આત્મારૂપ મુનિઓ જે કર્મગ્રંથિથી મુક્ત છે તે પણ પરમપુરુષની કેવલ અહેતુક ભક્તિ આદરેછે" આમ ભક્તિજ્ઞાનની એક્તાપરાયણ પુરાણો સર્વથા સાર્થક છે, ઉપયુક્ત છે, ને ધર્મવત આર્યોને સર્વ પ્રકારે પૂજ્યછે.

મુખ્ય પુરાણ ૧૮ છે, માત્સ્ય, કૌર્મ, લૈંગ, શૈવ, સ્કાન્દ, આગ્નેય, વૈષ્ણવ, નારદીય, ભાગવત, ગારુડ, પાદ્મ, વારાહ; બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત માર્કંડેય, ભવિષ્ય, વામન, બ્રાહ્મ. એ શિવાય બીજા ઉપપુરાણ છે. અષ્ટાદશ પુરાણમા વિષય પ્રાયશઃ એકનો એકજ છે, તેનું સ્વરૂપ, જે વિચાર આપણે કરી ગયા તેઉપરથી, સહજ અવગત થયુ હશે; તથાપિ અમુક અમુક સંપ્રદાયવાળા એકએક વિચારશ્રેણીને પ્રાધાન્ય આપી, સર્વે પુરાણોના ત્રણ વિભાગ કરે છે,—તામસ, સાત્વિક, રાજસ અને સાત્વિકમાત્રને પ્રમાણયુક્ત માનેછે.* પુરાણોમા મુખ્ય દેવ ત્રણ છે, કે એજ છે એમ કહીએ તો પણ વાસ્તવિક છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, આ ત્રણનું, કે રુદ્ર અને વિષ્ણુ એ બેનુંજ પ્રાધાન્ય છે; પછી બીજા અવાન્તર દેવદેવી ઇત્યાદિ અનેક છે. પુરાણોની વાર્તાઓ તો સર્વના જાણવામા છે, પણ તેનું તત્ત્વ શુ છે, તેની નવીજ વાર્તાઓ એકાએક ક્યાથી આવી પ્રડી, એ સમજવાની આવશ્યકતા છે. એમ ન થાય ત્યાહુધી, પુરાણની વાતો કાતો કેવલ ગપ જેવી મનાઈ

---

* પ્રથમના ૭ તે તામસ, બીજાં ૭ તે સાત્વિક, અને ત્રીજાં ૭ તે રાજસ, એમ વૈષ્ણવ મતવાળા માનેછે, સ્મૃતિઓના પણ તેવાજ વિભાગ કરેછે.

નાસ્તિકતા પ્રસરાવે, કે કાંતો અક્ષરે અક્ષર સાચી મનાઇ અગાધ વહેમસમુદ્રમાં ભોળા માણસોને ડુબાવે. જે સમયમાં પુરાણો થવાનો સંભવ આપણે સ્વીકાર્યો છે. તે સમયમાં, એ પુરાણ જેવાં છે તેવાંજ કોઇ વૃત્તાન્તો થવાની આવશ્યકતા હતી એમ સિદ્ધ કરીને, પુરાણકલ્પના રચનામાં કોઇએ સ્વાર્થ કે એવી નીચવૃત્તિ સાધવાનો યત્ન કર્યો છે એ વાતને આપણે ખોટી ઠરાવી ચુકયા છીએ. તેમ પુરાણોની અસંગત જેવી જણાતી જે વાતો છે, તે પણ મૂલ સત્યની બોધક છે, ને જ્ઞાનમાર્ગ તેમજ ભક્તિમાર્ગ ઉભયમાં પુષ્ટિ આપનારી, પરમ મોક્ષે લઇ જનારી છે, એમ પણ સમજાવ્યું છે. આ ઉભયવાત લક્ષમાં રાખવાથી પુરાણકલ્પનાઓ ક્યાંથી થઇ, કેમ થઇ, તેનું રહસ્ય શું છે, ઇત્યાદિ અનેક વિષયની સ્પષ્ટતા સહજમાં થઇ શકશે. પુરાણો છે તેવાંજ પારમાર્થિક સત્યરૂપ નથી, તેમ કેવલ અસત્યરૂપ નથી, એ ઉભય વિરોધિ અંશનું સહજ સમાધાન બનશે. પુરાણોનો અગાધ સમુદ્ર માપવાનું કામ મારી અલ્પમતિથી તો અશક્યજ લાગે છે, છતાં જે માર્ગે પુરાણોની વાતો ને વિચારવી જોઇએ એવું મને સમજાયું છે, તે માર્ગમાત્ર સૂચવવાને થોડી ઘણી વાત અત્રે વિસ્તારૂંછું. પુરાણનું આવશ્યક અસ્તિત્વ, તથા તેમાં સમાયલા અર્થની પારમાર્થિક મહત્તા, એ માર્ગે જવાથીજ સમજી શકાય છે માટે તે માર્ગ એક દિગ્દર્શન કરાવવા યથામતિ સૂચવું છું, બાકી પુરાણના અગાધ સમુદ્રના બિંદુએ બિંદુને યથાર્થ અવલોકવાની શક્તિ તો મારામાં નથી.

## સૃષ્ટિ.

બધાં પુરાણમાં સૃષ્ટિ કેમ થઇ તેનું, તથા સૃષ્ટિમાં પ્રલય અને

સર્ગના કાલમાનનુ વર્ણન આવેછે. તેમા સામાન્ય વાત એવીજ સ-ર્વમા જણાયછે કે નારાયણને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઇ, અને તે જલમા શેષ ઉપર સૂતા, તેમની નાભિમાથી ચતુર્મુખ સ્વયંભૂ બ્રહ્મા થયા, અને તેમણે સર્ગ વિસ્તાર્યો. એ બ્રહ્માના રાત્રી દિવસ તે પ્રલય અને સ્થિતિ ને તે બે મળીને બે કલ્પ. એવા બ્રહ્માના ૩૬૦ દિવસ તે એક બ્રાહ્મવર્ષ, ને સો બ્રાહ્મવર્ષ તે એક મહાકલ્પ. કલ્પમા પણ ચૌદ મનુના ચૌદ મન્વતર, અને પ્રતિ મન્વંતરમા ૭૧ મહા-યુગ, પ્રતિ મહાયુગમા ચાર યુગ * આવી વ્યવસ્થા આપણે દેખીએ છીએ તે બહુ આશ્ચર્યકારક લાગેછે. આ અથવા એવીજ વ્યવસ્થા સર્વ ધર્મમા, દુનીયાના ધર્મમાત્રમા છે, એટલે કે સર્ગ, સ્થતિ, અને પ્રલય, એ ત્રણ સમજાવવાને સર્વ ધર્મમા પ્રયત્ન થયેલોજ છે, ને યથામતિ યથાપ્રસંગ સર્વેએ વ્યવસ્થા રચેલી છે. પુરાણોમા જે આવી અર્થસગતિ જ્વાયછે, તે નવીન નથી, પ્રાચીન વેદસમયમાથીજ ચાલી આવેલી ભાવનાઓમાથી એ સગતિ ઉત્પન્ન થઇ છે, ને દર્શનો-મા તત્ત્વદૃષ્ટિએ જે નિર્ણય સલરૂપે ઠરાવ્યો છે તેને અનુસરીનેજ ચાલેલીછે. પ્રાકૃતલોકને રુચતું આવે તેવું કરવામાં માત્ર રૂપક થઇ સ્થુલતાન આવી પડ્યોછે, પણ સત્યનો શુદ્ધ રંગ એક નિર્મૂલ થઇ

* ૩૬૦ દિવસ=૧ વર્ષ (માનુષ) ૧૭,૨૮૦૦૦ વર્ષ=કૃતયુગ ૧,૨૯૬,૦૦૦ =ત્રેતાયુગ ૮૬૪,૦૦૦–દ્વાપર ૪૩૨,૦૦૦–કલિ ચારયુગ–૧ મહાયુગ= ૪,૩ , ૦૦. ૭૧ મહાયુગ=૧ મન્વતર=૩૦૬,૭૨૦,૦ ૦ ૧૪ મન્વતર= ૧ - પ=૪,૩૦૦,૦૦૦, ૦૦ ૨ કલ્પ–=૧ દિવસ, ૩૬૦ દિવસ=૧ વર્ષ, ૧૦૦ વર્ષ=મહાકલ્પ=૩૧,૧૦,૪૦,૦૦૦,૦૦,૦૦૦ (માનુષ વર્ષ) આ ગણનામા યુગ સંખ્યા, મન્વંતરસંખ્યા, તથા કલ્પસંખ્યા, તેપણ હીસાબમા લઈ સરવાળો મૂકેલો છે.

ગયો નથી. વેદસંહિતામાંજ આપણે જગતની ઉત્પત્તિવિષે ઘણા ગૂઢ સૂક્તો જોયાછે. नासदासीन्नसदासीत्तदानीं किंत्वमूत्तमः ઇત્યાદિ તથા हिरण्यगर्भः समवर्ततताग्रे ઇત્યાદિ, ઘણા સૂક્તોમા સૃદિના નિદાનનો નિર્ણય કરવામાટે ઋષિઓ મથ્યાછે, ને છેવટ એમજ વિરામ્યા છે કે सहस्रशीर्षः पुरुषः सहस्राक्षः सहस्रपात्...पुरुषएव इदं सर्वम् ઇત્યાદિ. એ વૈદિક પુરુષ તેજ ઉપનિષદોમા સત્ એ નામને પામી તત્ત્વદૃષ્ટિમા વાસ્તવિક રીતે વ્યવહરાયછે, એ સત્ તેણે ऐक्षतबहुस्यां प्रजायेय બહુ થાઉં એમ ઇચ્છાથી જોયું ને સૃષ્ટિ સંભવના લાગી. આજ વાતને વિસ્તારી સૂક્ષ્મ રીતે વિવેક કરી ઇશ્વરાદિ વ્યવસ્થા અદ્વૈતદર્શનમા આપણે જોઈ આવ્યા છીએ, ને ત્યા, કોઇ કરપાદાદિમાન્ પુરુષની ઇચ્છાથી, કે રમત કરવાની લીલાથી નહિ, પણ સ્વતઃ પ્રવૃત્ત, જડચેતન ઉભયાત્મક, સતમાથી જ સૃષ્ટિ બનાવી ચુકયા છીએ. હવે આ બધા સૂક્ષ્મ તત્ત્વવિચાર ઉપરથી પુરાણભાવનાને ઘટાવી લો. વૈદિક પુરુષ તેજ ઔપનિષદ સત્ અને પૌરાણિક નર. નરથી જે થયુ તે નારા એટલે જલ. સર્વમય અવ્યાકૃત સત્ તે સર્વમય જલ એવા રૂપેજ વ્યવહરાયું છે. અવ્યાકૃત સતને વર્ણવીજ કેમ શકાય? વર્ણન કરવું એજ વ્યાકૃતિ થઇ જાય; ત્યારે તેને ઉપમામાત્રથીજ સમજવુ એ આવશ્યક છે, ને તેમ, નિઃસીમ સર્વમય જલની ઉપમા તેને ઘટે છે. નર જ્યારે વ્યાકૃત થવા માડે ત્યારે સર્વમય એકાકાર ભાસમાત્ર—જલ—પ્રતિત થાય. નરથી થયેલું નારા તેમા સુતેલા—તેના આધારરૂપ, કારણરૂપ—તે નારાયણ. સત્ તેજ નારાયણ, એમને ઇચ્છા થઈ તે ઇચ્છાજ નહિ; પણ એ સત્ જડચેતનના અનન્યત્વરૂપ છે, ને તેથી વાચ અથવા શબ્દયુક્ત હોઈ ઉર્ણનાભિની પેઠે

સ્વતઃજ અભિન્નનિમિત્તોપાદાન છે. તેમની નાભિમાંથી કમલ થયું, એ પણ હવે સમજાશે. કમલ છે તે સ્વતઃપ્રવૃત્તિનું ચિન્હ છેઃ કેમકે સ્ત્રી પુરુષરૂપ પરાગ કમલમાં પોતામાંજ સંભવે છે, અવ્યાકૃત સત્‌માં જેમ વ્યાકૃત વિશ્વમાત્ર સ્થિત છે, તેમ કમલબીજમાં સપત્રપુષ્પ કમલાકાર સ્થિત છે*, માટે નારાયણમાંથી કમલ અને તેમાંજ સ્વયંભૂ, સ્વતઃજ થનાર બ્રહ્મા. બ્રહ્મા એ નામ ક્યાંથી આવ્યું તે પણ જોવા જેવું છે. વેદમાં તો એ નામ નથી, ત્યાં કેવલ બ્રહ્મન્ એ શબ્દ આવે છે, ને તેનો અર્થ પણ મંત્ર, વેદ, એટલો થાય છે. ઉપનિષદોમાં સર્વ વેદના અંત્ય રહસ્યરૂપ તેજ વેદ બ્રહ્મ, તેજ પરમસત્ પરમજ્ઞાન એમ અર્થ ઉદ્‌ભવે છે. જે સદ્રૂપબ્રહ્મ તેમાંથી સૃષ્ટિ કેમ થાય છે તે આપણે બતાવી ગયા છીએ. શુદ્ધસત્ત્વપ્રધાનપ્રકૃતિ એટલે માયા, તે સહિત ચિત્ તે ઈશ્વર; અને ઈશ્વરસ્થાનથી અવિદ્યા તથા તમઃપ્રધાનપ્રકૃતિને ગતિ થતા સૂક્ષ્મસ્થૂલાદિ વ્યવસ્થા–સૃષ્ટિ. ત્યારે જે પારિભાષિક ઈશ્વર તે બ્રહ્મરૂપજ છે, કેમકે બ્રહ્મનો વિવર્ત છે; ને તે ઈશ્વરદ્વારાજ બ્રહ્મ જગત્‌નું નિમિત્તકારણ છે. સૃષ્ટિપ્રવર્તક ઈશ્વરસ્થાન તે પુરાણકાલમાં નિમિત્તકારણરૂપે ઈશ્વર એવા પુરુષવાચક થઈ ગયું. અને ઈશ્વરને કર્તૃત્વ આરોપાયું પછી ઈશ્વરને બ્રહ્મનાં એકતા ઉપરથી, એ ઈશ્વરનેજ બ્રહ્મ શબ્દથી ઓળખવા માંડ્યો, અને બ્રહ્મન્ શબ્દ મૂલે નપુંસકલિંગે હતો તેને, કર્તૃત્વ આવ્યું એટલે, પુલિંગ કરવાજ પડ્યો. બ્રહ્મા એ નામ, અદ્વૈતવાદમાંના પારિભાષિક ઈશ્વરને મળ્યું, ને તે સૃષ્ટિકર્તા ઠર્યા. વેદમાં પ્રજાપતિ એવો સૃષ્ટિકર્તા દેવ કહેલો છે, તેમ હિરણ્યગર્ભ પણ આપણે હમણાંજ કહી ગયા

* બીજા વૃક્ષોનાં બીજાદિ સંબંધે આવું નથી હોતું.

તેમ તેરૂપે જતાવેલો છે, એટલે એ બે નામ પણ, હવે કર્ત્તારૂપ બ્રહ્માને મળ્યાં. બ્રહ્મ—ઇશ્વર—બ્રહ્મા—આ ક્રમ હવે સમજી શકાશે; ને બ્રહ્મા એટલે સૃષ્ટિકર્તા તેપણ સ્પષ્ટ થશે. અવ્યાકૃત સત્‌ની, સ્વતઃ પ્રવૃત્તિથી, વ્યાકૃત સત્, ને તે પછી સ્થૂલ પર્યંત સર્ગ, એ ચાર વાત તે, નારાયણની નાભિથી કમલ, તેમાં બ્રહ્મા, અને બ્રહ્માની સૃષ્ટિ ! બ્રહ્માના પ્રથમ પુત્રોમાંજ મનુ થયા. મનુ એટલે મનસહિત જે હોય તે, મન એટલે વિચારવાનું ઇન્દ્રિય તે સહિત–માણુ; ઇત્યાદિ. મૂલ સત્‌માંથી સ્થૂલાન્ત સર્ગ થતાં મનોયુક્ત જીવાદિ ઉદ્ભવે છે એ આપણે કહી ગયા છીએ; તેની સાથે બ્રહ્માપુત્ર મનુને હવે મેળવી લો. એક મનુ જ્યાં સુધી રહે અર્થાત્ અમુક એક પ્રકારે વિસ્તરેલી મનોયુક્ત સૃષ્ટિ જ્યાં સુધી પ્રલયમાં લીન ન થઇ જાય, ત્યાં સુધીનો કાલ મન્વંતર. મનુમનસ્–તે રૂપજ સૃષ્ટિ છે. અનાદિ અવ્યાકૃત સમષ્ટિનું મનુ–મનસ્–વ્યાકૃત વ્યષ્ટિ છે! નારાયણની ઇચ્છામાત્રજ છે! આવી વ્યવસ્થા સર્વથા યોજીને સત્યાર્થ સમજવાનો છે. ચાલતા મન્વંતર વૈવસ્વત કહેવાય છે, તે પણ હવે સમજાશે. આ મન્વંતરમાં સૂર્યથીજ આપણી પૃથ્વી પર્યંત ગ્રહમંડલ સજીવ છે, એ આપણે કહેલુંજ છે, એટલે વિવસ્વત્ જે સૂર્ય તેના પુત્ર વૈવસ્વતમનુનો આ મન્વંતર થઇજ રહ્યો. મન્વન્તરાન્તે પ્રલય થાય તે તો સ્વર્લોકાન્તજ થાયછે, એટલે નવા મન્વંતરમાં નવો સૂર્ય, નવા ગ્રહ, ઇત્યાદિ નવીન રચના થવાનીજ– અર્થાત્ પુરાણોમાં અમુક મનુ, અમુક ધ્રુવ, અમુક ઇન્દ્ર, અમુક સપ્તર્ષિ ઇત્યાદિ વ્યવસ્થા મન્વંતર મન્વંતર માટે આપેલી છે તે બધાને લગાડી લેવાથી વાસ્તવિક થઇ જશે. મન્વંતરમાં પણ ચતુર્યુગમાં ઘણા મહાયુગ થાય છે; ને જે ચારયુગ તે પણ ઉત્તરોત્તર

-ધર્મની હાનિયુક્ત કહેવામાં આવે છે. એ પણ સ્પષ્ટજ છે, કે સત્સ્વરૂપ પરમાચારમાંથી હીનત્વ પામતે છેક અધોગતિ થઈ પુનઃ સત્સમાર્ગ ઉદય પામે છે. ધર્મ અને તેના ચાર પગ, તથા ધર્મ એજ વૃષભએ સંગતિ હવે બંધ બેસશે. વેદકાલમાં ત્રિધાવદ્ધો વૃષભો રોરવીતિ ઇત્યાદિ વાક્યોદ્વારા વૃષભ એવું અગ્નિનું નામ સમજાય છે, ને અગ્નિપૂજાયુક્ત મીમાંસામાર્ગ એજ ધર્મ એ નિર્ણય થતાં ધર્મને વૃષભરૂપ પ્રાપ્ત થઇજ રહ્યું ! સર્વને ધારણ કરનાર, સબલ, વિશ્વમાત્રના જીવનરૂપ, ધર્મ ( ધૃ ધાતુ ), સર્વ ધર્મોમાં વૃષભરૂપેજ પૂજાય છેઃ મીસરમાં, ઈરાનમાં, અગ્નિ તથા બળદવાચક વૃષભ શબ્દથી સર્વને ધારણ કરતા વિશ્વનિયમરૂપ પરમ ધર્મને બળદ રૂપેજ ભાગવતાદિ વર્ણવે એમાં શું આશ્ચર્ય છે ! ને તેની માતા પણ ગોએ દ્વ્યર્થ શબ્દમાંથી સર્વાધારમય પૃથ્વી તે ઠરે એ પણ સહજજ છે. આમ યુગ તથા ધર્માદિ વ્યવસ્થા સમજવી.

ઘણાક મન્વંતરોથી કલ્પ થાય છે, કલ્પાન્તે જે પ્રલય થાય તેમાં તો કેવલ સત્યલોક એટલે અવ્યાકૃત સત્ રહે છે. અર્થાત્ બ્રહ્માનો દિવસ ગયો રહ્યો, વ્યાકૃત નામરૂપાદિ સ્થિતિ હતી તે બદલાઇ, રાત પડી, અવ્યાકૃત સત્ સ્થિર થયું. જેમ એક કલ્પ થઇ ગયો તેમજ એટલે તેવાજ ક્રમથી, નવો કલ્પ થવાનો; પણ તે પૂર્વકલ્પની વાસનાઓમાથી પૂર્ણ કરતાં ઉત્કૃષ્ટ થવાનો આમ યુગ, મહાયુગ, મન્વંતર, કલ્પ—નારાયણ, બ્રહ્મા મનુ,—સર્ગનું ચક્ર ચાલે છે. એ ચક્ર કેવલ અનાદિ છે, ચક્રને છેડો હોયજ નહિ. માટેજ તેને અનન્ત કહે છે. અનન્ત એવું શેષનાગનું નામ પુરાણોમાં પ્રસિદ્ધ છે. સર્પની કુંડલી કરતાં અનન્તતાની વધારે સારી પ્રતિમા બીજી શી

હોય ? અનન્ત ઉપરજ નારાયણ સુતા છે, ને નાભિમાથી કમલ થઇ બ્રહ્મા સ્વયમેવ પેદા થયા છે, તથા મન્વાદિદ્વારા સૃષ્ટિસર્ગના વિધાતા છે. બ્રહ્મા તેજ વિધાતા. અહો ! શબ્દમાત્રમા પણ શો ચમત્કાર છે ! વિધાતા એટલે કર્તા, બ્રહ્મા; ત્યારે સૃષ્ટિના રચનાર તેજ બધા પ્રાણીના ભાગ્યાદિના પણ નિયમનારાજ, તેજ વિધાતા—નસીબ પ્રારબ્ધ ! ! કર્મનો અર્થ પુરૂષાર્થરૂપ ન રહ્યો, પણ કેવલ ભક્તિરૂપ થયો, ને તેમ થતાજ કર્તારૂપ બ્રહ્માએ તે કર્મ નિયમવાજ જોઈએ એમ ઠરી ચુક્યુ. માટેજ બ્રહ્મા તે વિધાતા, કર્મવ્યવસ્થા પ્રથમથીજ નિયમનાર ! ! એમની પુત્રી સર્વની વાત જાણનાર વિચારૂપ સરસ્વતી તેજ વિધાત્રી, તેજ ચિત્રલેખા, પ્રાણીમાત્રના ચિત્રવિચિત્ર ભોગનો લેખ કરનારી. ચિત્રલેખા, તેમ ચિત્રગુપ્ત એવો પણ દેવ હવે સ્પષ્ટ સમજી શકાશે. સર્વ જતુના કરેલા કર્મરૂપી ચિત્રને ગુપ્ત રાખનાર તે ચિત્રગુપ્ત કર્મ કરાયુ તે ફલ આપ્યા વિના રહેનારજ નથી, કારણ પછી કાર્ય થનારજ છે. યોગશાસ્ત્ર તરફ દૃષ્ટિ કરતા સમજાશે, કે સર્વ વ્યાપી આકાશમા કર્મમાત્રની છાયા ચીતરાય છે, ને યોગ્ય ક્ષણે તે કર્મના કર્તાને ફલદાતા નીવડે છે, એટલે આકાશરૂપી ગુપ્ત ચિત્ર આવિર્ભાવ પામી સ્થૂલ સૃષ્ટિમા જણાય છે· ચિત્રગુપ્તજ પ્રાણીમાત્રના કર્મનો હીસાબ લખે છે ! આ પ્રમાણે અર્થસંગતિ યોજતા પુરાણોમા કહેલો સૃષ્ટિક્રમ યથાર્થ રીતે સ્પષ્ટ થઇ જાય છે; ને તેમા જે પરમ સત્ય સમાયલુ છે તે તરતજ દૃષ્ટિગોચર થયા વિના રહેતુ નથી નારાયણાદિ સ્થૂલ કલ્પના પ્રાકૃત લોકને ભક્તિભાવ પ્રેરી શ્રદ્ધા ઉત્પન્ન કરી ધર્મપરાયણ કરવામા જેમ મહા સામર્થ્યવાળી છે, તેમ રહસ્ય વિચારનારા શોધકને પરમતત્ત્વનો

બોધ આપવાને પણ પૂર્ણ રીતે સૂચક છે. આવો અર્થ હોવોજ જોઇએ એમ એ કલ્પનાની અસંભવ સ્થૂલતાજ તરત સૂચવે છે, ને એમ સૂચના થાય માટેજ મૂળ રચનારે તે કલ્પના એવી સ્થૂલ ગોઠવી છે. પુરાણોની જે મહત્તા આપણે વખાણતા ચાલ્યા છીએ તે આ પ્રમાણે ગતાર્થ છે. એજ રીતિએ આપણે બીજા વિચારોને પણ અવલોકીએ.

## ત્રિમૂર્તિ.

બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ, એ ત્રણને ત્રિમૂર્તિ કહેછે. એ ત્રણના વર્ણનોથીજ પુરાણો ભરપુર છે. કોઇવાર એમને એકજરૂપ જતાવવામા આવેછે, કોઇવાર એક એકના ઉપર ચઢતા ઉતરતા ક્રમથી બતાવવામા આવેછે, કોઇવાર ત્રણને અન્યોન્યમા કલહ કરતા દર્શાવવામા આવેછે. આવો ભેદ છતા સર્વથા તેમને એકજ પરમપુરુષના અંશ કહી ઋષિઓ ત્રણેનો પ્રસાદ પામેછે; ને ત્રણમાથી ગમે તેને ભજો તો પણ ફલ એકનું એકજ છે એમ પ્રતિપાદન કરેછે. ત્યારે બીજી બધી વાત વિચારતા પૂર્વે એ ત્રણેના વાસ્તવિક રૂપનો વિચાર કરવો આવશ્યક છે, કેમકે તેમના રૂપ યથાર્થ સમજાઈ જાય, તો પછી તેમને અવલંબીને જે જે કથાઓ રચાઇ છે તેનું તત્ત્વ પણ ઉઘાડું થઈ શકે. ત્રિમૂર્તિ એવો વિચારજ ક્યાથી પેદા થયો? મૂલ વેદકાલમા ત્રણ રૂપે એકજ દેવ હોય એવી કલ્પના સ્પષ્ટ રીતે નથી. છતા સર્વે દેવાદિનો ત્રિધા વિભાગ કરવાનો ક્રમ તો સ્પષ્ટ રીતે છે. પૃથ્વી, અંતરિક્ષ, અને આકાશ, એ ત્રણ સ્થલપરત્વે સર્વ દેવને નિયમેલા છે, ઉપનિષદોમા પણ ત્રિવૃદાદિ ક્રમે સૃષ્ટિસંભવ કહ્યોછે. મૂલ સત્ તેમાથી વાયુ અને તદ્દ્વારા ચિત્ પ્રકૃતિના વિવર્ત પરિણામ એમ ત્રિધા ઉ-

ત્પત્તિક્રમ સમજાયેલોજ છે. ત્યારે, યદ્યપિ બ્રહ્મા વિષ્ણુ શિવ એ દેવ સ્પષ્ટ રીતે વેદમા જણાતા નથી, તથાપિ એકજ પરમપુરુષનો ત્રિધા વિભાગ થઈ સૃષ્ટિસર્ગ ચાલેછે એ વાત તો વેદમા તથા દર્શનોમા છે; ને તેજ વાસ્તવિક પણ છે. સાખ્યદર્શનમા તો સત્ત્વ, રજસ્, તમસ્, એ ત્રિગુણ સ્પષ્ટ કરી આપ્યાછે, ને રજસ્થી પ્રવૃત્તિ, સત્ત્વથી સ્થિતિ, તમસ્થી સહાર, એમ પણ વ્યવસ્થાપ્યુ છે. આ બધી સગતિને મેળવી લેતા ત્રિમૂર્તિનો ઉદ્ભવ કેમ થયો તે સહજમા સ્પષ્ટ થાયછે. સાખ્યના વિભાગને અનુસરી અને કર્તારૂપ રજોરૂપ બ્રહ્મા, પાલનરૂપ સત્ત્વરૂપ વિષ્ણુ, અને સહારરૂપ તમોરૂપ શિવ, એમ ત્રણ મૂર્તિ બધાઈ—છતા, પરમ ઔપનિષદ રહસ્યને અનુસરી તે ત્રણે એકજ પરમસત્ત્વના રૂપાન્તર એમ તો સિદ્ધજ હતું, એટલે ત્રણ છતા એકજ છે એમ પણ સહજમા ફલિત થયું

ત્રિમૂર્તિની પ્રતિમૂર્તિને હવે અવલોકીએ. પ્રથમ બ્રહ્મા બ્રહ્મા એ નામ કેમ ઉત્પન્ન થયું, તથા બ્રહ્મા એટલે શુ તે આપણે હમણાજ કહી ગયા છીએ. એ બ્રહ્મા તેજ અદ્વૈતવાદમાના હિરણ્યગર્ભ તથા વેદમત્રમાના પ્રજાપતિ, એ નામ પણ પામ્યા એમ આપણે કહેલુ છે હિરણ્યગર્ભનો પારિભાષિક અર્થ બાજુપર રહી ગયો, અને પુરાણોમા હિરણ્ય એટલે સુવર્ણનો ગર્ભ એવુ નામ આખા બ્રહ્મરૂપ બ્રહ્માણ્ડનું પડયુ. હિરણ્યગર્ભ તેજ સુવર્ણનુ ઇંડુ. જેમ કમલથી કરીને સતરૂપમાથી સ્વતઃ પ્રવૃત્તિએ ઉદ્ભવેલા સૃષ્ટિસર્ગની સત્તા કરી બતાવીછે, તેમ ઇંડાથી પણ સમજવાની છે. એવી બીજી કોઇ વસ્તુ નથી કે જેમા પ્રથમથી કેવલ એકાકાર પદાર્થ છતા, તેમા એક બિંદુનો જમાવ થઇ વધતે વધતે સ્વતજ એક પ્રાણી ઉત્પન્ન થઈ આવે! વળી એ-

બધી ક્રિયા થયા કરે પણ કોઇના જોવા કે જાણવામા ન આવે એમ દં-કાયલી, ગુપ્તજ, રહે ! સતરૂપ અવ્યાકૃત બ્રહ્મમાથી સૃષ્ટિસર્ગ તે એક ઇંડા જેવોજ છે બ્રહ્માડ ઈંડુજ છે, કેવલ ચૈતન્યરૂપ વ્યાકૃત સત્‌થી વ્યાપ્ત હોય તેજોમય છે, માટે સુવર્ણરૂપ ઇંડું છે. એ સુવર્ણાંડમા બ્રહ્મા બેઠા નથી પણ એ સુવર્ણાંડજ બ્રહ્મા છે. એ સુવર્ણાંડના વિભાગ બ્રહ્માએ કર્યા અને આકાશ, પૃથ્વી રચાયા ! સુવર્ણાંડના અધિષ્ટાતા, પદ્મયોનિબ્રહ્મા, તે પાછા હંસવાહનપણ છે. એમા પણ નવાઇ નથી હંસ એવુ અદ્વૈતભાષામા બ્રહ્મનું નામ છે, તો પરબ્રહ્મથી આવિર્ભાવ પામવાને લીધે બ્રહ્મારૂપે, બ્રહ્મરૂપ નારાયણની નાભિના કમલમા બેઠેલા સ્વયભૂરૂપે, જે દેવ મનાયો, તે હંસના ઉપર બેઠેલો પણ હોવોજ જો કવિએ બ્રહ્માને શુદ્ધ શ્વેત હંસનુંજ વાહન છે, તે વાસ્તવિક છે એ હંસજ નીરક્ષીરવિવેક કરવા—જડચેતનાત્મક અવ્યાકૃત સત્‌ને વ્યાકૃત કરવા, સમર્થ છે ! ! હજુ એક વધારે શબ્દરચના વિચારો એટલે બ્રહ્માનો પરિવાર સમજાશે. જેને વિચારવાની શક્તિ છે તે મનુ, ને તેજ બ્રહ્માડના મનુષ્યાદિ, ત્યારે મનુ તે બ્રહ્મા પુત્રજ, એ આપણે કહેલું છે, વળી વર્તમાન સૃષ્ટિસબધે, આપણી પૃથ્વી સૂર્યદ્વારા પ્રાણવતી છે, સૂર્યથીજ મનુષ્યોનો ઉદ્‌ભવ છે, માટે આ મન્વતરના મનુ સૂર્યપુત્રજ છે, વૈવસ્વત્ મનુ છે ! ! પણ બ્રહ્માને કેવલ પુત્રોજ છે એમ નથી, એક પુત્રી પણ છે સરસ્વતી તે કોણ ? બ્રહ્મ એટલે સત્ ને તેમા વાચ્ એટલે શબ્દ થતા શબ્દબ્રહ્મ ઇશ્વર, ઈત્યાદિ ક્રમે સૃષ્ટિ જ્યારે શબ્દબ્રહ્મ કે ઇશ્વર, તેને બ્રહ્મા નામ મળ્યું, ત્યારે તે બ્રહ્મા પણ વાચ્ સહવર્તમાન તો હોવાજ જોઇએ. ત્યારે વાચ્ તેજ બ્રહ્માની પુત્રી સરસ્વતી, વાચ્ એવુ સરસ્વતીનું નામ છેજ. સત્ છે તે સ્ત્રીએ નથી,

નપુસકે નથી—સર્વમય છે, માટે બ્રહ્મા પણ સર્વમયજ છે, બ્રહ્મા-વાચ્ એવા સ્ત્રીપુમાત્મક દેવરૂપ છે. બ્રહ્મ એવુ વેદનુ, તથા ઔપનિષદ પરમ જ્ઞાનનુ, નામ પણ છે, તેજ વાચ્ એમ પણ વ્યવહરાય છે, તેજ વેદ પણ, ત્યારે બ્રહ્મા તે પણ વેદરૂપજ, ચાર વેદ જાણના ચતુર્મુખ ! અને વાચ્રૂપ પરમરહસ્યનેજ વરવાને ઉત્સુક, સર્વદા આત્મજ્ઞાનમાત્ર નિમગ્ન, આત્મસ્થજ—સરસ્વતીઉપર મોહિત થઈને, તેની પાછળ દોડનાર ! ! સરસ્વતી સર્વદા કુમારિકાજ છે, હોવીજ જોઇએ જ્ઞાન કોને વરી બેઠુ છે? કૈવલ્યરૂપ સત્ તે કૈવલ્યજ, કુમારિકાજ ! એમજ સનત્કુમારાદિ બ્રહ્માના માનસિક પુત્રો જે સર્વદા કુમારજ છે તેમને સમજી લેવા. બ્રહ્માના રૂપાન્તર, તેમના તાબાના દેવ વિશ્વકર્મા, ત્વષ્ટા, ઇત્યાદિ પણ હવે સગતિયુક્ત જણાશે. બ્રહ્માએ પુત્રીઉપર દુર્દષ્ટિ કરી માટે યજ્ઞવિભાગ ગુમાવ્યો ! જ્ઞાનરૂપ કુમારિકા સાથે પરણનાર યજ્ઞવિભાગથી વિમુખજ છે, ધૂમમાર્ગમા તેને મોક્ષ ક્યા છે? અર્ચિમાજ તેનો આનદ છે, બ્રહ્મા પ્રજાપતિરૂપે યજ્ઞના અધિષ્ઠાતા છ, પણ બ્રહ્મારૂપે યજ્ઞવિભાગ પામનારા નથીજ. પ્રજાપતિ, યજ્ઞ, અને વિશ્વચક્રનો અનાદિ નિયમ, એ સર્વનુ કઇક રહસ્ય આપણે કહી ગયા છીએ તે હવે સ્પષ્ટ કરી લો હોમહવન તેજ યજ્ઞ નથી, આખુ વિશ્વ યજ્ઞરૂપ છે, કર્મમાત્ર યજ્ઞ છે *

રજોમય, સૃષ્ટિકર્તા, બ્રહ્માના દર્શન કર્યા પછી, સત્ત્વમય, પાલન કર્તા વિષ્ણુને વિલોકો બ્રહ્મ, તે બૃહ વધવુ, એવા ધાતુ ઉપરથી 'સર્વમય' અર્થવાચક શબ્દ છે, તેમ વિષ્ણુ તે પણ વિશ્ પેસવુ, એવા ધાતુ ઉપરથી 'સર્વવ્યાપી' એ અર્થવાચક છે અર્થાત્ ઉભયમા

* જુઓ આ વિષે પાછલા પ્રકરણ—

ર્તિત્વાદિ કે હસ્તપાદાદિમત્ત્વાદિ ધર્મનો ભાસ પણ નથી જેમ પૌરાણિક બ્રહ્મા જે ધર્મયુકત છે, તે ધર્મયુકત એવા નામવાળો દેવ વેદમા નથી, તેમ પૌરાણિક વિષ્ણુ પણ વેદમા નથી વિષ્ણુ એવુ નામ વેદમા વારવાર આવેછે, પણ તે સર્વથા સૂર્યનુ વાચક હોયછે, એમ અર્થસગતિથી, તથા પ્રાચીન ટીકાકારોના વચનોથી સ્પષ્ટ સમજાયછે † એટલે સુધી પણ કહી શકાયછે કે પૌરાણિક વિષ્ણુ વેદમા નથી, પણ તે વિષ્ણુના જે નામ, નારાયણ, પુરુષોત્તમ, તે પણ વેદમા

---

† इदंविष्णुर्विचक्रमेत्रेधानिदधेपदम् એ વેદવાકય છે એનો અર્થ એવો છે કે "આ, વિષ્ણુએ ક્રમણ કર્યુ, ત્રિધા પાદ મૂકયો" એ ઉપર ટીકા કરતા આ મત્રવિષે દુર્ગાચાર્યે તથા ઔર્ણવાભ લખેછે કે વિષ્ણુ તે આદિત્ય, ત્રિધા પદ તે સૂર્યનુ પૃથ્વી અતરિક્ષ અને આકાશમા ત્રણ પ્રકારે વ્યાપવુ તે, અથવા ઉદય મધ્યાન્હ અસ્ત અથવા સૂર્યનુ અગ્નિ વિદ્યુત્ અને આદિત્યરૂપે પ્રકાશવુ તે સાયણાચાર્યે પણ ભાષ્યમા વિષ્ણુનો અર્થ સૂર્યજ કરેછે, પણ વામનાવતારના ત્રિપદની વાત સૂચવે છે ત્યારે એટવુ સિદ્ધ થાયછે કે વિષ્ણુ એટલે સૂર્ય વળી એક આખુ વિષ્ણુસૂક્તજ તપાસીએ, ઋગ. ૧. ૧૫૪ ૧-૬ विष्णोर्नुकंवीर्याणि ઈત્યાદિથી આરભી ચાલેલુ એમા વિષ્ણુનુ એક વિશેષણ છે, पार्थिवानिविममेरजांसि, તે સહિત, જે પક્તિ આપણે લખી ગયા તેનો અર્થ એટનો છે કે "(અમે) વિષ્ણુના વીર્યનુ ( શુ વર્ણન કરીએ ) જેણે પાર્થિવ રજસ નિર્મ્યા છે" સાયણાદિ સર્વ વિષ્ણુનો અર્થ તો સૂર્યજ કરે છે, પણ "પાર્થિવરજસ" એ શબ્દનો જે અર્થ કરે છે તે પણ લક્ષમા લેવા જેવો છે લખે છે કે रञ्जनात्मकानि क्षित्यादिलोकत्रयातिमान्याग्निवायवादीनि रजांसि निर्ममे એટલે "રંજન કરવાવાળા ક્ષિતિઆદિ લોકત્રય અભિમાન અગ્નિ આદિત્ય વાયુઆદિ તે રૂપ જે રજસ નિર્મ્યા" આદિત્યરૂપી વિષ્ણુને માટે આમ કહી શકાતુ વાસ્તવિકજ છે, પણ સંપ્રદાયમા

તેના અર્થે વધી, તેમ અન્યાર્થે પણ વિરલજ છે વળી, અન્યાર્થક છતા પણ વિષ્ણુ કદાપિ પણ વેદમંત્રોમા પ્રાધાન્ય પદવીએ જણાતો નથી, વરણ જેટલી, કે ઈંદ્ર જેટલી પણ, પદની ભોગવતો નથી વિષ્ણુ સૂર્યરૂપ છતા, જે આદિત્ય સપ્તા છે તેમા પણ ગણાયલો નથી, છેક મહાભારતમા બારમા આદિત્યરૂપે જણાય છે ત્યારે વિષ્ણુ એવો દેવ થયો ક્યાથી ? હવણાજ જે ટીકા વેદાર્થાદિ વિષે આપણે આપી ગયા તેમાથી સહજ જણાય છે કે વિષ્ણુને કર્તારૂપે માની તેના ગોલોકાદિ સ્વર્ગની ન્વી વ્યવસ્થા પુરાણમા થઇ રહી પણ તેમન શબ્દશક્તિને

---

જ્યારે વિષ્ણુએ આદિત્યરૂપ તજી પુરૂષોત્તમરૂપ ધારણ કર્યું ત્યારે રજસનો અર્થ પણ અગ્નિવાસ્વાદિથી બદલાઈ 'રેતીની કણ' એવો થઈ ગયો, ને આજ વેદમંત્ર એમ અર્થે ઉતારવામા આવ્યો કે હે વિષ્ણો ! તમારા પરાક્રમ વર્ણવવાનો પ્રયાસ કરનાર રેતીના કણ ગણવાનો પ્રયાસ કરે તેવુ છે ! ! જુઓ ભાગવત पार महिम्न उरुविक्रमत ઇત્યાદિથી पार्थिवानि विममे सरजांसि मर्त्य ॥ ૮ ૨૩ ૨૯ ॥ એના એજ વેદસૂક્તમા છેડે એમ આવે છે કે तावा वास्तुन्युष्मसिगमध्ये यत्र गावो भूरिशृगा अयास "અમે તે વાસ્તુમા જવા સ્તવીએ છીએ જ્યા ભૂરિશૃંગ ગો છે " પોતાના નિરુક્તમા આ મંત્રને સ્પષ્ટ કરતા યાસ્ક લખે છે કે सर्वेऽपि रश्मयो गाव उच्यन्ते "બધા કિરણ ગો કહેવાય છે' સાયણ પણ આ અર્થને અનુમોદે છે ભૂરિશૃંગ એટલે પણ લાબા વિસ્તારવાળા એટલોજ અર્થ ભાષ્યકારો કહે છે તે ધામ કે જ્યા સૂર્યના દીર્ઘવિસ્તૃત કિરણો છે તેને અમે ઈચ્છીએ છીએ, એવો અર્થ થયો, ને તેજ અર્થ મોક્ષાભિલાષુક ઋષિઓને ઇષ્ટ હોય એમ આપણે જે લખી ગયા છીએ તેમાથી સહજ સમજાય તેમ છે છતા પુરુષોત્તમ વિષ્ણુનું ધામ ભૂરિશૃંગ એટલે લાબા શીંગડાવાળી, ગો એટલે ગાયોનુ ભરેલુ, ગોલોક થઇ ગયુ ! !

સીધેજ આવું પરિવર્તન થઇ ગયુ એમ અમે માનતા નથી, ઘણાએક યુરોપીય પંડિતો તેમજ માનીને સંતોષ માને છે, ને જે તે રીતે ઋષિઓની બુદ્ધિની હીનતા સિદ્ધ કરવા મથે છે. પ્રાચીન વેદકાલની જે સંગતિ છે તેને ઋષિઓ સમજી ન શકયા, માટે તેમણે પુરાણમા અમુક વ્યવસ્થા ભુલથી માની એમ તે પંડિતો કહે છે, ને અમાગ પુરાણકર્તા વ્યાસાચાર્યને વેદનો ખરો અર્થ ભણાવવા આવે છે!! અસ્તુ. કાલબલ પ્રબલ છે, શુ કહીએ! વ્યાસને એ પંડિતોના કરતા તો વધારે જ્ઞાન હતું એમા શક નથી, વેદાર્થ પણ વધારે સારી રીતે સમજાયનો હતો. તેને સંપૂર્ણ રીતે, સૃષ્ટિસર્ગ, મોક્ષવ્યવસ્થા, ઈત્યાદિ જ્ઞાત હતા દેશકાલાનુસાર તેણે પ્રાચીન શબ્દોની શક્તિનો, ભક્તિજ્ઞાન ઉભય પ્રતિપાદક પુરાણોમા થાય તેટલો ઉપયોગ કર્યો છે, ને તે સમજીનેજ કર્યો છે, એમાજ એ ઋષિનુ ઋષિત્વ છે, પુરાણનું પૂજ્યત્વ છે. સર્વમય દિક્સ્વરૂપી મહાજલમા સુતેલા નારાયણ તેજ તેને મન (વિશ્) પ્રવેશ કરનાર સર્વપ્રવિષ્ટ વિષ્ણુ હતા; નહિ કે વેદકાલના વિષ્ણુનો સૂર્ય એ અર્થ ન સમજાયાથી તેને હાથપગવાળો વિષ્ણુ વર્ણવવા બેઠા હતા નરનારાયણ–બ્રહ્મ–સત–તેજ વિષ્ણુ–તેજ પુરૂષોત્તમ પુરૂષોત્તમ એ નામમાથી વર્તમાન સમયે જરા અવ્યવસ્થા પેદા થઈ આવી છે. વેદમા પુરુષ એટલે બ્રહ્મ એમ છે, સાખ્યમા પુરુષ એટલે જીવ એમ છે. ત્યારે વૈદિક પુરુષરૂપ બ્રહ્મ તે, સાખ્યપુરુષરૂપ જીવથી ઉત્તમજ છે, પુરુષોત્તમ છે, છતા વૈદિક પુરુષથી ઉત્તમ નથી, તેની સાથેતો એકજ છે. આમ સ્પષ્ટ વિવેક છતા સંપ્રદાયવાળા મતાન્ધ થઇ વૈદિક પુરુષરૂપ બ્રહ્મથી પણ પુરુષોત્તમ ઉત્તમ છે એમ અડાવે છે!! બૃહ્ એટલે વૃદ્ધિ પામી સર્વને રૂપ આપનાર, સર્વને ઉદ્ભવ પમાડ

–નાર બ્રહ્મા છે, તેમ વિશ એટલે પ્રવેશ પામી સર્વાધારમય વિષ્ણુ છે: એક રાજસ્ છે.બીજો સાત્ત્વિક છે. ધ્રુવ સતરૂપનો જે ધારણાત્મક સ્વભાવ, તે વિષ્ણુ ધારણાત્મક અવ્યાકૃત સત્ તેજ અનાદિજલ એમ આપણે કહી આવ્યા છીએ, તે જલમા વિષ્ણુ પોઢ્યા છે, ને અનન્તતા રૂપ સતમાથી વ્યાકૃત થઈ ઉદ્દભવ્યા છે માટે અનન્ત–શેષ–ઉપરજ સુતા છે–શેષશાયી છે. વિષ્ણુ તેજ અચ્યુત' કદાપિ ચ્યુત, ખંડિત, ન થાય તે. સત્ એમની નાભિમાથી કમલાદિ તો સમજાયેલાજ છે. ધારણાત્મક દેવ તેજ અમરત્વ–દાતાપણ, તેનેજ સ્વર્ગનો પણ અધિકાર–તેનુ સ્વર્ગ ગોલોક–સૂર્યના કિરણનો લોક' સૂર્યજ. એમ સંકલ્પનાજ વાસ્તવિક છે, ગાયનો સંઘ ચરતો હોય તે લોક એમ નહિ.

સમુદ્રમંથન કરનાર વિષ્ણુજ છે. દુગ્ધ સમુદ્રને, મંદરાચલનો વાસ બનાવી, દેવ અને અસુરોએ, વાસુકીનુ નેતરૂ કરી, વલોવ્યો–અમૃત પામવામાટે. અવ્યાકૃત સતમાથી વ્યાકૃત થવા માંડે છે ત્યારે શું થાય છે ? સ્ફુરણ, વલોવણજ[1] આપણે જાણીએ છીએ કે એજ અનન્તતાને જલરૂપે વર્ણવેલી છે,એટલે તેજ દુગ્ધસમુદ્ર. અનત અવ્યાકૃત રૂપમાથી વ્યાકૃત શ્વેતાભાસમય જડચેતનાત્મક વિશ્વનુ પ્રથમ સ્ફુરણ; ને તેનુંજ નારાયણે, વિષ્ણુએ, કરેલુ મંથન. અરૂ એવું જે અવ્યાકૃત–તે રૂપ ધારણ કરવા માંડે–જડ ચેતન એ અંશ જુદા જણાવવા માંડે, એ અસુર અને દેવ. અંધકારમય–જડમય–અસુર,અને તેજોમય–ચિન્મય–દેવ, બેનુ ભેગા મળીને અમૃતને પામવા સારૂ સમુદ્ર મંથન. અમૃત, અમરત્વ, એપણ નિરવધિ અનન્તરૂપની સંજ્ઞા છે એટલે જડ ચેતન ઉભયમાથી કોણ સદા નિરવધિઅનન્ત સતરૂપ

છે, એ વિચારતા, તે ઉભયના અનન્યત્વરૂપ, અવ્યાકૃત સત્–નારાયણ વિષ્ણુજ, અમૃતરૂપ છે,—દેવજ આખરે અમૃત મેળવી શકે છે. જડમય વિકારમા બંધાનારને મોક્ષ છેજ નહિ, તે અસુર છે, દૈત્ય છે; ચેતનમય ચિદ્રૂપ બ્રહ્મ સમજનારને મોક્ષ છે, તે દેવ છે, અમૃત પીનાર છે. આ પ્રમાણે સૃષ્ટિસર્ગને અનેકરૂપ રૂપાંતર મળેલા છે, પણ તેમા સમાયલું પરમરહસ્ય વિચારવાનને સત્વર દૃષ્ટિગોચર થાય એમ છે. વિષ્ણુની સમૃદ્ધિમા કાંઇ બાકીજ છે ? એમનેજ ઘેર કલ્પતરુ ને કામદુધા સર્વસિદ્ધિદાતા તૈયાર છે ! ! કલ્પતરુ, જે જે કલ્પના થાય તે તે આપનારું વૃક્ષ એવો અર્થ તો પ્રસિદ્ધજ છે, પણ કલ્પે કલ્પે તરુનીપેઠે અવ્યાકૃત બીજમાથી વ્યાકૃત થનાર સર્વ સમૃદ્ધિમય અનંત બ્રહ્માણ્ડ તેજ કલ્પતરુ નથી ? એજ વિષ્ણુરૂપ પરબ્રહ્મને ઘેર સુવર્ણ મણિમાણિકથી સંપૂર્ણ દેવતરુ. કામધેનુ પણ એની એજઃ અવ્યાકૃત સત્ તેનો વાયુથી, શબ્દબ્રહ્મદ્વારા, વ્યાકૃત થવાનો સ્વભાવ.એ વાયુને વેદમા ધેનુ કહેલી છે, એ આપણે બ્રાહ્મણકાલનો વિચાર કરતા સ્પષ્ટ કહેલુ છે. જેમ ધેનુમાથી દુગ્ધ સ્વતઃજ ઝરે છે, ને તે દુગ્ધ પદાર્થ દ્વારા, જીવનમાત્રને ઉપયુક્ત થાય છે, જીવનજ છે, તેમ વાયુ પણ વિશ્વમાત્રનું જીવનજ છે, વિશ્વનું નિદાન છે, બધા વિશ્વને ઉત્પન્ન કરનાર છે. ત્યારે વાયુ–ધેનુ–કામધેનુ–અવ્યાકૃત સત્રૂપ વિષ્ણુને ઘેર દુજે એમા શો સંદેહ ! એવા વૈભવવાળો વિષ્ણુલક્ષ્મી, શ્રી, આનંદ,તેનો પતિ હોવોજ જોઇએ. કમલની રમ્ય શોભા, તેના સુવર્ણમય કેશર, એ સર્વ ધર્મમા શ્રીનું ચિન્હ છે. જેમ કમલ આખું સ્વતઃપ્રવૃત્તિનું ચિન્હ છે, તેમ તેનાં કેશર શ્રીનું ચિન્હ છેઃ મીસરના ધર્મમા આવી સંજ્ઞાઓ ઘણી છે,ને તેમને ર[illegible] પરથીજ, આપણા પુરાણની સંજ્ઞા-

એના અર્થ કરવાનુ સુતર પડેલુ છે, તથા કાઇ વિશ્વાસ કરવા યોગ્ય જણાયુ છે. ત્યારે લક્ષ્મી તે કમલા, કમલાલયા, પદ્મા ' અને જેની નાભિમાથીજ કમલ, તેનીજ પત્ની, તે રૂપજ, એટલે શેષશાયીના પગ પણ તાગામેજ ' આ પ્રમાણે વિચારતા ચૌદરત્નનો ઉદ્ભવ કાઇ સમજી શકાશે. ચદ્ર પણ તેમાનુજ રત્ન છે, પણ તે ચદ્રની ઉત્પત્તિ તથા તે ચંદ્રદ્વારા પૃથ્વીની ઉત્પત્તિ, એ વિષય ઘણો ગહન છે, ને તેથી આપણા જેવા પામરને અગમ્ય છે, પણ ઉપનિષદાદિદ્વારા જેટલુ એ વિષયમા સમજાઇ શકાયુ છે, તેટલુ અત્રે યોજવાથી સ્પષ્ટતા થશે આ પ્રમાણે વિષ્ણુના શંખચક્રાદિની વ્યવસ્થા પણ સમજી શકાય*. જેમ બ્રહ્માને હસનુ વાહન છે, તેમ વિષ્ણુને ગરુડનુ વાહન છે. ગરુડનુ વાહન હોવાનુ કારણ શુ ? આ પ્રશ્નનો ઉત્તર આપણને ગરુડ એ શબ્દના સ્વરૂપમાત્રથી મળી શકતો નથી. ત્યારે અન્ય પ્રાચીન ધર્મસગતિ સાથે મેળવવાથી ગરુડને સમજવો જોઇશુ. મીસરના ધર્મમા

*ચક્ર ને અનન્તતાની સજ્ઞા છે એમજ વિષ્ણુના પદ્માદિ સ્વન સ્ફુરણના ચિન્હ છે વિષ્ણુનુ પ્રિયવૃક્ષ પણ અશ્વત્થ-પીપળો-છે, ને તે ઉર્ધ્વમૂલ અને અવાક્શાખ એમ વેદોપનિષદ તથા ગીતાના ૧૫ મા અધ્યાયના કહેલો છે यस्त वेद स वेदवित् ' જે એને જાણે તે વેદરહસ્ય જાણે ' વિષ્ણુ તે સૂર્યરૂપ વૃક્ષના ડાળ(કિરણ) ના વિસ્તારથી બ્રહ્મડલાદિ રચના—એમ, ઉપરમૂલ અને તળે શાખાપત્રાદિ, એવો વિચિત્ર અશ્વત્થ એમજ વટવૃક્ષ-વડ-પણ વિચારો છાન્દોગ્યમા વટધાનને અવ્યાકૃતમા વ્યાકૃતની સ્થિતિના ઉદાહરણરૂપે વર્ણવ્યા છે એ વડવૃક્ષના પત્રમાજ વિષ્ણુ સુવે છે તે વાસ્તવિકજ છે એટલુજ નહિ, પણ વટવૃક્ષની જટા-પડવાઇ-પૃથ્વી અને સ્વર્ગના સબધનુ ચિન્હ છે-અગ્નિશિખાનુ પણ સૂચક છે-અગ્નિરૂપ,મોક્ષદાતા શિવને પ્રિય છે

પણ (મુર્તિ છે.* જેમ બ્રહ્મા વિષ્ણુ શિવ છે તેમ ઓસિરિસ હોરસ ટાઇફૉન છે ને તેમના કર્માદિ યથાર્થ રીતે અન્યોન્યને મળતાજ છે. તે ધર્મમા હંસ એ સૃષ્ટિકર્મનું રૂપ છે, ગરૂડ એ અનંતનું રૂપ છે, હોરસનું વાહન છે. ત્યારે બ્રહ્માને હંસનું વાહન, તથા વિષ્ણુને ગરુડનું વાહન એ હવે સ્પષ્ટજ છે. કોઇપણ જીવને અગમ્ય એવા પ્રદેશોમા ઘણી ત્વરિત ગતિથી ઉડનાર, અને સૂર્ય સામે દૃઢદૃષ્ટિથી જોઇ શકનાર, એ પક્ષી અનન્તતાનું ચિન્હ થાય તથા વિષ્ણુનું વાહન થાયજ. વિષ્ણુ એ નામ સૂર્યવાચક છે, એટલે સૂર્યના તેજથી પણ ન અંજાઇ જનાર, તથા ઉડનાર આ સમર્થ પક્ષી તેમનું વાહન ઠરેજ. કાલના અનન્ત ચક્રમા મન્વન્તરાન્તે લીન થઇ વળી પુનઃ પ્રાદુર્ભાવ પામતા સૂર્યને, ઉડતા પક્ષીનુંજ વાહન હોય. ગરૂડે ચઢેલા વિષ્ણુ મન્વન્તરાદિ ચક્રની સંજ્ઞા છે. આ કલ્પનાને આથી પણ વિશેષ સાબીતી મળેછે. ગરુડનો ભાઇ અરુણ તે સૂર્યનો સારથી, અને ગરુડ વિષ્ણુનું વાહન એ કેવું અસંબદ્ધ લાગે છે? કયા ગોલોકવાસી શેષશાયી લક્ષ્મીપતિ! અને કયા એક સામાન્ય દેવ આદિત્ય! બે ભાઇ એવા જુદા જુદા દેવના સારથી કયાથી? પણ વિષ્ણુ એવું સૂર્યનું નામ છે એ વાત સ્મરણ કરતા આ બધી વાત સ્પષ્ટ થઇ ગઇ. વિશ્વના વ્યાપક સૂર્યનું એટલે વિષ્ણુનું વાહન મન્વન્તરાદિરૂપ ગરુડ, તેમ વિશ્વના તેજપદ સ્થૂલ આદિત્યનો સારથી પાંગળો અરુણ. (અરુણ તેજ વૈદિક ઉષા. જો વિષ્ણુ અને સૂર્ય એક ન હોત તો ગરુડ અને અરુણ ભાઇ પણ ન થયા હોત, એ હવે સ્પષ્ટજ છે.

વિષ્ણુ અને સૂર્યની એકતા લક્ષમાં રાખવાથીજ સમજી શકાશે

*ઓનીકનો લેખ 'ઇજીપ્ચન બીલીફ' ઇત્યાદિ.

કે ત્રિમૂર્તિમાંથી વિષ્ણુનેજ 'શામાટે સ્વર્ગાધિપત્ય છે; ને તે સ્વર્ગનું નામ પણ ગોલોક, વૈકુંઠ ઇત્યાદિ શા માટે છે. આપણે વારંવાર એ વાત સ્પષ્ટ કહેલી છે કે સૂર્યસ્થાન તેજ સ્વર્ગ છે, ને તેના ગો–કિરણ તેજ ગોલોક છે; તો વિષ્ણુ તે ગોલોકનાજ ઇશ્વર હોવા જોઇએ– પછી સંપ્રદાયવાળા ભલે ગાયોને પુંછડે વિષ્ણુને વળગાડી તેની પૂંઠે સખીભાવે ભમો ! સૂર્યભેદન તેજ મોક્ષ, માટે વિષ્ણુજ મોક્ષદાતા. શ્રાદ્ધમા પિણ્ડદાન તે પણ, વિષ્ણુલોકમાં, પિતૃને મોકલવાનેજ' આ પ્રમાણે સ્વર્ગાદિ વ્યવસ્થા સમજતા ધર્મરાજા અને ચિત્રગુપ્ત તથા યમાદિ પણ સમજાઇ જશે.* આ બધીસંગતિ વિચાર્યા પછી હજુ પણ વિષ્ણુ અને

---

*મરણ પછીની ગતિ આદિનું જે પુરાણ છે તે ગરૂડપુરાણ કહેવાય છે, એ નામ પણ શું સૂચવે છે ? મોક્ષદાતા વિષ્ણુના વાહનેજ એ કથા સમજવવી જોઇએ કેમકે સૂર્યદ્વારાજ મન્વન્તરાન્તસ્થિતિરૂપ મોક્ષની પ્રાપ્તિ છે ! ગરૂડપુરાણમાં કહેલું છે કે માણસનો જીવ મુવા પછી અંગુષ્ઠ જેવડો થઇને યમદૂતોની સાથે જાય છે, વૈતરણી ઓળંગે છે, ને સદ્ધર્મી હોય તો ગાયને પૂછડે બાઝીને તરે છે, ઈત્યાદિ, ઇત્યાદિ. આ સંગતિ પણ કેવલ પારમાર્થિક અને સત્યજ છે. સૂર્યમા જવામાટે આકાશરૂપી વૈતરણી ભેદવાનીજ છે, ખરા રાજયોગી વિના બીજાથી તેમ બનતુંજ નથી, તેજ, ગો એટલે સૂર્યકિરણને પૂછડે બાઝી તરે છે–સૂર્યમાં જાય છે. વૈતરણી એ શબ્દ વિતરણ ઉપરથી થયો છે ( તૃ એટલે તરવું એ ધાતુ ). સર્વ વ્યાપી આકાશમાં જે તરવું તે વિતરણ, ને તે કર્મ તે વૈતરણીઃ આકાશમાં તરતે તરતે સૂર્યમાં જવાય એજ વૈતરણીનો મહિમા. જીવ અંગુષ્ઠ જેવડો થાય છે એ પણ ખરૂંજ છે; મરણપછી કારણસહિત સૂક્ષ્મજ વૈતરણીમાં પડે છે એ આપણે સમજાવેલુંજ છે વૈતરણીનો વિચાર સર્વ ધર્મોમાં છે, જે વિષે આપણે પ્રકરણ ત્રીજામાં વિચાર કરી ચૂકયા છીએ.

સૂર્યની એકતાને આગળ ખેંચો તો અવતારનો ખુલાસો થશે. દશાવતાર, જે પ્રસિદ્ધ છે, તેપણ વિષ્ણુનાજ છે, શિવ બ્રહ્માના નહિ; તેમ ભાગવતાદિમા વિષ્ણુના અનંત અવતાર પણ કહ્યા છે. જુઓ. સૃષ્ટિક્રમમા આપણે જોયું છે કે સૂર્યથી મન્વાદિ વિસ્તાર છે...જીવમાત્રની સૃષ્ટિ છે. ત્યારે અવતાર થવાનો ભંડાર સૂર્યમાજ છે. વળી, એ પણ આપણે સમજતી ગયા છીએ કે મુક્તમહાત્માઓ સૂર્યરૂપે પણ થઈ શકેછે, વા સૂર્યસ્થ પણ હોયછે; તો તેવા પુણ્યવાન્ પરમકારુણિક અનતરૂપ મહાત્માને "ધર્મનો લોપ થવા બેસે" ત્યારે અવતરવાની ઇચ્છા થાય. તો તેમ પણ બનવું સહજજ છે. ત્યારે વિષ્ણુના દશ અવતાર માનો કે અનંત અવતાર માનો તો પણ એકનુ એકજ છે. પણ દશ એ સંખ્યાજ શામાટે નિયત થઇ હશે? એમ માનવાને કાંઇક કારણ મળેછે કે મનુષ્યનો ઉદ્ભવ પાય ક્રમથી છેઃ મત્સ્ય, તેમાથી કચ્છ, તેમાંથી વરાહ, તેમાથી નૃસિંહ, તેમાથી વામન. પછીના પાંચ ક્રમ મનુષ્યની ઉત્તરોત્તર ઉત્તમ ધર્મગતિના છે. મનુષ્ય મૂલ ઉત્પત્તિ સમયે પરાક્રમપરાયણ હોયછે, પછી ધર્મનિષ્ઠામા નિમગ્ન હોય છે, પછી પ્રેમ આનંદાદિમા નિમગ્ન હોયછે, પછી પરમાર્થ ગ્રહણ કરી જ્ઞાનરૂપ પરમરહસ્ય વિચારે છે, ને અંતે સદ્ધર્મરૂપ મોક્ષરૂપ થઇ સત્યરૂપ—દેવ, બ્રહ્મ, થાય છે. એજ ક્રમે પરશુરામ, રામ, કૃષ્ણ, બોદ્ધ, કલ્કી એ પાંચને વિચારી જુઓ*. આવી રીતિથી અવતારક્રમ બહુ સુતર રીતે સમજી શકાય છે; અને ઋષિઓના મહા અગાધ જ્ઞાનની

* વિષ્ણુ પુરાણાદિનાં નવધા સર્ગ કહેલા છેઃ મહત્, ભૂત, ઐન્દ્રિય, મૌખ્ય, તિર્યક્ સ્રોતસ, ઉર્ધ્વસ્રોતસ્, અર્વાક્સ્રોતસ્, આનુગ્રહિક, કૌમાર. એનું રહસ્ય પણ હવે સ્પષ્ટ છે. મનુષ્યનુંજ નહિ, પણ બધા વિશ્વનું અવતરણ એમાં સમજાવેલુ છે. સપ્તમસર્ગ મનુષ્ય છે.

સાક્ષી પૂરે છે. સૃષ્ટિક્રમમા જે અનાદિ ચક્ર ચાલે છે તેમા પ્રાણવાન્ જીવોની ઉત્પત્તિનો ક્રમ આપણે જે પાચ્ અને પાંચ પગથીયાથી કહ્યો તેમજ છે, એ વાત આજકાલ પાશ્ચાત્ય શોધકોએ પણ સિદ્ધ કરીછે, જેના વિષે પ્રકરણ ૧૧ મા વિસ્તારથી વિવેક કરી બતાવીશું. આવી રીતે દશ અથવા અનન્ત અવતારોની યોજના સ્પષ્ટજ છે; પણ આજ કાલના પાશ્ચાત્ય સંસ્કૃતવેત્તાઓ આપણને નાનાપ્રકારના અવળાં ગપ્પા ભણાવવા બેઠા છે, ને અવતાર કલ્પનાને કેવલ હસી કાઢવા જેવી રીતે સમજાવે છે. એમને પ્રાચીન વેદોપનિષદનું રહસ્ય સમજાયુજ નથી તેથી તે બીચારા, પ્રાચીન વેદકાલીન ઋષિઓ અને પૌરાણિક ઋષિઓના જ્ઞાનની અધિકતા ને ન્યૂનતા માત્રજ બતાવી સંતોષ માનેછે'' કહેછે કે વેદમા **इदं विष्णुर्विचक्रमे** ઇત્યાદિ મંત્ર છે, તેમા "ત્રણ પગલા" ભર્યાની વાતછે, તે સૂર્યપરત્વે લાગી શકેછે (આ વાત આપણે હવણાજ કહી ગયા છીએ), એટલે વેદકાલમા વિષ્ણુ શબ્દનો જે અર્થ હતો તે શ્રીવેદવ્યાસજીને ન સમજાયો માટે તેમણે પુરાણમા ત્રણ પગલા ભૂમિ માગી બલિને પાતાલે દાબનાર વિષ્ણુ કલ્પ્યો !! અમે સમજી શકતા નથી કે અમારે તે મોક્ષમ્યૂલર પાસે વેદના અર્થ શીખવા કે વેદવ્યાસ પાસે! વળી કચ્છ મચ્છ વરાહાદિ માટે કહે છે કે પ્રજાપતિને શતપથ બ્રાહ્મણાદિમા વરાહરૂપે વર્ણવ્યો છે તે ઉપરથી તે અવતારો કલ્પાયા છે. આ વાતને ટેકો આપવા કહાવેછે કે પ્રજાપતિને વિષ્ણુરૂપે પણ માનવામા આવેછે!!! નૃસિંહ અવતાર બંધ બેસાડી શકતા નથી એટલે તે તો હિંદુઓના બેવકૂફ ઋષિઓની એક ગાંડી કલ્પના છે !!! ને પરશુરામ રામાદિ તો ઐતિહાસિક પુરુષો થયેલા છે તેમને મૂર્તિપૂજક અધમ હિંદુઓએ દેવ ઠરાવ્યાં છે!!!

પાશ્ચિડલ ! બલિહારી છે યુરોપીયન વિદ્વાનોની બુદ્ધિને ! અમારો ઉપાય નથી, અમારો દિવસ એવો છે, આર્યો અનાર્યજ થઇ ગયા છે, ત્યારે મ્લેચ્છને હાથે વેદવિદ્યા ભણે એમા શુ આશ્ચર્ય ! અસ્તુ આપણે જે સગતિ બતાવી ગયા છીએ તે સગતિ હવે હાથમા લો વિષ્ણુ તેજ નારાયણ અને તેજ સૂર્ય, સૂર્ય તેજ બ્રહ્મ ડલનુ નિદાન-પ્રાણનુ સ્થાન હવે પાય અને પાય એ વિભાગે દશ અવતાર સ્પષ્ટજ છે. એમ હોવુ જ જોઇએ એ અવતારસગતિ વેદકાલથી મ ડીને ચાલી આવેલી છે એજ સ્પષ્ટ રીતે સૂચવે છે કે એમા કાઇક પરમ સત્ય છે, કલ્પનાની કે અન્યથા સમજ્યાની વાતજ નથી નૃસિહાવતાર પ્રયોજક સૂચક છે જીવનુ મનુષ્યરૂપે થવુ મત્સ્યાદિ ક્રમે ચતુષ્પાદ વરાહાદિદ્વારા સિહ મનુષ્ય ઉભયાત્મક કોઈ પશુયોનિથી હોવુ જોઇએ, હાલમા જેમ વાનરયોનિથી કહેછે તેમ નહિ આ વાત પ્રકરણ અગીઆરમા વિસ્તારીશુ નૃસિહ પછી વામન ત્રણપાદથી દૈત્યને દમનાર મનુષ્ય ! ! દૈત્યભાવના શુ છે તેપણ આપણે સમુદ્રમ થન વખતે સમજી છે ચૈતન્યાશને તિરોધાન કરનાર જડાશ તેજ દૈત્ય છે વેદકાલીન વતૃત્રાદિથી તે છેક પુરાણકાલીન હિરણ્યકશિપ્વાદિ પર્યંત સર્વે ધર્મમા આવીજ વ્યવસ્થા છે, જે આગળ કહેલી છે હિરણ્યકશિપુ જેવા દાનવ પણ વિષ્ણુના વિરોધિ છતા, વિષ્ણુના ધ્યાનમા ત્રથી મુક્ત થઇ વિષ્ણુલોકને પામેછે. પામવાજ જોઇએ, જડાશ બ્રહ્મથી ભિન્ન છતા ચૈતન્યાશને ગૌણત્વે રહે તો સૂર્યગતિદ્વારા મુક્તિમાં થઇ શકેજ ! ! ત્યારે જડાશને કોઇ નવુ શક્તિથી તિરોભૂત કરી પશુયોનિથી મનુજ્યોનિમા આવવુ તેજ પરમાત્માનો, અનિકૂલસત્વનો વામનાવતાર ! એમ મનુજ્યોનિમા આવ્યા પછી બીજા પાય ક્રમે ઉત્ત-

મોત્તમ બ્રહ્મપર્યવસાન! આવી સંગતિથી યોજના કરતા વિષ્ણુનું સ્વરૂપ, સહજમા સ્પષ્ટ થઇ, પરમમુક્તિમાર્ગ શોધનારને વૈકુંઠમા લઇ જશે, પોતારૂપ કરી દેશેઃ પરાભક્તિ, પ્રેમલક્ષણાભક્તિ, અપરોક્ષજ્ઞાન, કૈવલ્ય આપશે.

વિષ્ણુની વિભૂતિ પામ્યા પછી, પરમમોક્ષરૂપ, સંસારધ્વંસકર્તા, શિવને નમીએ. જેમ વેદ સંહિતામા બ્રહ્મા અને વિષ્ણુ નથી તેમ શિવ પણ નથી. શિવ એવો શબ્દ વારંવાર આવે છે પણ તે ત્રિનયન ઉમાકાન્ત એ અર્થે આવતો નથી. રુદ્ર, પશુપતિ, કપર્દિન્, ઇત્યાદિ શબ્દો વેદમા વારંવાર આવેછે, ઇશાન, મહાદેવ ઇત્યાદિ, શતપથ બ્રાહ્મણમા આવેછે, છતા તે શિવ એટલે પાર્વતીપતિ એ અર્થવાચક નથી; યજુર્વેદના શાતરુદ્રીય પ્રકરણમાં શિવનું જે રૂપે આપણે તેને ઓળખીએ છીએ તેજરૂપે વર્ણન જોવામા આવે છે, તેથી એટલું અનુમાન તો થઇ શકેછે કે ત્રિમૂર્તિમાના વિષ્ણુ કરતાં શિવ વધારે પ્રાચીન છે, પણ વેદમા પ્રાધાન્યત મુખ્યતા પામેલો, કે છેક હાલમા જે રૂપે તે પૂજાયછે તેવા રૂપવાળો, એ દેવ નથી. જેમ સૂર્યવાચક વિષ્ણુ શબ્દથી વિષ્ણુનો ઉદ્‌ભવ સભવેછે, તેમ અગ્નિનાં રૂપતરંગે થતા શિવ પેદા થયેલો સમજાયછે. અગ્નિને જે રૂપે પ્રાચીન ઋષિઓ સમજ્યા હતા તે રૂપ કેટલું ગૂઢ તથા આધ્યાત્મિક હશે એ વિષે આપણે સૂચના કરી ગયા છીએ, પણ તેનું યથાર્થ તત્ત્વ આપણને સવિશેષે કરી શિવની કલ્પનામાથી સ્પષ્ટ થઈ શકેછે. વિશ્વસૃષ્ટિનું નિદાન, સર્વનો પ્રાણ, સર્વરૂપ, અગ્નિ, તેજ સર્વને ભક્ષણ કરનાર, સર્વનો લેપ કરનાર, દશ્ય અને અદશ્ય વિશ્વનો સંબંધ કરાવનારઃ—તેજ સર્વના ઉત્પન્ન કરનાર, અગ્નિમય, મહાક્રોધી, પશુ

પરમમોક્ષદાતા શિવ. અગ્નિની ઉગ્રતા ઉપરથી તમોગુણ એ શિવને અર્પાયો, પણ શિવ એ તમોગુણની મૂર્તિ નથી, તમોગુણની મૂર્તિ તો શિવનું રૂપાંતર ભૈરવ તે છે. એવિષે હવણાં વિચાર કરીશું. શિવ એ શબ્દ તો સુખ, શાન્તિ, આનંદ, મોક્ષનો વાચક છે; શં એટલે આનંદ તે કરનાર શંકર એ અર્થ સૂચવે છે. અગ્નિને વેદાદિમા વૃષભરૂપે વર્ણવ્યાની વાત આપણે કહેલીજ છે, એટલે શિવઅગ્નિના સંબંધમાંથી, શિવને વૃષભનું વાહન પ્રાપ્ત થયું છે. એજ નન્દી—નદ્ એટલે શબ્દ કરવો, કે નન્દ્ એટલે આનંદવું, એ ધાતુ ઉપરથી, અગ્નિની પેઠે શબ્દ કરનાર; કે પરમ આનંદ મોક્ષ આપનાર. અગ્નિ જેમ મોક્ષદાતા છે; તેમ સોમ સર્વને શાતા કરનાર છે: અગ્નિની સાથેજ સોમ પણ પૂજાય છે. અગ્નિપૂજનરૂપ યજ્ઞમા સોમવિના ચાલતુંજ નથી; એ સોમ તેજ દેવલોકનું પાન છે, અમૃત છે, એને પીધાથી અમર થવાય છે, મોક્ષ પમાયછે. સોમ શબ્દનો અર્થ ચંદ્ર એમ થતા ચંદ્ર પણ અમૃતનિધિ, સુધાકર, ઈત્યાદિ થયો; અને મોક્ષદાતા, અમરત્વદાતા, જે શિવ તેને માથે બેઠો. અગ્નિ વૃષભરૂપે વાહન થયો, ત્યારે અગ્નિથી સર્વદા અભિન્ન એવો સોમ તે ચંદ્રરૂપે આભૂષણ થયો*. શિવની સામગ્રીજ આ પ્રમાણે અગ્નિઆદિથી થઈ એમ નથી, તેનું સ્વરૂપજ અગ્નિરૂપ અને મોક્ષરૂપ છે. શિવનું તૃતીય નયન તે અગ્નિરૂપજ છે, એ તૃતીય નયનના ઉઘડવાથી સંહાર થાયછે. અહીંઆ પણ, અગ્નિ

---

* ચંદ્રનો વામી તંત્રમાર્ગની ક્રિયાઓ સાથે સંબંધ છે, તે બહુ ગોપ્ય છે; માટે પ્રસગ કરી રાતો નથી, પણ શિવ જ્યારે ભૈરવરૂપ પામશે ત્યારે ભૈરવનું આભૂષણ ચંદ્ર હોવુંજ જોઇએ તે શિવને પણ વળગેછે, એ આગળ સમજાશે.

એટલે જેમ આધિભૌતિક સ્થૂલ અગ્નિ સમજવાનો નથી, તેમ સંહાર પણ આધિભૌતિક સ્થૂલ સંહાર સમજવાનો નથી. એ સ્થૂલ સંહારાદિની વ્યવસ્થા તે તો સર્વાગ્નિદ્વારા—વિષ્ણુદ્વારા થાયછે. શિવ પોતે તો સંહારનો સંહાર કરેછે તે કેવલ આધ્યાત્મિક છે, તૃતીય નયનરૂપ પરમજ્ઞાનનો–બ્રહ્મકૈવલ્યનો–ઉદય થતા, મનુષ્યમાત્ર શિવરૂપ થઇ જાયછે; જીવ તેજ શિવ બનેછે; ને "જ્ઞાનાગ્નિથી સંસાર–નામરૂપાત્મક પરિચ્છેદ–નો પ્રલય થઇ જાયછે." એ પ્રલય કર્તા જ્ઞાન તેજ અગ્નિ છે માટેજ તે શિવ છે. તૃતીય નયનનો ગૂઢાર્થ આથી પણ વધારે છે. યોગાભ્યાસીઓ જાણે છે કે ભ્રકુટીસ્થાને આજ્ઞાચક્ર છે, તેનું ધ્યાન કરતા યોગીને પરમ જ્યોતિનું દર્શન થાયછે, ને સર્વમય જ્ઞાનદષ્ટિ બનેછે—એજ તૃતીયનયન. જે ત્રિનયન થાય તે જીવ શિવ થાય. જ્યારે તૃતીયનયન ઉઘાડયું ત્યારેજ કામને બાળી નાખ્યો. કામ તે દિવસથી અનંગ થઇ ગયો. તે દિવસથી નહિ, પણ સર્વદા, કામ તો અનંગજ છે. એનુંજ નામ સ્મર છે, મદન છે—સ્મરણ કરતા જાગે તેવો છે, મદમત્ત કરી દમન કરનારો છે. એજ કામ તે કેવલ સ્મરણરૂપ સ્મર–ઇચ્છામાત્રજ–કામના. કામનાને શરીર ક્યા છે? અનંગ છે. તે કામનાને કેવલ નિર્મૂલ કરવી, બાળી નાખવી, એ પરમજ્ઞાન વિના બનતું નથી. જ્ઞાનાગ્નિજ કામનાને દહેછે. ત્રિલોચનજ કામને ભસ્મ કરે છે. દેવમાત્રને દુઃખ કરનાર તારકાસુરના ત્રણપુરના દહન કરનાર પણ ત્રિપુરારિ છે. મનુષ્ય માત્ર, જીવમાત્ર, દેવજ છે, દેવપાને જતા દેવત્વજ પામેછે: તો દેવને દુઃખ કરનાર મોક્ષગતિનો રોધ કરનાર, દાનવો—આપણે સમજાવી ગયા છીએ કે દાનવ એ જડપ્રકૃતિનું રૂપક છે—નાં ત્રણપુર છે—કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ એ ત્રણ. જ્યારે જ્ઞાને કરીને

એ સર્વમા અસ્ત થાય, ત્યારે મોક્ષ. માટેજ શિવ ત્રિપુરારિ, ત્રિપુરદહનકર્તા, દેવમાત્રના શરણુરૂપ છે. યોગાભ્યાસી જ્ઞાનીના ઇષ્ટ છે. ત્રિપુરદહન માટે યોદ્ધો મળતો ન હતો, તે પણ શિવેજ આપ્યો. એજ કાર્તિકેય. એની ઉત્પત્તિ પણ ભિન્ન ભિન્ન રીતે વર્ણવવામા આવેછે. કુમારસંભવાદિમા એક વાત છે, તો રામાયણાદિમા બીજી છે, કથાઓમા અગ્નિથી કાર્તિકેયની ઉત્પત્તિ વારંવાર કહેલી હોય છે, ને તેને પોતાને સનાતનકુમાર એવું નામ આપેલું હોય છે. ત્રિપુરનો નાશ કરવા શિવરૂપ અગ્નિ છે, તેમ કુમાર–બ્રહ્મચર્ય–સાધન છે–યોદ્ધો છે. આની કલ્પના ગતાર્થ છે, પણ કાર્તિકેય એ નામ કૃત્તિકા નક્ષત્ર ઉપરથી થયેલું છે, ને ૭ કૃત્તિકા તેની માતા કે ઉપમાતા થઇ છે માટે તે ષડજન્મા પણ કહેવાયો છે. અર્થાત્ કાર્તિકેયનો જન્મ અને ત્રિપુરનો દાહ, એ કથા જેમ પિણ્ડને લાગુ થઈ શકેછે, તેમ બ્રહ્માણ્ડને પણ લાગુ છે. સૃષ્ટિસર્ગના ઉદ્ભવમા કોઈ ક્રમે-કૃત્તિકાનાસબંધી કોઇ ત્રણ વિઘ્નરૂપ ગ્રહાદિને દૂર કરનાર અગ્નિ, કાર્તિકેય હોય, એવું અમારી દૃષ્ટિમા ભાસેછે, પણ કાઇ સવિશેષ કહી શકાતું નથી. બુદ્ધિમાન્ વિચારી લેશે.

વેદકાલમા અગ્નિ અને સૂર્ય એ બેજ મુખ્ય દેવ હતા; એમનીજ ઉપાસના અને પૂજા થતી, અગ્નિ જ્ઞાનદાતા હતો, સૂર્ય મોક્ષસ્થાન હતો. પુરાણોમા વિષ્ણુ મોક્ષસ્થાન છે, શિવ જ્ઞાનનિદાન છે. એટલાજ માટે સર્વ જ્ઞાનના પ્રણેતા શિવ છે, શિવનાજ કહેલા જ્ઞાનરાશિરૂપ કેટલાક શાસ્ત્રો છે, ને તંત્રો પણ છે. હવે વધારે સ્પષ્ટ થશે કે ભૌતિક પદાર્થના પ્રતીકરૂપ વિષ્ણુ અને શિવને યજ્ઞમા પૂજાઇ શકાયજ. પણ કોઈ અમુક પદાર્થના પ્રતીકરૂપ નહિ એવા બ્રહ્મ

ચક્ષમા ન પૂજી શકાય—ને તેથીજ યજ્ઞવિભાગ રહિત ગણાય. પરમ-જ્ઞાનરૂપ, અપરિચ્છેદ પામેલા, જેને મારૂં તારૂં નથી એવા શિવ, તે-સર્વદા ભોળા, સર્વના બંધુ, બાણાસુરાદિ દુષ્ટને પણ વર આપનાર-જ !! જેવા ભોળા તેવાજ ઉગ્ર એ પણ સ્વાભાવિક છે. શિવ અને અગ્નિનો સંબંધ દૃઢ કરાવનાર શિવનું રૂપાંતર રુદ્ર તે છે. વેદકાલને જે રુદ્ર છે તેને અગ્નિ સાથે મેળવી દીધેલો છે, ને તેજ પાછો શિવ-રૂપે પરિણામ પામ્યોછે. રુદ્રના ઘણાક ગુણો પણ શિવને આરોપાયા છે. રુદ્ર જેમ પર્વતોમાં વસેછે તેમ શિવ પણ પર્વતવાસી છેઃ ગિરિશ છે. પર્વત એ શબ્દ દ્વ્યર્થછેઃ યાસ્કના નિરુક્તથી સમજાશે કે પર્વત એટલે પર્વત તેમ મેઘ પણ. રુદ્ર છે તે પર્વતમાં ઝગેછે, ઘુમેછે, અગ્નિરૂપ વિદ્યુતરૂપે મેઘમાં આવિર્ભાવ પામેછે. શિવ તેજ રુદ્ર થાય, ત્યારે શિવ જે અગ્નિ તે પર્વતમાં વિદ્યુત થવા જોઇએ, પણ પર્વ-તના બીજા અર્થને અવલંબી કેવલ ગિરિરાજ થયા. પરમજ્ઞાનરૂપ, સંસારાભાવરૂપ, શિવને ગિરિમાંજ પડી રહેવાનું ફાવ્યું. પર્વતમાં રહ્યા એટલે પત્નીપણ પાર્વતીજ થઇ—પર્વતની કન્યા પાર્વતી મૂલ રુદ્રને પર્વતનીજ કન્યા પત્ની હોઇ શકે, તેમ શિવને પણ થયું. પણ પર્વત શબ્દ ઉભય સ્થલે જુદા જુદા અર્થમાં વપરાયો. શિવને, બાકી, પત્ની પણ નથી ને પુત્રપણ નથી. પોતે તો સર્વરૂપ છે, અર્ધનારીશ્વર છે*. જેમ બ્રહ્મા સ્ત્રીપુમાત્મક છે, બ્રહ્માવાચ્ એ રૂપે છે, તેમ જ્ઞાનમય, સર્વમય, શિવ પણ સ્ત્રીપુમાત્મકજ છેઃ પરમજ્ઞાન તેજ પરમ પ્રેમ. અમે વારંવાર પ્રતિપાદન કર્યું છે કે વિરાગી તેજ મહારાગી, અપ્રેમી

---

* અર્ધનારીશ્વર એ સૃષ્ટિક્રમપરત્વે સ્ત્રીપુમાત્મક મનુષ્યાદિ પ્રાચીન સમયે થયેલાં તેનું પણ સૂચન છે.

તેજ પ્રેમા. શિવ જે પરમવિરાગી તેજ પરમરાગી, સ્ત્રીને અર્ધાંગે રાખી રહ્યા છતા પરમમુક્ત ! ગિરિજાપતિ, પાર્વતીપતિ શિવ ગિરિરાજ છે એટલે કૈનાસ નામના ગિરિમા નિવાસ કરી રહ્યા વળી યોગ ઉપર દૃષ્ટિ કરો કૈલાસ એવુ યોગગ્રંથોમા બ્રહ્માંડ અર્થાત્ મસ્તકનુ નામ છે, શિવ એ પરબ્રહ્મનું નામ છે, ને તે મસ્તકમા જે સહસ્ર ર સુવર્ણમય સપ્તમચક્ર છે તેમા વિરાજેછે યોગમા જે કુંડલિની શક્તિ કહી છે, તે સુષુમ્ણાદ્વારા બ્રહ્માંડમા પહોચી શિવને મળે ત્યારે સમાધિ થાયછે શિવપાર્વતીનો સયોગ થઈ તેઓ કૈલાસમા વિહરે છે, ને સર્વ આનંદમય, પરમજ્ઞાનમય, અતુલબુદ્ધિમય, પુત્રને જન્મ આપે છે—ગણપતિ. શક્તિએ સ્વતંત્ર પેદા કર્યો છે તેથી પિતાએ તેને સ્વપુત્ર જાણ્યો નથી, મસ્તક છેદી નાખ્યુ છે, ને જાયુવા પછી, હસ્તિનુ મસ્તક લાવી તેના ધડ ઉપર મૂકયુ છે ! કૈલાસસ્થ બ્રહ્મને પુત્ર શો ને પત્ની શી પુત્રાદિ પરિચ્છેદનુ મસ્તકજ કાપી નાખેલુ છે ! શક્તિને તે બધુએ છે, તેથી પરમજ્ઞાનદૃષ્ટિથી કૃપા કરી, શક્તિને શાન્તિપમાડવા હસ્તિનું મસ્તક ચોટાડયુ છે, અર્થાત્ કુંડલિની સાથે જીવને યોગ થતા અગાધ જ્ઞાન સ્ફુરેછે, હસ્તિ એ ડહાપણ, જ્ઞાન ઇત્યાદિનું ચિન્હ છે. વળી એ શિવપાર્વતીનુ કૈલાસમા વિહરવુ ને તેમાથી ગણપતિનું થવું—ત્યારે તે ગણપતિના થવાથી પછી શો લાભ ? સિદ્ધિ અને બુદ્ધિ· અષ્ટ મહાસિદ્ધિ અને પરમકૈવલ્યરૂપ બુદ્ધિ. એજ તેની પત્નીપણ. અગ્નિરૂપે પરમમોક્ષદાતા શિવનો વાસ સ્મશાનમા, અને અંગે ભસ્મનો લેપ એ પણ સગનજ છે.

— એ શિવનો બધો ખટલો આપણે તપાસી ચુક્યા, પણ એમને વળી સર્પનોજ પ્રેમ છે, તે શુ ? સર્વ ધર્મોમા સર્પ અનંતતાનું, ને પુ-

દ્વિનુ, તેમ દુષ્ટતાનુ કે વક્રતાનુ ચિન્હ છે. અનતરૂપે આપણે શેષને જોઈ ગયા છીએ, બુદ્ધિરૂપે, જ્ઞાનરૂપે, આપણે તેને શિવના પરબ્રહ્મના ભુષણમા જોયાંના છે. વાસુકીઆદિ પાતાલના વસનારા પરમબુદ્ધિમાન્, અને દયાર્દ્રભાવવાળા, પુરાણોમા વર્ણવેલાજ છે, અર્થાત્ સર્પને સુબુદ્ધિ નથી અર્પેલી એમ નથી. એ બુદ્ધિની પરાકાષ્ઠા સ્વચ્ય વનાગ્જ સર્પનો મણિ છે. જે કલ્પિત મણિ—સર્વપ્રદ, સર્વપ્રકાશક, મણિ, તે સર્પને માથે છે-પરમજ્ઞાનજ ફલ છે* આપણા દેશમા તેમ મીસરમા એથીજ નાગપૂજા વિહિત છે. ત્યારે શિવને નાગના ભૂષણ હોય એમા હવે આશ્ચર્ય કયા રહ્યુ ! પરમકૈવલ્યમય શિવ હલાહલને પણ પીએ, તો તેમને હવે શુ થનાર છે ! ! સર્પનુ, વક્રતા, દુષ્ટતા, એ રૂપી હોવું તે પણ કાલિનાગાદિ આખ્યાનોમા પ્રસિદ્ધ છે, ને વિષ્ણુના અવતારરૂપ પરપ્રેમમૂર્તિ શ્રીકૃષ્ણે તે દુષ્ટતામૂર્તિને દમીછે ! યાહુદી અને ક્રિસ્ચીઅન ધર્મમાં પણ ભ્રષ્ટ કરનાર સૈતાન સર્પરૂપી છે, છતા આદમને ( મનુષ્યને ) પરમ જ્ઞાનરૂપી વૃક્ષનુ ફલ ચાખવાની બુદ્ધિ પ્રેરનાર પણ તે સર્પજ છે.† એમ સર્પભૂષિત શિવ તેજ જ્ઞાનમય, સર્વપ્રદ, સસારધ્વસકર્ત્તા, એ સર્વથા ગતાર્થ છે, વાસ્તવિક છે. શિવના અનેક પરાક્રમમાં આકાશથી પડતી ગગાને

*કાચળી ઉતારી નવો અવતાર ધરનાર સર્પ જ્ઞાનથી દેહાધ્યાસ તજી બ્રહ્મ થનાર મહાત્માપદનો સૂચક છે નાગ એટલે મહાત્મા, ને તેથીજ નાગ માત્ર પવિત્ર તથા પૂજ્ય ગણાય છે પિતૃના પ્રેત પણ નાગરૂપે મનાય છે એ નાગનો યથાર્થ અર્થ ન સમજતા નાગડા સાધુ તે નાગાજ થઈ ફરવામા નાગપણુ માને છે નાગનુ હૃદય ભક્ષણ કરતા જ્ઞાન થાય છે એ વાતને અન્યથા સમજના ગેઇ ઈસ્લામી પથવાળા ( ઘણુ કરીને વહાબીઓ ) સર્પનુજ ભક્ષણ આચરે છે ! ! †જુઓ બાઇબલ

ઝીલવાનું કાર્ય પણ રામાયણમા શિવને કહેલું છે. શિવની જટા જે કપર્દ કહેવાય છે તે અગ્નિ શિખાનીજ વાચક છે, કેમકે કપર્દ શબ્દ તે રીતે વેદમા વાપરેલો નજરે ચઢે છે. ત્યારે, ભગીરથનો સંબંધ રામાયણની વાતમા છે તે બાજુપર રાખી, કેવલ ગંગાધારણ કર્યાની વાત તપાસો. આપણે આગળ સમુદ્રમંથન સમજાવતા જે દધિસમુદ્ર ઠરાવ્યો છે, તેજ સ્વર્ગંગા છે, ને તે અદ્યાપિ પણ આકાશમા દષ્ટિગોચર થઈ શકેછે, પણ એ સૃષ્ટિધાતુનો ભંડાર છે, એ સૃષ્ટિરૂપે વિસ્તરે તે તેનો પ્રવાહ છે, પૃથ્વીઆદિ ગ્રહો તરફ પડવાનું છે. ગંગા સ્વર્ગમાથી પડેછે. એ રીતે પડયા પછી, તેને ઝીલી સ્થિર કરી, દઢતા આપનાર, સ્થૂલરૂપે જમાવનાર, અગ્નિજ છે, એમ સૃષ્ટિસર્ગ સમજનાર વિવેકીઓ જોઈ શકશે. તો ગંગા શિવની જટામાજ લપટાઇ ગઇ, ને મહાકષ્ટે બહાર વહી એ સ્પષ્ટજ છે.* આમ યોજના કરી લેતા અગ્નિરૂપ શિવનું સ્વરૂપ સ્પષ્ટ થઇ જાયછે. શિવને ઉપાસનારા અગ્નિને સમજનારા હોયછે: છેક તાન્ત્રિકોથી આરંભી, યજ્ઞાદિ કરનાર મીમાંસકો, અને પરમજ્ઞાનાગ્નિમા સ્વાત્માહુતિ કરનાર જ્ઞાની સુધી. શિવોપાસક સ્થૂલ રીતે તેથી કર્મઠ હોયછે. વિષ્ણુને ભજનારા સૂર્યગતિ સમજી કેવલ તેનુંજ ધ્યાન આદરે છે, ને સ્થૂલ રીતે ભક્તિપરાયણ હોયછે. વસ્તુગત્યા ઉભય એકજ છે, કેમકે જ્ઞાનની ગતિ સૂર્યદ્વારાજ છે. એટલે પુરાણો વારંવાર તેમ કહે છે; પણ સ્થૂલબુ-

*કોઇ એમ પણ કહેશે કે ત્રિવિષ્ટપ એટલે સ્વર્ગ ને તેજ તીબેટ કે જે તરફથી ગંગા ઉતરે છે; હિમાલયનો કોઈ ગર્ત તે શિવનો જટાજૂટ! આ સંગતિ યથાર્થ નથી. ત્રિવિષ્ટપને તીબેટ એ નામ જરા મળતા આવ્યાથી સ્વર્ગ એમ ઠરાવવું મનોરથ માત્રજ છે. પૃથ્વી અંતરિક્ષ અને આકાશ એ ત્રણ લોકને વિષ્ટબ્ધ કરનાર આધારરૂપ સૂર્ય તેજ ત્રિવિષ્ટપ—સ્વર્ગ છે.

બુદ્ધિએ એ એનો કાઇક વિરોધ ધરી શકે છે, જે પુરાણોમા વર્ણવેલો છે, ને તેનેજ સંપ્રદાયવાળા દુરાગ્રહથી વળગી પડયા છે.

તંત્ર.

જેમ વિષ્ણુના અવતાર છે તેમ શિવના નથી, પણ શિવનુ એક રૂપાતર છે જેમાથી વિલક્ષણ પરિણામ પેદા થયા છે. જ્ઞાનરૂપ અગ્નિમય શિવ તે સર્વભક્ષી ભયાનક સ્વરૂપ ભૈરવ થયેલા છે. જેમ કેવલ જ્ઞાનપરાયણ યોગીઓ શિવને ભજેછે, તેમ ઉગ્ર ધ્યાન યોગ કરનારા ભૈરવને ઉપાસેછે. અગ્નિ એજ સર્વ રહસ્યનુ દહન્ય છે, એજ સર્વવ્યાપી સર્વરૂપ આકાશ તત્વનું ભૌતિક પ્રતિબિંબ છે, એને ચલાવતાં આવડવેથી બધું બને છે. યોગીઓ જે શિવને ઉપાસી મોક્ષ પામે છે, તેજ શિવને ઉપાસવાથી ઐહિક સુખ પણ તેમને સહજસાધ્ય છે. શિવરૂપ અગ્નિને ઉપાસી ઉભય સાધન સપાદન કરવાના માર્ગનુ નામ તંત્રવિદ્યા પડેલુ છે. તંત્ર એટલે કોઈ પ્રકારની ક્રિયાથી સાધેલું કર્મ. એમા મત્રનો પણ પરિપૂર્ણ ઉપયોગ છે, અને મંત્રાક્ષરોની સંગતિ ઉપર તથા મંત્રાદિની શુદ્ધિ ઇત્યાદિ ઉપર બહુ આધાર છે* એ દ્વારા જે જે ક્રિયાઓ રચાઇ છે તેને તંત્ર કહેછે. તંત્રગ્રથો ઘણા છે. તત્રના ત્રણ પ્રકાર છેઃ સમયાચાર, કુલ, મિશ્ર. વેદમાર્ગને અનુસરી રચાયલા તે સમયાચાર, વસિષ્ઠ, સનક, સનદન,

*મંત્રો અમુક ભાષાનાજ અને અમુક સ્વરાદિયુક્ત જોઇએ એનુ રહસ્ય હવે વિચારો. શબ્દમાત્રમાજ એ સૃષ્ટિ ખરી કરવા જેટલુ સામર્થ્ય છે, ને તે શબ્દ આકાશતત્ત્વ જે સર્વનુ આધારરૂપ તથા ઉપાદાનરૂપ નિદાન છે તેનો ગુણ છે શબ્દ માત્રના ઉચ્ચારમાથી અનેક પરિણામ થાય છે મૌન પાળવાના લાભ હવે વિચારો, તેમ મત્ર તથા શબ્દનો યથાર્થ પ્રયોગ પણ અનુભવો.

સનત્કુમાર, શુક એ પાચ સંહિતાદિ. કેવલ શક્તિમાર્ગને ઉદ્દેશી, વેદ્બાહ્ય એવી ક્રિયાઓ પણ અંગીકાર કરનારા, કુલતંત્ર કહેવાયછે. કૌલગ્રંથ ૬૪ છે.† ઉભયના મિશ્રણરૂપ તંત્ર તે મિશ્ર; ભુવનેશ્વરિ, કલાવિધિ, ઈત્યાદ્યનેક છે. તંત્રમાત્રના પ્રણેતા શિવ કહેલા છે, ને તેમણે દ્વિજાતિને માટે નહિ, પણ શૂદ્રને માટે તંત્રો રચ્યા છે.‡ સમયાચાર તંત્રો દક્ષિણ માર્ગના ગણાયછે, કેમકે તેમા વેદવિહિત માર્ગે ક્રિયા બતાવેલી છે, ને દક્ષિણ એટલે યોગ્ય, શુદ્ધ, માર્ગ, તે બધા પ્રેરેછે. કૌલતંત્રો વામી ગણાયછે, કેમકે વામ એટલે અવળે માર્ગે જનારા છે. શિવનું જે ભૈરવરૂપી અંગ તેની પૂજા વામતંત્રોમા સવિશેષે કહેલીછે. પણ એ ભૈરવની પૂજા ઇત્યાદિ વિચારતા પૂર્વે, આપણે શક્તિપૂજાનો વિચાર કરવાની આવશ્યકતા છે.

જેને વેદાંતવાળા વાયુ કહેછે; ન્યાયવાળા ઇચ્છા, જ્ઞાન, ક્રિયા, એમ કહેછે; યોગવાળા કુંડલિની કહે છે; સાખ્યવાળા પ્રકૃતિ કહેછે; તેજ શક્તિ. શક્તિ અને શક્તિનો ધરનાર ઉભય ભિન્ન નથી. આધાર અને આધેય એકજ છે, જુદા નથી. શક્તિથી પુરુષ છે, પુરુષથી શક્તિ છે. એ અનન્યત્વ બતાવવાનેજ ત્રિમૂર્તિમા પણ બ્રહ્માની સાવિત્રી, વિષ્ણુની લક્ષ્મી, અને શિવની પાર્વતી, એવી શક્તિઓ સ્પષ્ટ કરી બતાવી છે. આવી વ્યવસ્થા વાસ્તવિક છે. છતા

---

†વિશ્વેશ્વરભટ્ટના આર્યવિદ્યા સુધારમ્માં તેમનાં નામ તથા કાંઈક વિષય પણ આપેલાં છે.

‡જુઓ જ્ઞાનાર્ણવ તંત્ર, સૌંદર્યલહરી ઇત્યાદિ. વળી પણ શિવે કહ્યું છે: वाममार्गं मदुक्तोऽयं सर्वशूद्रपरः प्रिये। ब्राह्मणो मदिरापानात् ब्राह्मण्येन वियुज्यते ॥

કેવલ યોગપરાયણ, સિદ્ધિ માત્રનાજ અભિલાષી યોગીઓ, શક્તિ-માત્રનેજ પ્રાધાન્ય આપી શાક્ત થયા છે.* તેમનો હેતુજ શક્તિની ઉપાસનાથી કોઈ પ્રકારની સિદ્ધિ પામવાનો છે. મોક્ષપણ શક્તિની ઉપાસનાથી ન થાય એમ નથી, એટલે મોક્ષપ્રદ તથા વેદાનુસાર જેટલી શક્તિપૂજા છે તેટલી દક્ષિણમાર્ગમા ગણાયછે, બાકીની બધી વામમાર્ગમા ગણાય છે. મુખ્યતત્રોક્તશક્તિ તો કહી તે ત્રણ છે. તેમાથી ત્રણ બીજા પ્રકાર માનેલા છે: અંશ, કલા, કલાશ. જે ત્રણ કહી તે, તથા ગગા, કાલી, તુલસી, મનસા ઇત્યાદિ અશ છે, સ્વાહા, સ્વધા, દક્ષિણા, પુષ્ટિ, તુષ્ટિ, દિતિ, અદિતિ ઇત્યાદિ કલા છે; અને સ્રીમાત્ર કલાશ છે. શક્તિનુ આધ્યાત્મિક રહસ્ય, આપણે જે રીતે વિચારતા ચાલ્યા છીએ, તે રીતે સમજવું સરલ છે, ને તેને અનુસરીને સર્વ પ્રસિદ્ધ સપ્તશતીમા या शक्तिः सर्वभूतेषु ઇત્યાદિથી શક્તિની સર્વરૂપતા જણાવેલી છે. શક્તિ અર્થાત્ પરરૂપ જ્ઞાનમય પરાશક્તિજ, તિમિરમય જડરૂપ અજ્ઞાનમય રાક્ષસોને હણનારી છે. શક્તિનો આધ્યાત્મિક ભાવ દેઇક અશે ભગવતી ભાગવતાદિમા પણ વર્ણવેલો છે, પણ શક્તિનું આધ્યાત્મિક સ્વરૂપ તજી કેટલાક સ્થૂલરૂપનેજ વળગ્યા છે ને વામી થયા છે. વામમાર્ગે શક્તિને ઉપાસનાર શિવને ભૈરવરૂપે ભજે છે.

હવે મૂલ શિવનું અગ્નિરૂપ વિચારો, એટલે તાન્ત્રિકભૈરવની જે શક્તિઓ કાલી, કરાલી, ભૈરવી ઇત્યાદિ છે તે સમજાશે. કાલી,

*એ બેની તકરારમાથીજ બહુ સપ્રદાયો થયેલા છે છેક હલકા લાવણી ગાનારા પણ બે મત માને છે. શક્તિ તે કલગીવાળા, શૈવ તે તુરાવાળા. બીજા હુઢક વગેરે હોય છે તે કુલ્લયરૂપ અનન્યત્વને-બ્રહ્મ-ને માને છે.

કરાલી ઇત્યાદિ નામ અગ્નિની શિખાને વેદમા લગાડેલા છે.* એજ અગ્નિ જ્યારે ભૈરવ થયો ત્યારે કાલી, કરાલી, ઈત્યાદિ શક્તિરૂપે પૂજાય. કાલિ, કરાલી, ભૈરવી, આદિમાથી શક્તિઓનો વધારો થતે થતે છેક ભવાની, અબા, બહુચરા, ઇત્યાદિ માતા,† એ નામથી પૂજાતી તમામ દેવીઓ જન્મેલી છે. વામમાર્ગનું વર્ણન કૌલગ્રંથોમા છે. એમ પચમકારની.‡ વિધિ મુખ્ય રીતે આવે છે, ને એ માર્ગ એવી નીચ અને મલિન ક્રિયાથી ભરેલો છે કે તે નરક સિવાય બીજે કહી લેઈ જનારો નથીજ. કૌલાર્ણવમાજ શકરે પોતે કહેલું છે કે કુલદ્રव्याणि सेवन्ते येऽन्यदर्शनमाश्रिता । तदङ्गरोमप्रमितं पुनर्जन्म भविष्यति, છતા કૌલાચારવાળા એમ કહે છે કે વેદથી વૈષ્ણવ મત સારો છે, વૈષ્ણવથી શૈવ સારો છે, શૈવથી દક્ષિણ સારો છે, દક્ષિણથી વામ સારો છે, વામથી કૌલ સારો છે। કૌલાચારનું વર્ણન કરતા પણ શરમ આવે એવું છે, ને એવાજ કારણથી કટાળીને પ્રખ્યાત ફ્રેંચ વિદ્વાન્ ડા૦ બર્નુફે તત્રનો આરભેલો અભ્યાસ પડતો મૂકેલો કહેવાયછે. દેવીરહસ્ય, શ્યામારહસ્ય ઇત્યાદિ ગ્રંથોમા કૌલમાર્ગના શ્રીચક્ર અથવા શક્તિશોધન અથવા પૂર્ણાભિષેકનું વર્ણન છે. જેને માસ મદ્ય મૈથુનાદિમા પ્રવર્તવુ હોય તેને માટે ધર્મને બહાને આ એક માર્ગ છે. એ માર્ગે જનારા આટલુજ કરીને અટકતા

* એ અગ્નિની ત્રિપ્રકાર પૂજામાથી ત્રિરૂપ અગ્નિવાચ ત્રિશૂલ તે શિવશક્તિનુ ચિહ્ન છે એના વિશેષ સ્પષ્ટાર્થ માટે સ્વસ્તિક સ્વરૂપ આગળ આપેલુ છે તે વિચારો

† બ્રાહ્મધર્મમા પણ નવપ્રકૃતિરૂપ દેવીને શ્રુત, શ્રોત, ઇત્યાદિ નામથી જાણેલી છે એજ માતા

‡ માસ, મત્સ્ય, મદ્ય, મૈથુન મુદ્રા

નથી, સ્મશાનાદિમા જાઇ પ્રેતાદિને પણ સાધે છે, ને તે માટે શસ્ત્રાદિનો ઉપયોગ તંત્રોક્ત રીતિએ કરેછે. ભૈરવ તેમ ભૈરવીનું શ્રીચક્ર બને છે; કોઈ પણ નીચ સ્ત્રી—ધોબી, માળી, વાળંદ, ગમે તે—તેની નગ્ન કરી પૂજા કરેછે; પુરુષ તે બધા ભૈરવ કે વીર કહેવાય છે, ને સ્ત્રીઓ તે બધી ભૈરવી ગણાય છે. વર્ણ, જાતિ બધું ભૈરવી તંત્રમા રદ છે. ભૈરવને આવે રૂપે ઉપાસનારાઓ ભૈરવને સ્મશાનવાસ, ભસ્મ-ગુંઠન, જટાડંબર, ભૂતવેતાલાદિની સેના, એમ કલ્પે એ સ્વાભાવિક જ છે; અને મૂલના કેવલ જ્ઞાનરૂપ શિવ તે તમોરૂપ ભૈરવ સાથે એકમેક થતા, શિવને પણ ભૈરવના છાંટા લાગે એ સહજ છે. ભૈરવ અથવા કાલભૈરવ અને કાલીની ઉપાસના અદ્યાપિપણ બંગાળામા પ્રચલિત છે, અને ત્યા કાલી આગળ મનુષ્યવધ પણ થાયછે એમ સભળાય છે. જ્વાલામુખી, વિંધ્યવાસિની, બાલા, બગલામુખી, ઇત્યાદિ અનેક ઉપાસનાઓ થોડી ઘણી પણ વામીજ હોય છે. સાભળવામા આવતા અઘોરી પણ આવાજ ભૈરવનાજ ઉપાસક હોયછે*; ને સાપ્રતકાલમા કાચળીયા, માર્ગી ઇત્યાદિ પંથવાળા પણ, છેક આટલો બધો નહિ, તથાપિ થોડો ઘણો રૂપાતરે, પણ વામાચારજ પાળેછે. અસુરોના દેવ પણ શિવભૈરવ છે તે હવે સ્પષ્ટ થઇ જશે.

શિવ અને શક્તિના શુદ્ધ વિચારમાથી, કાલભૈરવ અને મહાકાલી કેમ પેદા થયા એ વિચારવાનું છે. એ સમજવાનું બહુ સરલ સાધન આપણી નજર આગળજ છે. શિવની પૂજા અદ્યાપિ પણ લિંગરૂપે થાય છે, ને શક્તિ યોનિરૂપે પૂજાય છે. લિંગ અને પિંડી

*જુઓ માલતીમાધવમાં અઘોરઘંટનું વર્ણન; ત્યાંજ વળી જુઓ ભૈરવ રૂપ શિવતાંડવનું વર્ણન.

એ શિવશક્તિનું ચિન્હ છે. એવી પૂજા કેમ પેદા થઈ, ક્યાંથી આવી? વેદમાં તો લિંગપૂજા જણાતી નથી. 'શિશ્નદેવ' એવા શબ્દો વેદ-માં છે ખરા*પણ તેનો અર્થ શિવલિંગ પુજનાર એમ સંભવતો નથી: મહાભારતાદિમાં તો લિંગપૂજા પ્રસિદ્ધ જણાય છે. ઘણાકનું એમ મત છે કે લિંગયોનિનીપૂજા આર્યલોકોએ ઉઠાવેલી નથી, પણ સેમિટિક કે અનાર્યલોકોમાંથી તે તેનામાં આવી પડેલી છે. બાબીલન અને આસિરિઆના ધર્મમાં મિલિત્તા નામની દેવી છે, ને તેના અનુયાયીનો ધર્મ કેવલ કૌલમાર્ગ રૂપજ છે, એમજ સીરીઆની અસ્ટાર્ટિ નામક દેવી‡, તથા ફિનીશીઆનો એડોનીસ, એ બધાં કેવલ કૌલકર્મના શાસક છે. એમ પણ સંભવ છે કે વ્યાપારદ્વારા બાબિલન વગેરેનો સંબંધ કરનાર આર્યલોક તેમની પાસેથી લિંગયોનિની પૂજા શીખી આવ્યા હોય. એ વાતને સમર્થન આપે તેવો કાંઈક પુરાવો પણ હાલમાં મળેલો છે§; કાસ્પીઅન સમુદ્ર આગળ બાકુ ગામમાં શિવલિંગસહિત પ્રાચીન દેવાલય જણાયું છે. પણ અમે આ સર્વ વાતને બહુ વજનદાર ગણતા નથી. લિંગયોનિ એ ચિન્હ બહુજ પ્રાચીન છે, ને તે સર્વ ધર્મોમાં પ્રચલિત છે. ધર્મ વિચારનો ક્રમ

---

*ઋગ્વેદ ૭. ૨૧. ૫.

†જુઓ મુર સંસ્કૃત ટેક્સ્ટ. ડા. સ્ટીવન્સન, ગોરિસીઓ ઇત્યાદિ.

‡અસ્ટાર્ટિને ચંદ્રરૂપે પુજે છે, ને તેનો ચંદ્ર સાથે સંબંધ છે આરબ લોકોએ ઇસ્લામધર્મ મીરીઆ તથા યાહુદીના ધર્મમાંથી કહાવેલો છે. એવે લેખીને કરીને કદાપિ કેવલ યોનિમાત્ર સૂચક સંજ્ઞા જે ચંદ્ર (અસ્ટાર્ટિ) તેનેજ તેઓ મુખ્ય માનતા હોય! ચંદ્રયોનિવાચકત્વ પરત્વે ન્હોનું આરૂ અને મનુનું નાવ સરખાવો.

§ઇન્ડીઅન એન્ટીક્વેરી,

મૂલ આર્યાવર્તથી ખાલ્ડીઆમાં, ને ત્યાંથી મીસરમાં, ને ત્યાંથી ગ્રીસ તથા યુરોપમાં એમ છે. મીસરધર્મમાં તેમ ખાલ્ડીઆના ( એટલે બાબિલન આસિરિઆના) ધર્મમાં લિંગયોનિનું ચિન્હ છે. અનાદિ અવ્યાકૃત સત્ ને અનંત ચક્રરૂપે બધા ધર્મોમાં ચિન્હિત કરે છે. એ ચક્રનો પરિધ કહીં નથી, મધ્યબિંદુ બધે છે. એમાં એક બિંદુ (વાચ્) બંધાઇ ઇશ્વરાદિક્રમે સૃષ્ટિ વિસ્તરેલી છે. ⊙ આ ચિન્હ સતમાંથી સૃષ્ટિસર્ગના આરંભનું સૂચક છે, એજ બિંદુસહિત વર્તુલ તે યોનિ-સૃષ્ટિની ઉત્પત્તિનું સ્થાન. જ્યારે એ બિંદુ એક લીટીનું રૂપ ધરે છે ⊖ ત્યારે તે લિંગરૂપ અર્થાત્ અવ્યાકૃત મહા યોનિમાં સ્ફુરણદ્વારા ઉત્પાદન કરનાર થાય છે. જ્યારે એ લીટી ઉભયરૂપે થઇ જાય છે ⊕ ત્યારે જડ અને ચૈતન્યનો જુદો સ્વભાવ બંધાઇ, તેમના અનન્ય યોગથી સૃષ્ટિ થઇ છે એમ અર્થ સ્ફુરે છે; ને પરિછિન્નાત્મકવસ્તુરૂપ જગત્ સંભવે છે માટે ચક્રનો પરિધ દૂર થઇ, -|- આવું જે અવશિષ્ટ રૂપ તે આ બધા અર્થનું સૂચક થાય છે. એને મીસર ધર્મમાં ટૌ કરીને કહે છે, ક્રીસ્ચીઅનધર્મમાં ક્રોસ કહે છે, ને આપણે અદ્યાપિ પણ એને સ્વસ્તિકાકારે ( સાથીઆરૂપે )* પૂજીએ છીએ. પુરુષરૂપ ચેતન તે ઉભી લીટી તે છે, અને જડ તે આડી લીટી તે છે; એ

*卐 આમ જે પાંખો કાઢીએ છીએ તે એમ સૂચવવાને કે મૂલમાં જડ અને ચેતન જુદા પડયા છતાં હજુ સૃષ્ટિસર્ગ માટે ગતિમાન્ છે; અને અવ્યાકૃત સત્નું બિંદુ સર્વ સ્થલે છતાં પરિધ કહીં નથી. સૃષ્ટિસર્ગનાં ચિન્હો ને વિચારો તો જે લિંગવાચનાં ચિન્હ છે તે લીટી અને શૂન્યરૂપ છે તેથી ૧૦ આમ પણ લખી શકાય છે. એજ દશ. સૃષ્ટિક્રમમાં માટેજ અવતાર પણ દશ- દશ એ પૂર્ણ સંખ્યા છે. નવ, સાત, પાંચ, ત્રણ, એક, એ પણ ઘણી ગૂઢ સંજ્ઞાઓ છે. અક્ષરાદિને પણ સંખ્યાવાચકત્વ છે.

એનો યોગ સ્વસ્તિક છે, યથાર્થ રીતે સમજાય અને પૂજાય તો સ્વસ્તિ ( કલ્યાણ ) નો કરનાર છે.† જડચેતન ઉભયાત્મક પુરુષ અને શક્તિના યોગથી સ્વતજ સૃષ્ટિસર્ગ થાય છે, એનું પ્રત્યક્ષ સ્વરૂપ તો પુરુષ પોતે તથા સ્ત્રી એજ છે, પિંડે તેજ બ્રહ્માંડે છે સ્વસ્તિકના અર્થમાંથીજ લિંગ અને યોનિ એ અર્થ થઈ આવ્યા છે, શિવ શક્તિને બદલે, પ્રતીકરૂપે, આપણામાજ નહિ, પણ સર્વધર્મોમા, પૂજાયા છે. એનો દક્ષિણમાર્ગમા આધ્યાત્મિક અર્થ સમજનારને મોક્ષ મળે છે, ન સમજી મદ્ય મૈથુનરૂપેજ તેને સમજનાર વામીને નરક મળે છે. લિંગયોનિની પૂજા પ્રાચીન છે, અનાર્ય નથી, પણ વામીઓએ અવળે રૂપે સમજી અવળે રસ્તે વાપરે છે શ્રીચક્રનો પણ તેમણેજ એવોજ અવળો અર્થ ઉઠાવી લેઇ પૂર્ણાભિષેકાદિ મલિનતારૂપે વિસ્તાર કર્યો છે, બાકી ખરૂ શુદ્ધ શ્રીચક્ર તો શ્રીશંકરાચાર્યે પણ સ્વીકાર્યું છે, ને તેની પૂજા મોક્ષદાતા છે ✡ આની આકૃતિ શ્રીચક્રની રાખવામા આવે છે, પછી તેમા મંત્રબીજાદિ યથાર્થ રીતે રચાય છે એનો અર્થ પણ પુરુષની પ્રકૃતિમા પ્રવેશ અને પ્રકૃતિનો પાછો પુરુષભાવ એમ સર્ગ અને મોક્ષની વ્યવસ્થા પરત્વે છે, ને તે યથાર્થ જાણી તેને પૂજનાર બ્રહ્માત્મૈક્યરૂપ કૈવલ્ય મોક્ષ પામી પરમાનંદ સમજે છે*. જે ઉર્ધ્વશિરસ્કિ-

---

†ક્રિસ્ચીઅન પાદરીઓ આપણા શિવલિંગને હસે છે, પણ તેમનો ક્રોસ શું છે ? એ ક્રોસજ મનુષ્યોત્પત્તિનુ ચિન્હ છે, માટે તે ઉપર મનુષ્યાકૃતિ વળગાડી સ્પષ્ટતા કરેલી છે એજ ક્રોસઉપર મારેલો ક્રાઈસ્ટ માણસ પોતાની બ્રહ્મરૂપતા એજ રીતે નિત્ય તજતુ ચાલે છે

*આ બધી વાતવિષે શારદાતિલક, મંત્રમહોદધિ, તંત્રસાર, ઇત્યાદિમા જોવાથી સ્પષ્ટતા થશે જે શ્રીચક્ર અહીં આપ્યુ છે તે ભુવનેશ્વરી ચક્ર છે ને ષટ્યોનિયુક્ત છે, પણ એનેજ વિસ્તારી ચેતાળીશ યોનિનુ શુદ્ધ શ્રીચક્ર કરે છે

કોણ છે તે શિવ (ચિન્મયબ્રહ્મ) અને જે અધ શિરસ્ત્રિકોણ છે તે વિષ્ણુ (સર્ગ વિસ્તારક સૂર્ય) એમ વિચારતા ત્રિપુંડ્ર પણ શ્રીચક્રની સંજ્ઞારૂપે સમજાશે વૈષ્ણવો એટલું ઉર્ધ્વપુંડ્ર રાખતા જરા વામી તરફ નમી ગયા છે. આમ વિચારતા લિંગયોનિરૂપે શિવપૂજા અનન્તકાલથી સર્વત્ર પ્રસરેલી છે, ને તેમાથી મનુષ્ય પોતાના લિંગયોનિને વાપરી વામમાર્ગરૂપ નરકમા ડુબ્યા છે. આ પ્રમાણે દક્ષિણ તથા વામતંત્ર અને શક્તિ સપ્રદાયનુ રહસ્ય અમારા વિચારમા પ્રતીત થાય છે, ને યથાયોગ્ય સમજીને પળાય તો મોક્ષદાતા છે. બ્રહ્મજ્ઞાનરૂપી વારુણી ખરે માર્ગે પીવાય पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पततिभूतले उत्थाय च पुन' पीत्वा पुनर्जन्म न विद्यते તો મોક્ષ મળે, પછી વારુણીમાત્ર પીવાય ને ભૂમિ ઉપર આળોટાય, ત્યારે તો શું મળે તે વિચારવું સહજ છે

## અન્યદેવ, મૂર્તિપૂજા.

વેદકાલના સૂર્ય, અગ્નિ, પ્રજાપતિ, હિરણ્યગર્ભ, બ્રહ્મ, પુરુષ, આદિની વ્યવસ્થા પુરાણકાલમા કેવી થઇ છે તે આપણે જોઈ. ઇંદ્ર વરૂણાદિ પણ કાઇ રહી ગયા નથી શતક્રતુ એટલે સો કર્મનો કરનાર* પુરાણકાલમા શતક્રતુ એટલે સો યજ્ઞ કરનાર ઇંદ્ર થયો, એમ કોઇ લોકો કલ્પે છે. ઇંદ્ર એટલે પ્રકાશવુ તે ઉપરથી પ્રકાશાત્મક અગ્નિરૂપ દેવ ઇંદ્ર છે, ને તેજ સર્વદા વલવૃત્રાદિનો હણનાર છે. ઇંદ્ર અને વલવૃત્રાદિ રાક્ષસોની કથા તે સૃષ્ટિસર્ગના કોઇક ક્રમની સંજ્ઞા હોવી જોઇએ એમ, આપણે રાક્ષસાદિ કલ્પના માટે જે કહી ગયા છીએ

*ક્રતુશબ્દ વેદકાલમા કેવલ કર્મવાચકજ છે એમ માને છે ક્રતુનો અર્થ યજ્ઞ તે પાછળનો માને છે.

તે ઉપરથી, સમજાય છે. અને વિશ્વચક્રરૂપ મહાયજ્ઞમા શતકર્મ કરનાર કોઇ ગ્રહ તે ઇંદ્ર છે એમ કલ્પી શકાય છે, ને તેથીજ મન્વંતરે મન્વંતરે નવો ઇંદ્ર થવાનો સંભવ રહે છે. કેવલ ક્રતુ શબ્દનો અર્થ ન સમજાયાથી વ્યાસે સોયજ્ઞ કરનાર તે ઇંદ્ર એમ ગોઠવ્યું છે, એવી હાલના પાશ્ચાત્ય શોધકોની કલ્પના બહુ તુચ્છ છે. ઇંદ્ર તે પર્વતનો હણનાર છે, પર્વતનો ભેદનાર છે. પર્વત શબ્દ દ્વયર્થ છે એ આપણે કહેલુ છેઃ મેઘ અને ગિરિ. વિદ્યુતરૂપે ઇંદ્ર મેઘનો ચીરી નાખનાર છે; તેમજ પર્વતનો અર્થ ગિરિ લઇ, ઇંદ્ર પર્વતોનો ચીરી નાખનાર થયો છે. તે ઉપરથી વિશેષ કલ્પના છે કે પર્વતને પાખો હતી, ને તે ઉડી ઉડી દેવાદિને નડતા, માટે ઇંદ્રે તેમની પાખો કાપી નાખી. આ કલ્પના તે શુ કલ્પનાજ છે? પ્રાચીન જ્ઞાનરાશિ ઋષિઓ એવી કલ્પના વિનાકારણ અડાવે એમ અમે તો ડહાપણ કરવા ઇચ્છતા નથી. સૃષ્ટિસર્ગનો ક્રમ એવો તો સમજાય છે કે જે ગ્રહાદિ સ્થિર થયા છે તે બધા મૂલમા તો ધૂમકેતુ એટલે પૂછડીઆ તારા રૂપજ હતા, દોડતા પર્વતજ હતા, ને તેમને, પાખો કાપી, ઇંદ્રે સ્થિર કરેલા છે, એવી કાઇક સકલ્પના છે. એજરીતે બુધ શુક્ર બૃહસ્પત્યાદિ ગ્રહો તથા તેમનુ દેવદાનવાદિનું ગુરુપદ, સર્વને સૃષ્ટિ, મનુષ્યસૃષ્ટિ, એવી ગુપ્ત વિદ્યાસાથે સબધ લાગે છે, ને તે તે વિષયની કથાઓ તે ગુપ્તરહસ્યનીજ બોધક છે* અમને આવો ભાસ થાય છે, એનો સવિશેષ સ્પષ્ટ વિસ્તારતો મહાત્મા વ્યાસને માલુમ! જેમ ઇંદ્રપર્વતની વાત સૃષ્ટિસર્ગના કોઇ ક્રમની સંજ્ઞા છે તેમ સૂર્યના સાત ઘોડાની વાત પણ તેવીજ છે. જેને પાંડી શકાય નહિ, વિભાગ

*બૃહસ્પતિથી વિસ્તરેલા બ્રાહ્મણ બ્રહ્મજ્ઞઃ દેવ શુક્રથી વિસ્તરેલા રાક્ષસ કાર્તિકેયરૂપ મગળ લોહિતાગતે ક્ષત્રિયનો પિતૃ. એવી સગતિ સૂચવાય.

પાડી હદ કરી શકાય નહિ, તે અદિતિઃ† અદિતિના પુત્ર તેજ આદિત્ય. અદિતિને આઠ પુત્ર હતા જેમના એકને તેણે કાઢી નાખ્યો એમ વેદમાં કહેલું છેઃ એનું તાત્પર્ય એમ જણાય છે કે સૂર્ય સિવાય બીજા સાત ગ્રહ વૈદિક ઋષિઓના લક્ષમા હશેજ; ને આધુનિક શોધકો બતાવે છે કે યુરેનોસ પ્રાચીન આર્યોને જડેલો ન હતો એમ નહિ હોય, તથા એક સૂર્યમાથીજ આ સૂર્યમાલાના ગ્રહો વિસ્તર્યા છે એમ પણ નહિ હોય. સૂર્ય તથા સાતે ગ્રહ બધા કોઇ અન્યસ્થલથી વિસ્તર્યાં હોવાં જોઇએ. ને એક સૂર્યની પાછલ સપ્ત ગ્રહના ભ્રમણનોજ સૂર્યના રથને સપ્તમુખી અશ્વ જોડેલો હોવો જોઇએ, એમ ધરાય છે! એથી આગળ આપણી અલ્પમતિ પહોચતી નથી. સૂર્ય—આદિત્ય—દેવ—સર્વે અદિતિના પુત્ર છે, તેમ દાનવો દિતિના પુત્ર છે, પરિચ્છેદરૂપ દિતિના, જડતાના, પુત્રો છે. એમનું યુદ્ધ સૃષ્ટિસર્ગ સમયે પણ થયેલુંજ છે, તેજ ઇંદ્રવૃત્રાદિવિરોધ, તથા બાઇબલમાં કહેલો ઇશ્વર સેતાનઆદિનો ટંટો! વૃત્રનેજ વેદમાં અહિ કહેવામા આવેછે, તેપણ સૂચક છે. ધૂમકેતુને અહિ એટલે સર્પની ઉપમા સ્પષ્ટ ધરેછે, ને તેથીજ ઇંદ્ર તે ધૂમકેતુનો હણનાર સ્થિર કરનાર જણાય છે. અહિના સર્પ એ અર્થમાથી બાઇબલનો વૃત્ર સ્થાનીય સેતાન તે જન્મતાં સર્પરૂપે આદમને લલચાવે છે! આ પ્રમાણે દેવ દાનવાદિ વ્યવસ્થા સમજવાની છે.* રાશિગ્રહાદિ વ્યવસ્થા ઘણીજ

---

†દો એટલે કાપવું ખંડવું એ ધાતુ.

*રાક્ષસાદિને છેક રૂપક રૂપેજ આપણે ગણ્યા છે, પણ કોઈ પૂર્વ યુગમાં રાવણાદિ રાક્ષસરૂપીજ સૃષ્ટિ હશે અને તેમનો નિવાસ આટલાન્ટિસ (લંકા-જુઓ પ્રકરણ ૧) હશે એમ મનાય છે.

રહસ્યયુક્ત છતાં અગમ્ય છે; એવુંજ કોઇક કૂચીવિનાનું તાળું મેરુ, ધ્રુવ, સપ્તર્ષિ ઇત્યાદિ પણ છે! મેરુ પર્વત તે ધ્રુવબિંદુ છે એમ મનાય, તેની ઉપરજ દેવતાઓનો નિવાસ છે, ત્યાંથીજ સર્વ ગ્રહાદિ નિયમાય છે, તેની આગળ પાછળજ બધું ફરેછે! † રાશિચક્રના બાર નામ છે તે પણ કોઇક અલૌકિક દિવ્ય વસ્તુ ગતિના સંજ્ઞારૂપ છે, ને પ્રાચીન ધર્મોમા સર્વદા વિદિત છે. પણ તે તાળાની કૂચી આપણે હાથ હજુ આવી નથી.‡ વરણ જે ઋતનો દેવ હતો, તે ઋત રૂપી નિરવધિ જલનો દેવ થઇ, અવાતરે પૂજાતો રહ્યો,

†એમ માનવાનું કારણ કે ધ્રુવ આગળ પ્રાચીન સમયે સ્થલ હશે ને સૂર્ય પણ પ્રકાશતો હશે. ગ્રીકલેખકોથી, તથા જીઓલોજીના શોધથી એ વાતનું સમર્થન થાય છે; ને પુરાણોમાંની ભૂગોલ-સપ્તખંડ, સપ્તસમુદ્ર-ઇત્યાદિ કાંઇક ખરી થવા બેસે છે.

‡પ્રો. વ્હીટની, તેમ ઘણા પાશ્ચાત્ય લેખકો, રાશિચક્ર અને નક્ષત્રો વિષે વિચાર કરતા એમ ઠરાવે છે કે આર્યલોકોને તે વ્યવસ્થા ખબર ન હતી, ને ગ્રીકલોકો પાસેથી તેઓ તે શીખ્યા છે. વળી કાલમાન સંબંધે પણ એમ ગોઠવે છે કે કલિયુગના આરંભનાં જે ચારેક હજાર વર્ષ કહ્યાં છે તેટલેથીજ આર્યજ્યોતિષીઓએ કાલગણના આરંભી છે, એટલે મન્વંતરાદિની લાંબી લાંબી સંખ્યાઓ કલ્પિત માત્ર છે!! આ બધી વાતનો ખુલાસો કેમ થઇ શકે? એ વિષે લખતા તો એક મ્હોટો ગ્રંથ ભરાય, પણ એ બધી પાશ્ચાત્ય પંડિતોની કલ્પના કલ્પનાજ છે એમ, આપણે જે લખતા ચાલીએ છીએ તેને સૂક્ષ્મ રીતે વિચારનાર સમજી શકશે. બાઇબલમાંજ રાશિઆદિ વ્યવસ્થા છે, ને તે બાઇબલજ ગ્રીકલોકો કરતાં તો જૂનું છે, ત્યારે ગ્રીક લોકોએ રાશીચક્ર રચેલુ એ વાત ક્યા રહી? વળી બાઇબલવાળા ખાલ્ડીઅનો પાસેથી અને ખાલ્ડીઅનો આર્ય ઋષિઓ પાસેથી ભણ્યા હતા એમ જોતા તો બધુએ ઉંધુજ વળવા બેઠુ!!

પણુ બ્રહ્માથી છવાઈ જઇ ગૌણત્વ પામી ગયો. આ પ્રમાણે અનેક દેવ, દેવી, આદિની વ્યવસ્થા પુરાણોમા છે, ને વેદ-કાલમા થયેલી તે કરતા વધારે સ્પષ્ટ અને વધારે ગહન બોધદાયક છેઃ પુરાણો જાણે વેદની ટીકાજ છે. દેવાદિની સખ્યાપણ પુરાણોમા વધીજ ગઇ છે, એ હવે સમજાવું કઠિન નથી. મૂલવેદમા તો બહુમા બહુ તેત્રીશેક દેવ આવે છે. આઠ વસુ, એકાદશ. રુદ્ર, દ્વાદશ આદિત્ય, અને ઇંદ્ર તથા પ્રજાપતિ, એમ બૃહદારણ્યક ઉપનિષદ્‌મા કહ્યું છે, તથા વસ્વાદિપણ કોણ કોણ તે ગ ,વેલુ છે (અધ્યાય. ૫). આવી તેત્રીશકોટિ (જાતિ) તે તેત્રીશ કોટિ, કરોડ. થઇ એમ શબ્દ ભ્રમમાત્રજ મનાય, પણ તે વિનાએ, પુરાણોમા દેવોની અસખ્યતા થઇ શકવાનો સંભવ અન્યથા સ્પષ્ટજ છે*, એટલે વિસ્તાર કરવાની જરૂર નથી.

હવે એવો પ્રશ્ન સહજ ઉઠશે કે મૂર્તિપૂજા તે શું છે? ક્યાથી થઇ છે? કેવલ જ્ઞાનમય માર્ગમા સંભવે છે? જે રીતે આપણે પુરાણ ભાવનાઓને સમજાવી ગયા તે રીતે યથાર્થ સમજનારને આવી શંકા થવી ઘટતી નથી. મૂર્તિ છે તે એક સજ્ઞા છે, ચિન્હ છે. એનેજ વેદોપનિષદાદિમા પ્રતીક એવું નામ આપે છે. અમુક ભાવના, અમુક અર્થ, અમુક યોજના, તેનું જે દૃશ્ય ચિત્ર-પછી મૂર્તિરૂપે, યંત્રરૂપે, પુરાણની કથારૂપે—તે પ્રતીક†. જો મૂર્તિપૂજા પ્રતીકરૂપ ન હોય,

---

*જ્યારે સંજ્ઞામાત્રથી અર્થસગતિ સૂચવવારૂપ ભાષા પ્રવર્તી ત્યારે દેવ ઘણા થાયજ થાય.

†મૂર્તિ કેવલ કાષ્ઠપાષાણાદિનીજ હોતી નથી જુઓ અગ્નિપુરાણઃ **अप्स्वग्नौ हृदये सूर्ये स्थण्डिले प्रतिमासु च षट्‌ स्वेतेषु हरेः सम्यगर्चनं मुनिभिः स्मृतम्.** વળી ભાગવતમા પણ સ્કધ ૧૧, અધ્યાય ૨૭.

છે તેજ વાસ્તવિક હોય તો તે નિરર્થ, તુચ્છ, અધમ, અને જંગલી, પશુવત્ ગણાય, પણ પ્રતીકરૂપે છે એટલે પરમાર્થે પરમરહસ્યરૂપ, પૂજ્ય, ગભીર, અને મહા ઉત્તમ દેવભ વની સૂચકજ સમજાય. જે જે શોધકો મૂર્તિપૂજાને અધમતા આરોપવા ઇચ્છેછે, તે તે મૂર્તિઓનું ને પુરાણોનુ રહસ્ય બીલકુલ સમજતા નથી, તેથીજ અવળે માર્ગે ચઢે છે. ઇશ્વર તો બ્રહ્મરૂપ અનાદિ સતરૂપ, સર્વમય, નિરાકાર, અચિંત્ય, એકજ છે: તેજ સૃષ્ટિરૂપે છે, સૃષ્ટિ વિસ્તારનાર રૂપે છે, સર્વ છે: તેની જુદી જુદી સ્થિતિઓના વર્ણન તે વેદના સૂક્ત છે, પુરાણોની કથાઓ છે, ને મંદિરોની મૂર્તિઓ છે. અચિંત્ય, અવર્ણ્ય, બ્રહ્મનું વર્ણન કેમ થાય? મૂર્તિપુરાણાદિ ચિન્હોપમાદ્વારાજ થઈ શકે, માટેજ પુરાણમૂર્ત્યાદિ એ પરમ સત્યની પરમભાષામાત્રજ છે. મૂર્તિપૂજા કયા નથી? સર્વ ધર્મમા છે; પ્રાચીન તેમ અર્વાચીન. આપણને મૂર્તિપૂજાની અધમતા સમજાવનારા પાદરીઓ મૂર્તિ પૂજક નથી? આપણા કરતા અધમ મૂર્તિના તે પૂજકો છે, કેમકે કેવલ માણસનેજ ઇશ્વરરૂપે પૂજેછે*, પ્રતીકરૂપે નથી પૂજતા. ઇસ્લામ ધર્મમા પણ દરગાહાદિની પૂજા થાયછે, તેમ માશુકરૂપે પણ મૂર્તિનીજ પૂજા તેમાના સુફી તરીકા વાળા સમજે છે. ગ્રીસ, મીસર, એ બધા તો મૂર્તિમયજ હતા. તો એકલા આર્યલોકોને પ્રતીકરૂપ મૂર્તિપૂજા શામાટે શરમ પેદા કરેછે? આર્યો પણ પોતે પોતાનું સમજતા નથી, માટે પારકાથી ભમ્રિષ્ટ, શરમાય છે, બાકી જેમ પ્રાચીન કાલથી થતું આવ્યું છે, તેમ અદ્યાપિ પણ તેઓ ધર્મ અને તત્ત્વદૃષ્ટિ

*મેરી, ક્રાઇસ્ટ, તથા સાધુઓની મૂર્તિઓ પૂજે છે. લિંગસાન્યાત્મક ક્રોસને સેવે છે.

સંબંધે, બધા વિશ્વના ગુરુ થવાને યોગ્ય છે. એ બધી વાત ઠીક છે,પણ કોઇ એમ શંકા કરશે કે વેદાદિમા મૂર્તિપૂજા છે? હો વા ન હો તેથી આપણને હાનિ નથી, મૂર્તિપૂજા ખરી છે, હોવીજ જોઇએ તેવી છે, વાસ્તવિક છે, સાર્થ છે એટલું સમજ્યા પછી, તે પ્રાચીન કાલમા છે કે નથી એ શંકા નિઃસાર છે. વેદનાં સૂક્તો ને તેમાના દેવો તે બધા મૂર્તિરૂપજ છે, કેમ કે પારમાર્થિક સત્ નથી. પ્રતીકોપાસેના રૂપે પણ દેવાદિને ઉપનિષદોમા માન્યા છે તે પણ મૂર્તિપૂજાજ છે. વળી છેક પાણિનીય આચાર્યની અષ્ટાધ્યાયી રચાઈ હશે, તે વખતે તો, પાષાણાદિ મૂર્તિ, હાલમાં આપણે દેખીએ છીએ તેવીજ, પૂજાતિ હોવી જોઇએ એમ સમજાય છે.* વળી યોગાદિ શાસ્ત્રની પ્રવૃત્તિ થતાંજ મૂર્તિની અપેક્ષા સહજ ઉભી થાયછે; કેમકે તે વિના ધ્યાન સંભવે નહિ, ને યોગ થાય નહિ. યોગાનુશાસન કર્તા અર્થાત્ અનાદિથી ચાલેલા યોગશાસ્ત્રનો સંગ્રહકર્તા પતંજલિજ ઈ. સ. પૂ. પ્રથમ શતકમાં થયા એમ મનાય છે. તો મૂર્તિપૂજા કેટલી પ્રાચીન હોવી જોઇએ! ગમે તે રીતે વિચારતા પણ મૂર્તિરૂપી પ્રતીકપૂજા બહુ સૂક્ષ્મ બુદ્ધિકૃત પરમ રહસ્ય છે; ને વાસ્તવિક છે. ગમે તેટલા દેવ હોય, મૂર્તિ હોય, તેથી બ્રહ્મરૂપ પરમોપાસનામાં નિતાન્તગ્રસ્ત આર્યત્વને હાનિ નથી, ઉલટી કીર્તિ છે; શ્રીમદ્‌ભાગવતમાં યથાર્થજ કહ્યું

*જુઓ સૂત્ર **जीविकार्थे चापण्ये.** એમાં એવો નિયમ કહેલો છે કે ઉપજીવિકા માટે જે મૂર્તિ વપરાતી હોય તે મૂર્તિવાચક શબ્દને કપ્રત્યય લાગે. પાણિનીય આચાર્ય ઇ. સ. પૂ. થોડામાંથોડાં ૬૦૦-૭૦૦ વર્ષ પહેલાં થયેલા એમ પાશ્ચાત્ય શોધકો પણ માને છે.

છે; आकाशात्पतितं तोयं यथा गच्छति सागरं । सर्वे देवनमस्कारःकेशवं † प्रति गच्छति ॥

આ પ્રમાણે પુરાણોનું રહસ્ય જાણવા પછી, પુરાણ પ્રેરિત આચારો પણ સમજવામાં આવી જશે. પ્રાચીન વ્યવસ્થામાં જે શ્રૌત અને સ્માર્ત આચાર છે તેમાં, પુરાણોના સમય પછી, તાંત્રિક અને પૌરાણિક આચાર ઉમેરાયાછે* તે આચારો ખોટા છે કે નિરર્થક છે એમતો છેજ નહિ, પણ કેવલ જડશ્રદ્ધાથી લોકો તેમને પાળે છે, માટે વહેમરૂપ જણાયછે; તેમનું યથાર્થ તત્ત્વ વિચારી જો તેમને અનુસરે તો પરમમાર્ગે લેઈ જનારા છે. શ્રૌત–સ્માર્ત સંસ્કારો ઉપરાંત, વ્રત, ઉપોષણાદિ, જેમ યોગમાર્ગમાંથી પુરાણદ્વારા આવિર્ભાવ પામ્યાં છે, તેમ પ્રાચીન યજ્ઞાદિને બદલે સામાન્ય હોમ હવનાદિ તંત્રોદ્વારા વિસ્તર્યાં છે. કોઈ કોઈ સ્થલે વામી શક્તિનો આચાર પણ ઘુસી ગયો છે, ને તેને ટાળી નાંખવા માટે જ વૈષ્ણવો પુરાણાદિના સાત્વિકાદિ વિભાગ કરેછે; અગ્નિ પુરાણાદિ કેટલાક તાંત્રિક વિધાનોજ ભંડારછે, પણ તેમાં વિવેકથી સમન્વય તો બહુ રહસ્ય રહેલું હોયછે. આપણે યજુર્વેદ સંબંધે પણ બે વિભાગ થયાનું કહી ગયા છીએ†, તેમાંનો જે કૃષ્ણ યજુર્વેદ છે તે આવો તાંત્રિક હશે એમ માનવાનું કારણ મળેછે! ને તેથીજ તે વિવિધ પ્રકારનાં યજ્ઞ તથા ઇષ્ટિઓથી ભરપૂર છે. એજ વાત સવિશેષ પૂરાવો છે કે તંત્રોની ઉત્પત્તિ અર્વા-

---

†નારાયણ–નારા–જલમાં સુતેલા તેજ પરમપુરુષ તે કેશવ–ક એટલે જલમાં શવ સુતેલા, નહિ વસુદેવપુત્ર કે કૃષ્ણ.

*મનુસ્મૃતિમાંજ આવો વિભાગ સ્પષ્ટ કરેલો છે કે શ્રુતિ બે પ્રકારની છે, વૈદિક અને તાંત્રિક. †જુઓ પ્રકરણ ૨.

ર્ચીન નથી પણ પ્રાચીન છે. આપણા બધા આચારોની વાત તપાસવી તે માટે તો એક આખો ગ્રંથ લખવો પડે, પણ કાંઈક માર્ગ એ 'પ્રાણવિનિમય' મા સૂચવ્યો છે, તેટલાથી ઘણીક યોજના બની આવશે. થોડા એક ઉદાહરણોથી આ બધી વ્યવસ્થા સ્પષ્ટ કરીએ તો બુદ્ધિમાનને વધારે સુગમ પડશે શ્રૌત યજ્ઞાદિનેજ અવલોકો. યજ્ઞાદિમા જે અગ્નિ પૂજા હતી તે રહી, ને અદ્યાપિ પણ વૈદિક મંત્રો થીજ અગ્નિનુ આવાહન થાયછે પણ યજ્ઞોના કુંડ ઈત્યાદિની આકૃતિ તાન્ત્રિક વિધિએ રચાય છે, તથા યજ્ઞો પોતે પણ ઘણુ ખરી શક્તિપૂજનના હોય છે. ગ્રહશાન્ત્યાદિ નાના નાના યજ્ઞો તે તો કેવલ તાન્ત્રિક છે. યજ્ઞ કુંડમા ચતુષ્કોણ વેદી કરવાનો વિધિ છે, તે તાન્ત્રિક છે. તંત્રોમા યોગરહસ્ય વિચારી તત્ત્વવસ્થા કરેલી છે, તેમા પૃથ્વી તત્ત્વને આનંદદાતા સિદ્ધ કરી તેની આકૃતિ ચતુષ્કોણ અનુસરી છે એટલાજ માટે વેદી માત્ર ચતુષ્કોણ થાય છે* સ્વામી શ્રી દયાનંદ કહે છે તેમ ભૂમિતીનો અભ્યાસ ભૂલી ન જવાય તે માટે નહિ. ચતુષ્કોણ એજ આનંદનુ, મંગલનુ ચિન્હ છે તેમ સિદ્ધયાદિ માટે ઇષ્ટિરૂપ જે શતચંડ્યાદિ યજ્ઞો તાન્ત્રિક છે, તેમા તો સ્પષ્ટ રીતે યોનિરૂપ કુંડ વિહિત છે, કેમકે તેજ સિદ્ધિદાતા છે. આમ કુંડાદિ વ્યવસ્થા તાન્ત્રિક છે, તેમ મંત્રોના હ્રીં ક્લીં, ય, વં, આદિ બીજ પણ, તત્ત્વાનુસાર, તાન્ત્રિકજ છે, જે જે તત્ત્વદ્વારા સિદ્ધિ ઇષ્ટ છે, તે તે તત્ત્વરૂપ દેવતાના આવાહનાર્થે યોજેલા છે. મંત્રાક્ષરની સંગતિનુ પ્રબલ, મંત્રોચ્ચારની પદ્ધતિનો ઉપયોગ, એ બધુ બહુ સૂક્ષ્મ રહસ્યરૂપ છે, ને યથાર્થ સમજાય તો સિદ્ધિ આપે છે, પણ તે બધી વ્યવસ્થા તંત્રો-

*માટેજ પાર્થિવરૂપ મંગલમય બ્રહ્મા ચતુર્મુખ છે.

કારાજ થઇ છે. જે જે સ્થલે માસમદિરાદિનો ઉપયોગ છે તે બધો તંત્રવિધિ વામી છે એમ સ્પષ્ટ સમજવાનું છે, ને તે નરકનોજ માર્ગ છે. વામ મંત્રો પણ કહીં કહીં પેસી ગયા છે. સ્માર્ત કર્મ, નિત્ય બ્રહ્મયજ્ઞનેજ તપાસો. એમા આચમન, પ્રાણાયામ, ન્યાસ, અને ધ્યાન, એટલા અંગ યોગમાથી મળ્યા છે, શિખાબંધનાદિ મંત્ર તથા ફટ્ વષટ્ આદિ મંત્ર તાન્ત્રિક છે—શિખાબંધનનો મંત્ર તો વામી જ છે,–ને ગાયત્ર્યાદિ પ્રણવધ્યાન શ્રૌત છે. આ પ્રમાણે આપણા તમામ આચારાદિને વિલોકશો તો વિભાગ સમજાઈ શકાશે, ને કર્યું કેવી રીતે ગ્રહણ કરવાનું છે, તથા પારમાર્થિક વ્યવસ્થા કેવી છે તે સમજાશે. ખોટું કાંઇ નથી, વહેમ કહી પણ નથી, પણ વિવેક કરવાની આવશ્યકતા છે.

## પુનરાવર્તન.

કોઇને શકા થશે કે પુરાણોનો અર્થ બેસાડવા માટે આવી વ્યવસ્થા કરવી તે કલ્પનામાત્રજ છે; પણ એનું ઉત્તર થોડાકમાજ આપી શકાય એમ છે. શ્રી મહાભારત ઉપર નીલકંઠની ટીકા છે, તેમાં ગીતાઉ પરત્વે, મત્સ્ય પુરાણની વાતપરત્વે, તથા પુષ્કરપ્રાદુર્ભાવમાં નારાયણાદિ સંજ્ઞના પરત્વે, તેણે આપણે બતાવી ગયા તેવાજ પ્રકારનો અર્થ કર્યો છે. વળી, આખુ રામાયણ, તે પણ એવીજ અર્થસંગતિ ઘટાવવા, અધ્યાત્મરામાયણરૂપે પ્રસિદ્ધ છે. એમજ જયદેવના ગીતગોવિંદાદિનો પણ વિવેક છે, અને છેક વર્તમાન સમયમા ભાગવતાધ્યાત્મગોચર એવો લઘુલેખ, કાશીના કોઇ પંડિતે, કૃષ્ણગોપીની કથાને આધ્યાત્મિકરૂપે સમજાવવા પ્રકટ કર્યો છે. શ્રીમદ્ભાગવતમાંજ પુરંજનાખ્યાનને નારદે આધ્યાત્મિક રીતે સમજાવેલું

છે. અર્થાત્ મે જે માર્ગે પુરાણોને તપાસ્યા છે, તે માર્ગ કેવલ ક- પોલકલ્પિત નથી, પણ પ્રાચીનજ છે, એજ માર્ગે તત્ત્વવિવેક કરવાનો છે, નહિ તો હાલના મેક્ષમ્યુલરાદિ જે વમલમા પડ્યા છે તેમાજ પડાય છે. કેવી અધમવૃત્તિ છે, કે એમ માનવા જવું જે પુરાણકા- લના ઋષિઓને વેદાર્થ બરાબર ન સમજાયો માટે, શબ્દાર્થના ભ્ર- મથી, તેમણે નવી નવી કલ્પનાઓ સ્વાર્થ માટે રચી !! આમ સ- મજનારાનેજ ભ્રમ થયેલો છે એમા શક નથી, વેદના અર્થ વ્યા- સને ન સમજાયા, ને મેક્ષમૂલરને સમજાયા !! એટલે પુરાણો કે- વલ કપોલકલ્પના ઠર્યાં !! વ્યાસની ટુકી અક્કલના નમુનારૂપ ની- વડ્યા !! વેદપણ જગલી સાદા મનુષ્યના વિચાર રૂપજ છે, કેમકે તેમા બાલકોએ કરેલા હોય તેવા સાદા વર્ણન માત્ર ભરેલા છે !! અને શબ્દભ્રમદ્વારા, સૂર્યાદિ કલ્પનામાથી બધી કલ્પનાઓ વિસ્તરી છે !! ધન્ય છે પડિતરાજ મેક્ષમ્યૂલર, ધન્ય છે ! આજ કાલના ત- મારા સુધારા આગળ એમજ માનવાની જરૂર છે કે આગળ કોઇવાર આવો સુધારો હતોજ નહિ, આવિ વિદ્યા હતીજ નહિ, તો વળી, આથી ઉત્કૃષ્ટ હોય એમ તો મનાયજ કેમ ? એજ રીતે, ધર્મમા પણ, હાથપગ વાળો પરમેશ્વર બાઇબલમાથી કર્તારૂપે માની લીધો*, એટલે બીજા બધા ધર્મ તેવા નથી માટે ખોટાજ !! માણસમાત્ર મૂર્ખ, શબ્દ વાપરતા પણ ન જાણનારા, શબ્દાર્થના ભ્રમને લીધે ધર્મ તથા તત્ત્વદૃષ્ટિ રચનારા, આવુંજ માનવું !! આવી પડિતાઇ ઉપર અમારા આર્યોપણ મોહિત થઇ જઇ વિશ્વાસ કરવા લાગ્યા છે, ને પોતની વાત વિચારતા નથી, એ પણ એક કૌતુક છે !! પ્રિય

*કેમકે બાઇબલનો પણ વાસ્તવિક અર્થ વિચારનારા આપણને ખાતરી આપે છે કે તેમા બ્રહ્મસિવાય બીજા પ્રકારનો ઈશ્વર કહેલોજ નથી.

જાણનાર ' હવે વિચાર, વેદ શું છે, ઉપનિષદ્ શું છે, પુરાણ શું છે ! પ્રાચીન કાળમાં થઇ ગયેલા પરમ શોધ, જેનો એક શતાંશપણ હજુ પાશ્ચાત્ય શોધકોને હાથ લાગ્યો નથી, તેનોજ પરમ રહસ્યરૂપ ઇતિહાસ છે. પરમ તત્વદૃષ્ટિના ઇતિહાસની પેટી વેદ છે, તેનું તાળું ખોલી તેની સામગ્રી સમજવાની કૂચી ઉપનીષદ્ છે, અને એ સામગ્રીને યથાર્થ અવલોકન કરાવનાર દીપક પુરાણો છે. ત્રણેનો સમન્વય કરી જો, ને પછી ફાવે તો મેક્ષમ્યુલરને ભજવા જા, કે શંકર વ્યાસ વાસિષ્ઠાદિને નમવા બેશ, અમે તો આંગળી બતાવીને દૂર રહીએ છીએ.



†પ્રકરણ બીજાને આરંભ તથા અંતે આપેલી ભાષાની વ્યવસ્થા કરી છે, આર્યપદવાચ્ય પ્રજા સમગ્રતની એક ભાષા કોઇ સમયે હશે એમ અનુમાન્યું છે હવે સમજો કે આર્યલોકનીજ નહિ, પણ આર્ય, સેમિટિક, તુરાનિઅન, સર્વની એકજ ભાષા હોવીજ જોઇએ ને હતી એટલે કે જે જે ધર્મભાવના ઇત્યાદિ આપણે સર્વ ધર્મોમા સમાનરૂપે બતાવતા આવ્યા છીએ, તે બધા એજ ભાષાના બારાક્ષરી તથા શબ્દયોગાદિ છે, ને તે બધા એ જ રીતે સમજતા એજ, સંજ્ઞાત્મક, સર્વગમ્ય, સર્વમાન્ય, ભાષા હતી, એના નમુના આજેપણ વેદસંહિતા, મીસરની ચિત્રાત્મક પ્રાચીન ભાષા ( હાઇરોગ્લિફિક્સ ), ચીનની ચિત્રરૂપ વર્તમાનભાષા ઇત્યાદિ છે એજ દેવનાગરી—દેવને, પરમરહસ્ય જાણનાર મહાત્માઓને, સમજવાની ભાષા—ગીર્વાણ સર્વધર્મમા જે જે વિચારસંગતિની સમાનતા છે તેજ આવો સિદ્ધાન્ત સૂચવે છે, ને પરમ રહસ્યરૂપ સર્વગમ્ય એ ભાષાનું દેવીસ્વરૂપ આપણને બોધે છે. તેથીજ મેક્ષમ્યૂલરાદિએ કરેલો કુતર્ક—ભાષાના શબ્દોની વિકૃતિથી ધર્મવિચારોની કલ્પના—એ કેવલ હાસ્યાસ્પદ છે ! એ દેવભાષા તેજ શ્રુતિ-સ્મૃતિ પરંપરાએ ગુરુશિષ્યભાવે સમજતી સંજ્ઞાત્મકભાષા, માઈથોલોજી એવો અંગ્રેજી શબ્દ પણ સંકેતિવાચકજ છે કેમકે મૂલધાતુ માઇથોસ

તેનો શ્રીકભાષામાં પરંપરાગત વાર્તા એજ અર્થ છે. એ ભાષા યથાર્થ ભણાય ત્યારેજ 'દ્વિજ' થવાતુ; જનોઈનો ધાગો ઘાલવાથી કે વેદમંત્રો ગગડાવી જવાથી નહિ. આપણાં પુરાણો તથા ઉપનિષદોમાં વાચ્-વાણી ને ચારરૂપે કહી છે· પરા, પશ્યતી, મધ્યમા, વૈખરી અવ્યાકૃતમાં વાચ્-ધીજ વ્યાકૃતિ થાય છે માટે અવ્યાકૃત, કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ, તે ચાર સ્થાનની વાચ્ તે પરા પશ્યન્તી, મધ્યમા ને વૈખરી છે પરા છે તે સર્વને સર્વદા અગમ્ય છેઃ પશ્યન્તી એજ દેવભાષા, સર્વમાન્ય એક ભાષા છે, પશ્યન્તી એ નામજ એમ સૂચવે છે; મધ્યમા એ યોગીઓની ભાષા છે, ને વૈખરી તે અન્યોન્યને સમજાય તેવી પ્રાકૃત લોકની આધુનિક અગ્રેજી, ગુજરાતી, આદિ ભાષા છે પ્રતિમનુષ્યમા પણ ચારે વાચ છે. પરા અગમ્ય છે, પશ્યન્તી દ્વારાજ શુદ્ધ જ્ઞાન એકાએક આકસ્મિક સ્ફુરી ઉઠે છે વૈખરી જે આપણે બોલીએ છીએ તે લવારો છે. એ વૈખરી માત્રજ આપણા હાથમા છે. ને એના બીજાં ત્રણરૂપ નથી, માટેજ "શ્રીનાથજીની ઘોડી, ત્રણ પગે ખોડી, એક પગે હાલે ચાલે," ને યથાર્થ સમજાય તો "પાતાળમાથી પાણી કાઢે," એમ ગામઠી નીશાળોમા છોકરા સરસ્વતીનુ ગીત ગાય છે. પશ્યન્તીવાચનું વૈખરીરૂપે થઇ જવુ તેનેજ બાઇબલમાં 'બેબિલનાટાવર' વખતે થયેલી ભાષાની ગરબડનું રૂપક આપેલુ છે. એ દેવભાષા ભણો તો બધુ સ્પષ્ટ થઇ જશે; સસ્કૃત, કે પ્રાકૃત ભણવામા કાંઈ માલ નથી દેવ ભાષા સ્વત જ સંસ્કારવશાત્ પ્રાપ્ત થાય છે, માટેજ અખો કહે છે કે "ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર" દેવભાષા ન સમજતાં સસ્કૃતમાત્રજ ગોખી ગોખી પડિત બનેલા, અને ધર્મસમાજનું અભિમાન રાખનારનો ઉપહાસ વિષ્ણુશર્માએ પણ પંચતત્રમાં "શાસ્ત્રપારંગત" પણ "લોકાચાર વિમુખ" ચાર પંડિતની વાતથી સારો કરેલો છે. હાલના યુરોપીય પડિતો પણ એ પંચતંત્રમાના પંડિતથી ઉતરે તેવા નથી; માટે તેમને બાજુપર રાખી વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ્, દર્શન, પુરાણ, સ્મૃતિ—સર્વનું રહસ્ય, પ્રિયવાચનાર, ફરીથી વિચારીને, થઈ ગયેલાં પ્રકરણો ફરી વાચ, અને દેવભાષાદ્વારા બધુ પટાવી લેઇ, સત્યાન્તતનો વિવેક કર.

# પ્રકરણ ૮.

## ભક્તિપ્રધાન તત્ત્વવિચાર.

### સંપ્રદાય—પંથ.

પ્રથમાવર્તન, દ્વિતીયાવર્તન, તૃતીયાવર્તન, ચતુર્થાવર્તન, એમ મૂલ વિચાર આવર્તન પામી સંસ્કાર પામતો ચાલે છે. ગ્રંથકારો જાણે છે કે ઉત્તરોત્તર આવર્તન કરી મૂલ વિચારને સુધારતા ચાલીએ છીએ; પણ વારંવાર એમ બને છે કે મૂલ વિચાર, આવર્તનોમા, સુધર્યાને બદલે બગડે છે. પ્રથમજ જે સ્વતઃ સ્ફુરી આવે તે ઘણું કરીને સત્યરૂપ હોય છે, તેમા માણસ, પોતાના સંગતિબલને લીધે, આડું અવળું કરી નાખી વિકૃતિ પેદા કરે છે. પશ્યન્તી વાણીના અનુગ્રહરૂપ જ્ઞાનજ સત્ય છતા, વૈખરીરૂપે તેને માણસો બનાવી દેછે. મૂલધર્મરહસ્યની પ્રથમાવૃત્તિ ઉપનિષદ છે, દ્વિતીયાવૃત્તિ વેદ છે, તૃતીયાવૃત્તિ પુરાણ છે, ને ચતુર્થાવૃત્તિ સંપ્રદાયો છે, આપણે જોઈ ગયા કે વેદોપનિષદાદિથી પ્રતિપાદન થતો અદ્વૈતધર્મ તેનેજ પુરાણોમા પણ રૂપાન્તરે સ્પષ્ટ કરી બતાવ્યો છે; ને તેજ બીજા ધર્મો ઉપરથી પણ સર્વમાન્ય ધર્મરૂપે સમજાય છે. પુરાણોના સ્થૂલરૂપને વળગી રહેવાથી ઉલટી નાસ્તિકતા પ્રાપ્ત થાય છે; પણ પશ્યન્તીદ્વારા તેનો વેદોપનિષદાદિ સાથે સમન્વય કરતા પરમરહસ્ય હૃદયમા પ્રતીત થાય છે, તથા એક આર્યધર્મનુંજ નહિ પણ સર્વધર્મનું ઐક્ય આપણને સહજમા સમજાય છે: જ્ઞાન એજ ખરો ધર્મ છે, ને ખરૂ રહસ્ય છે; પણ પુરાણોમા જે સ્થૂલરૂપે તે જ્ઞાનને બતાવ્યું છે, તેમાથી ભક્તિભાવ

જન્મ પામ્યો છે; અને પાછળના આર્યો કેવલ એ ભક્તિભાવનેજ વળગી રહી નવા નવા સંપ્રદાયો ચલાવવા લાગેલા છે. જો તેમણે યથાર્થ વિવેક કર્યો હોત, તો રહસ્ય તેમના હાથમા આવ્યુંજ હોત: પણ તેમ ન કરવાથી તેમણે અન્યથા વિચાર ઘટાવ્યો છે. આર્યધર્મની ખરી ભ્રષ્ટતા આ સમયથી થવા માડી છે. અમે એમ કહેવા નથી ઈચ્છતા કે સપ્રદાયાદિમા જે કહેલું છે તે કેવલ ખોટું છે; પણ તેમા, જે મતાતર વધારી દીધો છે તે મૂલ રહસ્ય સમજાયા વિના વધાર્યો છે એટલી અનિદના છે, માટે એ સપ્રદાયાદિને અમે સપ્રમાણ માનીશું નહિ. ભક્તિનુંજ પ્રાધાન્ય રાખવા યત્ન કરી કેવલ સ્થૂલ ભાવનાઓથીજ નિર્વાહ થવો અશક્ય છે. આર્યબુદ્ધિજ એવી છે કે તેમા કેવલ જડશ્રદ્ધા ઉદય પામી શકતી નથી, પામી તોપણ ટકતી નથી. તત્ત્વ વિવેકપુવક શ્રદ્ધા થાય તોજ આર્યલોકો માને એવા છે. ભક્તિરૂપ ધર્મને તત્ત્વદષ્ટિદ્વારા સ્થિર કરવાના પ્રયત્નમાથી સંપ્રદાયોનો ઉદ્ભવ છે. એ સંપ્રદાયોનું સ્વરૂપ ટુંકામા અવલોકીએ. પુરાણોમાજ વિષ્ણુ અને શિવ એવા બે દેવ સર્વની પૂજા પામે છે, ને દેવમાત્રના મુખ્ય છે. એમના સ્વરૂપ, ને એમના આચારાદિ સર્વ ભિન્ન છે. એને અનુસરીને એ બેની વચમા વિરોધ થવા માડ્યો છે. પણ એ વિરોધને સ્પષ્ટ રીતે સજડ કરનાર શિવનું ભૈરવરૂપ કલ્પું તે છે. તંત્રદ્વારા વામમાર્ગનું પ્રબલ થતા કાલી અને ભૈરવની ઉપાસના પ્રચલિત થઇ; અનાચાર વધ્યો; ધર્મ અવળો થવા બેઠો. આ અવળાપણું અટકાવવાને વૈષ્ણવમતની ઉત્પત્તિ છે. વૈષ્ણવોનો ખરેખરો સપાટોજ શૈવોની સામે છે—વાસ્તવિકરીતે વામી શાક્તોની સામે છે. શિવ ઉપર એટલો બધો દ્વેષ નથી, પણ ભૈરવ ઉપર જે દ્વેષ છે

(ને તે વાસ્તવિક છે) તે દ્વેષ ભૈરવના મૂલરૂપ શિવ ઉપર પણ લાગુ થઈ ગયો છે. આ શિવ વિષ્ણુની મારામારી મૂલથીજ ચાલતી આવે છે; છેક મહાભારતાદિમા પણ તેનું રૂપાતરે વર્ણન છે: શિશુપાલ અને કૃષ્ણની લડાઇ, તે તે રૂપજ છે. કૃષ્ણને વિષ્ણુનો અવતાર માનવાની વાત મહાભારતાદિમા બહુ સ્પષ્ટ નથી; ત્યાથીજ તે ધીમે ધીમે વૃદ્ધિ પામી છે. મહાભારતમા તો કૃષ્ણ પોતે પણ શિવપૂજા, કે શક્તિપૂજા પણ કરે છે પુરાણોમા પણ શિવપૂજાનુ પ્રાધાન્ય વારંવાર કહેલું છે* કૌરવ અને પાંડવ એ પણ આ બે પૂજાના રૂપકરૂપે મહાત્માઓ સમજે છે, પણ શિશુપાલાદિ કથા તો સ્પષ્ટજ છે, એમજ દક્ષયજ્ઞની વાતપણ શિવપૂજા પ્રથમ સ્થપાતી હશે તે વખતની સૂચક છે. એ સર્વ કથાઓમા જે રહસ્ય છે તે જુદુંજ છે, પણ એક ઐતિહાસિક વૃત્તાન્ત તરીકે પણ તે કથાઓમાથી આપણે આટલું કહી શકીએ. ત્યારે, એટલુંજ સિદ્ધ થાય છે કે શાક્તોની સામે થવા માટે વૈષ્ણવ સંપ્રદાયનો આગ્રહ છે; વાસ્તવિક શિવ સાથે વિરોધ નથી. પણ શાક્ત અને શૈવ વારવાર સેળભેળ રીતે સમજાય છે, ને તેમાથીજ વૈષ્ણવ અને શૈવ (તથા તેના પેટામા શાક્ત) એવા બે વિરુદ્ધ સપ્રદાય ઉઠેલા છે. વાસ્તવિક તત્ત્વવ્યવસ્થામા ઉભયે એકજ છે.

વૈષ્ણવ સપ્રદાયોમા પ્રથમ રામાનુજને લઇએ. મૂલ દર્શનોમાના

---

– *જુઓ અગ્નિપુરાણ, વાયુપુરાણ, લિંગપુરાણ, સ્કંદપુરાણ ઇત્યાદિ કેવલ વિષ્ણુનેજ પ્રાધાન્ય આપનાર, અને કૃષ્ણને વિષ્ણુરૂપે સ્થાપવાનો મુખ્ય પ્રયત્ન કરનાર તથા કૃષ્ણરાધાની લીલા વર્ણવનાર, એવા પુરાણોતો વિષ્ણુપુરાણ અને બ્રહ્મવૈવર્ત પુરાણ એ બે છે

ન્યાય દર્શનને અવલંબી, બ્રહ્મમીમાંસા દર્શન અથવા અદ્વૈત દર્શનને ખંડન કરવાનો પ્રયત્ન કરી, ભક્તિનું પ્રાધાન્ય બતાવવા, તથા રામ અને વિષ્ણુને પરમ પુરુષના અવતારરૂપે ઈશ્વર ઠરાવવા, આ સંપ્રદાયનો આગ્રહ છે. એને વિશિષ્ટાદ્વૈત એવું નામ મળેલું છે; કેમ કે મૂલનું જે અદ્વૈત છે તે કૈવલ્યરૂપે મનાયલું છે, તેને રામાનુજ યથાર્થ ગણતા નથી. અદ્વૈત છે તો ખરૂં. પણ કેવલ નથી, વિશિષ્ટ છે. બધું બ્રહ્મમય છે, પણ તે બ્રહ્મમાંજ જીવ અને જડ એવા બે ભેદ છે. જે અન્યોન્ય વિલક્ષણ છે, તથા બ્રહ્મથી પણ વિલક્ષણ છે. અંતર્યામીરૂપે હરિ ( બ્રહ્મ ) સર્વમાં છે, પણ ચિત્ ( જીવ ) અને અચિત્ ( જડ ) એ તેનાથી સર્વદા જુદાં છે. એકજ બ્રહ્મના ત્રણે અંગો છે, ને નામાદિરૂપે સર્વદા ભેદમયી સૃષ્ટિ છે. હરિ, ચિત્, અને અચિત્, એ ત્રણ રૂપે વિશ્વમાત્ર છે, ને બ્રહ્મમય છે, તેથી બ્રહ્મ ચિદચિદ્વિશિષ્ટ છે. ત્રણે પોતપોતે અદ્વૈતજ છે, પણ અન્યોન્યથી સર્વદા ભિન્ન છે. અદ્વૈત વાદમાં બ્રહ્મને કેવલ જ્ઞાનરૂપ માન્યું છે, ને વિશ્વમાત્ર માયારૂપે ઠરાવી, અજ્ઞાનમય ઠરાવ્યું છે; એમાં, જ્ઞાનમયતામાં અજ્ઞાન હોય જ કેમ એવો વિરોધ આરોપી રામાનુજવાળા વિશિષ્ટ રીતે અદ્વૈત સ્વીકારે છે*. સાન્નિધ્ય, સાલોક્યાદિ મોક્ષથી વ્યવસ્થા માને છે, અને હરિના સ્વર્ગમાં જઈ જીવો મુક્તરૂપે નિરંતર વસે છે એમ બતાવેછે. રામાનુજ સંપ્રદાયવાળા અવતારોને બ્રહ્મરૂપે ગણે છે, ને રામાવતારને પ્રાધાન્યતઃ પૂજે છે,† છતાં કૃષ્ણાદિને પણ પૂજ્ય નથી

---

*બૌધાયનાદ્યાચાર્યોનાં વ્યાસસૂત્રનાં ભાષ્ય ઉપરથી રામાનુજે શંકર ભાષ્યને ખંડવા પ્રયત્ન કર્યો છે એમ પોતાના શ્રીભાષ્યમાં લખે છે.

†કહે છે કે દ્રવિડદેશમાં ભૂતપુરી નામે ગામમાં રામાનુજ જન્મ્યા

માનતા એમ નથી. પરમકરુણારૂપ, ભક્તવત્સલ, વાસુદેવ–પરબ્રહ્મ ભક્તોના ઉપર પ્રસાદ કરવાને અર્થે, સ્વલીલાવશાત્, પંચધારૂપ ધરે છેઃ અર્ચા, વિભવ, વ્યૂહ, સૂક્ષ્મ, અન્તર્યામી. પ્રતિમાદિ તે અર્ચા, રામાદ્યવતાર તે વિભવ, વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચતુર્વિધ વ્યૂહ, વાસુદેવાખ્ય પરબ્રહ્મ તે સૂક્ષ્મ, અને સર્વજીવમાં રહેલો તે અન્તર્યામી. આ પાચ રૂપમાંથી એક એક ક્રમે ઉપાસના કરતાં અન્તર્યામીની પરમ કૃપા પામવી એજ મુક્તિ. ઉપાસના પાંચ પ્રકારે છેઃ અભિગમન, ઉપાદાન, ઇજ્યા, સ્વાધ્યાય, યોગ. દેવતાસ્થાનમાં માર્જનાદિ તે અભિગમન, ગંધપુષ્પાદિ પૂજા સામગ્રી પ્રાપ્ત કરવી તે ઉપાદાન, પૂજન તે ઇજ્યા, મન્ત્રજપ વૈષ્ણવ સૂક્તાદિપાઠ તે સ્વાધ્યાય, અને અન્તર્યામીનું ધ્યાન તે યોગ. આ બધો વિષય શ્રીપંચરાત્રાદિ ગ્રંથોમાં વિસ્તારેલો છે. યોગ થતાજ પરમકારુણિક ભગવાન્ નિજભક્તને સ્વધામમાં નિત્યમુક્ત કરી સ્થાપે છે. આ પ્રમાણે વિશિષ્ટાદ્વૈત મતનો સાર છે; ને તે સંપ્રદાયના આચાર્યે પ્રસ્થાનત્રયનાં આ સિદ્ધાન્તોને પ્રતિપાદન કરવા સારૂ ઘણા સારાં ભાષ્યો રચેલા છે. આ સંપ્રદાયનું તાત્પર્યજ ભક્તિ છે. પોતાના ઇષ્ટનુંજ અનન્ય આનંદરૂપે, અન્યની વિતૃષ્ણા કરી, પરમજ્ઞાન પામવું તે ભક્તિ;

---

હતા (૧૧૨૭) એમના મામાએ એમને શંકરમત ભણાવ્યો હતો. વિષ્ણુસ્વામીની પરંપરામાં થયેલા બિલ્વમંગલની પછી, અને મધ્વાચાર્યની પૂર્વે આ આચાર્ય થયા ગણાય છેઃ આશરે ઇસવીસનના બારમા શતકમાં. દંતકથા તો એમ પણ અટાવે છે કે સાક્ષાત્ શંકરાચાર્ય પાસેજ રામાનુજ બેઠા હતા, ને તેમને મુખેથી રામાવતારની કાંઈ અપકર્ષકારક વાર્તા સાંભળી રોયા; તેથી શંકરે ધ્યાન કરી જોતાં તેમને લક્ષ્મણનો અવતાર જાણી, નવો સંપ્રદાય સ્થાપવા આજ્ઞા કરી.

ને તે વિવેક, વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ, અનવસાદ, અનુદ્ધર્ષ, એટલા સાધનથી સિદ્ધ થઈ, પરમમુક્ત ધામ વૈકુંઠમાં પહોચાડે છે*. આ સંપ્રદાયના સાધુ પણ હોય છે, અન્યોન્યને दासोऽस्म्यहम् એવો નમસ્કાર કરે છે સાધુઓ બ્રહ્મચર્ય પાળે છે. સંપ્રદાયવાળા કપાલમાં શ્રી આકારનુ તિલક કરે છે; ગોપીચંદનાદિ વાપરે છે, સાધુઓ દંડ-કમંડલુ રાખતા નથી. આ સપ્રદાયનુ નામ વિશિષ્ટાદ્વૈત, રામાનુજ શ્રી સપ્રદાય એમ કહેવાય છે.

ત્રિધા તત્ત્વવ્યવસ્થા કરતો શ્રીસંપ્રદાય આનંદતીર્થને રુચ્યો નહિ; તેણે દ્વિધા વ્યવસ્થા માની અને સ્વતંત્ર તથા અસ્વતંત્ર બે પ્રકારનું જ તત્ત્વ હોઇ શકે, ને તેવુંજ વિશ્વમાત્ર છે, એમ નિશ્ચય ઠરાવ્યો. અશેષ સદ્ગુણયુક્ત, નિર્દોષ, શ્રીભગવાન્‌વિષ્ણુ, તે સ્વતંત્રતત્ત્વ; અને તેની ઇચ્છાથી પ્રવૃત્ત એવું તેને અધીન જે જીવાદિ તત્ત્વ તે અસ્વતંત્ર. કેવલાદ્વૈતવાળા કહે છે કે અસ્વતંત્ર એવુ જીવતત્ત્વ આધ્યાસિક છે તેમ નહિ, પણ પારમાર્થિકજ છે, કેમકે ભેદની પ્રતીતિ સ્વતઃસિદ્ધ, પ્રત્યક્ષજ થઈ શકે છે. વળી, મોક્ષ પણ જીવબ્રહ્મનું પારમાર્થિક ઐક્ય સમજવામાં હોયજ નહિ; કેમકે અલ્પજ્ઞ અસ્વતંત્ર જે જીવ તે દાસ-

---

*અદષ્ટ અન્નથી સત્ત્વશુદ્ધિ તે વિવેક, કામનાનો અનભિષ્વંગ તે વિમોક, વારવાર સંશીલન તે અભ્યાસ, શક્ત્યનુસાર શ્રૌત સ્માર્ત કર્માનુષ્ઠાન તે ક્રિયા, સત્યદયાદાનાદિ તે કલ્યાણ, અદૈન્યત્વરૂપ શ્રદ્ધા તે અનવસાદ, અને પરમ સંતોષરૂપ આનંદ તે અનુદ્ધર્ષ

†જીવ એવો અર્થ વિશિષ્ટાદ્વૈત પ્રમાણે ચિત્ એટલોજ નહિ, પણ અદ્વૈત પ્રમાણે વસ્તુમાત્ર એટલોજ. અર્થાત્ જડ ચેતન સર્વે જીવવાચ્ય,પણ વિષ્ણુથી ભિન્ન

રૂપ છે, ને તેણે સર્વત્ર સ્વાતંત્ર વિષ્ણુ (બ્રહ્મ ', જે તેના પતિ છે, તેના પદની ઇચ્છા કરવી, તે રૂપજ થવા જવું, એતો મહા દોષ છે. વ્યવહારમાં પણ કોઈ રાજસેવક પોતેજ રાજા થઈ પડવા જાય તો તેને રાજા મરણ પર્યંત દંડ દેછે; તોપરમાર્થમા વિષ્ણુની સેવાતજી વિષ્ણુરૂપજ થઇ બેસનારને મોક્ષ કેમ મળે ? માટે પરબ્રહ્મરૂપ વિષ્ણુની ભક્તિ-સેવા-કરવી ને વૈકુંઠ પામવું એજ મુક્તિ છે. જીવ ને જીવત્વ છૂટવાનું હોયજ નહિ; પણ પરમ ધામમાં સ્થિતિરૂપ પરમાનંદ મળી શકે. સેવા ત્રણ પ્રકારની છેઃ અંકન, નામકરણ, ભજન. નારાયણરૂપ વિષ્ણુનાં શંખચક્રાદ્યાયુધના ચિન્હ શરીરે તપ્તમુદ્રાથી પાડવાં તે અંકન; પુત્રાદિનાં કેશવાદિ નામ પાડવા ને એમ પણ નિરંતર હરિસ્મરણ રાખવું એ નામકરણ; ભજન દશ પ્રકારે છેઃ વાણીએ કરીને સત્ય, હિત, પ્રિય, સ્વાધ્યાય; કાયે કરીને દાન, પરિત્રાણ, પરિક્ષણ; અને મને કરીને દયા, સ્પૃહા, શ્રદ્ધા. દેવમંદિરાદિમા પૂજાનો પ્રકાર પણ નવધા છે, ને તે નવપૂજા નામે પ્રસિદ્ધ છે. આ સંપ્રદાયવાળાનાં પણ પ્રસ્થાનત્રય ઉપર ભાષ્યો છે; ને તે દ્વૈતવાદનું પ્રતિપાદન કરે છે. સંપ્રદાય પ્રમાણે મોક્ષ ચતુર્ધા માન્યો છેઃ સારૂપ્ય, સાલોક્ય, સાન્નિધ્ય; સાર્ષ્ટિ*. આ સંપ્રદાયના પ્રવર્તક આનંદતીર્થ તેજ મધ્વાચાર્ય એ

*પોતાના મતમાંનો સાર્ષ્ટિરૂપ મોક્ષ સિદ્ધ કરવાને ગીતા વાક્ય इदं ज्ञानमुपाश्रित्य ममसाधर्म्यमागताः એવું છે તેને ... ... ... सामर्थ्य એમ ભણે છે. આવાજ પ્રકારે સર્વ સંપ્રદાયવાળા પોતાના મતનું પ્રતિપાદન કરે છે. तत्त्वमसि જેવા મહા વાક્યને પણ अतत् त्वम् असि એવો કલ્પિત છેદ કરી तत् त्वम् નો ભેદ સમજાવવા મથે છે!! આવી યુક્તિ પ્રયુક્તિવાળા, પ્રસ્થાનત્રયના અર્થાન્તરો, સર્વે સંપ્રદાયોમાં થયા છે, તે આપણાથી વિસ્તાર ભયને લીધે, તપાસી શકાય એમ નથી.

નામથી પણ ઓળખાય છે, ને એમનો સપ્રદાય પૂર્ણપ્રજ્ઞસંપ્રદાય, કે બ્રહ્મસંપ્રદાય, એમ પણ કહેવાય છે.* ઉડીપી આદિ સ્થલોમા એમના મતનું પ્રબલ છે, એમના પણ સાધુ છે, કપાલે શ્રી ચિન્હ કરે છે તે ગોપીચંદનનું કરે છે ને વચમાની રેખા કૃષ્ણ રાખે છે; અવતારાદિને પૂજે છે.

અ. ઉભય વૈષ્ણવસંપ્રદાયનો અનાદર કરી વલ્લભાચાર્યે અદ્વૈતપક્ષને અવલંબ્યો પણ વલ્લભના પૂર્વે નિમ્બાર્ક વિષ્ણુસ્વામી આદિ થઈ ગયાછે, ને વલ્લભસંપ્રદાય વિષ્ણુસ્વામીના મતનોજ વિવેકછે, માટે તેમને આપણે થોડાક તપાસીએ. નિમ્બાર્ક મધ્વની પેઠેજ દ્વૈતભેદવાસ્તવ માનેછેઃ છતા ચિન્મયત્વતો સર્વમા રહેલુછે એટલે અભેદ પણ સ્વીકારે છે. એ ભેદાભેદ તે એવો કે જેમ મુખ અને ચન્દ્રનો આનંદ આપવારૂપ ધર્મ કરીને ઉભય અભિન્ન છે, છતા વસ્તુતઃ ભિન્ન છે, એમ જીવેશ્વરાદિ દ્વૈત પણ ભિન્નાભિન્ન સમજવા. નિમ્બાર્ક અને ભાસ્કર એ ઉભયે આવો ભેદાભેદ માની દ્વૈતાદ્વૈતથી તત્ત્વવ્યવસ્થા કરેછે. મુક્તિ તો પૂર્વના વૈષ્ણવોના જેવીજ માને છે, તથા

*સન ૧૧૯૯ મા જન્મ્યા હોય એવુ મનાય છે પૂર્વે ભીમ હનુમાનાદિ રૂપે અવતરનાર વાયુનોજ તે અવતાર છે એમ માને છે. આ સંપ્રદાયવાળા શંકર મત ઉપર બહુ આક્ષેપ કરે છે. પણ આનદતીર્થ એ નામ જ શંકરના દશનામી સંન્યાસીઓનુ છે તેથી એમ જણાય છે કે શંકર મતમાથી આ મત ફાંટારૂપે જુદો પડયો હશે ડા૦ વિલ્સન લખે છે કે શાકરના સંન્યાસીઓને આ સંપ્રદાયવાળા નમસ્કાર કરે છે, તથા શૃંગેરીનો મહંત ઉડીપી આવે છે ! ! ગુજરાતના કુમારપાલને જૈનમાર્ગ અહ મધ્વાચાર્યે તજાવ્યો હતો એવી પણ કથા છે, જે યશેશ્વરભટ્ટે આર્યવિદ્યાસુધાકરમા વિસ્તારથી આપી છે

અવતારાદિને સ્વીકારેછે, ને ભક્તિનું પ્રાધાન્ય વર્ણવે છે. વિષ્ણુસ્વામી વાસ્તવિક રીતે અદ્વૈતજ સ્વીકારે છે, પણ પ્રાચીન નિરાકાર અદ્વૈતને ન સ્વીકારતા સાકાર અદ્વૈત પ્રતિપાદન કરેછે, ને સંન્યાસને ઇષ્ટ ગણે છે; એમ ાજ સંપ્રદાયને અનુસરીવલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગને નામે વૈષ્ણવસંપ્રદાય ચલાવ્યો છે પુષ્ટિમાર્ગને શુદ્ધાદ્વૈત પણ કહે છે. પ્રાચીન અદ્વૈતમા જેમ માયાવાદથી સૃષ્ટિનો નિર્વાહ કર્યો છે તેમ પુષ્ટિમાર્ગીય અદ્વૈતમા નથી. કેવલ ચિન્મય સ્રૂપ બ્રહ્મમા, અચિન્મય અને અસદ્રૂપ એવી માયા સંભવતીજ નથી. માટે બ્રહ્મ, એવી માયામા બધાઈ, મલિન, અશુદ્ધ, તુચ્છ, મોક્ષ ન આપી શકે તેવું છે. આમ હોવાથી તે મલિનતા કાઢી નાખી વસ્તુત. શુદ્ધ બ્રહ્મ સ્વીકારવું જોઇએ, માટે એમ માનવું કે સત્, ચિત્, આનદ, જે સ્વતંત્ર બ્રહ્મ, તેજ સ્વતઃ લીલામાત્ર માટે, સ્વઇચ્છાથી પોતાનેજ આવિર્ભાવ તિરોભાવ પમાડી સૃષ્ટિ રચે છે. આમ થવાથી બ્રહ્મને માયાને આધીન થવાપણું નહિ આવે, અને બ્રહ્મનું જે અવિચ્છિન્ન ચિન્મયપણું તે શુદ્ધ થઈ જશે, માટે આ મત તે શુદ્ધાદ્વૈત. માયા એવો મિથ્યાપદાર્થજ ન રહ્યો; સદ્રૂપ, સર્વથા સત્ય, એવા બ્રહ્મનોજ આવિર્ભાવ તિરોભાવ તે સૃષ્ટિ એમ થયુ એટલે મિથ્યાત્વ રહ્યુંજ નહિ. અદ્વૈતવાળા અધ્યાસથી સૃષ્ટિ માનેછે તેમ નહિ, પણ આવિર્ભાવ તિરોભાવથી માનવી; અને જીવ બ્રહ્મનું ઐક્ય વિવર્તવાદે કરીને ન સાધવું પણ અવિકૃતપરિણામ વાદે કરીને અગ્નિસ્ફુલિંગન્યાયથી સાધવું.*

*અવિકૃત પરિણામ એટલે વિકાર પામ્યા વિના પરિણમવું તે, કનકનું કુંડલાદિ રૂપે થવુ તે, દુધનુ દહી થવુ તે નહિ જ્યારે અવિકૃત પરિણામ માન્યો ત્યારે બ્રહ્મનાજ જે મૂલનાં સત્ ચિત્ આનદ તેજ લીલાવશાત્ આવિર્ભાવ તિરોભાવ પામી જડચેતન પદાર્થ બને એમ સમજવું સત્નો

બ્રહ્મ પોતાની ઇચ્છાથી જીવાદિ સર્જે છે, પણ તે તેનાથી જુદા નથી. ત્રણ પ્રકારના જે પરિચ્છેદ કહ્યા છે તે પરિચ્છેદ મિથ્યા છે, પણ બ્રહ્મલીલાકૃત છે, તેથી તે બ્રહ્મની સેવાથી, બ્રહ્મનો પ્રસાદ પામી પરિચ્છેદ ભાવથી છૂટી, અગ્નિસ્ફુલિંગવત્ જીવ્ બ્રહ્મની પરમ એકતા સમજવી એ મોક્ષ. આ પ્રમાણે તત્વવિચાર કરી, વિષ્ણુને બ્રહ્મરૂપ ધારેછે. તથા તે વિષ્ણુના અવતારોમા પણ કૃષ્ણાવતારનેજ પરબ્રહ્મ-રૂપે ભજે છે. એનેજ પુરુષોત્તમ કહે છે, વળી અક્ષરાતીત પણ કહે છે, ને પોતાનો મત દૃઢ કરવા તેને અદ્વૈતવાદના બ્રહ્મની પણ ઉપર બેસાડે છે.* આવી સંગતિને વળગી ગોલોકાદિ સ્વર્ગ ઠગવે છે, ને

આવિર્ભાવ ને આનંદાદિનો તિરોભાવ તે જડ પદાર્થ, એમજ ત્રણે અંશનો કોઇ આવિર્ભાવ ને કોઇક તિરોભાવ તે ચેતન પદાર્થ બ્રહ્મને છ ગુણયુક્ત માને છે ઐશ્વર્ય, વીર્ય, શક્તિ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય એ બધાં તીરોભાવ પામી જીવ બને છે, ને તે દીન, દુ ખી, અલ્પ, જન્મમરણશીલ, અહંતા અને તૃષ્ણાલુ, બને છે. આવી વ્યવસ્થા સ્વીકારતાં એટલુજ સિદ્ધ થયુ કે વિક્ષેપ આવરણ એ ધર્મ જેમ અદ્વૈતવાદમાં કેવલ જડગત છે, તેમ ન રહેતાં આવિર્ભાવ તિરોભાવરૂપે બ્રહ્મમાંજ આવ્યો.

*પુરૂષોત્તમ એ નામમાં જે ગરબડ થઇ છે તે આપણે આગળ કહી ગયા છીએ. અક્ષરાતીતમાં પણ કાંઇક એવુંજ છે શ્રી ગીતાજીમાં **ક્ષર** ને **અક્ષર** એવા બે ભેદ શ્રીકૃષ્ણે કહ્યા છે ( અધ્યાય ૧૫ ) અને હું (બ્રહ્મ) ક્ષર તથા અક્ષરથી ઉત્તમ છુ એમ બતાવ્યુ છે. ત્યાં સ્પષ્ટજ કહેલુ છે કે **क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते** અર્થાત્ ક્ષર તે ભૂતમાત્ર છે, ને અક્ષર તે કૂટસ્થ છે. તો બ્રહ્મ તે કૂટસ્થથી પણ પરજ છે, એટલે અક્ષરાતીત છે, છતાં તે બ્રહ્મ (કેવલાદ્વૈત ) તેથી પણ ઉત્તમ અક્ષરાતીત પુરુષોત્તમરૂપ કૃષ્ણ છે એમ ઠરાવે છે ! ! ! બ્રહ્મને વર્ણન કરનારજ ભૂલે

તેમા કૃષ્ણરૂપ અક્ષરાતીતને મૂકે છે † ને એમ માને છે કે તે ગોલોકવાસી ભગવાનની પાસે સખીભાવે પ્રેમરૂપમા લીન થવું એજ મોક્ષ ! આવા સખીભાવની વાત પુષ્ટ કરવા માટે પુષ્ટિમાર્ગવાળા કેવલ એવી વાત જેમા હોય તેટલા પુરાણનેજ પ્રમાણ ગણે છેઃ ભાગવત વિષ્ણુપુરાણ ઇત્યાદિ, પણ એજ ભાગવતનીએ એકલી રાસપંચાધ્યાયીને, ને તેના પણ સ્થૂલ અક્ષરાર્થને, વળગી રહેછે, ને કૃષ્ણની બાલલીલાનું અનુકરણ કરવામાંજ પરમધર્મ માને છે. ભક્તિએ કરીનેજ આ સંપ્રદાયમા પણ મોક્ષ માન્યો છે; સામાન્યલોક એમ માને છે કે ભક્તિથી ગોલોકમાં જવાય; આચાર્યો એમ બતાવે કે ભક્તિથી જ્ઞાનનો ઉદય થઈ પરિચ્છેદ ભંગ થાય અને સાયુજ્ય મળે. ભક્તિ નવ પ્રકારે માનેછેઃ શ્રવણ; કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન (ભાગવત. ૭. ૫. ૨૩); પણ એ

છે, વર્ણન થાય કેમ ! જે **सत्तन्नासदुच्यते** એવું કહેવાયુછે તેનું વર્ણન કોણ કરશે ? ***अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः*** "હું જે અવ્યક્ત (અને અવર્ણ્ય) છુ તેને મૂર્ખ લોકો વ્યક્ત (વર્ણન કરી શકાય તેવો-અક્ષરાતીત કૃષ્ણાદિરૂપ) માને છે." અહીં પણ સંપ્રદાયવાળા અવળું ગોઠવશે કે "હું જે વ્યક્ત છુ તેને મૂર્ખ લોક અવ્યક્ત સમજે છે," પણ પાછું એ શ્લોકનું ઉત્તરાર્ધજ અમને બચાવે છે, ને એમને ખોટા પાડેછેઃ **परं भावमजानन्तो मामाव्ययमनुत्तमम्** "મારો અવ્યય અને અનુત્તમ પરભાવ જાણ્યા વિના." વ્યય ન થાય તેવો અને અનુત્તમ જે ભાવ તે વ્યક્ત થવામાં સમાયો કે અવ્યક્ત થવામાં તે હવે અમે સંપ્રદાયવાળાનેજ વિચારવા સોંપીએ છીએ.

*ગોલોકાદિવિષે જુઓ પ્રકરણ ૭ મામાં ત્રિમૂર્તિના વિષયમા વિષ્ણુનું વિવરણ.

ઉપરાંત દશમી પરાભક્તિ તેજ મોક્ષરૂપે બતાવેછે, એને પ્રેમલક્ષણા ભક્તિ કહેછે. ( અમે ભક્તિજ્ઞાનની એકતા આગળ સિદ્ધ કરી છે, તે લક્ષમાં રાખી વિચારો કે સખ્ય (સખીભાવ), ને પછી આત્મનિવેદન, ને તેથી પણ આગળ પ્રેમલક્ષણા એમ જ્યારે કહ્યું ત્યારે સખીભાવે ગોલોકવાસ તે મોક્ષરૂપે ક્યાં રહ્યો ? સખીભાવ તે મોક્ષ નજ થયો; સખીભાવ તે સખીભાવજ રહ્યો. આત્મનિવેદન્ પણ મોક્ષ નથી. મોક્ષ તો પરાભક્તિ છે. તે શું ? તે એજ કે તેનું વર્ણન કરી શકાય તેમ નથી, અવર્ણ્ય છે, માટેજ લક્ષણમાત્ર કહી શકીએ છીએ, એક ઉપમાથી સમજાવી શકીએ છીએ: એનું નામ પ્રેમલક્ષણા-પ્રેમ એજ છે લક્ષણ જેનું તે. હવે વિચારો કે અવર્ણ્ય કૈવલ્ય તેજ આ પ્રેમલક્ષણા નથી ? )

વિશિષ્ટાદ્વૈત તથા મધ્વ સંપ્રદાય આપણા દેશમા બહુ નથી પ્રસરેલો, પણ પુષ્ટિમાર્ગ ગૂજરાતમા છે તેટલો કહીં નથી. આ સંપ્રદાયવાળા મૂલ વિષ્ણુસ્વામીને ઇષ્ટ જે સંન્યાસ તેને માનતા નથી, સંન્યાસી થવામાં લાભ ગણતા નથી, તીલક છાપા કરે છે ને ઉર્ધ્વપુંડ્રૂપ ટીલું કરે છે, ગોપીચંદનાદિ પવિત્ર ગણે છે, ને રાધાકૃષ્ણની પૂજા આચરે છે છતાં પણ બાલગોપાલની સવિશેષ પૂજા આચરે છે. ગુરુ રહસ્ય હોયછે, તેમને જ ઇશ્વર માને છે, ને તેની સાધનરૂપ સેવા કરેછે; કોઈ કોઈ તો ફલરૂપ પણ કરેછે. અન્યોન્યમાં જયશ્રીકૃષ્ણ, જયગોપાલ ઇત્યાદિ નમસ્કાર કરેછે, ને ॐ नमो भगवते वासुदेवाय એ ભાગવત મંત્રને ગુરુ પાસેથી લે છે. શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પી પોતાની બ્રહ્મમયતારૂપ બ્રહ્મસંબંધ વૈષ્ણવ માત્ર કરેછે. વૈષ્ણવોના પણ મર્યાદી વગેરે ભેદ પ્રસિદ્ધ છે; અને મંદિરોમાં થતો પૂજ-

પ્રકાર પણ—મંગલા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યા, શયન, તથા પર્વાદિ યાત્રા અને ઉત્સવ—સુપ્રસિદ્ધજ છે. વસ્તુતઃ કૃષ્ણરૂપ પરબ્રહ્મના બાલ સ્વરૂપની લીલાનું અને રાધાદિસહ વિનોદનું અનુકરણ કરવામા જ એ સંપ્રદાયની સેવાનો સમાવેશ છે; ને એટલામાંજ મોક્ષ છે.*

આ પ્રમાણે મુખ્ય વૈષ્ણવ સંપ્રદાયનો સંક્ષેપ છે. પુરાણ ભાવનાના સ્થૂલરૂપને અનુસરી જેમ વૈષ્ણવમત થયા છે તેમ શૈવમત પણ થયા છે. વૈષ્ણવમતમાં પ્રધાન વિચાર પરતન્ત્રતારૂપ દાસત્વભાવનાનો છે. ભક્તિ અને પ્રસાદ એથીજ મુક્તિ માની છે. શૈવો એમ કહે છે કે જ્યારે પરતન્ત્રત્વ અને દાસત્વ એ બે ન ટળ્યાં ને ઐશ્વર્ય પ્રાપ્ત ન થયું, ત્યારે તેવા મુક્તલોકમા ને આપણા જેવા અમુક્તલોકમ શો ફેર રહ્યો ? જે મુક્ત છે તે પરમેશ્વર તુલ્યગુણ હોઇ, સમસ્ત દુઃખબીજથી છૂટી ગયેલા હોવા જોઇએ. માટે પરમપુરુષાર્થરૂપ મોક્ષ

*વિષ્ણુસ્વામીથી જ્ઞાનદેવ, તેમનાથી નામદેવ, તેમનાથી ત્રિલોચન, ને તેમનાથી વલ્લભ, એમ શિષ્ય પરંપરા માને છે. વલ્લભ તે તૈલંગણના લક્ષ્મણ ભટ્ટના પુત્ર, તે ઇસવીસનના ૧૬ મા સતકમાં થઈ ગયા. વિજય નગરના રાજા કૃષ્ણરાયજીની સભામાં સ્માર્તોને જીતી આચાર્ય થયા કહેવાય છે. એમની ઉત્પત્તિસંબંધી દંતકથાઓ પ્રસિદ્ધજ છે, ને તેઓ અગ્નિપુત્ર, અગ્નિકુલના ગણાય છે. એમની મુખ્ય ગાદી ગોકુલમાં છે; ને એ સંપ્રદાયમાં આચાર્યો ગોકુલસ્થ ગોસાંઈ ( ગોસ્વામી ) પણ કહેવાય છે. આચાર્યજી શ્રીવલ્લભના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી ને તેમના સાત પુત્ર ગિરિધરરાય, ગોવિંદરાય, બાલકૃષ્ણ, ગોકુલનાથ, રઘુનાથ, યદુનાથ, ઘનશ્યામ, આ સાતની સાત ગાદી પ્રસિદ્ધ છે; પણ ગોકુલેશવાળા સર્વથી જુદા ચાલે છે. ગાદીપતિ આચાર્યોને કૃષ્ણરૂપે ભજી ભાવકાઓએ અનાચાર વધારી નાખ્યા છે.

સાધવા સારૂ પંચાર્થવિવેકપુરઃસર જે પાશુપત શાસ્ત્ર છે તેનો કેટલાક શૈવો આશ્રય કરે છે. તે પંચાર્થ આ પ્રમાણે છેઃ દુઃખાન્ત, પશુ, પતિ, યોગ, અને વિધિ, દુઃખાન્ત એટલે મોક્ષ, તે આ શાસ્ત્ર પ્રમાણે બે પ્રકારનો છેઃ સાત્મક અને અનાત્મક. દૃકશક્તિ ક્રિયાશક્તિ ઇત્યાદિ શક્તિયુક્ત ઐશ્વર્ય તે સાત્મક; અને દુઃખનો ઉચ્છેદ તે અનાત્મક. મતાંતરોમાં દુઃખનિવૃત્તિ એજ મોક્ષ માન્યો છે, પણ આમાં પારમૈશ્વર્ય પ્રાપ્તિને મોક્ષરૂપે ગણી છે. આવો મોક્ષ યદ્યપિ અદ્વૈતવાદમાં પણ છેજ, કેમકે તેમાં કૈવલ્યરૂપ સમજવામાંજ મોક્ષ છે, પણ તે મોક્ષનો આ મોક્ષથી એટલો ભેદ છે કે અહીંઆ કર્તારૂપ પતિ અને કાર્યરૂપ પશુ એનો અત્યંત અભેદ ટળતો નથી. બીજો અર્થ જે પશુ તેણે કરીને કાર્યમાત્ર સમજવું. આ મતપ્રમાણે તત્ત્વવ્યવસ્થાજ ઉભયથા છેઃ કારણ રૂપપતિ, કાર્યરૂપપશ્વાદિ. કાર્યસમૂહ છે તે અસ્વતંત્ર છે, ને કારણ છે તે સ્વતંત્ર છે. મતાંતરોમાં કર્માદિ સાપેક્ષ કારણ પ્રવર્તે છે એમ માનેલું છે પણ અહીંઆ કારણરૂપ પતિ સ્વતંત્રજ, સ્વેચ્છામાત્રથીજ, પ્રવર્તે છે એમ સ્વીકારેલું છે. પતિ તે સદાશિવ, પરમરૂપ, સદા સ્વતંત્ર. અસ્વતંત્ર એવો કાર્યસમૂહ તે ત્રિધાઃ વિદ્યા, કલા, પશુ. વિદ્યા પ્રસિદ્ધજ છે; ચેતનપરતંત્ર એવું જે અચેતન તે કલા; શરીરેંદ્રિય સહિત કે તદ્રહિત એ ઉભયરૂપ પશુ. પશુને મુક્તિ પામવા સારૂ જે ક્રિયા ઇષ્ટ છે તે યોગ અને વિધિ. ચિત્તદ્વારા આત્મા અને ઇશ્વરનો સબંધ તે યોગ. તે બે પ્રકારે છે, ક્રિયાલક્ષણ અને ક્રિયોપરમલક્ષણ. જપધ્યાનાદિ તે પૂર્વ, અને જ્ઞાનમાત્રે કરીને ઐશ્વર્ય પ્રાપ્તિ તે ઉત્તર. આવા યોગને ઉપકારક, ધર્માર્થસાધક માર્ગ તે વિધિ. વિધિમાં વ્રત, ચર્યા, ષડંગનિ-

યમ, સ્નાન, પૂજા, ભસ્મલિંગધારણ, નિર્માલ્યગ્રહણ ઇત્યાદિ સમજવાં- આ પાશુપત માર્ગના પ્રણેતા નકુલીશાચાર્ય કહેવાય છે, તેથી તે નકુલીશપાશુપતમાર્ગ પણ ગણાયછે; એ મતના અનુયાયી દક્ષિણમાં ઘણા હોય એમ લાગે છે,*

બીજા શૈવો, આ મતમાં સ્વતન્ત્ર પતિને કારણરૂપ કહ્યો છે તે સહન કરી શકતા નથી. એવો પતિ માનીએ ત્યારે તો તેનામાં વૈષમ્યનૈર્ઘૃણ્યાદિદોષ ઉદ્ભવે, પણ કર્મસાપેક્ષ પ્રવર્તક માનીએ તો તે દોષ પરિહૃત થાય. એમ માનવાથી તેનું સ્વાતંત્ર્યપણું કાઇ દૂષિત થતું નથી, કેમકે કોશાધિકારીની અનુમતિથી પ્રવર્તનાર રાજા કાંઇ અસ્વતન્ત્ર ગણાતો નથી. માટે શૈવાગમપ્રોક્ત ત્રિપદાર્થ અને ચતુષ્પાદાત્મ્ય મહાતન્ત્ર જે શૈવસમ્પ્રદાય તેને ઇષ્ટ ગણવો. ત્રિપદાર્થ તે પતિ, પશુ, અને પાશ, અને ચતુષ્પાદ તે વિદ્યાપાદ, ક્રિયાપાદ, યોગપાદ, અને ચર્યાપાદ. પરમશિવરૂપ કર્મસાપેક્ષકર્તા તે પતિ. પશુ ત્રણ પ્રકારના છેઃ વિજ્ઞાનાકલ, પ્રલયાકલ, સકલ કલા એટલે માયાનો બન્ધ, તે જેને નથી તે અકલ, વિજ્ઞાને કરીને જે અકલ છે, અર્થાત્ માયારહિત પણ એક મલમાત્રયુક્ત તે વિજ્ઞાનાકલ; એજ પ્રમાણે પ્રલયાકલ તે પ્રલયે કરીને કલાદિથી મુક્ત પણ મલ તથા કર્મ ઉભયયુક્ત; ને ત્રીજો મલ માયા તે કર્મ એ ત્રણ યુક્ત તે સકલ. આ ત્રણેરૂપે

*આ શાસ્ત્રમાં ઉપદેશક ગુરુનું સ્વરૂપ બહુ કઠિન છે, ને હાલના સંપ્રદાયી ગુરુઓને વિચારવા જેવું છે આઠ પંચકરૂપ પંચગણ,અને ત્રિકાત્મક એક ગણ, એ નવ ગણ જાણનાર તે ગુરુ લાભ, મલ, ઉપાય,દેશ,અવસ્થા, વિશુદ્ધિ, દીક્ષાકારિત્વ બલ, એ પ્રત્યેક પાંચપાંચ જાતના છે માટે તે સર્વ મળી આઠ પંચક થયા ત્રણ વૃત્તિ રૂપ જે એક ગણ તે ભૈક્ષ્ય, ઉત્કૃષ્ટ, યથાલબ્ધ, એ ત્રણ વૃત્તિથી નિર્વાહ તે છે.

પશુ છે તે પરમ શિવ જે અનુગ્રાહક તેનો અનુગ્રાહ્ય છે. પાશ ચાર પ્રકારના છેઃ મલ, કર્મ, માયા, રોધ, એ સ્પષ્ટાર્થજ છે. એ ચતુર્ધા-પાશથી પરમશિવ પશુરૂપ સૃષ્ટિ વિસ્તારે છે; તે પાશથી છૂટવા માટે શૈવાગમોક્ત ચાર પ્રકારે શિવભક્તિ કરી પ્રસાદ પામવો એજ મુક્તિ. આપ્રમાણે શૈવમતનો સંક્ષેપ છે. આ શૈવમતવાળા પણ આપણા ગૂજરાતમાં ઝાઝા નથી.

આ પ્રમાણેના શૈવોના જુદા જુદા દ્વૈતવાદ છે; પણ તે સર્વે ઉપર અગ્રિમ કરી અદ્વૈતવાદનું પ્રતિપાદન પણ શૈવસપ્રદાયમાંએ પ્રકારાન્તરે કરેલુ છે. જેમ વિશિષ્ટાદ્વૈત તથા દ્વૈત ઉપરાત અદ્વૈતરૂપ શુદ્ધાદ્વૈત છે તેમ પાશુપત અને શૈવ મતઉપરાત અદ્વૈતરૂપ પ્રત્યભિજ્ઞાવાદ છે. પ્રત્યભિજ્ઞાવાળાને સ્વતંત્રેશ્વરકારણવાદ માન્ય નથી, પણ અભેદ માન્ય છે. તેથી શૈવોના કરતા જુદા પડે છે. પ્રત્યભિજ્ઞાનો અર્થ આપણે ન્યાયદર્શનમા કરી ચૂકયા છીએ, તદનુસાર, જીવને સ્વરૂપની પ્રત્યભિજ્ઞા થવી એજ મોક્ષ માનેલો છે. બધું શિવમયજ છે, ને તે શિવે સ્વેચ્છાથી વિસ્તારેલી સૃષ્ટિમા જીવાદિ પદાર્થ છે, તે સર્વને સ્વરૂપની પ્રત્યભિજ્ઞા થાય એજ મોક્ષ છે. અદ્વૈત વાદમાના કૈવલ્યને આમ પ્રત્યભિજ્ઞારૂપે વર્ણવી, સૃષ્ટિનો ભેદરૂપે સભવપણુ માયાથીજ સ્વીકારે છે, છતા સદાશિવરૂપ બ્રહ્મ ને ઇચ્છા આરોપે છે.* ગુરુનો સદાશિવ સાથે અભેદ માની તેના ઉપદેશ દ્વારા મુક્તિ માર્ગ સંગ્રહે છે.

---

*વસુગુપ્તાચાર્યે ઇશ્વરને એવીજ રીતે વર્ણવ્યો છે -निरुपादानसम्भारमभित्तावेव तन्वते । जगच्चित्रं नमस्तस्मै कलाश्लाघ्याय शूलिने ॥ " ઉપાદાન સામગ્રી વિનાનું, અને આધારરૂપ ભિત્તિવિનાનું, જગદ્રૂપચિત્ર જેણે વિસ્તાર્યું છે એવા કલાશ્લાઘ્ય શૂલીને નમસ્કાર."

પ્રત્યભિજ્ઞા માર્ગ ઘણું કરી કાસ્મીરમા અભિનવ ગુપ્તાદિનો વિસ્તારેલો છે. એજ મતને અવલંબી બીજા એમ કહે છે કે પ્રત્યભિજ્ઞાથી મોક્ષ તે ઠીક છે, પણ શરીરરૂપ સાધન વિના તે સંપાદન કરી શકાય નહિ, માટે શરીરને અમર કરવાની વાત પ્રથમે સાધવી. જીવન્મુક્તિ પ્રમવા માટે પ્રથમ તો દિવ્યતનુ પ્રાપ્ત કરવું; દિવ્યતનુ, એ મત પ્રમાણે, હરગૌરી રૂપ પારદ અને અભ્રકના સેવનથી થાય છે. પારદનેજ રસ પણ કહે છે ને તેને શિવના વીર્યરૂપે ગણી પૂજે છે, તથા તેના સ્પર્શન, ભક્ષણ, દર્શનથી, પુણ્ય માનેછે. रसो वै सः એ ઉપનિષદ્વાક્યદ્વારા રસ એટલે આનંદ તેને રસ એટલે પારદરૂપેજ ભજે છે.* ને તેથી પારદના શિવલિંગની પૂજા બહુ ઇષ્ટ ગણે

*પારદના મારણાદિની અનેક વિધિ છે मूर्छितो हरति व्याधीन् मृतो जीवयति स्वयम् । बद्धः खेचरतां धत्ते रसो वायुश्च भैरवि એમ રસ અને વાયુ-પ્રાણ-તેની પણ શકરે સૂક્ષ્મ એકતા તત્રોમા બતાવી છે રસની સિદ્ધિ માટે, સ્વેદન, મર્દન, મૂર્છન આદિ અષ્ટાદશ સંસ્કાર પણ બતાવેલા છે. પારો પીવો, સોમલ ખાવો, ઇત્યાદિ રીવાજ આવાજ ધર્મમાથી ફેલાયા છે. પારદને યથાર્થ વાપરતા આવડે તો અમરત્વ અને બુદ્ધિપણુ મોક્ષ સુધી લઇ જાય એવી સ્ફુરે, એમ માનવાના કારણ છે; ને એ પારદની ચાલવાળુ માથીજ કીમીયો પેદા થયેલો છે સર્વ દેશમા કીમીઆની વાત ચાલુજ છે, તે ઘણી પ્રાચીન છે. એક એવો રસ ખોળી કાઢવો કે જેથી માણસ અમર થઇ જાય, ને ગમે તે ધાતુ સુવર્ણ થઈ જાય એવી ઈચ્છા સર્વ દેશના શોધકોમા જણાઇ છે. એ રસ તેજ રસાયન, જેને મુસલમાની તથા આરબીમા તેમજ અંગ્રેજીમાં અકસીર કહે છે એની બનાવટ માટે પાશ્ચાત્યદેશના ઘણા તાત્વિકોએ નિયમો આપેલા છે, તેમાં પ્રખ્યાત મહાત્મા પેરેસેલ્સસના લેખ એ સંબંધે વાંચવા યોગ્ય

છે. આ સંપ્રદાયનું નામ રસેશ્વરમત, પાશુપત, શૈવ, પ્રત્યભિજ્ઞા, અને રસેશ્વર, એ ચારે સંપ્રદાયના ગોસાંઇ, સાધુ, સંન્યાસી,ઘણા હોય છે, પણ તે શંકરના દશનામીથી જુદા હોય છે. ત્રિપુંડ્ર, ભસ્મરુદ્રાક્ષ, ધારણ કરે છે, શિવલિંગ પુજે છે, ને શિવભક્તિ પરાયણ રહે છે.*

---

છે અધ્યાત્મ વિદ્યાવાળા કીમીયાની વાતનો અર્થ આધ્યાત્મિક કરીને સંતોષ માને છે, ને કહે છે કે જીવરૂપ જડધાતુને જ્ઞાનરૂપ રસાયનથી બ્રહ્મરૂપ સુવર્ણ કરવી તેજ કીમીઓ છે; પણ અમે તો એમજ માનીએ છીએ કે પ્રત્યેક ગુપ્ત રહસ્યના અનેક અર્થ હોય છે, તેથી કીમીઆની વાતનો આધ્યાત્મિક અર્થ ખરો છે, છતાં ભૌતિક અર્થ નથી એમજ નથી હાલની પાશ્ચાત્ય સાયન્સ ભણેલા જરા મો મચકોડી હસશે, પણ તેમણે યાદ રાખવું કે તેમના શિષ્ટ ગુરૂવરો, પ્રોફેસર ક્રુક્સ વગેરે સાયન્સના અગ્રરૂપ નાયક સોસાઇટીમાંજ જાહેર કરે છે કે રસાયન શાસ્ત્ર (કેમીસ્ત્રી) ના ૬૦-૭૦ તત્ત્વો છે તે તત્ત્વો નથી પણ મિશ્ર પદાર્થ છે ને તત્ત્વતો કોઈ એકજ છે કે જેના રજકણની અમુક યોજના માત્રથીજ સર્વ પદાર્થ ઉપજી ગયે છે આ વાત 'સ્પેક્ટ્રમએનાલીસીસથી' પણ ખરી પડવા ગઇ છે, અને પ્રો૦ ઉનીઅલે તો સ્પષ્ટ લખ્યું છે કે એ નિશ્ચયને આધારે "એકવાર કીમીઆના સ્વપ્નાં પણ ખરાં પડશે "

*પ્રત્યભિજ્ઞાદિ શૈવ સંપ્રદાયોનો સાર કેવલ સર્વદર્શન સંગ્રહને આધારેજ આપ્યો છે, જોકે એ ચારે શિવમાર્ગના ગ્રંથો ઘણા છે, ને બહુ ઉત્તમ પ્રકારના છે. જે વૈષ્ણવ સંપ્રદાયો આપી ગયા છીએ તેમાંના રામાનુજ તથા મધ્વ, સર્વદર્શન સંગ્રહ, આર્યવિદ્યાસુધાકર, અને તે તે આચાર્યનાં પ્રસ્થાન ત્રયનાં ભાષ્યના કોઇ કોઈ વિભાગ, એને આધારે આપ્યા છે; અને વલ્લભાચાર્યને માટે પ્રસ્થાનત્રયના ભાષ્યના અંશ, તથા આર્યવિદ્યાસુધાકર, તથા પ્રસિદ્ધ પંડિતવર શીઘ્રકવિ ગટ્ટુલાલજીની સાથેના પ્રસંગો, એ આધાર છે. હવે વિસ્તાર કરી પંચાદિ વ્યવસ્થા કહીશું તે ડાક્તર વિલ્સનના સીલેક્ટ વર્કસ એ નામના સંગ્રહને આધારે,તથા લોકોક્તિને આધારે પણ કહીશું.

કેવલ પુરાણુ ભાવનાના સ્થૂલરૂપને અનુસરી જેમ વૈષ્ણવ તથા શૈવ સપ્રદાયો પ્રવર્ત્યા છે તેમ નહિ, પણ પ્રાચીન અદ્વૈત દર્શનની સગતિને વળગી, એક અદ્વૈત સપ્રદાય પણ થયેલો છે—એને અવિભાગાદ્વૈત કહે છે, ને તેના પ્રણેતા વિજ્ઞાનભિક્ષુને માનેછે. પ્રસ્થાનત્રય ઉપર તેના પણ ભાષ્ય છે આ સપ્રદાય છે અદ્વૈત એટલે પરમપ્રાચીન રહસ્યનોજ બોધક છે, પણ પુરાણકાલમા ઉત્પન્ન થયો હોય એમ ધરાય છે એનો વિસ્તાર કરવાની જરૂર નથી, કેમકે એનો સિદ્ધાન્ત અવિભાગ એટલોજ છે, અર્થાત્ જડ અને ચેતન (ભેદનો પરમ અભેદ નહિ, તેમ ભેદપણ નહિ, માત્ર દુધ અને જલની પેઠે અન્યોન્યમા સર્વદા સાથેજ રહેલુ એવી તત્ત્વવ્યવસ્થા. પ્રકૃતિથી બ્રહ્મ સર્વદા અવિભક્ત છે, માટે અવિભાગાદ્વૈત શકરના કેવલાદ્વૈત જેવોજ આ મત છે, પણ કાઇક સાખ્યમતને વધારે મળતો આવે છે, કેમકે જીવાદિનુ આધ્યાસિકત્વ તેમા ઇષ્ટ હોય એમ લાગતું નથી. આ સંપ્રદાય હાલમા બહુ પ્રચલિત નથી એટલે એ વિષે વધારે તપાસ કરી નથી.

આ પ્રમાણે પુરાણકાલના સપ્રદાયાદિનુ સ્વરૂપ છે એમાના ઘણાએક વર્તમાન સમયમા પણ વિદ્યમાનજ છે, છતા બીજા નાના
ઘણા એક વર્તમાન સમયમા પણ વિદ્યમાનજ છે, છતા બીજા નાના
નાના પથ થયેલા છે તેમનો ઉદ્ભવ પણ અત્રેજ વિચારી લેવો આવશ્યક છે. પથ એટલે માર્ગ, માર્ગ બતાવનાર તે પંથ એમા કેવલ માર્ગ બતાવવાનીજ વાત છે, નવુ પ્રતિપાદન કરવાની વાત નથી. દર્શન એટલે તત્ત્વવિચાર, તેમ સપ્રદાય એટલે ગુરુપરંપરાથી જે રીતે દર્શન થયેલુ તે રીતિનો તત્ત્વવિચાર, એમ અર્થ છે; પણ પંથ

એટલે તો દર્શન કે સંપ્રદાય ગમેતે એક તરફ વળવાનો રસ્તો એટલુંજ તાત્પર્ય છે. જેમ જેમ સંસ્કૃતભાષા બોલવા સમજવાનો પ્રચાર સૈકોમાથી ઓછો થતો ગયો તેમ તેમ આવા માર્ગરૂપ પંથ ધર્મોની જરૂર પડી. એ બધા પંથ તેજ આપણામા હાલ સબલરૂપે પ્રવર્તે છે; ને દેશીભાષા દ્વારા-ગૂજરાતી, મરાઠી, હિંદી, બંગાલી, દ્રાવિડ—ધર્મબોધ આપે છે. આ બધા ધર્મના ઘોટાળાની સીમા એક પાસા-આનંદગિરિનો શંકરદિગ્વિજય અને બીજી પાસા માધવાચાર્યનો સર્વદર્શનસગ્રહ એ બે છે. આનંદગિરિએ જે ધર્મ ગણાવેલા છે. તે સર્વદર્શનમા નથી, ને સર્વદર્શનમા છે તે સર્વે વર્તમાનમા નથી; અર્થાત્ ઉત્તરોત્તર રૂપાતર થતે થતે કોઈ પુરાણમાત્રનેજ વળગી રહ્યા, કોઇએ તત્ત્વદષ્ટિ વિચારી દર્શનોને ગ્રહણ કર્યા, કોઇએ સંપ્રદાયાદિમા જરા ફેરફાર કરી કાઈ નવુંજ ગોઠવ્યું, એમ પંથ વગેરે પેદા થયા. આનદગિરિએ વૈષ્ણવોના તથા શૈવોના છ છ* સંપ્રદાય આપેલા છે; તેમ અગ્નિ, સૂર્ય, બ્રહ્મા, (જેનું સ્થાન હાલ માત્ર પુષ્કરમાજ છે) ગણપતિ, શક્તિ, ઇત્યાદિના પૂજકો પણ ગણાવેલા છે†; અને કાલ, નિયતિ, સ્વભાવ, આદિને પૂજનારા પણ દાખલ

---

* ભક્તિ, ભાગવત, વૈષ્ણવ, ચક્રી (પાચ રાત્ર તથા વૈષ્ણવશક્તિ), વૈખાનસ, કર્મહીન, એટલા વૈષ્ણવ, ને શૈવ, રૌદ્ર, ઉગ્ર, ભક્તિ, જંગમ, પાશુપત, એટલા શૈવ આમાના જે છ વૈષ્ણવ તે પ્રત્યેક પણ કર્મક તથા જ્ઞાનસ્થ એમ દ્વિધા માની બાર પ્રકારે કહ્યા છે. જુઓ શંકરદિગ્વિજય

† બૌદ્ધ, જૈન, ચાર્વાકાદિતો છેજ, પણ વામી કાપાલિક, અઘોરી, ઇત્યાદિ પણ ગણ્યા છે. વામપૂજાનુસાર ગણપતિમા પણ મહાગણપતિ, હરિદ્રાગણપતિ, ધુંઢિરાજ ઉચ્છિષ્ટ ગણપતિ, ઈત્યાદિ પૂજા બતાવેલી છે. શક્તિપૂજાઓ પણ અનેક વર્ણન છે

કરેલા છે. આ ઉપરથી એટલું સમજાય છે કે શ્રૌત તથા પૌરાણિક આચારનો સેળભેળ થતા જે પૂજાઓ ઉત્પન્ન થયેલી તેનું પ્રથમ રૂપ શંકરવિજયમાના મતમતાતર છે. એમાથી ફેરફાર થતા સર્વદર્શનમા જે પ્રાચીન ષડ્દર્શન આપ્યા છે તે, તથા ચાર્વાક, બૌદ્ધ, જૈન અને વૈષ્ણવ અને શૈવ સંપ્રદાય, જે આપણે આ પ્રકરણને આરંભે કહી ગયા, તે રહેલા છે, એમા પણ ફેરફાર થતા નવા પર્યાનો ઉદ્ભવ છે જે હવે આપણે જોઇએ. એ ઉદ્ભવનુ મુખ્ય કારણ તો ભાષાન્તર દ્વારા ધર્મ સમજાવવાની આવશ્યકતા વિના બીજું સમજાતું નથી*.

પ્રથમ વૈષ્ણવ સંપ્રદાયોમાથી થયેલા પંથ જોઇએ. વિશિષ્ટાદ્વૈતમાથીજ પ્રથમ પંથ રામાનંદીનો થયો છે. કહે છે કે રામાનંદ મૂલ આચાર્યોથી, ભોજન અદષ્ટ કરવાસંબંધી જે વિવેકનામક આચાર છે, તે બાબત તકરાર પડતા જુદા પડ્યા. રામલક્ષ્મણસીતાહનુમાનાદિની મૂર્તિ પૂજે છે, ને વિશિષ્ટાદ્વૈત માને છે, પણ નાતજાતનું બંધન પાળતા નથી. એજ પંથમા સુરદાસ, તુલસીદાસ આદિ શાહાજહાના વખતમા થઇ ગયા છે. પ્રખ્યાત તુલસીકૃત રામાયણ સંવત્ ૧૬૩૧ મા થયું કહેવાય છે; ને તુલસીદાસ સં. ૧૬૮૦ મા દેવલોક પામ્યા મનાય છે. પ્રખ્યાત સંસ્કૃત ગીતગોવિંદકાર જયદેવ પણ આ પથમાજ હતો એમ માને છે.

એ પંથની પરંપરામાજ કબીર થયોછે. મૂલે જાતિનો બંધ હતો નહિ એટલે કબિર જેવા અન્યવર્ણના પણ ગુરુ થઇ શકતા. કબીરની

*આનંદગિરિને ૧૧ મા શતકમાં થયા ધારે છે, તથા માધવાચાર્ય (સાયણ) ને તેરમા શતકમાં મૂકે છે. અર્થાત્ ૧૪મા શતક પછીથી પંથોનો સંભવ ગણાય છે.

ઉત્પત્તિવિષે ભિન્ન ભિન્ન ચમત્કારિક વૃત્તાંતો કહેવાય છે, પણ તે કોઈ મહાત્મા હતો, એમ તો તેના ઉપદેશમાંથી સિદ્ધ સમજાય છે. તેનો વિચાર રામાનુજના વિશિષ્ટાદ્વૈતમાં મળવાનો નથી, તેણે તો કેવલાદ્વૈતજ ઉપદેશ્યું છે, ને હિંદુમુસલમાન સર્વને સામાન્ય એવો પરમજ્ઞાનમાર્ગ બતાવ્યો છે. મૂર્તિપૂજા માની નથી. એની પરંપરામાંથીજ સીખધર્મનો સ્થાપનાર નાનક*, તથા સંતનામી અથવા સાધનાપંથી, દાદુ વગેરે થયેલા છે. કબીરના ગ્રંથો બીજક,† સુખનિધાન, રેખ્તા, ગોષ્ઠી, સાખી તથા પદ, ઘણા ગૂઢભાવના બોધક છે, ને પ્રાકૃત ભાષાદ્વારા ગહન જ્ઞાનનો ભંડાર ખોલે છે. તે તે ગ્રંથની કુંચીરૂપ ગ્રંથો પણ ગુરૂઓ પાસે હોય છે. કબીરના ભક્તોમાં કમાલ વગેરે થઈ ગયેલા છે, ને હંસકબીર દાસકબીર ઇત્યાદિ નામે પ્રસિદ્ધ છે. એનો સિદ્ધાંત એજ છે કે भक्ति भक्त भगवंत गुरु चतुंनाम बपु एक એમ માનવું, તથા રાજયોગને માર્ગે જવું. એ પંથવાળા કોઈનો દ્વેષ કરતા નથી, પણ સ્વાધ્યાયમાં નિમગ્ન રહે છે: सबसें हिलियें सबसें मिलियें सबका लिजिये नाउं। हांजी हांजी

---

*નાનકનો ધર્મ પંજાબમાં છે, તે ધર્મ વેદાંત અને મુસલમાન ધર્મનું મિશ્રણ છે. ગુરૂગોવિંદાદિ એ નાનકની પરંપરામાંજ થયેલા છે. ગ્રંથ એ નામે એમના મૂલગુરૂનુ પુસ્ત- છે તેને શીખ લોકો નમે છે. ગુરૂને ન માનતાં ગ્રંથ માત્રનેજ માનનારા તથા કેવલ વેદાંતનેજ વળગી ચાલનારા ઉદાસી કહેવાય છે, તે પણ સીખ ધર્મનાજ છે. સીખમાંથીજ ગાંજાભક્ષી સુથીસાહી, નિર્મલા (અદ્વૈતનેજ માનનારા), રામરાયી, ઇત્યાદિ થયેલા છે સીખ લોકો હથીઆર રાખી લડાઇનો ધંધો કરવે બહાદુર છે. એ પણ તેમનો ધર્મ બોધ છે- ગોબ્રાહ્મણને માને છે.

†એનેજ આધારે જુદા થઇ ગયેલા બીજા માર્ગો થયા ગણાય છે.

सवसें किजिये बंसे आपने गांउं ॥ સર્વે પંથવાળા પોતપોતાના તિલક, ટોપી, આદિ યોજી રાખે છે તે પ્રસિદ્ધ જ છે, એટલે વારેવારે કહીશું નહિ. દાદુપંથી રામનામને ભજે છે, પણ રામ તે સર્વવ્યાપિ આત્મારામરૂપે, અદ્વૈત બ્રહ્મરૂપે, સમજે છે. મૂર્તિ માનતા નથી. દાદુ‡ એ અમદાવાદનો પીંજારો હતો એમ કહેવાય છે, ને તેનીજ પરંપરામા પ્રખ્યાત વિચારસાગર રચનાર નિશ્ચલદાસ તથા સુંદરવિલાસ રચનાર સુંદરદાસ થઇ ગયા છે. રામાનંદના તેમ કબીર, દાદુ, સર્વના સાધુ હોય છે; પણ દાદુપંથીમાના વિરક્ત બે પ્રકારના હોય છે-શસ્ત્રધારી–નાગ; અને બીજા અમથા. પથ પંથવાળા પોતપોતામા નમસ્કારાદિ પદ્ધતિ પણ જુદી જુદી યોજે છે; કબીરવાળા બંદગીસાહેબ એમ નમસ્કાર કરે છે. ને ગુરુકી દયા એમ ઉત્તર વાળે છે, આ પ્રમાણે મુખ્ય પંથો થયા છે. પંથના પણ પંથ થઇ સેનાપંથી, મલુકદાસી, ખાખી, રાયદાસી વગેરે થયેલા છે.*

---

‡૧૬૦૦ મા થઇ ગયો મનાય છે.

*સેનાપથી તે સેન નામના હજામનો ચલાવેલો માર્ગ છે, મલુકદાસ અકબરના વખતમા થયો છે—अजगर करे न चाकरी, पंछी करे न काम,दास मलुका यों कहे सबका दाता राम તે એનું છે,ખાખી તે અગર અને કીલ નામના ખાખીનો માર્ગ છે, રાયદાસ ચમાર હતો, તે ચીતોડની ઝાલી રાણીનો ગુરુ હતો (દંતકથા છે કે બ્રાહ્મણોએ તકરાર કરવાથી બ્રાહ્મણોને ઝાલીએ જમવા તેડયા તો પંક્તિમા બે બ્રાહ્મણ વચ્ચે એકએક ચમાર નજરે પડયો, ત્યારથી બ્રાહ્મણો એને નમવા લાગ્યા): એજ પ્રમાણે તૈલંગણમા પણ ત્રિવલ્લુવર નામનો ચમાર પ્રખ્યાત વૈષ્ણવ ભક્ત કવિ થઇ ગયો છે.

રામાનુજની પરંપરામાં જેમ આટલા થઈ ગયા છે તેમ વલ્લભની પરંપરામાં નહિ પણ તેના મતને અનુસરતા પણ જુદા ચાલી ઘણા પંથ થયાછે. છ ગાદીવાળા અને ગોકળેશવાળા તો પ્રસિદ્ધજ છે. ચીતોડના રાણાની પત્ની પ્રખ્યાત મીરાબાઈ એનો પંથ મેવાડ વગેરેમા ચાલેછે, તે આ સંપ્રદાયનો–વિભાગ છે. એના પંથમા કૃષ્ણને બદલે રણછોડની મૂર્તિની સખીભાવે ભક્તિ છે.† રાધાવલ્લભી એ કૃષ્ણને રાધાવલ્લભરૂપે ભજે છે, ને રાધારૂપ થઈ રમે છે. એમજ સખીભાવ, ચરણદાસી, હરિશ્ચંદ્રી, આદિ વૈષ્ણવપંથ થયેલા છે. છેક વર્તમાનસમયમા ગુરજ આદિ સ્થળે વૈષ્ણવોનો ફાટો જેગોપાળીઆ વગેરે પણ છે. પણ એ બધા વૈષ્ણવોમા, સમર્થ વૈષ્ણવમાર્ગ નવેરૂપેજ ચલાવનાર બંગાળામા ચૈતન્ય થઇ ગયો છે. એ ઈસવીસનના પંદરમા શતકમા થઈ ગયેછે, ને નદીયાશાંતિપુરના સંન્યાસી અદ્વૈતાનંદ તથા નિત્યાનંદનો અનુયાયી હતો. કૃષ્ણલીલાનું અનુકરણ કરનારરૂપ ભક્તિધર્મ બોધેછે, ને देवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन એવો ગુરુઉપર સર્વ સમર્પણભાવ ધરેછે. ગુરુ ગૃહસ્થ હોયછે, ને જ્ઞાતિભેદ એ પંથમા પળાતો નથી. ભક્તિ, શાન્તિ, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, અને પ્રેમરૂપ માધુર્ય, એ તેમના માર્ગની ભક્તિના પ્રકાર છે; ને સ્વર્ગ કે વૈકુંઠમા પ્રેમભાવે વિહરવારૂપ મોક્ષ માનેલો છે, સાયુજ્ય માન્યુ નથી. છાપા તિલક ઇત્યાદિ કરેછે. એ સંપ્રદાયના પણ વિભાગ પડી ગયા છેઃ સ્પષ્ટદાયક, કર્તાભાજ, સાહુજ, ઇત્યાદિ, જેમાના કોઈ કોઇ તો છેક ગુપ્ત રીતે વામી પણ થઈ ગયા મનાયછે.

---

†ગુજરાતમા રણછોડજીનુ સ્થાન ડાકોરમા છે, પણ તેને દ્વારકાની સાથે સંબંધવાળું માને છે. વૈષ્ણવમાત્ર તેને નમે છે.

વલ્લભાદિ વૈષ્ણવોનો સંપ્રદાય જેમ મૂલ વામમાર્ગની સામે તેમ વર્તમાનસમયમાં (આશરે ૬૦ વર્ષથી) સ્વામીનારાયણ નામે પંથ ઉત્તર હિંદુસ્તાનના સહજાનંદ નામે સંન્યાસીનો ગુજરાતમાં ઉત્પન્ન થયોછે. કહેછે કે સહજાનંદ પોતે તો અદ્વૈતવાદી પરમ યોગી હતા, પણ તેમના અનુયાયીઓએ વૈષ્ણવ માર્ગ–વિશિષ્ટાદ્વૈત–સ્વીકારી રામાનુજ તથા વલ્લભ બન્નેના મતનો સેળભેળ કરી, લક્ષ્મીનારાયણાદિરૂપ પુરુષોત્તમની મૂર્તિ પૂજવા માંડી છે; ને સહજાનંદને પણ કૃષ્ણાવતાર માન્યા છે. એ પંથવાળા પોતાના પંથના ને સત્સંગી કહેછે, ને સાધુ તથા ગૃહસ્થ એવા ભેદ પોતાના પંથાનુયાયીમાં રાખેછે. બ્રાહ્મણો બ્રહ્મચારી થાયછે, ને અન્યવર્ણના સાધુ થાયછે; દંડકમંડલુ ધારણ કરનાર સંન્યાસી કોઇ થતું નથી; આચાર્ય, ગૃહસ્થ હોયછે. જેમ સ્વામીનારાયણનો પંથ ચાલેછે, તેમ પ્રાચીન યોગદર્શનને અનુસરી પ્રાકૃત લોકના બોધને માટે સંતરામના કોઈ પુરુષે સંતરામનો માર્ગ ચલાવેલો છે. મૂર્તિને તેઓ પૂજતા નથી, ગાદીને નમેછે, અદ્વૈત બોધપૂર્વક યોગાભ્યાસ આચરે છે* એ માર્ગોમાં પણ ભેદ પડયાં કરેછે, ને કાઠીઆવાડમાં કોઇ સ્વાવામીનારાયણ પંથના હરિકૃષ્ણે નવો પંથ ચલાવ્યો છે: તથા હાલમાંજ એ મતમાં તકરાર પડવાથી અક્ષરામદાસે નવું પ્રકરણ ઉઠાવેલું છે† આવા મતમતાંતર વારંવાર પેદા

*સ્વામીનારાયણની ગાદી વડતાલ, મૂળી, ગઢડા, અમદાવાદ વગેરે સ્થાને છે. સંતરામની નડીઆદ, ઉમરેઠ, વડોદરા, વગેરે સ્થાને છે.

†આ ઉપરથી સમજાશે કે પંથો કેવાં નજીવાં કારણોથી પણ નકામા ઉભા થઇ આવે છે. સારસાગામમાં એક કુબેરદાસ નામે કોઇ સાધુએ ધર્મ ચલાવ્યો છે, તેમ ચરોતરમાં કોઇ માધવગિર નામના સાધુનો અદ્વૈત જેવો

થાયછે એ ચાર મતનો સેળભેળ થઇને પણ નવા નવા ઉભા થાયછે એવોજ એક વૈષ્ણવોની લીલા ને સ્વીકારતો, પણ ગ્રંથને ઇશ્વરરૂપે નમતો, અને કાઇક ઇસલામધર્મને પણ ગ્રહણ કરતો, પરણામીનો માર્ગ ચાલે છે. એમજ વેદાંત તથા સુફી તરીકાને સેળભેળ કરી બાબાલાલે ઘણા વર્ષપર સરહીંદમા પોતાના નામનો ધર્મ ચલાવ્યો હતો, ને કહે છે કે શાહજાદો દારા એ ધર્મમા હતો. કોરાન અને વેદને ગુચવી નાખી પ્રાણનાથી નામે એક ધર્મ પણ બુદેલખંડમા જણાયલો છે. એમજ સત નામી, શૂન્યવાદી, શિવનારાયણી, એવા ઘણા ઘણા પથ છે. મહારાષ્ટ્રમા વિઠોબા ઇત્યાદિને ભજનારા તુકારામભક્ત વગેરે થઇ ગયા છે, તેમનો વૈષ્ણવમાર્ગ પણ પ્રચલિત છે. છેક દક્ષિણમા ઝાઝા મતમતાંતર પ્રવર્ત્યા નથી; પણ વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, તથા કેટલાક શૈવ સપ્રદાય, એવો છે; છતા વેદવિહિત શ્રૌતકર્મ ઘણા થાય છે, ને બ્રાહ્મણો ઘણું કરી શ્રોત્રીય હોય છે.

આ પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાયમાથી વિસ્તરેલી પંથજાલ આપણે જોઈ એવીજ શૈવ સપ્રદાયમાથી પણ ઉદ્દભવી છે. મૂલ અદ્વૈત દર્શનના શંકરાચાર્યના ચાર મઠ અને દશનામી સંન્યાસી એ આપણે બતાવી ગયા છીએ. તેઓ વાસ્તવિક રીતે કોઇ મૂર્તિ ઇત્યાદિને માનતા નથી, પણ મઠાધિસ્થ આચાર્યો પોતાની પરંપરામા શિવલિગ પૂજાવે છે; ને રુદ્રાક્ષ, ભસ્મ, ત્રિપુંડ, તથા દંડકમંડલુ, ધારણ કરેછે. સંન્યાસી થવાનો અધિકાર કેવલ બ્રાહ્મણનેજ છે, ને સંન્યાસીઓ

---

પથ ચાલે છે., એમજ કાઈ કરતું પ્રતિપાદન કરવાનુ ન છતા પણ પ્રાચીન સંસ્કૃતિ સમજાવવા (કે કવચિત્ પેટ ભરવાનોજ રસ્તો કાઢવા) નવા પથ કાઢયાજ કરે છે.

અદ્વૈતવાદી હોય છે, તેથી શંકરાનુશાસિત હોય છે; એટલે બ્રાહ્મણ-માત્ર શૈવ હોવા જોઇએ એમ અનુમાન થાય, પણ વર્તમાન સમયમા તેમ નથી; શૈવમાર્ગની ગાદી કે તેમાના પંથના સ્થાન કશું છે નહિ, કેવલ ચાર મઠ પ્રસિદ્ધ છે, ને જેટલા સંન્યાસી, તથા ખાખી, શિવને નમે છે, તે બધા તે ચાર મઠના અનુયાયી ગણાય છે. કેટલાક તો કોઇ મઠ વગેરેને પણ સ્વીકારતા નથી. ગોરક્ષનાથ તથા મત્સ્યેંદ્રનાથ એ યોગીઓના અનુયાયી જે ઉત્તર હિંદુસ્તાનમા કાનફટા જોગી છે, તે શૈવ હોય છે, પણ કોઈ મઠને તાબે હોતા નથી. એમજ શૈવમતના નાગડા સાધુઓની જમાતો પણ સ્વતંત્રજ હોય છે. જેઓ સંન્યાસ ધર્મથી પણ આગળ વધી સર્વમયતા ગ્રહણ કરી પરબ્રહ્મભાવ પામ્યો હોય છે તેવા પરમહંસ* પણ કેવલ સ્વતંત્ર હોય છે. શિવરૂપ પરમયોગી જે સ્મશાનની ખાખમાત્રનાજ વૈભવવાળા છે, તેમના સંપ્રદાયમાં પણ તેવાંજ ખાખમાત્રના વૈભવવાળા સંન્યાસી, ખાખી, વગેરે હોય છે. પણ એજ શિવમાર્ગને અનુસરી જંગમોનો સંપ્રદાય પ્રવર્ત્યો છે તે વધારે સુદૃઢ છે. તેઓ શિવલિંગને પૂજે છે, અને સર્વદા શરીર ઉપર પણ રાખે છે, ઘણું કરી કંઠે લટકાવે છે. એ બધા લિંગાયત કહેવાય છે; એમનેજ દક્ષિણમા વીરશૈવ કહે છે; એ બધા બસવપુરાણ ( જે ૧૧ મા શતકમાં થયેલા બસવે રચ્યું એમ જનાય છે ) ને માને છે.એમાં ત્યાગી તથા ગૃહસ્થ ઉભય હોય છે. વિરક્ત શૈવો તો ઘણા હોય છે; પણ ગૃહસ્થે

*પરમહંસ તેવાજ કુટીચર, બહૂદક, આદિભેદ પણ છે. એમના જેવો વેશ કાઢનારા બીજા ઘણા શિવમાર્ગને નામે ભમે છે: ઉર્ધ્વબાહુ, આકાશમુખી, નખી, રૂખરૂ, સુખરસ, કડાલિંગી, અવધુત ઇત્યાદિ સામાન્યતઃ બ્રહ્મચારી હોય તેપણ શૈવજ ગણાય છે.

અગણિત છે. ગૃહસ્થો લિંગપૂજા, તથા ભસ્મ, રુદ્રાક્ષ અને ત્રિપુંડ્ર ધારણ કરે છે. .

આ ઉપરાંત વામી શાક્તમાર્ગ પણ પ્રચલિત છે; ને તેથી વધારે અધમ, પિશાચાદિને "દેવી" નામથી પૂજનારા શૂદ્ર લોકના પંથ પણ ઘણા છે. દક્ષિણ રીતે ચાલતો શક્તિમાર્ગ પણ પ્રસિદ્ધ રીતે બહુચરા, અંબા, કાલિકા, તુલજા, આદિ દેવતા સ્થાનોમા પ્રસિદ્ધ છે. જુદા જુદા પંથોની આવી વ્યવસ્થા છે, ને હજુ કેટલા હશે, તથા થશે, તેની આપણને ખબર નથી. સર્વે સંપ્રદાય તથા પંથવાળા પોતપોતાને અનુકૂલ પૂજા, મૂર્તિ, ભક્તિ, વ્રત, ઉપોષણ, પુરાણ, પુસ્તક આદિ યોજી લેછે.

આ પ્રમાણે સંપ્રદાય તથા પંથને આપણે ઉપર ઉપરથી જોઇ ગયા. એમાથી એટલુંજ તત્ત્વ નીકળે છે કે પુરાણોની સ્થૂલ ભાવનાને અનુસરી, અવતાર, મૂર્તિ, ઇત્યાદિની ભક્તિ વિસ્તારી નવો ધર્મ પ્રવર્તાવવો. તત્ત્વરૂપ પરમ અદ્વૈતદર્શનથી આ સર્વે મતવાળા જુદા પડી ગયા છે, પણ તે કેવી રીતે જુદા પડી ગયા છે, તથા તેમ પડવામા પણ તેમને વાસ્તવિક કારણ શુ છે, એ આપણને સહજ સમજાય છે. એટલે જે અદ્વૈતદર્શનને પુરાણોએ સ્પષ્ટ કરી આપ્યું છે, તથા ઉપનિષદોએ સ્થિર સ્થાપ્યું છે, તેજ આર્યધર્મનુ એક પરમધર્મ રૂપ છે એમ સિદ્ધ સમજાશે. ગમે તેટલી મૂર્તિ તથા ગમે તેટલા સંપ્રદાય છતાં, અદ્વૈતદર્શનજ સર્વમાન્ય આર્યધર્મ છે; કિંબહુના એનેજ અન્ય દેશીય લોક પણ રૂપાંતરે સ્વીકારે છે, તેથી તે સર્વમાન્ય મનુષ્યધર્મ છે. આ વાત ધીમે ધીમે સિદ્ધ થતી જશે.

---

## પ્રકરણ ૯ મું.



### ભક્તિ—જ્ઞાન.

### ગીતા.

પ્રાચીન અદ્વૈત સિદ્ધાન્ત એજ પરમ સત્ય છે. એનેજ અવલંબીને પુરાણકલ્પનામા આપણે નવીન સગતિ દીઠી. એ સગતિનું પરિપૂર્ણ રહસ્ય સમજાય તો મતમતાતર પેદા થવાનું કારણજ ઉભું થાય નહિ, પણ તેના સ્થૂલ સ્વરૂપમાત્રને વળગવા જતા સંપ્રદાયાદિની ઉત્પત્તિ થઇ આવી છે. ધર્મની જે ભ્રષ્ટતા થતી આવતી હતી તેમાં પણ એવો સમય આવેલો હતો કે કેવલ જ્ઞાનમાર્ગ કરતા ભક્તિપ્રધાન કોઇ માર્ગ વધારે રુચિકર અને ધર્મબોધક થઈ શકે. એટલે ભક્તિપ્રધાન સંપ્રદાય ધર્મોનું થવું એ રીતે પણ આવશ્યક હતુ, સપ્રદાયોમાથી પંથ થયા તે તો માત્ર સંસ્કૃતનું પ્રાકૃત કરી બતાવવાનેજ થયા, તેમના સ્થાપનારાઓએ નવીન કાઇ કર્યું નથી—અર્થાત્ કોઇ પંથપ્રવર્તકો આચાર્ય થયા નથી. સપ્રદાયધર્મો આગળથીજ નવી ધર્મ સંકલનાઓનો પ્રાદુર્ભાવ અટક્યો છે; એટલે તે પછી જે જે જોવાનુ છે તે માત્ર પ્રાચીન વાતોનું નવા સસર્ગથી કેવુ રૂપાતર થયું છે તેજ છે

અદ્વૈત જ્ઞાનમાર્ગ એજ સર્વધર્મનુ રહસ્ય ઠર્યો છે, પણ તેમાં સપ્રદાયવાળાએ જુદી જુદી વ્યવસ્થા ગોઠવી, ભક્તિનું પ્રાધાન્ય આણવા પ્રયત્ન કર્યો છે. શુષ્કજ્ઞાનમાત્રથીજ, બોલવામાત્રથીજ, મુક્ત થનાર નરકાધિકારીઓના ધર્મ કરવા, ગમે તેવો અંધપરંપરાવલ્

પણ ભક્તિમાર્ગ સારોજ છે, એમ આપણે પ્રકરણ છઠ્ઠા મા વિવેક કરી બતાવ્યો છે, પણ ભક્તિજ સર્વસ્વ છે ને જ્ઞાન એ એક સાધન છે એમ તો અમે સ્વીકારીશુ નહિ ભક્તિનુ પ્રાધાન્ય લાવવા માટે તત્ત્વવ્યવસ્થાજ બદલવી પડે, કેમકે નિર્ગુણ અને નિરાકાર અચિન્ત્ય બ્રહ્મ યદ્યપિ જ્ઞાનગમ્ય રહે, તથાપિ તેને તાદૃશ ભક્તિભાજન કરવા માટે તો તેના અચિન્ત્યત્વાદિ લક્ષણ બદલવાજ જોઇએ કોઈ સાકાર, કરપાદાદિમાન્, લીલાવિગ્રહાદિયુક્ત, બ્રહ્મ માનવો જોઇએ. એવો બ્રહ્મ બનાય એટલે પછી તેને કર્તૃત્વાદિગુણ સહજેજ આરોપાય, અને તેની ભક્તિરૂપ ધર્મ પ્રાધાન્યપણુ પામી શકેજ. સપ્રદાયવાળાએ જે કાઈ પણ કર્યું હોય તો આટલુજ કર્યું છે પણ વિચારો કે મનોવાગગો ચર બ્રહ્મનુ બ્રહ્મત્વ તે સર્વદા અવર્ણ્ય હોવામા છે, કે વર્ણ્ય થઈ કરપાદાદિમાન્ મનુષ્ય થવામા છે ? અમે તો એમજ માનીએ કે બ્રહ્મનુ વર્ણન કરવુ, બ્રહ્મને સ્વરૂપ આપવુ, એજ તે બ્રહ્મની નિદા કર્યા બરાબર છે, બ્રહ્મ જ્યાથી વર્ણન પામી શકયુ ત્યાથીજ બ્રહ્મ મટી ગયુ વર્ણનાદિ તે તો પરિચ્છેદને છે, પણ અપરિચ્છિન્નત્વરૂપ બ્રહ્મ તે કેમ વર્ણવી શકાય ? સાકાર નિરાકાર કાઇ પણ કેમ કહી શકાય ? તેના આવિર્ભાવના વર્ણન થાય ખરા, પણ તેના પોતાના સ્વરૂપસ્વભાવાદિ તો સર્વદા અગમ્યજ રહે ને તેમ રહે તેમાજ તેનું બ્રહ્મત્વ સમજાય ત્યારે, અવર્ણ્ય બ્રહ્મનો કોઇ એક આવિર્ભૂત અશ લઇએ તો તે સાકાર કે ભક્તિપાત્ર હોઇ શકે, ને સપ્રદાયવાળાએ તેમજ કર્યું છે. જે સપ્રદાયમા ચિત્ અચિત્ અને ઇશ્વર એમ ત્રણ તત્ત્વથી વ્યવસ્થા માની છે તેનેજ જુઓ. અદ્વૈત દર્શનમા વધિક્રમ સમજાવતા આપણે કહેલુ છે કે બ્રહ્મથી ઇશ્વર, પ્રાજ્ઞ, અને તમપ્ર-

દાનપ્રકૃતિ ( એટલે પંચભુતાદિ-અચિત્ ) એ ત્રણ થાયછે, ને પછી કારણ, સૂક્ષ્મ, સ્થૂલાદિ સર્ગ વિસ્તરે છે. જે સંપ્રદાયમા ત્રણ તત્ત્વથી વ્યવસ્થા કરી છે, તે સંપ્રદાય આ ત્રણે આગળજ અટક્યો છે, એથી આગળ જઇ શક્યો નથી, જો કે વાસ્તવિક બ્રહ્મ તો એથી આગળજ છે. પરિચ્છેદ યુક્ત સાકાર બ્રહ્મ તે બ્રહ્મ નથી; તે ઇશ્વર હોઈ શકે, પણ બ્રહ્મ નથીજ. વળી ત્યારે ત્રણ તત્ત્વથી વ્યવસ્થા કરી ત્યારે લાઘવ પણ ક્યા રહ્યું ? તેમ અતુચ્છત્વ પણ ક્યાં ? જીવ જગત ને ઇશ્વર એમ ત્રણ માનવા કરતા એક બ્રહ્મ માનવામા લાઘવ છે, તથા કોઇ પણ પ્રકારનો વિરોધ ન આવવારૂપ પરમ અતુચ્છત્વ પણ છે. ત્રણ તત્ત્વવાળા કહે છે કે જીવ સર્વદા ઇશ્વરથી ભિન્ન છે, અદ્વૈતવાળા એનું એજ કહે છે, પણ ઇશ્વર એટલે બ્રહ્મ એમ માનતા નથી, પણ ઇશ્વર એ એક મ્હોટો જીવ એમ માને છે. જીવ અને બ્રહ્મ ઉભયનું ઐક્ય કદાપિ પણ જ્યારે સ્વીકારવુંજ નથી ત્યારે અનેક ગુંચવણો ઉભી થય છે.*

---

*સ્વતંત્ર ઇશ્વરે જીવ અને જગત્ કરેલાં છે, ત્યારે તે કર્તામાં વૈષમ્ય નઘૃણ્ય પ્રાપ્ત થશે. અદ્વૈત વાદમાં અનાદિ કર્મ સાપેક્ષત્વને લીધે તેમ થશે નહિ. વળી, ઇશ્વરના અને જીવના ધર્મ તિરોભાવથી ન્યૂન હોય, પણ કેવલ વિસદ્દશ કે વિરુદ્ધ તો છેજ નહિ; ત્યારે જીવનું અને બ્રહ્મનું જે અંશે સાદૃશ્ય છે તેજ અંશ તે ઉભયના એકત્વનો સાધક થશે. જે બે વસ્તુ વચ્ચે કાઇપણ સાદૃશ્ય હોય, તે બે વસ્તુ મૂલમાં એક રૂપજ હોઇ શકે, અને તેમને બે રૂપે સ્થાપનાર કોઇ બાહ્ય ઉપાધિ હોવો જોઇએ, આવો નિયમ છે. ઇશ્વર અને જીવ, તે ઉપાધિનો ભંગ થતા, એકજ થવા જાઇએ—છેજ. વળી ઈશ્વર જે સર્વેનું ઉપાદાન કારણ તે પોતાનાથી વિલક્ષણ કાર્ય—અત્યંત ભિન્ન જીવાદિ-કેમ પેદા કરી શકે ? માટે પણ જીવબ્રહ્મનું, તેમજ જગતનું પણ, ઐક્ય સ્વીકારવું આવશ્યક છે. ત્રણને અત્યંત ભિન્ન માનીએ તો મોક્ષ કોનો, શામાંથી થવાનો ?

સતથીજ સત્ થાય, અસતથી સત્ કે સતથી અસત્ થાય નહિ, ત્યારે પરમચૈતન્યરૂપ ઇશ્વરમાંથી કેવલ વિલક્ષણુ અચિત્ અને કાઇક વિસદશ ચિત્ એ બે કેમ થઇ શકે ? માટે, ઐક્ય સ્વીકારવું એજ પરમ રહસ્ય છે. છવ જગત્ ઇશ્વર સર્વે બ્રહ્મ છે, ને એમ એક છે. ત્રણુ પ્રકારે વ્યવસ્થા કરનારનો મત, ભક્તિપ્રધાન હોવા છતાં, આ પ્રમાણે તત્ત્વદર્શનપરત્વે કાઇક ન્યુન છે; માટે કોઇ સંપ્રદાયવાળા પાછા અદ્વૈતનેજ અવલબેછે, પણ ભક્તિનું પ્રાધાન્ય રાખવા, અદ્વૈત-બ્રહ્મને અન્ય રીતે વિચારે છે. સતથીજ સત થાય એમ તો નિશ્ચયજ છે, એટલે સર્વમય બ્રહ્મથી છવ જગદાદિ સ્વીકારે છે, પણ બ્રહ્મને આવિર્ભાવ તિરોભાવરૂપ લીલાવાળું માને છે. બ્રહ્મ લીલયુક્ત થયું એટલે તેને સાકારત્વ કાઇક અંશે પણ પ્રાપ્ત થયું. અને ભક્તિનું સ્થાન પણ તે થઇ રહ્યું પારમાર્થિક દષ્ટિએ જોતા તો બ્રહ્મને લીલા કે વગર લીલા કોઈ પણ રીતે વર્ણનમા ઉતારવું એ બ્રહ્મત્વની હાનિ છે, ને એમ જે વર્ણવવામા આવે તે બ્રહ્મ હોયજ નહિ, એ સિદ્ધાન્ત આપણે વારંવાર કહી ચુકયા છીએ, એટલે આ લીલાવાળો સંપ્રદાય પણ, ત્રણુ તત્ત્વ વિશિષ્ટ સપ્રદાય કરતા ઉચ્ચતર તથા વિશુદ્ધ છતા, કેવલાદ્વૈતથી તો સ્પષ્ટ રીતે ઉતરતોજ છે. એ સપ્રદાયવાળા કેવલાદ્વૈતના અધ્યાસને દૂષે છે પણ, અધ્યાસ અજ્ઞાન માયા ઇત્યાદિ પરત્વે જે સંગતિ આપણે પ્રકરણુ છઠ્ઠામા સમજાવી છે—તે બરાબર લક્ષમા હશે, તો એ દોષ કેવલ કપોલકલ્પિતજ લાગશે એટલે વિસ્તાર કરવાની જરૂર નથી.*

*છવનુ પરમ ભિન્નત્વ એમ સમજવું તેટલોજ અધ્યાસ છે, જે ઉપાધિવશાત્ બ્રહ્મમાં છવત્વ થાય છે તે ઉપાધિ કાઇ ખપુષ્પ નથી, તેમ સર્વમય અવર્ણ્ય બ્રહ્મમાં તે ઉપાધિ સમાયલીજ છે, એટલે સર્વ વાત કેવલ

અદ્વૈત સિદ્ધાન્તમા જડભક્તિનો સમાવેશ થઇ શકતો નથી માટેજ તે સિદ્ધાન્તને અન્યથા ઘટાવી ભક્તિનુ પ્રાધાન્ય આણવા માટે સપ્રદાયોની પ્રવૃત્તિ થયેલી છે. માણસોએ, સર્વ સ્થલે, અગમ્ય અને અવર્ણ્ય પરમાર્થને ગમ્ય અને વર્ણ્ય કોટિમા ઉતારતા તેનુ પરમત્વ ગુમાવ્યુ છે પર ને અપર બનાવી દીધુ છે, સુરને અ-સુર બનાવી દીધુ છે† કૂપમડૂકની પ્રસિદ્ધ લોકોક્તિના જેવુ માણસોએ આ વિષયમા પણ કર્યું છે, કૂવાના દેડકને મન મહાસાગર પણ કૂવા જેવડોજ, તેમ માણસને મન બ્રહ્મ તે પણ એક મ્હોટામા મ્હોટા માણસ જેવડુજ!! તેને પણ હાથ પગ, ઇચ્છા, દ્વેષ, સ્ત્રી, પરિવાર સર્વ ખરૂ, માત્ર ફેર એટલો કે માણસને નાનુ નાનુ ને તેને મ્હોટુ! માણસને ખુશામદ ગમે, તેમ તેને પણ પોતાની સ્તુતિ-ભક્તિ-ગમે! આમ અવર્ણ્ય અને અચિન્ત્ય પરબ્રહ્મને માણસોએ પોતાની બરાબર

---

રમણીય છે વિશુદ્ધાદ્વૈત કહેશે કે અનુપાધિ બ્રહ્મને ઉપાધિ ક્યાથી આવી, તો તે દોષ ઘટતોજ નથી, કેમકે બ્રહ્મનુ સર્વભવત્વ કહીએ છીએ, જે સર્વભવત્વ તો પૂર્વપક્ષને પણ ઇષ્ટજ છે તેમાથી ના ના વિસ્તારપરત્વેજ મતભેદ છે, તો તેમા તો સલીલપરિણામ માનવાથી आप्तकाम, अचिन्त्य, બ્રહ્મને સકામ, ચિન્ત્ય, કરી પછી પરિણામ માન્યો તે અવિકૃત માન્યો, ત્યારે કેવલાદ્વૈતમા બ્રહ્મના ચિદ્ભાગના વિવર્ત અને જડભાગના પરિણામથી જે વ્યવસ્થા કહી છે તે કરતા શુ નવુ થયુ!! લીલામાત્ર વચમા આણી, લીલાને આધારે, ગોલોકમા સખીભાવે સ્થિતિ તેજ મોક્ષ એમ કોઇ અડાવે તો તેપણ પોતાના સિદ્ધાન્તથીજ ખડિત છે, કેમકે સખ્યપ્રમુખ દ્વૈતભાવ મૂલ સિદ્ધાન્તમાજ ઇષ્ટ નથી અર્થાત્ એક લીલા વચમા આણીનેજ આ સિદ્ધાન્ત મૂલ અદ્વૈતથી જુદો પડે છે, બાકી સર્વથા એ છે

†એજ વાત ગાર્ગ્યો नेति नेतिથી સૂચવે છે

બનાવી દઈ કેવલ ભ્રષ્ટ કરી નાખ્યું છે; એવી કલ્પિત મૂર્તિને વૈકુંઠવાસી, ગોલોકાધીશ, પુરુષોત્તમ, અક્ષરાતીત, લક્ષ્મીનારાયણ, પશુપતિ, શિવ, આદિ નામ આપી સંતોષ માન્યો છે. અન્ય ધર્મોમા પણ જીહોવા, ઝીઅસ, જ્યુપિટર, આદિ નામ માણસોએ પોતાનાજ પ્રતિબિંબને આપી તેને પૂજ્યું છે, અને ખરા તત્ત્વથી વિમુખ રહ્યા છે. કેવલ ભક્તિપ્રધાન તત્ત્વવ્યવસ્થા માનવા જતા આનું પરિણામ આવે છે, તેમ અવર્ણ્ય બ્રહ્મને તજી તેના વર્ણ્ય આવિર્ભાવમાત્રનેજ બ્રહ્મરૂપે ભજતા પણ પરબ્રહ્મથી વિમુખ થવાય છે

જડભક્તિમાર્ગની નીતિ પણ અવળી થવા બેસેછે. ભક્તિનું તાત્પર્ય એવું છે કે પરમેશ્વરની ભક્તિ કરવાથી તેનો પ્રસાદ, એટલે, તેની કૃપા, પભાવ, અને તેથી દુરિતનો ક્ષય થઇ મોક્ષ મળે ભક્તિ કરવાથીજ પ્રસાદપાત્ર થવાતા પાપનો નાશ થઇ જાય, વા કરાય, તો પણ એક ભક્તિપૂર્વક ઉચ્ચારમાત્રે તેનો નાશ થાય, ને તે પાપનું ફલ ઈશ્વર આપેજ નહિ જ્યારે ઈશ્વર આવો વ્યવહાર કરે ત્યારે તે ઈશ્વરના પ્રતિનિધિરૂપ આચાર્યો પણ તેમજ કરે, અને પોતેજ ભક્તો પાસેથી ભક્તિરૂપ 'સેવા' પામી તેમને સ્વપ્રસાદમાત્રથીજ તારે, એમાં શું આશ્ચર્ય! ભક્તોપણ ગુરુપ્રસાદથીજ તરવામા શ્રદ્ધા બાંધી, યથારુચિ આચારવિચાર રાખે, અને ગુરુપાદ આગળ સ્વોપાર્જિતનો દશાંશ નિવેદન કરી 'સેવા' આચરે એટલે સર્વદા પુણ્યવાન્ અને સ્વર્ગાધિકારીજ રહ્યા કરે! આવી વાણીઆશાહી જમે ઉધારની નીતિ પપપુણ્યપરત્વે ભક્તિમાર્ગને લીધે વિસ્તરે છે,* અને ભક્તોને કેવલ

*આપણા દેશકરતાં યુરોપજેવા ક્રિશ્ચીયન દેશમા આ નીતિ ખુબ વિસ્તરેલી હતી. ત્યાંના ઈશ્વરપ્રતિનિધિરૂપ 'પોપ' કોઇપણ ભક્તને થોડાઘણા રૂપીઆપી સ્વર્ગ ખરીદી આપી શકતા, મહાઅપરાધથી ઈશ્વરી માફી

સ્વચ્છંદી બનાવે છે. વળી, પોતાના ધર્મ પ્રમાણે વર્તનારનેજ ઇશ્વર-પ્રસાદ મળી શકે, અને બીજા તો એ પ્રસાદ વિનાના રહી નરકમાંજ જાય એમ પણ એવા અંધભક્તો માની બેસેછે, ને વિનાકારણ ક્લેશ ઉત્પન્ન કરી, ધર્મને નામે કકાશ વિસ્તારે છે. ક્રિશ્ચીઅન ધર્મમા આ પ્રસાદની ગરબડ અતિશય ફેલાયલી છે. આપણામા પણ, સંપ્રદાયનો અન્યોન્યમા દ્વેષ થોડો નથી, તેમ સત્સંગી, કુસંગી, એવા નામ પણ તે તે સંપ્રદાયવાળા ગોઠવવાને ચુક્યા નથી. જ્યારે માણસોએ બ્રહ્મ પણ માણસ રૂપજ કલ્પ્યો ત્યારે તેનમા પાપ પુણ્યનો જમે ઉધાર હીસાબ કરવાની, પ્રસાદની, બધી વ્યવસ્થા સંભવી. આવો મહામનુષ્ય-રૂપ બ્રહ્મ દૂર બેસી જીવોની ભક્તિ પામે; ને તેમા, જીવ સર્વદા એક એકથી, તથા ઇશ્વર પોતાથી, જુદાજ રહ્યા, એટલે અન્યોન્યના ગમે તેવા કલહ દ્વેષ દ્રોહાદિ આદરી, સ્વામીને રાજી કરે, તો સર્વ સરે ! ! આવી કેવલ ઉંધી નીતિ ભક્તિમાર્ગ અને તેના પ્રણેતા મહામનુષ્યરૂપ પરબ્રહ્મથી વિસ્તરે છે, ને જગતની અનવસ્થિતિનું નિદાન છે. ભક્તિપ્રધાન આચારવાળા માણસ સ્વચ્છંદી, સ્વાર્થી, દ્વેષી, નીવડે છે એટલુ નહિ, પણ તેમનાથી કશો પુરુષાર્થ પણ નીપજી શકતો નથી. પારકાના ઉપરજ જેનો આશ્રય છે, પરપ્રસાદથી જેનું શ્રેય છે, ગુરૂ એજ જેનું શરણ છે, તેવા ભક્તો કયો સુમાર્ગ સાધ

---

મેળવી આપી શકતા, અરે ! એ સારૂ સનદ લખી આપી શકતા ! ! આજે પણ 'હનફેરાન' આદિ વ્યવસ્થાઓ, એજ રૂપાન્તરે ચાલુજ છે

†સામાન્ય ઉદાહરણજ તપાસો વ્યાપારમા કે નોકરીમાં ગમે તેવું અવળું સવળું ગોઠવી દ્રવ્યોપાર્જન કરી, તેનો દશાશ બ્રહ્મભોજનમાં કે ગુરુસેવામાં વાપરવાથી પાપ જાય એ વિચાર જે પ્રવર્ત્યો છે તે કેવો દુષ્ટ છે, ને કોણે પ્રવર્તાવ્યો છે ? જડભક્તિનેજ ગુનેગાર ગણવી પડશે.

વાના છે !! ત્યારે જુઓ, જડ ભક્તિ માર્ગને લીધે પ્રસાદનો વિચાર ઉત્પન્ન થાય છે, ને તેથી નીતિ સર્વ પ્રકારે બગડે છે—સ્વાર્થ વધે છે, પાપ પુણ્યનો જમે ઉધારી હીસાબ થઇ બેસે છે, સ્વચ્છંદાચાર પ્રવર્તે છે, દ્વેષ ઉઠે છે, નિઃસત્ત્વતા પ્રાપ્ત થાય છે—એટલુંજ નહિ પણ પરમ અવર્ણ્ય બ્રહ્મને પણ ભ્રષ્ટ કરી નાખી બ્રહ્મતથી વિમુખ થઈ જવાય છે!!

આથી ઉલટી રીતે હવે અદ્વૈતવાદના કર્મમાર્ગને તપાસો. કર્મથી કરીને જીવમાત્રે કૈવલ્ય ગ્રહણ કરવું એજ મોક્ષ. જ્ઞાન એજ કૈવલ્ય અર્થાત્ કંઠમણિન્યાયે કૈવલ્યસ્થિતિ. જ્ઞાન તે કર્મરૂપજ છે; ભક્તિપણ તેનોજ એક દેશ છે, કર્મથી જ્ઞાન થાય છે ને તે થાય ત્યારે કૈવલ્ય અપરોક્ષ અનુભવાય છે. કર્મ એટલે યજ્ઞયાગાદિ કે દેવ-દર્શનાદિ કે ભક્તિજ તે નહિ, પણ કર્મ એટલે કામમાત્ર;—ખાવું, પીવું, ફરવું, બોલવું, વિચારવું, શ્વાસ લેવો, આંખ મીચવી, સર્વ. જેવું કર્મ તેવું ફલ-જેવું કારણ તેવું કાર્ય; નહિ જમે કે નહિ ઉધાર. જે કારણ ઉત્પન્ન થયું તેનું કાર્ય થવાનુંજ, સારાનું સારૂં ને નઠારાંનું નઠારૂં; એકવાર નઠારૂં કરીને પછી સારૂં કરો—કોઇનું ગળું કાપીને પછી દશાંશ મંદિરમાં ભરો—તો તેથી પૂર્વનું નઠારૂં કારણ ફલ આપ્યા વિના રહેનાર નથી. જ્યારે આમ નથી, ત્યારે કોઇનો પ્રસાદ પામી મોક્ષ સાધવાની, કે પાપથી મુક્ત થઇ જવાની, વાતજ ક્યા રહી? પોતેજ પોતાના કર્મના સર્વાંશે જવાબદાર છે, માટે પોતાનાંજ કર્મોથી, જેવી ગતિ સાધવી હોય તેવી સધાશે. બધાંને ઠગી શકાશે પણ કર્મના નિયમને કોઇપણ રીતે ઠગી શકાનાર નથી. સ્વપ્નમાં કરેલું કર્મ પણ ફલ આપ્યા વિના રહેનારૂં નથી. આમ સ્વપરાક્રમ ( ..

પુરુષાર્થ કર્યો એટલે જરાપણ અનાચારનો અવકાશજ રહ્યો નહિ. વળી, જીવબ્રહ્મનું પરમ ઐક્યજ, એટલે જીવોને અન્યોન્યમા પણ કેવલ આત્મભાવજ થયો, એમ થયુ ત્યારે દ્વેષ સ્વાર્થ, કલહ, ક્યા હોય શકે ? ધર્મવિરોધ પણ ન જ સભવે. અર્થાત્ સ્વપરાક્રમે ઉપાર્જિત શુભકર્મથીજ જ્ઞાન પ્રાપ્ત થતા જીવબ્રહ્મૈક્ય સિદ્ધ જણાય જ મોક્ષ. એ સગતિને અ લબનાર પરાક્રમી, પરોપકારી, નિસ્વાર્થી, પ્રેમી, અને શુદ્ધાચારી નીવડે, એટલુજ નહિ પણ પરબ્રહ્મ જે રૂપે હોય શકે તેજ રૂપે તેને જ્ઞાનમાત્રથી અનુભવી પણ શકે કર્મ—જ્ઞાન એ સગતિ આમ, ભક્તિ—પ્રસાદ એ સગતિ કરતા યોગ્યતર સમજાશે.

ત્યારે શુ ભક્તિ અને કર્મ ઉભય સર્વદા વિરુદ્ધજ છે ? આ શકાનુ સમાધાન યથાર્થ રીતે શ્રીમદ્ભગવદ્ગીતામા કરેલુ છે, ને એ લઘુગ્રથ એટલાજ માટે સર્વ શાસ્ત્રના સારરૂપ, સર્વ ધર્મના તત્ત્વરૂપ, સર્વ માન્ય, સર્વપૂજ્ય છે. ભગવદ્ગીતા મહાભારતના એક પર્વનો વિભાગ છે, અને કૃષ્ણાર્જુન સવાદરૂપ છે, છતા એકપણ ધર્મરહસ્ય એવુ નથી—વેદ, ઉપનિષદ્, તત્ર, મત્ર, યોગ, સર્વ ગૃહ્યસ્યશાસ્ત્રનુ એક પણ એવુ તત્ત્વ નથી—કે જે એમાથી નીકળે નહિ. એટલાજ માટે એ ગ્રથને ગમે તેવા વિરુદ્ધ વિરુદ્ધ સપ્રદાયવાળા પણ પ્રમાણ માને છે, સાકાર, નિરાકાર, દ્વૈત, અદ્વૈત, સર્વને એ માન્ય છે, અરે, છેક ક્રિશ્ચીઅન ધર્મવાળાને પણ એ તત્ત્વગ્રથની એવી ગ્રહણીયતા લાગી છે કે કેટલાકે તેને પોતાનોજ કરી લેવા પ્રયત્ન કર્યો છે.* એ ગ્રથના ૧૮ અધ્યાયના

*ડાક્તર લોરિન્ઝર જેને બહુ મહેનત કરી એક ગ્રથ લખ્યો છે તેણે એમજ સાબીત કરવા યત્ન કર્યુ છે કે ગીતા છે તે બાઇબલ ઉપરથીજ ના- થલી છે, ને બધી કૃષ્ણની વાતજ ક્રાઇસ્ટની વાતનુ રૂપાતર છે—કૃષ્ણ

ત્રણ વિભાગ કરી શકાય, ને તેમા તત્ એટલે પરમાર્થ, (બ્રહ્મ) નું રૂપમ્ એટલે તેથા ભિન્ન જે અર્થ (જીવ) મનાય છે તેનું, અને તે એના સંબંધ વિષેનું વિવેચન અનુક્રમે કરેલું છે, એમ કહી શકાય. વળી, એ ત્રણે વિભાગમાં આ ત્રણ વિષયના વિચાર ઉપરાત, જ્ઞાન યોગાદિ, ભક્તિ, અને તે એનો વિવેક, એ ત્રણ વિષય પણ અનુક્રમે તપાસેલા છે. યદ્યાપ ગીતાવાક્યોથી, આપણે જે જે, સિદ્ધાન્તો આ પ્રકરણમા નક્કી કર્યા છે તેને સમર્થન કરી શકવું સરલ સયુક્તિક અને પ્રસિદ્ધ છે, ને તેથીજ આ પ્રકરણનું મથાળું ગીતા એમ બાંધ્યુ છે, પણ પ્રતિસિદ્ધાન્તમાટે ગીતાજીના વાક્યોને અવલોકવાનો આ પ્રસંગ નથી, એટલે એ લઘુગ્રંથની અપૂર્વ મહત્તામાત્ર સૂચવીનેજ અટકવું પડે છે. આપણો પ્રાસંગિક વિષય ભક્તિ અને કર્મ અથવા ભક્તિ અને જ્ઞાનની એકતા કેવી રીતે છે તે જોવામાટેનોજ છે.

આ લેખનું બધારણ કેવલ શ્રુતિ વચનો ઉપર પ્રથમથીજ રાખવામા આવ્યું નથી પણ યુક્તિ ઉપર વધારે રાખવામા આવ્યુંછે, એટલે વાચનારને એકલા ગીતાવાક્યોથીજ ભક્તિજ્ઞાનની એકતા જ-ણાવીએ તો પૂર્ણ સંતોષ થાય નહિં. પણ યુક્તિ તો પ્રસિદ્ધજ છે કે

---

ક્રાઇસ્ટ એ નામ, પણ મળતા આવે, છે ! ! દા. ગોલ્ડસ્ટકર, દા ભંડારકર વગેરેએ સાબીત કર્યું છે, કે પતંજલિ વ્યાકરણ ભાષ્યકાર–તેજ ક્રાઇસ્ટની પૂર્વે થઇ ગયાછે, ને તેમના ભાષ્યમા કૃષ્ણનુ નામ આવેછે (कंसवधमाचष्टे) તો ક્રાઇસ્ટ ઉપરથી કૃષ્ણ થવાનો સંભવજ કયાં ! ! આથી પણ આગળ જઇ એક યુરોપીઅન વિદ્વાને (જેકોલીઓટ ?) એમ પણ અટકાવ્યુ છે કે ગીતાવેદાદિ ઉપરથીજ બાઇબલ થયુ છે ! ધર્મોત્પત્તિવિષે પ્રથમ માન કોને ઘટે છે, ને બધી દુનીયાને ધર્મોપદેશ કોણે કર્યો છે તે પ્રકરણ ૧૦-૧૧માં સમજાશે.

*એ સંબંધે ગીતાજીનુ જુદુ ભાષ્ય રહસ્યાદિસહિત મારા તરફથી ચાલુજ છે, તે જોવું. ગીતાજીની આવી ભક્તિજ્ઞાનૈક્ય, મેળવાની ખુબીથીજ, તે સર્વ ધર્મની એકતા કરવાના પરમ સાધન રૂપમાંય છે.

ભક્તિ, જાણ્યા વિના કેમ થાય ? ને જે જાણ્યુ હોય તે નિરંતર ભજાય નહિ તો જાણ્યુંપણ કેમ કહેવાય ? જાણવું તે ભજવું,ને ભજવું તે જાણવું એજ રહસ્ય છે,ને તે માટેજ અમે આરંભે જડભક્તિ એ નામ જ્ઞાનની વિરુદ્ધ ભક્તિને આપ્યુ છે, બાકી ભક્તિજ્ઞાન ઊભય એકજ હોવા જોઇએ, ને છે. સાખ્ય એટલે જ્ઞાન અને યોગ એટલે ભક્ત્યાદિ તે બે એકજ જાણનારો ખરું જાણે છે, એમ કૃષ્ણે વારંવાર પાચમા અધ્યાયમા કહ્યુ છે. વળી એજ અધ્યાયમા અપુનરાવૃત્તિરૂપ મોક્ષ પણ જ્ઞાનનિર્ધૂતકલ્મષનેજ કહ્યો છે,છેવટ ઘણા પ્રકારના ભક્તો ગણાવતા જ્ઞાનીનેજ સવિશેષ પોતારૂપ કહ્યો છે. નવમા અધ્યાયમા ભક્તિમાત્રનુ જ પ્રાધાન્ય શ્રીકૃષ્ણે વર્ણવ્યુ છે, પણ ત્યાએ કેવી પરમ યુક્તિ કરી છે તે વિચારો. પોતે સર્વભૂતમા છે, સર્વ પોતારૂપ જ છે, એમ બતાવીને પછી 'જે જે કરે તે મને અર્પણ કરીને કર' એવો બોધ, નિષ્કામ કર્મમાર્ગ યોજવા ઉપદેશી, જ્ઞાનરૂપ ભક્તિ પ્રેરી છે. દશમા અધ્યાયમા પણ સતતયુક્ત અને પ્રીતિપૂર્વક ભજતા ભક્તોને, બુદ્ધિ (જ્ઞાન) આપુછુ જેથી તેઓ મને પામે છે એમ કહી જ્ઞાનસાથે ભક્તિનુ રહસ્ય જોડ્યું છે, અને અર્જુનપાસેજ એકાદશમા ચેત્તાવેદ્ય અને પરધામ અર્થાત્ જીવ, જગત્, બ્રહ્મ, ત્રણે તમેજ છો, અદ્વૈત છો, એમ સ્પષ્ટ કહી બતાવરાવ્યુ છે. દ્વાદશમા પણ ભક્તના લક્ષણ ગણાવતા સંતોષ, સતતયોગ, યતાત્મત્વ, દૃઢનિશ્ચયત્વ, સર્વ-ત્યત્વ, આદિ લક્ષણો સ્ફુટ કરી જ્ઞાનરૂપતાજ વર્ણવી છે, ને આવી જ્ઞાનમય ભક્તિથી, કે એવા ભક્તિમય જ્ઞાનથી,દૈવી સંપત્તરૂપ બુદ્ધિથી મોક્ષ બતાવતા અષ્ટાદશમા નિશ્ચય કર્યો છે કે જે પ્રસન્નાત્મ અને બ્રહ્મભૂત છે તેજ મારી પરમ ભક્તિ પામેલો છે. એમજ પુરાણોમા મુખ્ય જે શ્રીમદ્ભાગવત તેને પણ જોઇએ તો એકાદશ સ્કંધમા પરમ ભાગવત કોણ તે બતાવતા કેવલ જ્ઞાનમય ભક્તિની સ્તુતિ કરી છે, ને એજ સ્કંધના ૧૯ મા અધ્યાયમા તો સ્પષ્ટરીતે જ્ઞાનનેજ મુખ્યતા

આપી છે. આટલું જ નથી પણ સખીભાવ, ગોલોકવાસ, વૈકુંઠસ્થિતિ, ઈત્યાદિ કશું પણ આ પરમરહસ્યરૂપ સ્કંધમા શ્રીકૃષ્ણે પોતાના ભક્ત ઉદ્ધવને પર મોક્ષમાર્ગ બોધતી વખતે પણ કહ્યું નથી. સંપ્રદાયવાળા પણ શુ કરે છે ? નવધા ભક્તિ બતાવ્યા છતા પણ દશમી પ્રેમલક્ષણા બતાવે છે, તે કેવલ જ્ઞાનરૂપજ છે એમ આપણે પ્રકરણ ૮ મા કહી આવ્યા છીએ. આવુંજ પરમરહસ્ય છે અને "સાખ્યયોગને બાલકોજ ભિન્ન ગણે છે, પંડિતો તો ગણતા નથી*" છતા, કોઈને ભક્તિમાત્રનેજ મુખ્ય ઠરાવી, બ્રહ્મને સાકારત્વ આરોપી, ધર્મભ્રષ્ટતા વિસ્તારવી હોય તો ભલે વિસ્તારે. જે કર્મમાર્ગે જનાર જ્ઞાની છે તેજ અમારી દૃષ્ટિએ તો ખરો ભક્ત છે, જે પ્રેમલક્ષણા રૂપ આત્મવત્ સર્વમયતામા લીન ભક્ત તેજ ખરો જ્ઞાની છે. અદ્વૈતવાળા સપ્રદાયવાળાને, ને સપ્રદાયવાળા અદ્વૈતવાળાને, વિનાકારણ વિરુદ્ધ માને છે તત્ત્વદૃષ્ટિએ વિચારતા સત્ય શુ છે તે સહજમા જણાઈ શકે છે. કર્મ કર્મ ને કર્મ એજ શુદ્ધ માર્ગ છે, પણ તેમા નિષ્કામતા હોવી એજ રહસ્ય છે. બાકી કર્મસંન્યાસ સંભવતોજ નથી, છેજ નહિ†. કર્મનો અર્થ કાર્યમાત્ર એતો સ્વીકૃતજ છે, એટલે કર્મસંન્યાસી, શું ખાતો નથી, પીતો નથી, ફરતો નથી, શું કરતો નથી ? પણ 'નિષ્કામતા' એટલામાજ ખરા સન્યાસનો સમાવેશ છે. અજગરવૃત્તિ ધારણ કરી, પોતાને માથેથી તમામ જવાબદારી કાઢી નાખી રખડતા ફરવું; કે અમે તો જ્ઞાની થઇ ગયા છીએ એમ બોલી પોતાની ફરજો અદા કરવામા પછાત પડવુ; કે આત્મજ્ઞાનનું ડોળ કરી ઈંદ્રિયો ઇંદ્રિયોના ભોગ કરે તેમા શો દોષ એમ બોલી સ્વચ્છંદાચારી થવુ, એ કેવલ સ્વાર્થ બુદ્ધિ છે, મિથ્યાચાર છે, ને નરકનોજ માર્ગ છે, કેવલ પોતાઉપરજ

---

*શ્રીગીતાજી અધ્યાય ૫ †ગીતા અધ્યાય ૧૮.

વળગી રહેલા જીવને જ્યારે પરિપૂર્ણ સંભાળ તથા જવાબદારી રાખવી પડેછે તો જે આત્મવત્ સર્વ એવો મહાજીવ-બ્રહ્મ-રૂપ છે તે સંન્યાસીની જવાબદારી કેટલી હોવી ઘટે! ભક્તિમાર્ગનું રહસ્ય ન સમજવાથી જે અનાચાર ઉભો થાયછે, તેવોજ ભયંકર અનાચાર કર્મમાર્ગનું રહસ્ય ન સમજવાથી થઇ શકેછે, માટે યદ્યપિ કર્મમાર્ગજ ઇષ્ટ છે, વાસ્તવિક છે, તથાપિ તેને યથાર્થ સમજી વિવેક કરવાની જરૂર છે; નિષ્કામતા એજ સંન્યાસનું ને જ્ઞાનનું તેમજ પરાભક્તિનું રહસ્ય છે, ને એમ ઉભયં એકજ છે. આ પ્રમાણે ભક્તિ અને જ્ઞાનની એકતા કરી લઈ ધર્મદ્વેષ ઘટાડવો અને ખરો આત્મભાવ વિસ્તારવો*

આવી રીતે યોજના કરી લેતાં સંપ્રદાયધર્મોની ખામી આપણને સહજમાં દૃષ્ટિગોચર થઈ શકશે. બ્રહ્મસ્વરૂપને હીનત્વ લગાડવાના દોષ ઉપરાંત, એકલી જડભક્તિનેજ પ્રધાનત્વ આપી કેવલ ઉંધોમાર્ગ ઉભો કરવામાં આવે છે. અદ્વૈતવાદ પ્રમાણે એમાંનો એક પણ દોષ આવી શકતો નથી. વળી જેમ અદ્વૈતના મિથ્યાચારી અનુયાયીઓથી બોલવામાત્રમાંજ જ્ઞાની થઈ પડવાનો વામાચાર પ્રસર્યો છે, તેમ ભક્તિમાર્ગના પણ મિથ્યાચારી ભાવકાઓથી વામાચાર વિસ્તર્યો છે; છતાં ઉભયપક્ષના મૂલ સિદ્ધાન્તોનું સૂક્ષ્મ અવલોકન કરનારને ઉભયનો વિરોધ લેશ પણ જણાશે નહિ. ભક્તિમાર્ગ એજ જ્ઞાનરૂપે સમજાશે; જ્ઞાનમાર્ગ એજ ભક્તિરૂપે સમજાશે, અને વચમાં સાકારબ્રહ્મપ્રતિપાદન કરવાની ગરબડ એક અવાંતર પર્યાયારૂપે જણાઈ સાર્થ લાગશે. ધર્મતત્ત્વ તપાસતાં એજ ઉદ્દેશ લક્ષમાં રાખવાનો છે, કે જે તે રીતે સર્વ ધર્મની એકતા સંકલાય તેમ કરવું, બધા ધર્મ એકજ અવાચ્યબ્રહ્મનાં રૂપાંતર છે, ને તેથી કોઇ કોઇને દ્વેષ્ય નથી.

*જુઓ પ્રકરણ ૬ બ્રહ્મમીમાંસા.

# પ્રકરણ, ૧૦.

## પાશ્ચાત્ય તત્ત્વદૃષ્ટિ.

### સુધારો—સમાજ.

પ્રકરણ સાતમાને આરંભે જે ત્રણ સમયવિભાગ આપણે કરી આવ્યા છીએ, તેમાના બે સમયપરત્વે તત્ત્વવિચાર અથવા ધર્મને રૂપાંતર ગ્રહણ કરતો આપણે અવલોક્યો. પ્રાચીન ઔપનિષદ વેદાન્ત દર્શનને અનુસરી પુરાણોમા સર્વમાન્ય દેવભાષાદ્વારા સત્ય સિદ્ધાન્તોને સંકલી રાખવાનો સક્ષમ પ્રયત્ન થયેલો છે, એના સ્થૂલરૂપને અનુસરી, સમયાનુસાર, ભક્તિનું પ્રાધાન્ય સ્થાપવા સંપ્રદાયોની પ્રવૃત્તિ છે, તથા તેજ પ્રાચીન અર્વાચીન સંગતિઓને ભાષાન્તરદ્વારા સ્પષ્ટ કરવા પંથ-ધર્મનો પ્રવાહ છે. આપણામા વર્તમાન સમયે જે ધર્મ ચાલે છે, તે પ્રાયશઃસંપ્રદાય અને પંથ એ બેનાજ છે, પણ તેમા ' સુધારા 'નુ નામ આપણને વારંવાર કાને પડેછે, ને તેની પ્રવૃત્તિ એ સંપ્રદાય, તથા એ પંથ, એ ઉભયની સામે હોય છે. આ સુધારો શુ છે, ક્યાથી આવ્યો છે, ઇત્યાદિ વિચારવાનુ છે; ને એના ઘોષમા કેટલી સત્યતા છે તે નિશ્ચય કરવાનો છે. જે તૃતીય સમય આપણે આર્યદેશના રાજકીય ઇતિહાસપરત્વે ઠરાવ્યો છે, તે સમયમા સુધારો જન્મ પામ્યો છે. ઇસવી સનના પંદરમા શતકની આખરથી જ્યારે યુરોપીય લોકો વ્યાપરાર્થે અત્રે આવવા લાગ્યા ત્યારથી થોડી ઘણી એ સુધારાની શરૂઆત થઇ છે. આપણા દેશ ઉપર અનેક રાજ્યચક્ર ફરી રહ્યા હતાઃ મુસલમાનો, મરાઠાઓ, અફઘાનો વગેરેના ગરબડાટમાથી હજુ દેશીઓ પરવાર્યા ન હતા, એટલામા આ પાશ્ચાત્ય વ્યાપારિરૂપ યોદ્ધાએ

તેમના ઉપર છાપો મારો હતો. પ્રાચીન 'ધર્મવિચારને પેશવાઇના સમયમા કાઇક ઉત્તેજન મળ્યું છે ખરૂ; પણ જે સર્વમાન્ય અદ્વૈતરૂપ તત્ત્વદર્શન હતું તેનું રહસ્ય છેક નિરાધાર થઇ પડયું હતું; અને સંપ્રદાય પંથાદિમાં પણ આચાર્યો અને ગુરૂઓની સ્વાર્થી અનીતિને લીધે એવો અનાચાર વધી પડયો હતો કે કોઈ તત્ત્વશોધક, એ સંપ્રદાયાદિનું બાહ્યરૂપ જોતા, આર્યધર્મની પ્રાચીનકાલથી ગણાતી સર્વમાન્ય મહત્તાને પણ ઘણી તુચ્છ તથા વહેમરૂપ માન્યાવિના રહે નહિ. આવા સમયમા જ્યારે વિચારવાન્ મનુષ્યોના હાથમાં બીજી તરફથી વિચારવાના વધારે સારા સાધન મળી આવે, ત્યારે પોતાની જે વાત તે બધી ખરાબ, કુધારારૂપ, ગ્રામ્ય પશુરૂપ, લાગે એમાં નનાઈ પણ શાની?

' સુધારો આવી અવ્યવસ્થામાથીજ જન્મ પામ્યો છે એ સુધારાને ઉત્પન્ન કરવાનાં સાધન પૂરા પાડનાર પાશ્ચાત્ય લોકોજ છે, એટલે તેમનો થોડો ઇતિહાસ પણ જાણવાની આવસ્યકતા છે. અન્યત્ર* મેં તે વિષે કાઇક વિવેચન કરેલુ છેઃ અત્રે સારમાત્રજ કહીએ. જ્યારે આર્યાવર્તમા વેદ અને દર્શનનો કાલ પ્રવર્તતો હતો ત્યારે તો જેને હાલ આપણે યુરોપીય દેશો કહીએ છીએ તે દેશોની હયાતી પણ હતી નહિ. ખાલ્ડીઆ, આસિરિઆ, બાબીલન, મીસર, ઇત્યાદિ પ્રાચીન, રાજ્યોનો સમય આર્ય દર્શનનો સમકાલીન છે, અને ગ્રીસ, ઈરાન, રોમ એ રાજ્યો તે પછી થતા, ઇસવી સનને આરંભે બધી પાશ્ચાત્ય ભૂમિ રોમના સાર્વભૌમત્વમા આવેલી છે. એ સાર્વભૌમત્વનો ઇસવી સનના દ્વિતીય તૃતીય શતકમા ભગ થયો છે, અને

*પ્રાણવિનિમય-ઉપોદ્ઘાત

-અર્વાચીન યુરોપીય દેશોનો તે વખતથી કાંઈ પાયો નખાએલો છે ? ક્રિસ્ટીઅન ધર્મ આ વખતે જેરૂસાલેમમા જન્મ પામી યુરેશિઆ હતો -એટલે રોમનું રાજ્ય, જે ભાગી તૂટી અવસ્થામા પણ લગભગ ઇસવી સનના બાર તેર શતક સુધી ચાલ્યુ, તેમા પ્રવર્તો અને મીસર તથા ગ્રીસની પ્રાચીન ધર્મભાવનાઓમા સેળભેળ થઈ, રોમદ્વારા આખા યુરોપમા પ્રસર્યો પ્રાચીન રાજ્યો-ખાલ્ડીઆ, આસિરિઆ, મીસર, ગ્રીસ, રોમ એ બધા કેવલ ચૈતન્યવાદ, અર્થાત્ આપણા વેદોપનિષદાદિ તથા યોગાદિમા પ્રતિપાદન કરેલો માર્ગ, સર્વથા સ્વીકારતા એ વાત આપણે જે ધર્મસંગતિઓ આગળ સુધી તપાસી આવ્યા છીએ તેમાથી સહજ સમજાય તેમજ છે વિદ્યા કલા ઇત્યાદિમા પણ પ્રાચીન સમયે જે પરાકાષ્ઠાએ પહોચાયુ હતું તેની સૂચના આપણે પ્રકરણ પાચમાને આરંભે, અલેક્ઝાન્ડ્રિયાના પુસ્તકાલયાદિનો વિચાર કરતાં, કરી ચુકયા છીએ ત્યારે સમજવુ સહજ છે કે જ્યાસુધી પ્રાચીન સંગતિઓને અનુસરીને ક્રિસ્ટીઅન ધર્મ પ્રવર્ત્યો ત્યાસુધી તો તેમા પણ ચૈતન્યવાદનું પ્રબલ રહ્યુ જ -એટલે સુધી કે બાઇબલના પર્વવચનથી વિરુદ્ધવાત પ્રસિદ્ધ કરનારને નિરંતર મોતનેજ શરણ થવુ પડતું એક તરફ આમ હતું તેવામાજ, એટલે ઇસવી સનના છસાત શતકથી તે આઠ દશ શતક સુધીમા, બીજી તરફ ઇસ્લામધર્મનું આર્બસ્તાનમા પ્રબલ વધતા બગદાદમા, ખલીફી ઉભી થઇ અને પેગબરના પ્રતિનિધિ રૂપ ખલીફાના ઝનુની અનુયાયીઓએ પાશ્ચાત્ય દેશોમા પણ પોતાની કતલ સારીરીતે ચલાવી છેક ફ્રાન્સમા પારિસ ।। જ્યાસુધી તેઓ જઇ પહોચ્યા એક તરફથી ક્રાઇસ્ટના પ્રતિનિધિરૂપ પોપ, અને બીજી તરફથી પેગબરના પ્રતિનિધિરૂપ ખલીફ બન્નેએ

મળી પાશ્ચાત્ય દેશોમા વિદ્યાકલા શોધ ઇત્યાદિનો નાશ કરી નાખ્યો*, અને યુરોપમા અધકાર વર્તી રહ્યો. આ અંધ સમય પણ હતો તો ચૈતન્યવાદમય—નાના પ્રકારના આધ્યાત્મિક વિચાર અદ્દભુત યોગ ચમત્કાર, ઇત્યાદિ તે સમયમા સારી પેઠે અનુભવાતા. એજ સમયમા "ક્રુઝેડ" નામે ધર્મયુદ્ધ માટે પાશ્ચાત્ય યોદ્ધાઓ પોતાની ધર્મભૂમિ પાલેસ્તાઇનને મુસલમાનો પાસેથી છોડાવવા એશિઆમા આવવા લાગ્યા—અને એ વખતથી વ્યાપારાદિ સંબંધે જીનોઆ વેનીસ પોર્તુગાલ ઇત્યાદિ દેશનો હિંદુસ્તાન સાથે સંબધ બધાયો. આર્ય દેશનો વ્યાપાર મૂલથીજ—વેદકાલથીજ—ખાલ્ડીઆ, મીસર, ગ્રીસ સર્વ સાથે હતો, પણ અર્વાચીન સમયમા—એટલે કે મુસલમાનોથી પરાજિત થઇ પરાધીન થઇ પડ્યા પછી—પાશ્ચાત્ય દેશો સાથે આ સંબંધ પ્રથમજ થયો. એ અંધસમય યુરોપમા બહુ વખત સુધી ટક્યો, પણ તેમા પૂર્વના એટલે એશિઆના વિચાર આચાર પ્રવેશ કરવા લાગ્યા; અને આશરે પંદરમા શતકના મધ્યમા એ અંધ સમયનો અંત આવવા વેળા આવી. કોન્સ્ટાન્ટીનોપલનું રાજ્ય ( રોમના રાજ્યની શાખા હતી ) ભાગ્યું; અને ત્યાના પુસ્તક ભંડાર લુટાઈ જવાથી, આખો યુરોપ તત્ત્વવિચારાદિમા નિમગ્ન થઇ ગયો. વ્યાપારાદિ ઉન્નતિ તો વૃદ્ધિ પામતીજ હતી, યુદ્ધકલા ખુબ કેળવાતી હતી; અર્થાત્ દારૂગોળા, સમુદ્રયાનના સાધન, છાપવાની કલા, ઇત્યાદિના શોધ થયા હતા—અમેરિકાખંડપણ નાવિકોના સાહસિક સમુદ્રમથનના રત્નરૂપે હાથ લાગ્યો હતો. પાશ્ચાત્ય દેશની ભૂમિ તથા હવાજ બહુ વિલક્ષણ છે—ભૂમિ કષ્ટસાધ્ય છે, હવા શીત છે—અર્થાત્ ત્યાના લોકોને અંગશક્તિ તથા ઉત્સાહ વધારે છે, ને તેની તેમને ભૂમિને સાધવામાટે જરૂર પણ છે. એટલે કે એ દેશમાં ચૈતન્યવાદપરાયણ વિચાર લાબો

*જુઓ પ્રકરણ ૫.

બખત ટકે એવું બંધારણુજ નથી; જડવાદપરાયણવિચારોજ પ્રાધાન્ય પામે એમ છે—ને તેનોજ હવે ઉદય થયો. બેકન, ડીકાર્ટ, ઇત્યાદિ શોધકોએનવા શોધ કરવાનો માર્ગ પ્રેર્યો, પ્રાચીન વિચારસંગતિને માનવી નહિ, નવી રીતે શોધ કર્યાવિના કાંઈ-સ્વીકારવું નહિ. એમ સિદ્ધાન્ત ઠરાવ્યો. ધર્મમા પણ હસુથરાદિદ્વારા ફેરફારો થઈ ગયાઃ પોપ—ધર્મ ગુરૂની—ની સત્તા હલકી પડી; —સુધારેલો ધર્મ—રીફોરમેશનનું બાલક પ્રોટેસ્ટન્ટ—બધે બહુધા સ્વીકારાવા લાગ્યો. આ સમયથીજ જડવાદ પ્રધાનતાને પામ્યો. જૂના વહેમ—યોગ, જ્ઞાન, મંત્ર-તંત્ર,—નાશ પામ્યા; ચૈતન્ય એવી શક્તિજ સ્વીકારવામા રહી નહિ, બધું જડ પરમાણુ અને તેમના સ્વભાવથી સિદ્ધ થાયછે એમ ઠર્યું. એ જડવાદ ધર્મમા પ્રવર્તી શક્યો નહિ, અને એ વાદને અનુસરી મહાશોધકો—જેમના શોધને લીધે આપણે આજે અનેક શાસ્ત્રપ્રશાસ્ત્રના જ્ઞાતા થયા છીએ—જે જે સત્ય પ્રકાશતા તેમને, પરમ આપ્તભાવરૂપ ક્રિસ્ચીઅનધર્મની પોપરૂપ દેવીને પોતાનો ભોગ આપવો પડતો ॥ છતા જડવાદ ભાગી પડયો નહિ. સંસારમાં, રાજ્યમા, બધાંમાં પ્રવર્ત્યો—ને છેવટ એટલે સુધી પણ સિદ્ધ કરી શક્યો કે ધર્મપણ સર્પ ગયો—સિદ્ધરૂપે નાસ્તિક જડવાદ ગર્જવા લાગ્યો; અને કલા, વિદ્યા. શોધ, ઇત્યાદિ અનેક અનેક રૂપે તેના ઘોષ ઉઠવા માંડ્યા—ઓગણીસમી સદીનો સુધારો અને ઝળઝળતાં હુન્નરો, શોધો, સર્વ જન્મ પામવા લાગ્યું, આવા સમયે યુરોપનો આપણા દેશ સાથે સંબંધ થયોછે; અને જે જડવાદ પાશ્ચાત્ય દેશમા ઘુમી રહ્યો હતો, તે અત્રે પણ એજ સમયે આવી પડયોછે.

ક્રિસ્ચીઅન ધર્મનો સર્વમાન્ય સિદ્ધાન્ત-વિશેષે કરી પ્રોટેસ્ટન્ટ નામક સુધરેલા ધર્મવાળાનો સિદ્ધાન્ત—એવો છે કે સર્વનો અધ્ધ ઈશ્વર નિરાળોજ છે; ક્રાઇસ્ટ તેનો પુત્ર છે તથા મનુષ્યના ઉદ્ધા-

રાર્થે અવતરી સત્યબોધ કરી, મનુષ્યમાત્રના કલ્યાણાર્થે પ્રાણ ખોઇ ગયોછે, એની ભક્તિજ સર્વને તારવાવાળી છે, પુનર્જન્મ, મૂર્તિ, ધર્મ, કર્મ, આદિ માનનારા અનંત નરકના નિરંતર અધિકારી છે. ક્રાઇસ્ટ જેમ પરપ્રેમથી સત્ય પ્રકાશી મનુષ્યને તારવામા આત્માર્પણ કરી ગયો તેમ તેના ધર્માનુયાયીઓએ પણ પરાર્થે આત્માર્પણ કરવા જેવી પરમ ભ્રાતૃભાવરૂપ નીતિ ધારવી, એથી ઇશ્વર પ્રસાદરૂપ અનંત મોક્ષ છે આ તાત્પર્ય ઉપર ઉપરથી જોતા સારૂ લાગેછે, અને ધર્મ સબંધી કાઇજ સમજતા ન હોય તેવા લોકોને સહેજમા પરપ્રેમ ઉત્પન્ન કરે તેવું છે જ્યારે ખરા આર્યધર્મનુ રહસ્ય ગુપ્ત થઈ બેઠું હતું, અને પુરાતન સર્વમાન્ય દર્શનધર્મનુ સ્વરૂપ સપ્રદાય અને પથના અનાચારોરૂપેજ જોવામા આવતુ હતુ ત્યારે ક્રિસ્ચીઅન પાદરીઓના ઉપદેશ આપણા દેશીઓને ગળે ઉતરવા માડે એમા ઝાઝો વાક કાઢવા જેવુ નથી. વ્યાવહારિક વ્યાપારાર્થે જેમ ગૃહસ્થો અત્રે આવવા લાગ્યા, તેમ ધર્મવ્યાપારાર્થે—એટલે કે પોતાનોજ ધર્મ ખરોછે, માટે તેમા સર્વ લોકને ગમે તેમ કરીને સમજાવી સમજાવી વાળવા, અને એમ જે ઘણા લોકને તારી શકે તે ખરો ધર્મગુરુ–પાદરીઓ પણ અત્રે આવી વસવા લાગ્યા. ધન્ય છે એ પાદરીઓના ઉત્સાહને, કે એમણે અતિશય કષ્ટ વેઠીને જાનમાલ ખોઇને પણ અમેરિકા અને તે તરફના બેટોના જગલી લોકોને ધર્મ બોધ્યો છે, એટલુંજ નહિ પણ દુનિયાના જુદા જુદા દેશની ભાષાઓ પણ તેજ, પ્રથમ ધર્મબોધાર્થે, ભણ્યાછે. એમના આ પ્રમાણે ભાષા વગેરે ભણવામાથીજ હાલનુ ધુરંધર ભાષાજ્ઞાન પેદા થઇ આવ્યુ છે-મધા બૉપ, કોલબ્રુક, મેક્ષમ્યુલર, ગોલ્ડસ્ટકર, વેબર, વીલસન, વીલીઅમ્સ, બોથલીગ તેમનાજ

શોધમાંથી, ઉભા થમાછે, બધી દુનીયાના ભિન્ન ભિન્ન આચાર વિચારવાળા લાકોની પણ ભાષાદ્વારા એકતા સમજવાનો સમય ઉદય પામ્યો છે; અને ભ્રાતૃભાવનો દિવસ પાસે આવતો જાયછે*, આટલું બધું માન પાદરીઓને ધરેછે, પણ અમારા આર્યધર્મને એ કરતા પણ લાખ ગણું માન ધરેછે, ક પાદરીઓના આવા પ્રાણાર્પણરૂપ પ્રયત્નો છતા, આજ ત્રણ ચારસો વર્ષના પ્રયાસે પણ, એકે ખરો આર્ય આમના ધર્મમા ગયો નથી. આવી નિષ્ફલતા પાદરીઓમાના વિચારવાન લેકો પ્રથમથીજ સમજ્યા હતા, અને તેથી ધર્મબોધનો આગ્રહ, તજી કેળવણી વગેરેના કામોમા લાગુ થઇ ગયા હતા. એક તરફથી આ પાદરીઓનો ધર્મબોધ—આર્યધર્મની નિંદા, પોતાની સ્તુતિ, અને બીજી તરફથી વ્યાપારીમાથી રાજ્યકર્તા થઈ પડેલા પાશ્ચાત્ય લોક પણ એ પાદરી ધર્મનાજ અનુયાયી—અર્થાત્ તે ધર્મ પળાવનારા કે કાયમ્સેર અમલ કરનારા તો નહિ, પણ તે ધર્મ માનનારાને બીજી રીતે સુધરેલો, સુવિચારવાન, ઇત્યાદિ ગણનારા તો ખરાજ,— એટલે સંપ્રદાયાદિરૂપે હીનત્વ પામેલો આર્યધર્મ ડુબે, અને સુધારો જન્મ પામે, એમા આશ્ચર્ય નથી. પાદરીઓએ એક તરફથી ક્રીસ્ચીઅન ધર્મ બોધવા માડયો, બીજી તરફથી રાજ્યકર્તાઓએ જડવાદરૂપ

---

*૧૫૯૦ (?) મા એઇ ઇટાલીઅન પાદરીએ પ્રથમ સંસ્કૃત વ્યાકરણ હંગારીઅન ભાષામા રચ્યુ હતુ. પાદરીઓ અર્ધાંઆ સસ્કૃત ભણી, વેદાદીને પણ જરા જરા જોઇ વઇ, જનોઇ પહેરી બ્રાહ્મણો થઇ ફરતા—અને લોકને તેમની, સંસ્કૃતદ્વારા નવા વેદ તરીકે બાઇબલ સમજવા બેસતા ફસાઇ પડતા આજે મુક્તિફોજવાળા જે ધધો કરે છે તે આ શ્રમ આગળ હાઈ હીસાબમાં નથી, કેમકે તેઓ તો જ્ઞાનની વાતમા ઉતરી શકતા નથી, કેવળ ભજન ગાઇ ફકીરીનો વેશ ભજવતા સર્વને ક્રિસ્ચીઅન કરવા ઇચ્છે છે.

શિક્ષણાદિમાર્ગ સાંરવા મંડયા, એટલે એની વચમાં આર્યતત્ત્વવિચાર કચડાઈ મૂઓ. ધણીએ બૂમો પાડવા લાગ્યો, પણ કોણ સાંભળે ! ! તેને સાંભળવો પાગ્શેજ પડશે. પ્રિય વાચનાર ! સાંભળ્યા વિના નહિ ચાલે, કેમકે તેને કચડાવવાના સાધન પૂરા પાડનારા, જેના ઉપર તુંને બહુ વિશ્વાસ છે, તે પણ હવે ધીમે ધીમે એ મરતાનેજ પાછા વળગવા આવવા મંડયા છે ! ! આ પ્રકરણ પૂરૂં કર્યા પછી તે વાત સમજાશે—ત્યારેજ આર્યતત્ત્વદષ્ટિને સર્વમાન્ય એક ધર્મરૂપ સિદ્ધ જણાશે.

જડપરમાણુના યોગથીજ સર્વ વ્યવહારનો સંભવ સ્વીકારતો જડવાદ ઉદ્ભવ્યો એટલે આત્મા, ચૈતન્ય, જીવ, ઇત્યાદિ વાત ખોટીજ ઠરી; મોક્ષ પુનર્જન્મ, ભક્તિ, મૂર્તિપૂજાદિ સંગતિ વ્યર્થ થઇ; સુખદુઃખનો સંભવ પણ એક આકસ્મિક અકારણ યથાકાલ થવાનો ગણ્યો;—એટલે ધર્મ કર્મ, આચાર વિચાર, નાત, જાત, બધુ વહેમરૂપજ હોવું જોઇએ, સ્વાર્થી ધર્મગુરુઓએ ઉઠાવેલુ હોવું જોઇએ, અને જે તે રીતે આ દુ ન્યામા ખાઇ પીને આનંદમા જીવાય એજ પરમપુરુષાર્થ-મોક્ષ-ગણાવે. જોઇએ અર્થાત્ સ્વચ્છંદાચાર અનેક રૂપે (પુનર્લગ્ન, જ્ઞાતિભેદનુ નિકંદન, ધર્મનું સત્યાનાશ ઇત્યાદિ) પ્રવર્ત્યો. આટલું ટુંકામા જે વર્ણન કર્યું તેટલામાજ 'સુધારા'નો સમાવેશ થઈ શકે છે. પાદરીઓની ચલાવેલી અર્ધધર્મનિંદા, તથા રાજકીય બંધનો તરફથી મળેલુ તે નિંદાને ટેકો આપી સપૂર્ણ જડવાદમા ઉતારે એવું શિક્ષણ, એથીજ 'સુધારો' પેદા થઇ શકે તેમ હતું ને તેથીજ થયો. એ સુધારાના પ્રવાહને રોકે તેવું શિક્ષણ, તેવા ધર્માચાર્યો, કે તેવા તત્ત્વદર્શી વિદ્વાનો, એ સમયમા બહાર આવ્યા નહિ,

અને 'સુધારો' એક વાર તો ખુબ જન્મ્યો. પણ પાયાવિનાની ઇમારત કયા સુધી ઉભી રહી શકે ? મજબુત પાયો મળે નહિ, અને છેક ઉંચી હવેલી ચણો તો તે હવેલી પોતાનાજ ભારથી પોતાની મેળે ભાગી પડે ! આવું પરિણામ યદ્યપિ આજ કાલ સુધારાનું આપણે દેખીએ છીએ; પણ એ સુધારે જેટલાને કુધાર્યા છે તેમને હવે સુધારવા બહુ કઠિન છે; એનું પાપ પણ ભલે એ પાછા પગલા ભરતા સુધારાને માથે હો.

આર્ય દેશના પ્રારબ્ધને વખાણીશુ, આર્યત્વને નમીશુ, ઋષિઓની બુદ્ધિને પરમરૂપે પૂજીશુ, કે કાલચક્રના મોહમય ભ્રમણમાજ સ્તબ્ધ થઇ આશ્ચર્ય પામીશુ ! આર્યદેશ હજારો વર્ષથી પરદેશીઓના રાજકીય બંધનોમા દબાતો છતો પણ ધર્મભ્રષ્ટ થયો નહિ ! હજરત અલી કહેછે કે માણસો પોતાના માબાપ કરતા, સમયાનુસાર સંસર્ગ જેવા વધારે નીપજેછે, એ ખરૂ છે, પણ આર્યત્વનો એમાજ મહિમા છે કે તે સમયાનુસર સુધારા વગેરેમા ભમતા છતા પણ માબાપથી ઉતરી આવેલા વીર્યને અનવલબી ધર્મભ્રષ્ટ થતુ નહિ. સુધારાવાળા કહેશે કે એમા શો આનન્દ માનો છો? હેઠમા પગને મૂછો મરડવી,તેમ કેવલ અધમતા રૂપ વહેમનુ નામ ધર્મ કહી તે વહેમને વળગી રહ્યા એમા શો લાભ થશે ? ઉલટા ડુબ્યા ખરી વાત છે. આવી તકરારોએજ અમને ડુબાવ્યા છે, ને તેમાથી અમારા ધર્મે—વહેમરૂપ ધર્મ પણ—અમને તાર્યા છે. જો પ્રાચીન આર્યધર્મનો છેકજ નાશ થયો હોત, સુધારો જય પામ્યો હોત, તો આખી દુનીયા આજે જે પ્રાચીન સંગતિઓને માનવાની તૈયારી ઉપર આવીછે, અને ફરી સત્યયુગનો સમય પામે આવ્યાના ચિન્હ પ્રકાશે છે, તે થયું ન હોત. આટલા કારણથીજ અમને આર્યતત્વનુ પરંપરાથી રક્ષણ થયેલું જોઇ પરમાનંદ થાયછે—

સુધારાવાળા ભલે હસે; પણ સુધારાવાળા પોતેજ એ આર્યત્વની શૃંખલાથી ક્યા દોરાયા નથી? જ્યારે કેવલ જડવાદયુક્ત સુધારોજ માન્યો હતો, ત્યારે તેમા ઇશ્વર અને તેની પ્રાર્થના ઇત્યાદિ ક્યા સમાતા હતા? છતા 'સમાજે' રૂપી, સુધારાને માથે 'ઇશ્વર'ને બેસાડી, તેનું ભજન કરવાની કોણે પ્રેરણા કરી? આર્યત્વેજ આર્યપ્રજાની ગમે તેવી અધમતામા પણ મૂલનુ આર્યવીર્ય ચમકી રહેલુજ હોયછે, ને તેથી હડહડતો નાસ્તિક જડવાદ સ્વીકાર્યા છતા પણ આર્યોને ધર્મવિના ચાલતું નથી. ગમે તેવે રૂપે તે ધર્મને ગોઠવે છે, ગમે તેવો ઇશ્વર માને છે પણ કેવલ જડવાદ સ્વીકારતા છતા—જડ પરમાણુરૂપ ઇશ્વર માનવો જોઇએ તે છતા—પોતાનાજ મતને ખંડન કરે તેવી સંગતિ માનવા જાયછે—પરમચૈતન્યરૂપ, જડનો પણ શાસક, ને જડથી સર્વદા ભિન્ન, એવો "ઇશ્વર" માને છે. સહજ વિચારતા પણ સમજાશે કે ચાર્વાકના જેવો ધર્મ ગ્રહણ કર્યા પછી, ઇશ્વર માનવો એ કેવલ સ્વમતનોજ વિરોધ છે, છતા સુધારાવાળાને, તેમના આર્યત્વેજ, તેમના અજાણતા પણ, તેમ કરાવી ધર્મમા બાંધ્યાછે. સુધારાનો પણ પરમ ઉપકાર છે; જો પાશ્ચાત્ય જડવાદને અનુસરી તેણે ધર્મનો ઉચ્છેદ ન કર્યો હોત, અને બીજી તરફથી પાદરીઓ દ્વારા પણ સંસ્કૃત અભ્યાસ ખીલવાનો સમય આણ્યો ન હોત,* તો પરમ ઇશ્વરરૂપ સત્યધર્મ કદાપિ હાથ લાગ્યો ન હોત.

*સંસ્કૃતનો અભ્યાસ અને જૂના શોધ વગેરે વર્તમાનકાલમા તો સરકારજ માથે લઈ કરાવે છે એ તેમનો પરમોપકાર છે, ને તેમની સત્યપરાયણતાનો નમુનો છે, પણ મૂલમા તો સંસ્કૃત અભ્યાસ પાદરીઓએજ આપણા ધર્મને ખંડન કરવાની માહીતી મેળવવા આરંભેલો હતો એનો

ત્યારે, સમજો કે સુધારાની સાથે ધર્મને મેળવી લેવાની સંગતિમાંથી સમાજોનો ઉદ્ભવ છે.

ક્રીસ્ચીઅન ધર્મમાં કર્તારૂપ ઇશ્વર માનેલો છે,તેનેજ સુધારાવાળાઓએ સહજમાં ગ્રહણ કર્યો; તે સિવાય બીજી સંગતિ ગ્રહણ કરવાનો તેમને રસ્તોજ ન હતો. રામાનુજાદિ સંપ્રદાયવાળાએ ભક્તિપ્રધાનધર્મ કહ્યોછે, ને તેમણે ભક્તિ સિદ્ધ કરતાં બ્રહ્મને સાકારત્વ આરોપ્યુંછે તે તેમના સિદ્ધાન્ત પ્રમાણે વાસ્તવિકજ છે. સમાજવાળાએ સાકાર બ્રહ્મ ગ્રહણ કર્યું નથી, પણ નિરાકાર સર્વવ્યાપી ગ્રહણ કર્યુંછે, છતાં તેને કર્તૃત્વાદિ આરોપ્યાં છે, અને તેને ભક્તિભાજન, પ્રાર્થના સાંભળે તેવું, સ્વીકાર્યું છે. આમ થઇ ગયુંછે, માટેજ આપણે એમ કહીએ છીએ કે સમાજોવાળાએ ક્રિસ્ચીઅનધર્મમાંનો ઇશ્વર સ્વીકારવા જેવું કર્યું છે. કોઇ એમ કહેશે કે ઇશ્વર જ્યાં જુઓ ત્યા એકનો એકજ છે, ગમે તેમ ભજો તેમાં શો બાધ છે? પણ જરા વિચાર કરવાની જરૂર છે. બ્રહ્મ બધે એકજ છે એ ખરૂં છે, પણ તેને તેના કોઇ આવિર્ભાવ ( ઇશ્વર ) સાથેજ એકરૂપતા આપવી, કે તેને અમુક ધર્મયુક્ત માનવું, એવો માનુષભાવ તે પરમ અચિંત્ય દેવને અર્પવાથી, આખું ધર્મસ્વરૂપ બદલાઈ જાય છે, ને તેવો અન્યરૂપ બ્રહ્મ કલ્પનારનાં નીતિ આચાર ઇત્યાદિ તે ધર્માનુસાર થઇ, શુદ્ધ બ્રહ્મના ધર્મવાળાના નીતિ આચારાદિથી જુદાં પડેછે. દુનિયામા અનેક આચાર વિચાર પ્રવર્તેછે, તેમાં કયો સારો ને કયો ખોટો એનો સર્વ-

---

દાખલો આજે પણ નજર આગળજ છે કે પ્રખ્યાત પ્રોફેસર સરમોનીઅર. વીલીઅમ્સ જે પગાર ખાય છે તે પાદરીઓને સંસ્કૃતદ્વારા આર્યધર્મની. સમજુત આપવા માટેનોજ ખાય છે!!

આન્ય નિશ્ચય થઇ શકે તેમ નથી; સર્વે પોત પોતાના ધર્મ વિચારાનુસાર—અર્થાત્ મનુષ્યજીવિતના પરમ હેતુના સ્વરૂપાનુસાર—નિશ્ચય કરેછે; તેમા કયો નિશ્ચય વધારે યોગ્ય છે એટલું સમજવું અનુભવદ્વારા સહજ છે. એમ જે તકરાર કરવી પડેછે કે અમુકે અમુક ઈશ્વરરૂપ ધર્મ સ્વીકાર્યો છે, અમુકે અમુક સ્વીકાર્યો છે, તે ગતાર્થ છે, વાજબી છે, જરૂરની છે, અને તેથીજ સત્યનિર્ણય બનવાનો સંભવ છે.

જડવાદાનુપ્રેરતિ સંસારસુધારો સ્વીકારી, જડવાદનું ફલ નાસ્તિકતા તે ન સ્વીકારતા કોઈ પણ પ્રકારે ધર્મપરાયણતા રાખવી, એમાથી સમાજોનો ઉદ્ભવ થયો. બંગાળામા મહાવિદ્વાન્, સ્વદેશભક્ત, રાજા રામમોહનરાય થઈ ગયા; તેમણે એમ નિશ્ચય કર્યો હતો, ને વાસ્તવિક કર્યો હતો, કે ધર્મોન્નતિ થયા વિના નીતિ રાજ્ય ઇત્યાદિ કોઈ પણ વિષયમા ઉન્નતિ થનાર નથી, અને એટલા માટે સર્વથી સહજમા સિદ્ધ થઇ શકે એવો સરલ ધર્મમાર્ગ યોજવો. પ્રાચીન વેદોપનિષદાદિના બ્રહ્મધર્મનેજ તેમણે સ્વીકાર્યો, અને બ્રહ્મો અથવા બ્રહ્મસમાજ આ શતકના આરંભે સ્થાપ્યો, પણ થોડાજ સમયમં વેદાન્ત વિચારથી અળગા થઇ જઇ તેમના અનુયાયી અન્ય પ્રકારે બ્રહ્મ સમજવા લાગ્યા. નિરાકાર, નિર્વિકાર, સર્વમય, બ્રહ્મરૂપ, પરમેશ્વર તો ખરો, તેના મૂર્ત્યાદિ કાંઇજ માનવા નહિ, પણ જીવ સર્વદા તેનાથી ભિન્નજ; તે જીવે ઇશ્વરની સ્તુતિભક્તિ શુદ્ધપ્રેમપૂર્વક આચરી મનુષ્ય પ્રાણી, પશુ, કિં બહુના, તૃણમાત્ર પર્યત પણ, ઈશ્વરભાવ—આત્મભાવ—સમજવો એ પરમધર્મ; અને એ રીતે બ્રહ્મપ્રસાદરૂપ બ્રહ્મમયતા તે મોક્ષ. આવો બ્રાહ્મધર્મ ખરેખર પરમપ્રેમરૂપ ધર્મ છે, અને યથાર્થ સમજાય તો દેશોન્નતિ, આત્મોન્નતિ, અને મોક્ષનું નિદાન છે. એ ધર્મના સિદ્ધાન્ત ઉપર દૃષ્ટિ કરતા જે સર્વમયતા તેમાં ઇષ્ટ છે તેને

અનુસરી જ્ઞાતિબંધનાદિ પણ તે ધર્મમા માન્યા નથી; લગ્નાદિ વ્યવસ્થાના પણ આર્ય શાસ્ત્રથી પરંપરા ગત રિવાજ કહા નવીન રીવાજો તેમણે બાધ્યા છે, સુધારાને, સર્વાંશે, એ ધર્મ એગે સ્વીકાર્યો છે. આ મૂલ બ્રહ્મોસમાજ તે આદિબ્રહ્મોસમાજ કહેવાય છે. એમાંથીજ ભારતવર્ષબ્રહ્મસમાજ, સાધારણબ્રહ્મસમાજ ઇત્યાદિ વિભાગ, મતમતાતરને લીધે પડી ગયા છે, ને છેક વર્તમાન સમયમા (૧૮૮૧) પ્રખ્યાત પ્રતાપી મહાત્મા બાબુ કેશવચંદ્રસેનનું કેવલ નિરાળુંજ નવવિધાન પણ ઉત્પન્ન થયું છે. આર્યધર્મમા અનાદિથી ચાલતી આવેલી તકરારોના રૂપાતર મૂલના બ્રહ્મસમાજમા પણ જણાઇ ઉઠવાથી આ બધા ભેદ થયેલા છેઃ ગુરુ, પેગંબર, શાસક, ઇત્યાદિ માનવા કે નહિ; ધર્માચારસંબંધે અમુક ક્રિયા આમ માનવી કે આમ; ઇત્યાદિ મતભેદથી વિભાગ થઇ આવ્યા છે. મુંબઇ, પુના, અમદાવાદ ઇત્યાદિ સ્થલની પ્રાર્થનાસમાજો પણ આ બ્રહ્મસમાજની કોઇ શાખાના રૂપાંતર છે; * છતા તે સમાજોમા નાતજાતને ન ગણવી એમ નથી, જો કે સુધારાને સર્વથા પૂજ્ય ગણવો એમ તો છેજ.

જડવાદરૂપ સુધારો સ્વીકારવો, અને પાછા બ્રહ્મ માની ચૈતન્યવાદમા પડવું એજ પ્રથમ વિરોધ છે; એ બે વાતને બને તેમજ નથી જો આત્મા એવી વસ્તુ સ્વીકારેછે, તે પુનર્જન્માદિને પણ સ્વીકારતો હોવોજ જોઇએ, ને તેમ હોય તો જે જે આર્ય વિચારો વ્હેમરૂપ લાગેછે તે તેવા ન લાગવા જોઇએ, એમ છતા વળી જ્યારે સર્વમય નિરાકાર બ્રહ્મ સ્વીકાર્યું છે ત્યારે જીવને તેનાથી ભિન્ન માનવામા પણ શું પ્રમાણ છે? અને જે નિરાકાર છે તેને કર્તૃત્વ પણ કેમ આરોપાય છે? વા તે ભક્તિભાજન કેમ થઇ શકેછે? પ્રેમલક્ષણારૂપ ભક્તિ કે અં-

*ઘણું કરી આદિ કે સાધારણ બ્રહ્મસમાજનું.

પરોક્ષ કૈવલ્યરૂપ જ્ઞાન એ ઉભય એકજ છે, ને તેમાંના એક સાધનથી બ્રહ્મજ્ઞાન સંભવે પણ માત્ર પ્રાર્થના ભણવાથી બ્રહ્મજ્ઞાનનો અવકાશ શી રીતે આવે ? જો એમ આવતો હોય તો સમજી સંભાળીને પાઠમંત્ર જપ આદિ કરનારને વ્હેમ કહી શા માટે હસો છો ? આમ ઘણી ઘણી શંકાઓ આપણને સમાજોના સિદ્ધાન્તપરત્વે થઇ આવે છે, પણ તે બધી રૂપાતરે પણ વિસ્તારથી આપણે પ્રકરણ ૭ તથા નવમા તપાસી આવ્યા છીએ, એટલે પુનરુક્તિ કરવાની જરૂર નથી. જે ખરા સુધારાવાળા છે તે તો જડવાદ માત્રજ સ્વીકારી સમાજોમા પણ ભળતા નથી. તેમને ઘણું પૂછવાનું છે, તે આ ગ્રંથ પૂરો થતા એની મેળેજ પૂછાઈ રહેશે, ને સમજાઇ પણ રહેશે. સુધારો અને સમાજ એ બે વિરુદ્ધ વાત છે; અર્થાત્ જે પ્રાચીન આર્યધર્મ તથા આર્ય આચાર વિચાર, વેદોપનિષદ્ સ્મૃતિ પુરાણાદિથી ફલિત થયો છે, તેજ સર્વથા સ્વીકારવાની આવશ્યકતા છે.

સમાજોવાળાનો મુખ્ય આધાર ક્રિસ્ચીઅનધર્મના સ્વરૂપ ઉપર વધારે હોય એમ લાગેછે. પણ ક્રિસ્ચીઅનધર્મનુંજ સ્વરૂપ વિચારો એમા જે જીહોવા નામે પરમેશ્વર કહ્યો, તેનો પુત્ર ક્રાઇસ્ટ છે, અને પવિત્રાત્મા ( હોલીઘોસ્ટ ) દ્વારા તે જન્મતા, ત્રણેની એકરૂપતા છે. આ વિચાર મૂલ યાહુદી લોકોના કહેવાતા નામે ધર્મપુસ્તકમાનો છે. કેબાવાની ધર્મસંગતિઓ પણ આસિરીઆ અને બાબીલનમાથી ઉત્પન્ન થયેલી છે એવું હાલમા શોધકોએ નક્કી કર્યું છે*; અર્થાત્ બાઇબલ એજ પ્રાચીન વાસ્તવિક ક્રિસ્ચીઅનધર્મનું બોધક નથી. કેબાવા પ્રમાણે તો જીહોવા તે સર્વમય અવર્ણ્ય બ્રહ્મરૂપ છે, અને ક્રાઇસ્ટ

*જ્યોર્જસ્મિથ, દા સાયસ વગેરે આસીરિઓલોજીસ્ટો.

એ બ્રહ્મદર્શનમાના ઇશ્વરસ્થાનીય લોગોસ ( શબ્દબ્રહ્મ ) ને નામે તેમા વર્ણવેલોછે 'ક્રાઇસ્ટ નામે કોઇ મહાત્મા નથીજ થયો એમ નથી પણ પ્રાચીન ધર્મપુસ્તકમા ક્રાઇસ્ટનો અર્થ તો કહ્યો તે પ્રમાણે છે. વળી આદમનો અર્થ પણ મનુ એટલોજ છે, અને તેના અગમાથીજ ઇવ ઉત્પન્ન કર્યાની વાત પણ મનુ અને શતરૂપાના પુરાણાર્થમા જે રહસ્ય રહેલુ છે તેનીજ બોધક છે નોહનો પ્રલય તે પણ માન્વતરિક વૈવસ્વતપ્રલયને અનુસરતો છે એ આપણે પ્રથમ પ્રકરણમાજ બતાવી આવ્યા છીએ જીવાદિનો પુનર્જન્મ બાઇબલમા જણાતો નથી, પણ માત્ર એકજ જન્મ પછી અનત કાળ સુધી સ્વર્ગ કે નરકમા ગયાનુ જીવોને બતાવેલુ છે, તે વસ્તુગત્યા ખોટુ છે એટલુજ નહિ, પણ કેબાલામાથી તેને સમર્થન નથી મળતુ એમ જણાયુ છે* આમ જ્યારે સિદ્ધ થયુ છે, અને આસિરીઆના ધર્મ

*કેબાલાના અનેક ભાષાન્તરો આજ઼્મલ થયા છે, તેને આધારે અમે અત્રે કાઈક લખ્યુ છે એ ગ્રથ બહુ ગઢ તથા માર્મિક છે એટલે તેને સમજવાનુ ડોળ અમે કરતા નથી, પણ બીજાઓ જે જણાવે છે તે અત્રે ઉતાર્યુ છે બાઇબલના પોતાના પણ અનેક ભાષાન્તરો થયેલા છે, ને ખરૂ કીયુ માનવુ તે વિષે ઘણો વિવાદ છે પુનર્જન્મ ન સ્વીકારતા મુવા પછી જીવ માત્રને 'પરગેટરી' નામે સ્થાનમા જવુ પડે છે, ને ત્યા પાપાદિનો ભોગ કરી શુદ્ધ થયા પછી સ્વર્ગમા જઇ કયામતની વાટ જોવી પડે છે એ પુનર્જન્મનીજ અન્યરૂપે વ્યવસ્થા બાઈબલમા પણ છે, છતા કહે છે કે કેમા સામા તો પુનર્જન્મજ માનેલો છે—માનવોજ જોઇએ, કેમકે નહિતો, ઈશ્વર કેવલ અન્યાયી ઠરે, ને વિશ્વક્રમ વ્યર્થ પડે જીવમાત્રને માત્ર એકજ જન્મથી અનતભવ સુધીની સુખ કે દુ ખ ( સ્વર્ગ કે નરક ) રૂપ ગતિ થઈ બેસે, ને કરેલી ભુલ સુધારવાનો વખતજ ફરી ન મળે ( જન્માદિ ન થાય ). એતો પરમ અન્યાયજ ! !

ઉપરથી કેબાલાને પણ સામ ? મળેલી ધરાય છે, ત્યારે એક બાઇબ-લના સ્થૂલ અક્ષરાર્થથી, નિરાકાર છતા કર્તારૂપ, જીવાદિથી ભિન્ન, ઇશ્વર બતાવનાર પાદરીઓને ખરા માની લોભાવું એ ભુલ છે. કેવલ વિરો-ધરૂપ વાતને વળગી, સુધારાનો સમાજરૂપ ધર્મ ફેલાવવો એ વહે-મજ છે×. હજુ જરાક આગળ વધો તો એ ભુલ વધારે હાંસીપાત્ર લાગશે. આસીરીઆના ધર્મની ઉત્પત્તિવિષે વિદ્વાનોનું એમ માનવું થએલું છે કે આર્યસ્થાનના બ્રાહ્મણોનાધર્મ ઉપરથીજ જે ખાલ્ડીઅન ધર્મ રચાયો હતો તેનું તે રૂપાતર છે. જો આમ હોય તો બાઇબલ ધર્મ એ આર્યધર્મનીજ પંચમાવૃત્તિ કર્યો–અને આર્યધર્મની પંચમા વૃત્તિ જે અત્રત્યપંથો તેના જેવોજ થઇ રહ્યો. અર્થાત્ જેને સમાજો વાળા પરમ ધર્મરૂપે ધટાવી, અત્રત્યધર્મને વ્હેમ રૂપે હસે છે, તે પરમ ધર્મ એ વ્હેમ કરતા બીજો નથી, તેનુજ રૂપાતર છે!! ખરો સનાતનધર્મ તો બાઇબલનો લો, કે વેદનો લો, કીંગનો* લો, કે

---

†પ્રાચીન ક્રિશ્ચીઅન ધર્મ પણ છેક જે રૂપે રોમનકેથોલીક કે પ્રોટે-સ્ટન્ટો સમજાવે છે તેરૂપે હતો. નહિ તેમાં મૂર્તિપૂજાનો પરમ અભાવ છે, અને કોઇ સર્વમય ઇશ્વર અને તેનો આવિર્ભાવ ક્રાઇસ્ટ, તેની આત્માર્પણરૂપ ભક્તિ એજ રહસ્ય છે; છતાં સાધુઓની પૂજા, ક્રાઇસ્ટનાં ને મુવેલા સાધુ-ઓનાં કેશનખાદિની પૂજા, ટ્રાન્સસબસ્ટેન્શીએશન નામે ક્રાઇસ્ટના રૂધિરરૂપ પરમપ્રસાદ પામવાનો પ્રતીકયજ્ઞ, એ બધી ગરબડો પાછળથી એ ધર્મમાં ભળી છે. આદમ અને ઇવે જ્ઞાનરૂપ વૃક્ષનું ફળ ચાખી વ્યવહાર કર્યો તે પાપ થયું, ને એ પાપને લીધે તેમની પ્રજા–મનુષ્યમાત્ર દુ:ખી થયાં છે આ અન્યાયરૂપ કલ્પના પણ મૂલધર્મના રહસ્યમાં લેશ પણ નથી. કેબાલામાં એનું તાત્પર્ય એટલુંજ જણાવે છે કે ક્રિયાશક્તિથી ઇચ્છામાત્રે પ્રજોત્પત્તિ કરવાની શક્તિ માણસોએ ખોવાથી સ્ત્રીપુરૂષના યોગ કરી પ્રજોત્પત્તિ થતાં વિષયવાસના વૃદ્ધિ પામી અને માણસો અલ્પાયુ, અલ્પવીર્ય, હીનસત્વ થયાં એજ પાપ છે; એજ ક્રાઇસ્ટનું ક્રાસ ઉપર મરવું છે.

*કીંગ એવું ચીનાઇધર્મ પુસ્તક–શ્રુતિ–નું નામ છે.

અવસ્તાનો લો, ચાઇન્યુચલઓફધીડેનો લો, કે હોમર ઈલીઅડ ઇત્યાદિનો લો, ગમે તે લો, પણ એકજ છે—અદ્વૈતબ્રહ્મ. અને જ્યારે તેજ સત્ય, સર્વમાન્ય છે, ત્યારે સમાજરૂપ ધર્મ અસંગતજ હોવો જોઇએ. સમાજે ધર્મપરાયણતા ગ્રહવા ઇચ્છતી હોય તો તેમણે ખરા ધર્મતત્ત્વ વિચારવું જોઇએ, ને તે વિચારતા કદાપિ સુધારાને નાખી દેવાની જરૂર પડે તો તેથી ડરવુ ન જોઇએ, તેમ સુધારાવાળાએ પણ, ધર્મ ન ગ્રહતા જડવાદનેજ વળગી રહેવું હોય તો પોતાના જડવાદથી અનેક શંકાઓનાં સમાધાન કરવા, ને સંતોષ ન પમાયતો જડવાદને પાણીમા બોળવો જોઇએ. સત્યને નામે જે ભોગ આપવો પડે તેમા કોઇએ પાછા હઠવુ ન જોઇએ; પણ, સત્યને નામે, એટલે જેને મે કે તમે સત્ય માન્યુ હોય તેને નામે એમ નહિ, પણ અનાદિ ઇતિહાસથી, બુદ્ધિની સાક્ષીથી, અને અનુભવના સમાધાનથી, જે સત્ય હોય તેને નામે !!

આવી રીતે સમાજો તથા સુધારાને જેમ જેમ આપણે સૂક્ષ્મતાથી વિલોકીએ છીએ તેમ તેમ તેમા આપણને વિરોધ જણાયા વિના રહેતો નથી; છતા એક સમય એવો હતો કે વિદેશીય વિદ્વાનોના મનમા એમજ પ્રતીતિ ઉઠી આવી હતી કે જતે દિવસે બ્રહ્મોસમાજજ બધા હિંદુસ્તાનનો કે બધી દુનીયાનો એક ધર્મ થશે. ક્રીસ્ચીઅનધર્મના અનુયાયી વિદ્વાનો પોતાનાજ ધર્મનું રૂપાંતર અન્યસ્થળે જોર કરતું જોઇ આવું અનુમાન બાંધી રાજી થાય તેમા આશ્ચર્ય નથી, પણ આર્યધર્મના સ્વરૂપને જો તેઓ યથાર્થ રીતે સમજ્યા હોત, અથવા પોતાના કર્તૃત્વયુક્ત ઇશ્વરનું અનીશ્વરત્વ વિચારી*,

* જેમ દા. મેક્ષમ્યૂલરે પોતાના 'ચીપ્સફ્રોમ એ જર્મનવર્કશોપ'માં સેમિટિકઓનોથી, ઇસમ, (સેમિટિક પ્રજાનો એકેશ્વરવાદ) વિષે, વિચાર કરતા કહ્યું છે.

બ્રહ્મજ્ઞાનમા ઉતર્યા હોત, તો એવી આશા કદાપિ બાધત નહિ. અનુભવે પણ એજ સિદ્ધ કર્યું છે. આજે બ્રહ્મોસમાજના ધર્મનું લેશપણ પ્રબલ નથી, અને તેની જે ઉન્નતિ હતી તે હવે એટલાજ જોરમા દર્શન દેતી નથી. આમ થવામા, પાદરીઓના ધર્મ ઉપર સજ્જડ મારો ચલાવનાર પ્રખ્યાત પૂજ્ય મહાત્મા સ્વામી દયાનંદ કારણભૂત છે; અને એમના પછી થીઓસોફિકલ સોસાઇટી પણ કારણભૂત છે†. સ્વામી દયાનંદે આર્યત્વનો ખરો ઉદય ઇચ્છી, આર્યભૂમિનુ પ્રાચીન પરાક્રમ પુનઃ જાગ્રત થાય, એવી દઢ ઇચ્છા બાધી હતી. અગાધ જ્ઞાન અનુભવ ઇત્યાદિપૂર્ણ વાણી સાથેજ, સતેજ માહાત્મ્યરૂપ બ્રહ્મચર્યવીર્યપૂર્ણ આકૃતિ, એ સર્વથી તેવું પરમ જ્ઞાન પ્રેરવા એ મહાત્મા યોગ્યજ હતા. એમણે આર્યોન્નતિ ઇચ્છી જે સમાજ સ્થાપ્યો તે આર્યસમાજ. બ્રહ્મો તથા પ્રાર્થનાદિ સમાજોની, એ સમાજ કેવલ વિરુદ્ધ છે, તે એટલેજ અંશે કે સુધારાને ન માનવો; બાકી ઇશ્વરસ્વરૂપ સંબંધે તો સમાજોક્ત ઇશ્વર કરતા જુદું તેઓ કાંઈ બતાવતા નથી, માત્ર વેદને જ્યા ત્યા પ્રમાણરૂપે આગળ લાવી તેમાના યજ્ઞાદિથી ધર્મસિદ્ધિ માને છે એટલી સવિશેષતા છે. જીવેશ્વર ભેદ અને ભક્તિરૂપ મોક્ષ એ આર્યસમાજને પણ ઇષ્ટ છે; ઇશ્વરને નિરાકાર, સર્વવ્યાપિ, એમ માનતા પણ ભક્તિભાજન, તટસ્થ કર્તા, ઈત્યાદિ, ગણે છે; ભક્તિ માત્રથીજ મોક્ષ સ્વીકારે છે. સુધારાને સ્વીકારતા નથી, પણ વેદોક્ત આચારમાત્ર સ્વીકારે છે, યજ્ઞયાગાદિ ઇષ્ટ ગણે છે, જ્ઞાતિભેદ અનિષ્ટ ગણી, પ્રાચીન વર્ણ વ્યવસ્થા ઇષ્ટ ગણે છે ( હજી તેમ પાળતા નથી ); આશ્રમ સંસ્કારાદિ ધર્મ ઉપર બહુજ સ્તુતિ-

† જોકે સ્વામીશ્રીને ને તે સોસાઇટીના અગ્રેસરોને કાંઈ મતભેદને લીધે વિરોધ મત થયો છે એટલે તે ઉભયના અનુયાયી આ વાતને નહિ સ્વીકારે.

પાત્ર આગ્રહ રાખે છે; પુનર્લગ્નાદિને બદલે નિયોગ પણ સ્વીકારે છે. આવી રીતિથી વેદને આધારે ધર્મબોધ આપવા માટે સ્વામીશ્રીએ જે ભગીરથ પ્રયત્ન કર્યો છે તેટલા પ્રયત્નનેજ આપણે ભક્તિપૂર્વક માન આપવું ઘટે છે. તો તેમના જ્ઞાન, વીર્ય, યોગ, એ જોતા તેમને ઇશ્વિર જેવા ગણવાનું પણ મન થાય છે*. છતા ઇશ્વરાવતાર પણ હોય છે તો મનુષ્યજ, એટલે તેનું અક્ષરે અક્ષર વચન સત્યરૂપ ન ગણવામા આવે તો કોઇએ કોપ કરવાનું કારણ નથી. એમણે વેદમાર્ગને પુનરુજ્જીવન આપ્યુ એ તો સિદ્ધ છે. 'સુધારાવાળા' જે વાતો કરતા હતા તે વાતોમા દોરવાઇ એમણે વેદસંગતિઓને પોતાના અગાધ જ્ઞાનદ્વારા આમ તેમ ગોઠવી છે; અને સુધારા ઉપર પણ વેદનું પ્રાધાન્ય સિદ્ધ સ્થાપવા પ્રયત્ન કર્યો છે. આમ કરવામાથી એવો યોગ થઈ આવ્યો છે કે વેદાર્થની વાસ્તવિક વાત દૂર રહી ગઈ છે, ને કપોલકલ્પના આગળ આવી પડી છે, જેથી સુધારાવાળા તો જતાજ, પણ વેદને ખરે ભાવે પૂજનારા પણ સ્વામીશ્રીથી વિમુખ થઇ ગયા છે. એ ધર્મસિંહની ગર્જનાએ વિંધ્યાથી હિમાલય પર્યંત, અને અટકથી કટક પર્યંત, જે સુધારા અને પાદરીરૂપ અજાઓને ધ્રૂજાવી નાખી છે, તેમને અત્યંત શાંત કરી દેવાનું જે સામર્થ્ય શ્રૌત બ્રાહ્મણોની કે વેદરહસ્ય સમજનારાઓની સહાયથી મળત તે તેમણે આમ ખોયું છે, અને આખા આર્યાવર્તમા આર્યત્વનો સતેજ ઉદય કરાવવાની પોતાની પરમ આત્માર્પણરૂપ પૂજ્ય વાછનામા સફલ થયા નથી. સુધારો રાખવો અને સુધારાવાળા બતાવે છે તેવો નહિ, આ

* એ સ્વામી મૂલ ગુજરાતમા નડીઆવાડના બ્રાહ્મણ હતા અને બાલપણથીજ ત્યાગી થઈ જઈ યોગાભ્યાસરત હતા ઇત્યાદિ તેમનુ વૃત્તાન્ત બહુ ચમત્કારિક છે, ને સર્વને પ્રસિદ્ધ છે.

દૈધી ભાવમાથી બધી ગરબડ પેદા થઈ, અને ખરૂં ધર્મ રહસ્ય સ્પષ્ટ રીતે બ્હાર આવી શકયું નહિ; એથીજ આર્યસમાજનો દિવસ પણ એ પરમપુરૂષના દેહોત્સર્ગ પછી અસ્તપ્રાયજ છે ! !

આખો આર્યાવર્ત, એ માટે સખેદ છે; પણ કાલચક્રના અનંત મહિમાની બલીહારી છે. આર્યત્વનો ઉદય દયાનંદ જેવા મહાત્માઓની આશિષથી આવવાનોજ હશે ! સ્વામી દયાનંદની હયાતીમાજ અત્રે થીઓસોફીકલ સોસાઇટી જન્મ પામી છે*. એ મંડલીને કોઇ અમુક ધર્મ નથી, એમાં ભાગ લેનારા પોતાને રચે તે ધર્મ કે

---

* એ મડલીની ઉત્પત્તિ કાંઈક વિલક્ષણ જાણી અત્રે આપીએ છીએ. રશિઆમાં કોઇ અમીરી કુટુંબની એક બાલા મેડમ બ્લેવેટસ્કી બાલ્યકાલથીજ ચમત્કારિક હતી. એને સંસારસંયોગે કોકેસસ તરફ રહેવાનું થતાં, કોઈ જ્ઞાનસ્થ મહાત્માઓનો સહવાસ સાતેક વર્ષ સુધી રહ્યો; એ સમયમાં તે ગુમ થઈ ગયેલી મનાતી હતી પાછી આવ્યા પછી, તેને અમેરિકા જવા આજ્ઞા થઇ. આ સમય અમેરિકામાં એવો હતો કે ત્યા પ્રેતાવાહનની વાત ધમધોકાર ચાલતી હતી; અને ત્યાંના રાજ્યવર્ગમાં ઉંચો હોદ્દો ધરાવનાર કર્નલ આલ્કોટ, તે વખતે, એક પ્રખ્યાત વર્તમાન પત્ર તરફથી, પ્રેતાવાહનના એક સ્થલે તપાસ કરવા ગયેલો હતો. મે. બ્લેવેટસ્કી પણ ત્યાં જઇ ચઢી, અને તેણે કર્નલને સમજણ પાડી કે પ્રેતાવહન એક નુકશાનકારક તથા નિર્માલ્ય વાત છે; ને ખરી યોગસિદ્ધિ આગળ કાંઇજ નથી. એ વિષેની કર્નલને સદૃઢ પ્રત્યક્ષ પ્રતીતિ કરાવી, ત્યારથી " થીઓસોફીકલ સોસાઇટી " ન્યુયોર્કમા ૧૮૭૫માં સ્થપાઇ. અધ્યાત્મવિદ્યાના શોધ કરવા માંડતાં એમજ નિશ્ચય થયો કે આર્યધર્મમાં એ વિષે જેટલુ રહસ્ય છે તેટલું બીજે કહીં નથી, માટે પ્રાચીન ઋષિમુનિના પૂજ્ય આર્યાવર્તમાંજ જઇ વસવું ને શોધ કરવો. આ ઉપરથી એ બન્ને, ઘરબાર માલમીલ્કત તજી અત્રે આવ્યાં અને મંડલીનું સ્થલ અત્રે રાખ્યું. હાલ મદ્રાસમાં મુખ્યસ્થાન છે.

આચારવિચાર પાલી શકે છે, એના મુખ્ય સિદ્ધાન્ત છે, તેને નાનરા એટલીજ આવશ્યકતા છે. એ સિદ્ધાન્ત ત્રણ છે: (૧) સર્વને આત્મવત્ ગણી ભ્રાતૃભાવ રાખવો (એમા જ્ઞાતિબંધન ધર્મ આદિ તજવા એમ ન સમજવું, અથવા સ્ત્રીઓ ન દાખલ થઇ શકે એમ પણ ન સમજવું); (૨) સર્વ ધર્મ એકજ પરમધર્મના રૂપાતર હોવા જોઇએ, સર્વરૂપ ઇશ્વર એકજ છે, તો ધર્મ પણ એકજ હોવો ઘટે—આવો હેતુ લક્ષમા રાખી ધર્મમાત્રની શોધ કરી મૂલ એક ધર્મ કેવો હશે તેના રૂપ વિષે વિચાર કરવો, અને એમ સર્વમયતા ગ્રહણ કરવી, (૩) જડવાદથી વિરુદ્ધ જે ચૈતન્યવાદ છે, તેને અનુસરી, બ્રહ્માડમા આધ્યાત્મિક રહસ્ય શુ છે, ને પિંડમા તેનો કેટલો પ્રભાવ છે, એનો અભ્યાસ કરવો. (આ ત્રીજો હેતુ સર્વ સભાસદોને લાગુ પડતો નથી) આ પ્રમાણેના ઉદ્દેશથી પ્રવર્તેલુ એ મડલીનુ કામ પણ વર્તમાન સમયમા ચાલુજ છે. એને સુધારા ઉપર ભાવ કે દ્વેષ કાંઇ નથી, પણ સત્યમાત્રને શોધતા જે ઠરે તે ગ્રહણ કરવા એ મંડલ તત્પર છે ને તેથી બધા પ્રાચીન અર્વાચીન ધર્મ, તેમ આજકાલ ચાલી રહેલા જડવાદી 'સાયન્સ' નામક શાસ્ત્રો, એ સર્વનો તે સૂક્ષ્મ અભ્યાસ કરે છે. એ મડલના અગ્રેસરોની રીતિ કૃતિ ઘણીવાર નિંદાને પાત્ર થાય તેવી જણાઇ છે, લોકોએ તેનું સત્ય વિચારવા પ્રયત્ન કર્યા છતા સંતોષકારક નિશ્ચય સર્વથી બની શક્યો નથી, છતા એ મંડલના હેતુ, અને એનું કાર્ય, એ બે જોઇ કોઇપણ સત્યશોધકને આનદ થયાવિના રહેતો નથી, અને એ મંડલ સ્થાપનારનું માહાત્મ્ય માન્યાવિના ચાલતું નથી. આર્યધર્મનીજ એ મંડલ મહત્તા સ્વીકારે છે. ને તેમાનાજ ઘણા વિચારોને

સત્યરૂપે સિદ્ધ કરે છે. એ સંબંધી જે જે ગ્રંથો તે મંડલની પૂજ્ય અગ્રણી મેડમ બ્લેવેટસ્કીએ ગુંથ્યા છે, તે અનંત જ્ઞાનના ભંડાર છે, પરમ સત્ય પરાયણતાના બોધક છે, અને સમજનારને સર્વમાન્ય ધર્મરહસ્યનો માર્ગ બતાવનારા છે*. એ મંડલીનું કામ પણ બહુ ત્વરાથી ચાલે છેઃ હિંદુસ્તાનથીજ લગભગ ૧૫૦ ઉપરાંત, તથા અમેરિકા, યુરોપ, આસ્ટ્રેલીઆ, ચીન, જાપાન ઇત્યાદિ દેશોમા પણ, અનેક મંડલીઓ, એજ મંડલીના તાબાની, ઉભી થઈ છે. આર્યધર્મનો દિવસ ઉદય થતો હોય, અર્થાત્ સત્યનો પ્રકાશ સર્વસ્થલે એકેજ કાલે પડવાનો સમય આવ્યો હોય, તો ભલે અનાદિ વિશ્વચક્રમા એ મંડલીજ નિમિત્તરૂપ થઇ યશનામી થાઓ! થશે એવી અમને તો આશા છે.

થીઓસોફીકલ સોસાઇટી પછી બીજી કોઇ સમાજ, મંડલી, સોસાઇટી, ધર્મને નામે ઉભી થયેલી નથી; એટલે એ મંડલીના વૃત્તાન્તની સાથેજ આર્યધર્મના ઇતિહાસની સમાપ્તિ થઇ ગણાય. આર્યદેશમાં અર્વાચીન કાલનો જે તૃતીય સમય, સમાજ અને સુધારાના સમયરૂપે, આપણે ઠરાવ્યો છે, તે સમયનું સ્વરૂપ આપણે વિચારી

---

* 'આઇસિસ' નામે જે ગ્રંથ હતો તે પછી હાલમાંજ 'સિક્રેટ ડૉક્ટ્રિન' નામે ગ્રંથ પ્રસિદ્ધ થયોછે, તેને ઉદ્દેશીને આ અમારું લખવું થાય છે. એ ગ્રંથનો વિષય બહુ રહસ્યરૂપ છે, ને અમે દલગીર છીયે કે એ ગ્રંથ આ લેખનું સાતમુ પ્રકરણ છપાઇ રહ્યા પછી પ્રસિદ્ધ થઇ હાથ લાગ્યો તેથી તેનો સંપૂર્ણ ઉપયોગ આ લેખમાં કરી શકાયો નથી. છતાં એટલું તો સ્વીકારવુંજ જોઈએ કે આ મારા આખા લેખમાં જે રીતે મેં ધર્મેતિહાસ અવલોકયો છે, તે રીતિ, એ વિદુષી મહાદેવીનાં લખાણોમાંથીજ મને સમજાઇ છે, ને તેને ઘણે અંશે અનુસરવામાં હું તેનો આભારી છું.

ચુક્યા, અને એટલો નિશ્ચય કરી શક્યા કે જડવાદને પ્રાધાન્ય આપી સુધારો જન્મ્યો, તેમ તે સુધારાને ધર્મસંસ્કાર આપવા સમાજો જન્મી. એ ઉભયે યથાર્થ નથીઃ સુધારાથી જડવાદ સિદ્ધ થાય તેમ નથી· સમાજોથી પોતે ઉડાવેલો ધર્મ જડવાદ ભેગોજ પાળી શકાય તેમ નથી, જડવાદ તજતા પણ તે ધર્મ વાસ્તવિક સત્યરૂપ બતાવાય તેમ નથી. આ બધી વાત સ્પષ્ટ કરવા માટે, સર્વમાન્ય સત્યધર્મનું સ્વરૂપ નક્કી કરવાનો પ્રયત્ન જે આપણે આરંભ્યો છે તેનો ઉપસંહાર હમણાંજ કરીશું.



# પ્રકરણ, ૧૧.

---

## ઉપસંહાર.

### પાશ્ચાત્ય અને અગ્રત્ય તત્ત્વદૃષ્ટિ

( સર્વમાન્ય ધર્મસ્વરૂપ વિચારઃ )

આ લેખ તૈયાર થાય છે તેવામાંજ, પ્રખ્યાત પ્રોફેસર ફ્રુસે ચિકાગોમાં ભાષણ કરતાં જણાવ્યું છે કે જડવાદનો હવે અંત આવ્યો છે; યુગવ્યવસ્થા એવી જણાય છે. રોસીક્રુશીઅન નામક આધ્યાત્મિક ગુપ્ત મંડલની ગણનાનુસાર તેણે કહ્યું છે કે ઈસવી સનના ૧૩ મા શતકમાં ઝંઘીસ તથા તેના વંશજોએ આર્યાવર્ત, ઇરાન, ચીન, ઈત્યાદિને ધૂળવી નાખી, પેકીનથી જર્મની સુધી એક ચક્ર આણ વર્તાવી, કેવલ શારીરબલનોજ સર્વોપરિ જય જણાવ્યો, એ સમયથી સ્થૂલમાત્રનેજ સ્વીકારતા જડવાદનો ઉદય થયેલો છે. એ ઝંઘીસની પૂર્વનાં આશરે સાત શતક ગણીએ તો સર્વનિયંતા પરમેશ્વરને સર્વાર્પણ કરવારૂપ ભક્તિનો ચૈતન્યવાદ પ્રસિદ્ધ કરનાર પવિત્ર ધર્માચાર્ય મહંમદ, અને બધા વિશ્વને ગજાવતા તેના અનુયાયી, તમારી દૃષ્ટિએ પડશે. એથી પણ સાતેક શતક આગળ વધશો તો પ્રેમમય, પરમધર્મરૂપ, આત્માર્પણપરાયણ, પૂજ્ય, પવિત્ર ક્રાઇસ્ટનું, તમને, આખા વિશ્વને નિયમનાર પરમચૈતન્યરૂપે દર્શન થશે. એમજ, તેથી પણ સાતેક વધતાં પરમસત્ત્વરૂપ, સર્વાત્મરૂપ, સ્વપરતાથીજ કેવલ રહિત, નિર્વાણનિમગ્ન, પરમાવતાર, મહાત્મા બુદ્ધ તમને વિશુદ્ધ પવિત્રતા આરોપી ચિદ્રૂપ કરશે. આમ સંગતિ જોતાં એમજ સમન્વય

છે કે ચૈતન્યવાદ, જડવાદ, એમ ઉભયની ઘટિચક્રન્યાયે પરંપરા ચાલ્યાજ જાય છે, ને લગભગ સાત સાત શતકે એક એકનું પ્રબલ થાય છે. ત્યારે તેરમા શતકના આરંભથી પ્રવર્તેલી જડવાદરૂપ નાસ્તિકતા પણ વીશમા શતકના આરંભે મરણ પામવીજ જોઇએ એમ કાલક્રમની ગહનગતિથી આપણા હૃદયમા પ્રતીતિ થાય છે, એવું પ્રો. ક્રુક્સનું અનુમાન કલ્પનામાત્રજ ગણાય નહિ. ચાલતો સમય તેજ જડવાદના છેલા દિવસોનો ઠરે છે. ચિન્હો પણ થોડા નથી. જે લગ્નમાં જડવાદનો જન્મ થયો છે તે પરત્વે વિચારતા એની કુંડલીના ગ્રહોનો કેન્દ્રકાલ અમેરિકાની સ્વતંત્રતા તથા ફ્રેંચરેવોલ્યુશન એ વખતે વીતી ગયો છે; હવે તો કેવલ રિષ્ટજ ઉભું થયું સમજાય છે. યોગિની પણ એને અનુકૂલ નથી. પરાશક્તિના કલાશરૂપ નારીમાત્ર જે સ્વાતંત્ર્ય ઇચ્છે છે તે માત્ર પોતામા રહેલા પરપ્રેમમય પૂજ્ય ચૈતન્યાશને પ્રાધાન્ય અપાવવાનીજ માગણી કરે છે. પરમાત્માએ પણ પણ એ ગ્રહયોગ, યોગિની, સર્વ ભેગા, જડવાદરૂપ રાક્ષસને હણવા. પ્રેતાવાહન, પ્રાણવિનિમય, ઇત્યાદિ ચિન્મયતત્ત્વપ્રધાન શાસ્ત્રરૂપે અવતાર ગ્રહણ કર્યો છે. એ સંગ્રામનું ક્ષેત્ર પણ અમેરિકા ને ત્યાથી આર્યાવર્ત એમ ઠર્યા જણાવે છેઃ—આર્યાવર્ત ( ઇરાન અને ચીન પણ ) ખાલ્ડીઆ–મીસર–ગ્રીસ–રોમ–યુરોપ અમેરિકા–( ને ભૂગોલ તરફ દૃષ્ટિ કરતા પાછુ ) આર્યાવર્તજ'

એટલો તો નિશ્ચય થઇ ચુકયો છે કે આર્યધર્મમાનું બ્રહ્મદર્શન એજ સર્વથા સિદ્ધ તત્ત્વજ્ઞાન છે. આર્યાવર્તના અનેક ધર્મ, સંપ્રદાય, પંથ, સર્વે એનેજ માન્ય ગણે છે. અન્ય ધર્મ વાળા પણ એ વિના બીજું બતાવતા નથી, પ્રથમે યાહુદી બાઇબલનેજ તપાસો. દશમા પ્રકરણમાંજ આપણે કહી આવ્યા છીએ કે યાહુદી કેબાલામાથી

ચયેલું બાઇબલ, ખરી રીતે ખાલ્ડીઆ તરફથી આવેલું સમજાઈ ચુક્યુ છે, તેમાની સર્વે કલ્પનાઓ કેવલ સ્થૂલ અક્ષરને વળગવાથી ચયેલી હરી છે, તથા રહસ્યરૂપ ધર્મ તે આર્યબ્રહ્મવાદ કરતાં બીજો, તેમા પણ, નથી*. ખાલ્ડીઆનો આસીરીઆ તથા બાબીલનમાં પ્રવર્તેલો ધર્મ યદ્યપિ વામીશાક્ત જેવો થઇ ગયો હતો, તો પણ આર્યઋષિઓના બોધથીજ ભરપૂર હોઇ રહસ્ય સમજનાર દ્વિજોને તો, ત્યા પણ, બ્રહ્મબોધમયજ હતો. **મીસર**નો ધર્મ કેવલ આર્યધર્મનુંજ રૂપાતર છે. એમ તો અનેકવાર ઉદાહરણ પ્રત્યુદાહરણોથી સિદ્ધ કરી આવ્યા છીએ, તેમાં પણ, કોઇ કર્તારૂપ ઇશ્વર માનવા કરતાં સર્વમય બ્રહ્મરૂપે ઓસિરિસને માનેલો કહી ચુક્યા છીએ. પ્રાચીનધર્મ—ખાલ્ડીઆ, **મીસર**,—ને અનુસરી અન્યરૂપે પ્રવર્તેલા ક્રિસ્ચીઅનધર્મમા વર્તમાન સમયે પણ વેદાતવાદ પ્રવર્ત્યો નથી એમ નથી. ઇરિજીના, શોજરબેકન, સ્પિનોઝા, ઇત્યાદિ અદ્વૈતવાદનાજ બોધક તત્ત્વવેત્તા હતા, અને તેમની સામેજ પોપ ચોથા અલેક્ઝાન્ડરને લખાણો કરવાં પડ્યા હતાં. ક્રીસ્ચીઅનધર્માનુયાયી સંત સાધુમાં પણ તેવા ભેદ પ્રસિદ્ધ છેઃ ફ્રાન્સિસ્કનો અદ્વૈત તરફ નમે છે, ડોમિનિકનો તેથી વિરુદ્ધ હોય છે†. પ્રખ્યાત રોસીક્રુશીઅનનો મત પણ અદ્વૈતવાદને મળતો છે, ને યુરોપના મધ્યકાલમાં પારેસેલ્સસ વગેરે ઘણા મહાત્મા તેજ મત જેવો મત ધરાવવા ઉપરાંત, ચમત્કારિક

* યાહુદીઓમાના ઘણા ધર્મગુરુ (રેબી) એવા થઇ ગયા છે, કે જેમનો બોધ અદ્વૈતજ છે; મેમોનીડીસના લેખ પણ તેવાજ છે—જુઓ ડ્રેપર ઇન્ટલેક્ચુઅલ ડીવેલેપ મેન્ટ ઓફ યુરોપ.

† જુઓ ડ્રેપરઃ કોન્ફ્લીક્ટ ઓફ રીલીજીઅન એંડ સાયન્સ.

યોગસિદ્ધિવાળા પણ થઈ ગયેલાછે. ક્રીશ્ચીઅન ધર્મ પછી પાચ છસોવર્ષે ઉઠેલો ઇસ્લામધર્મ, જે ઘણેભાગે ક્રીશ્ચીઅન ધર્મનાજ સિદ્ધાન્ત સ્વીકારે છે, તેમા પણ સુફીધર્મ કેવલાદ્વૈતજછે. જે દરવેશો અસબાબે ઇલ્મ ઈ બાતિન (રહસ્યમાર્ગ) સમજી, મસ્ત (પરમહંસ) થઇ ફરેછે, તે બધા‡ ઘણું કરી, સુફીતરીકા ( સુફીધર્મ ) ના અનુયાયી હોયછે*. આર્બસ્તાનની પ્રાચીન મૂર્તિપૂજાની† વિરુદ્ધ મહંમદનો ઇસ્લામ ધર્મ તટસ્થ ઇશ્વરનો બોધક છતા રહસ્યરૂપે બ્રહ્મમય છે. પ્રાચીન મેજીઅન ધર્મ અને તદનંતર ઝરથુસ્ત્રનો ધર્મ તે પણ ઓરમઝ્દરૂપ પરમચૈતન્ય સર્વમય બ્રહ્મને નમેછે. એમા પણ આઝર કૈવાન જેવા તત્ત્વજ્ઞાની મહાત્માઓ અદ્વૈતયોગના પરમબોધક સુફી છે; અને કવિઓમા પણ મસનવી, હાફિઝ, વગેરે પ્રસિદ્ધ છે‡. છેક ચીનનો અતિપ્રાચીન ધર્મ તેમા,

---

‡ દરવેશોની ઘણી કોમ છેઃ બાક્નેજ લગભગ ૭૦–૭૨ ગણાવી છે.

* જ્ઞાનને મારિફ઼ા કહેછે તે ઉપરથી જ્ઞાનમાર્ગ—અદ્વૈતમાર્ગ—નેમારિફ઼ત કહેછે એનેજ હકીકત—હક—પરમસત્ય—નો માર્ગ પણ ગણેછે નાસૂત, મલાકૂત, જબ્રૂત, લ્હા એમ, શરીઆ, તરીકા, મારિફ઼ા, હકીકા, એ ચાર જાણનાર પાળનારના ચાર ક્રમ છે. ફરક, વસ્લ, વજદ ઇત્યાદી વાતોનું રહસ્ય કેવલ પરમૈક્યરૂપતા પરત્વેજ છે. અનઅલહક એ વિષે જૂઓ પ્રકરણ ૫ ઃ બ્રાઉન દરવીશીસ, હ્યુજ્ઝ સાઇક્લો પીડીઆ ઇત્યાદિ.

† કહેછે કે મક્કાના કાબામાજ લગભગ ૩૬૦ મૂર્તિઓ હતી. હાલમાં તેમ નથી તોપણ, અમુક પાષાણ આદિને બોસા લેવાનો રીવાજ હજ કરનારાઓને પરિચિતજ છે —જુઓ સેલ્સ્ કોરાન.

‡ જુઓ મકાશેફાતે કઆવાની (તેનો ગુજરાતી તરજુમો ) એમાં યોગપરત્વે નફ્સેનાતેકા એટલે પ્રાણનો સૂક્ષ્મ વિચાર કરેલો છે, ને ખલા એટલે પરકાયાપ્રવેશાદિરૂપસિદ્ધિ પણ વિચારી છે, મોક્ષપરત્વે પણ ફનાફિલ્લા અને બકાબિલ્લા એવા સાયુજ્ય અને પરસમાધિ કૈવલ્યરૂપ વિચાર્

ક્રાન્ફ્યુશીઅસનાં વિવેચન સહિત કિંગ નામક ધર્મગ્રંથોને, તેમજ બૌદ્ધધર્મના સિદ્ધાન્તપૂજાદિને, સ્થૂલ રીતે ભજનારા, લોકો પણ, લેઓત્સીનો અદ્વૈતયોગમાર્ગ, જે ટેઓધર્મને નામે કહેવાય છે, તેને સર્વદા નમે છે*. છેક મેક્ષિકો અને પિરના પ્રાચીનધર્મના ઇતિહાસથી પણ સિદ્ધ સમજાયું છે કે ત્યાં કોઇ અસંખ્ય યુગ ઉપર કેવલ આર્યધર્મજ પળાતો હતો†. મધ્યકાલના ગ્રીસ રોમને પણ રહેવા દેવાનું

---

સમજાવેલા છે. વળી ખેશતાબ, જીન્વેરોદ ઇત્યાદિ ગ્રંથોમાં બ્રહ્મ માયા સર્વનો વિચાર બહુ ન્યાયપુરસ્સર કરેલો છે, તેમાં અવર્ણ્ય બ્રહ્મને સત્‌રૂપે જણાવતાં વાજબ ઉલવજુદ કહેલું છે; અને મુમકેન ઉલવજુદ, મુમતને ઉલવજુદ ઇત્યાદિ માયા (માઆદા) શશવિષાણ જેવા તર્ક સત્‌ને વિચારતાં બહુ સારા કર્યા છે દિસાતીર વગેરેમાં પુનર્જન્મ, ગ્રહવ્યવસ્થા, પૂજા ઇત્યાદિના પણ ગુઢ તર્ક સમાવેલા છે.

પ્રયોજન નથી ઝીનો, સોક્રેટિસ, પ્લેટો, પીથેગોરસ, આદિ અનેક— તે છેક અલેકઝાન્ડ્રીઆના નીઆપ્લેટોનિસ્ટ પ્લોટિનસ સુધી—અદ્વૈત યોગનાજ સમજનાર સમજાવનાર થઈ ગયા છે. આ પ્રમાણે આખા વિશ્વની જાણીતી તવારીખ તપાસશો, તો સર્વ ધર્મનું રહસ્ય અદ્વૈત-વિના બીજું સમજાનાર નથી અનાદિ વિશ્વવ્યવહારજ એક અદ્વૈત-રૂપ છે, તો તેમા ધર્મબોધ પરમચિન્મય અદ્વૈતયોગવિના બીજો કેમ સભવે? વળી ઇતિહાસદ્વારા એ પણ વારવાર આપણે કહી ગયા છીએ કે આર્યાવર્તમાંથીજ ધર્મની ઉત્પત્તિ તથા પ્રવૃત્તિ થઇ છે, અને સર્વ ધર્મો તેનાજ રૂપાતર છે. ત્યારે અગણિત અચિંત્ય યુગોથી ચાલતો આવેલો અદ્વૈત ચૈતન્યવાદ સર્વમાન્ય પ્રાચીન ધર્મ છે એ તો નિ શક માનવુજ જોઇએ, ને તેના બોધક ગુરુઓ પણ, આખા જગતને પૂજ્ય, આર્યઋષિઓજ ગણાવા જોઇએ‡.

સર્વમાન્ય પ્રાચીન અદ્વૈત ચૈતન્યવાદને વૂહેમ ઠરાવવા બેઠેલું સુધારા નામનુ બાલક તેના પિતા જડવાદને જોરે ગમે તેમ બોલે છે, તેમા કેટલો સાર છે એજ હવે તપાસવાનુ છે. જડ, ચૈતન્ય વિના, બોલીજ કેમ શકે? છતા ચૈતન્યને હસી કાઢે છે! પ્રખ્યાત અગરેજ કવિ પોપે લખ્યુ છે કે "આપણે એવા બુદ્ધિમાન્ ઉછર્યા છીએ કે આપણા પૂર્વજોને મૂર્ખ ગણીએ છીએ, (તો) આપણા બાલક પણ

‡ એમ નિશ્ચય કરવા અનેક પ્રમાણ નીકળી આવ્યા છે કે મૂલ અનાદિ આર્યસ્થાન-મનુષ્યસ્થાન કહીએ તોપણ ચાલે-ટીબેટની ઉત્તરે ગોબી અથવા શામોનુ રણ જ્યા હાલ છે ત્યા હતું, અને ખરો ધર્મ રહસ્યરૂપ પ્રાચીન જ્ઞાનમાર્ગ ત્યાજ ઉદ્ભવ્યો હતો, ત્યાં અધાપિ પણ ગુપ્તરીતે મહાત્માઓ વસતા ગણાય છે—જુઓ મેડમ બ્લેવેટસ્કીનું સીક્રેટ ડોકટ્રીન.

આપણાથી વધારે બુદ્ધિમાન્ ઉઠી આપણને માટા મૂર્ખ ગણશેજ*." અસ્તુ. સત્યશોધકને કોઈ મૂર્ખ ગણે કે કોઇ ડાહ્યા ગણે તેમા કાંઈ સમ વિષમ માનવાનું પ્રયોજન નથી; પણ પ્રાચીન વાતોને હસી કાઢવાનો જે સહજ સંપ્રદાય આજ કાલ પ્રવર્ત્યો છે, ને એજ એક ખરી બુદ્ધિ અને ખરા સુધારાની પદવી કે છાપરૂપ ઠર્યો છે, તેની સામે ચોપ કવિનું વચન બહુ માર્મિક છે. ચૈતન્યરૂપ અદ્વૈતવાદને અનંત વર્ષ વીત્યાં છે, ને અનેક વિચારસંગતિઓ—હાલના જડવાદ જેવી (ચાર્વાકાદિ) પણ—તેનેજ સર્વથા નમતી ચાલી છે, પણ તેટલીજ વાતથી વર્તમાન જડવાદીઓ સંતોષ માનતા નથી. વર્તમાન સમયમા જે ઉદય થયો છે તેવો કદાપિ થયોજ ન હતો એમ સિદ્ધ રીતે બધા માની બેઠા છે, એટલે પ્રાચીન વાત ઉપર સંતોષ નજ કરે†!

---

* એસેઑન ક્રિટિસીઝમ

† બે વાતથીજ પૂજ્ય અદ્વૈત ચૈતન્યવાદ માર્યો ગયો છે. બાઈબલના સ્થૂલ અક્ષરાર્થને વળગી રહી બધી દુનીયાંને ફક્ત ૬૦૦૦ વર્ષ જેટલીજ જૂની માની તમામ પ્રાચીન કાલગણના ખોટી ઠરાવી, ઇશ્વર પણ કર્તારૂપ વિશ્વાતિરિક્ત ગોઠવ્યો, એ; અને વર્તમાન સમય જેવા શોધ ઈત્યાદિ કદાપિ હતાજ નહિ ને હોઇ શકે પણ નહિ એ; આ બે વાત. સંસ્કૃતના અભ્યાસ કરી તત્ત્વ ગ્રહણ કરવાની શક્તિ ધરાવનાર અનેક વેબર અને મેક્ષમ્યૂલરો પણ આ બે બંધનથી મુક્ત થઇ શક્યા નથી, એટલે તેમને વારંવાર, કપોલકલ્પના, કાવ્યરચના, ગપ, વ્હેમ, ઇત્યાદિથીજ સિદ્ધધર્મરહસ્ય કે તત્ત્વરહસ્યને ઉડાવી દેવાની ફરજ પડેલી છે. પણ એમનીજ આંખો ઉઘાડે એવા શોધ હાલમાંજ શોધકોએ જણાવ્યા છે, અને ધર્મતત્ત્વ વિચારતાં પુરાણકથાઓના તાત્ત્વિક સત્ય સંબંધે, ઈજીપ્શીઅન શોધના વિસ્તારક બ્રાઉસ્ટમાર્ટીં બધાંને ઠીક બનાવે છે.

પણ તત્ત્વ ગ્રહણ કરનારના આંખ, કાન, અને મન, સર્વદા ખુલ્લાં રહેવા જોઇએ. કાલની અનંતતાનું માપ કોઇએ કરેલું નથી; વિશ્વ-ચક્રના પ્રત્યેક ભ્રમણને કોઇએ અવલોક્યું નથી; તે ચક્રની રેખેરેખ કોઇ દેવના પણ લક્ષમા નથી;—છતા હાલ છે તેવું કદાપિ નજ હોય ને ન હતું; અમુક ધર્મ કે તત્ત્વસંગતિ જ્યા ન હોય તે ધર્મ કે તત્ત્વ ઉભયે ખોટા; આમ બોલવું, તે દુરાગ્રહ જ ગણાય. માણસે માણસપણું તજી ઇશ્વિરપણું ગ્રહણ કરવા માડ્યું છે, ને જ્યા જુઓ ત્યાં 'હું બોલ્યો તે સત્ય' એટલીજ વાત ઉપર સમર્થ કલ્પનાપ્રાસાદમય તત્ત્વવિવેક રચાયા છે; ને એવા ગંધર્વનગરની રચના જોઈ તેને ભોગવવા માટે સુધારાનો જન્મ થયો છે. આટલા બધા શબ્દો કોઇને કડવા લાગશે, પણ દુરાગ્રહમાત્રનેજ સત્યરૂપે ઠરાવવા જવો, અને સત્ય ગ્રહણ કરવા માટે સર્વદા પોતાના મન તથા ઇન્દ્રિયને જાગ્રત રાખી, અમુક હદ બાંધી ન બેસનારને દુરાગ્રહી ને વહેમી કહી હસવું, એ અન્યાય જોતાં આટલી ટીકા સત્યને નામે થોડી છે. કોણ દુરાગ્રહી છે, તે હવેજ સમજવાનું છે, પણ સત્યને સીમા હોય નહિ, છે નહિ, હોનાર નથી, એટલો સ્પષ્ટ નિયમ મનમાં દૃઢાવી વર્તમાન જડવાદનું રૂપ વિલોકો તો તેના પોતાનાજ પરસ્પર વિરોધમા તેનું અવસાન આવી જશે; જડવાદપ્રેરિત સુધારો ગંધર્વનગરમાત્રજ જણાઇ, પ્રાચીન અદ્વૈતચૈતન્ય ઉપર આપણને સુદૃઢ ભક્તિ પ્રેરશે.

તકરાર જ્યાં જુઓ ત્યા એની એજ છેઃ વિશ્વોત્પત્તિ, મનુષ્યોત્પત્તિ, ઇશ્વરસ્વરૂપ ઇત્યાદિ. જડવાદના આ ઉપર કેવા નિશ્ચય છે તે તપાસીએ. સ્પષ્ટ રીતે બધી વ્યવસ્થા અંશે અંશ વિદ્રુત થાય એમ જડવાદને સમજાવતા તો આ ગ્રંથ જેવડાજ બે ત્રણ ગ્રથ લખવાની

જરૂર પડે, એટલે કે એનો ઉપક્રમ ન કરતાં, પ્રાસંગિક વિષયને અનુકૂળ વાત ગ્રહણ કરી, તે તે બાબતોના સિદ્ધાન્તમાત્રજ આપીશું. તે સિદ્ધાન્ત કેમ થયા, ક્યારે થયા, એ ઇતિહાસ, ઘણો બોધકારી છતાં, વિસ્તારભયને લીધે, અત્રે આપી શકાશે નહિ ઉત્પત્તિક્રમજ જોઇએ પ્રથમ એ જોવાનું છે કે ઉત્પત્તિ કેવા પ્રકારે સ્વીકારેલી છે. જડથી, ચેતનથી, ઉભયથી કર્તારૂપ તટસ્થેશ્વરવાદ માનનારા ઈશ્વર અને તદધીન જડ એમ વ્યવસ્થા કરે છે, તેની વાત આપણે માઈમલ વગેરેને વિચારતાં, તથા અદ્વૈતદર્શનના સ્વરૂપમાં, સ્પષ્ટ કરી ચુક્યા છીએ બર્કલી વગેરે આઇડીઆલિસ્ટો એવું સ્વીકારે છે કે સૃષ્ટિમાત્ર દૃષ્ટિમયજ છે બાહ્ય પદાર્થ છેજ નહિ, અને આંતર ચૈતન્યના આવિર્ભાવરૂપ વિશ્વ છે, જડ એવો પદાર્થજ સ્પષ્ટ નથી આ તર્ક અદ્વૈતવાદને મળતો છે હાર્ટમાન હિગેલ વગેરે 'અન્કોન્શીઅસ' એટલે અજ્ઞાનમયી સૃષ્ટિ માને છે, અને બ્રહ્મવાદમાંના માયા કે અજ્ઞાનવાદને બહુ સારી રીતે સમજાવે છે, છતાં અદ્વૈતબ્રહ્મમયતાથી થોડાક દૂર છે, કેમકે જ્ઞાનાભાવથી જ્ઞાનની પણ ઉત્પત્તિ સંભવિત ગણે છે—જે અશક્ય છે* આ અજ્ઞાનવાદ ઉપરાંત શુદ્ધચૈતન્યવાદ, જડચૈતન્યના અનન્યત્વરૂપ બ્રહ્મવાદ, યુરોપીય તત્ત્વજ્ઞાનના પિતારૂપે ગણાયલા જર્મન તત્ત્વવેત્તા કેન્ટને ઇષ્ટ હોય, એમ સમજાય છે, તથા પાછળથી, પ્રસિદ્ધ ગણિતવેત્તા લિબનિટ્ઝ પણ કંઇક તેને મળતોજ વિચાર પોતાના 'મોનેડ*'ની કલ્પનાથી સૂચવે છે આ તત્ત્વવિચારો

---

* ઉપરાંત વળી વિશ્વમાત્રને દુઃખરૂપ ગણી બૌદ્ધમતમાંના દુઃખ દુઃખ એ સિદ્ધાન્તને બાંધેછે (પેસિમિઝમ,) એટલે બ્રહ્મમય પરમેશ્વરૂપ પરમાનંદ સિદ્ધાંતથી જુદા પડે છે મોક્ષ પણ તેથીજ ઉભયપક્ષે જુદો છે, એકમાં ન હોવાપણારૂપ નિર્વાણ, અન્યમાં સર્વરૂપ કૈવલ્ય

તો ચૈતન્યવાદને અનુસરતા થયા પણ કેવળ જડાનુયાયીવાદની પૂર્વે, પ્રખ્યાત હર્બર્ટ સ્પેન્સરનો વાદ પણ ગણવો જોઇએ તે કેવળ જડ પણ નથી કેવલ ચિત પણ નથી તેનુ મત એમ છે કે વિશ્વવિભાગ ગમ્ય અને અગમ્ય એમ કરવો અને અગમ્યકોટિનો વિચારજ ન કરતા, ગમ્યકોટિમા રહી વિશ્વવ્યવસ્થા જડવાદાનુસાર રચવી, ચૈતન્યાદિ હો યા ન હો એ અગમ્યકોટિમા નાખવુ, તથા ગમ્ય વિશ્વમાત્રને અગમ્યના આવિર્ભાવરૂપ માનવુ

આટલે સુધી આવતામા તો આપણને પ્રાચીન અદ્વૈતની વિરુદ્ધ જના જેવી કશી વાત જડી નથી હવે જડવાદ, જે અદ્વૈતની કેવલ વિરુદ્ધ છે તે ઉપર આવીએ. એનો તો સિદ્ધાન્તજ એવો છે કે જડ સિવાય બીજું કંઇ છે નહિ, પરમાણુઓના સ્વરૂપથી અને તેમના સયોગથી બધી વ્યવસ્થા બને છે. ચાર્વાક઼ાદિ કહે છે તેમ પરમાણુના યોગથી ચૈતન્યપણ સભવી શકે છે. આમ બોલતા છતા જડના સ્વરૂપનુ દૂષણત્રયરહિત લક્ષણ એ વાદના લાખો અનુયાયીમાથી કોઇ પણ આપી શકતો નથી, અને તેમનામા અગ્રણી ગણાયલા પ્રખ્યાત પ્રોફેસર ટીન્ડૉલજ કબુલ કરે છે કે "જડમાત્રથી ચૈતન્યની ઉત્પત્તિ સિદ્ધ થઈ શકતી નથી, અને તેમ થતુ નથી ત્યારે બેજ રસ્તા ખુલ્લા છે: કા તો જડના સ્વરૂપને ફેરવવુ, કે કા તો કોઇ કર્તારૂપ તટસ્થેશ્વરને સ્વીકારવો." આર્યઋષિઓ ત્રીજો રસ્તો સિદ્ધ કરે છે, અથવા જડસ્વરૂપ બદલવાનો જે રસ્તો લેવા કહ્યુ છે તેજ ળ

---

* મોનેડ તે અદ્વૈત વા મા પ્રાજ્ઞ કે કૂટસ્થ સાથે મળતા આવી શકે વસ્તુમાત્ર પ્રાજ્ઞ, તૈજસ, વૈશ્વાનરરૂપે સમજવી એ ર અદ્વૈતવાદનુ રૂપ છે

+ બ્રીટીશ એસોશીએશનને ઈનોગરલ એડ્રેસ

તાવે છે, કે જડચેતન ઉભયરૂપ બ્રહ્મ ગ્રહણ કરી અદ્વૈતને નમો; નહિ તો જડ જે કદાપિ ચેતનસહિત માનેલું નથી, તેમાથી ચેતન ઉત્પન્ન થાય એ મનોરથમાત્રજ છે. સત્માથીજ સત્ થાય છે, અસત્માથી સત્ થતું નથી, એ તો ઉપનિષદ્નો તેમ સર્વ ન્યાયશાસ્ત્રોનો નિશ્ચયજ છે, અનુભવસિદ્ધ છે. ત્યારે, જડથી ચૈતન્ય માનનાર અસત્થી સત્ માને છે એ મહાઆશ્ચર્યજ છે! સર્વ ન્યાયના નિયમોને ઉંધા મારવાનુંજ છે! સત્યને ગળે પાશ ઘાલવા જેવું છે! બોલતાંજ બાધ આવેછે, કે ચેતનરહિત એવું જે જડ તેણે પોતે પોતાનેજ કેવીરીતે જાણ્યું*!! આલફ્રેડ રસ્સુઅર્ટ અને ટેટ સત્યજ પ્રકાશ કરે છે કે "કેવલ છ રહિત જડ એ તો અશક્યજ છે"†; અને જર્મન કવિ ગેટી ઠીક કવે છે કે "જડચેતનના અનન્યત્વરૂપ અદ્વૈતમાં દ્વૈતજ નથી." આમ જડવા-

એ, સુધારાએ કુધારાને વારવાર કહેલુ, વચનજ સુધારાને પાછુ ' સોંપી સંતોષ માનીશુ.

અસ્તુ જડવાદીઓ પોતાના જડ પરમાણુને કેવી રીતે દોરેછે તેપણ જોઇએ અને આપણા ભોળા ચૈતન્યવાદી ઋષિઓ કેવી ભુલોમા પડ્યા છે તેની પણ ખાતરી થાય તો કરીએ કેવલ જડથીજ વિશ્વવ્યવસ્થા થઇ શકે એટલે જડપરમાણુ તેજ ઇશ્વર એમ કહીએ તો ચાલે. જડ રૂપ ઇશ્વર અનેક રૂપે છે. કેમીસ્ટ્રી ( રસાયનશાસ્ત્ર ) થી નિશ્ચય થયો છે કે પદાર્થમાત્ર જડ, પ્રવાહી, કે વાયુમય, આ ત્રણ રૂપે હોઇ શકેછે પણ એમા થોડા વર્ષથી સુધારો કરવાની આવશ્યકતા જણાઈ છે સર્વવ્યાપી સર્વરૂપ ' ઇથર ' એવી ચતુર્થસ્થિતિ પણ સ્વીકારવી પડી છે જડમાત્ર મૂલ ઇથર રૂપે હોઇ શકે એમ ઠર્યું છે, પણ એથી આગળ વધી પ્રો, ક્રુક્સ હાલમા જણાવે છે કે એવી પણ એક સ્થિતિએ જડ પરમાણુઓ પહોચી શકે છે કે જ્યા તેમનું રૂપ કેવુ છે. જડ છે, ચેતન છે, કે ચારમાથી કયી સ્થિતિમા છે, તે કહી શકાય નહિ—એ સ્થિતિને તે ' પ્રોટાઇલ ' એવુ નામ આપે છે વળી પ્રખ્યાત લૌકીઅરની સ્પેક્ટ્રમ એનાલિસિસ—અર્થાત્ તેજના કિરણના પ્રતિબિ-બમાના રંગના પૃથક્કરણથી તે કિરણના આધારના બધારણના તત્ત્વ સમજવાનુ શાસ્ત્ર—તેથી કેમિસ્ટ્રીના ઓક્સીજનાદિ સાઠ સીત્તેર મૂલ-તત્ત્વો, મૂલતત્ત્વો નથી પણ સ્થૂલતત્ત્વો છે, ને મૂલતત્ત્વ તો કોઇ એક્જ હોવુ જોઇએ, જેના એ બધા તત્ત્વ અવસ્થાંતર છે, આવોનિર્ણય શોધક[*] કરતા ચાલે છે એજ નિર્ણય પ્રો૰ ક્રુક્સે, ટૈનીઅરે, ઘણાએ, પ્રસિદ્ધ જણાવ્યો છે. ત્યારે એમજ સિદ્ધ થયુ કે પ્રોટાઇલ, ઇથર, વાયુ, પ્ર-

* આટલુજ નહિ, પણ ગુરુત્વાકર્ષણરૂપ મહાનિયમના ઉપરે શોધક૰

વાદી, જડ, એમ સૃષ્ટિક્રમમાં પદાર્થગતિ હોવી- જોઇએ; બધું એક અદ્વૈત પ્રોટાઇલનુંજ રૂપાતર છે. વળી ગુરુત્વાકર્ષણાદિ પણ જ્યારે નિર્મૂલ થઈ ગયાછે, ને પ્રોટાઇલ-બ્રહ્મનો વાદ સિદ્ધ થયોછે, ત્યારે હવે અદ્વૈતવાદે શી ગુનેગારી કરીછે કે તેને વ્હેમ કહો છો? અવર્ણ્ય બ્રહ્મ (પ્રોટાઇલ નહિ, પણ તેથીએ દૂર અને પછી પ્રકૃતિદ્વારા આકાશ (પ્રોટાઇલ—ઇથર), તેમાથી વાયુ, તેમાથી તેજસ, તેમાથી અપ, અને તેમાંથી પૃથ્વી, એ ક્રમ કયો બુદ્ધિમાન્ ખોટો કહી શકે? અને ગુરુત્વાકર્ષણના મહા નિયમનું જ્યારે મૃત્યુ થયું છે, જ્યારે ચેતનવિનાનું જડ કોઇ પાશ્ચાત્ય જડવાદી પણ સિદ્ધ કરી શકતો નથી, ત્યારે એજ અવ્યાકૃત સત્ (બ્રહ્મ) ના ચૈતન્યાંશના વિવર્ત અને જડાંશના પરિણામથી સૃષ્ટિ માનતાં શો બાધ આવે છે? બાધ તો નથીજ, ઉનટી

હવે નારાજ થયા છે ને પ્રખ્યાત ન્યુટનની આબરૂ લેવા બેઠા છે. કહે છે કે ગુરુત્વાકર્ષણ એવા નામ માત્રથી કાંઇ ખુલાસો થઇ શકયો મનાય એ ભૂલ જ છે. સૂર્યમાંથી અજવાળું આવી ગરમી પેદા થાય છે એને ઉષ્ણતા કે અગ્નિ ગમે તે નામ આપવાથી તે અગ્નિ શાથી થાય છે એ મુદ્દાની વાત સ્પષ્ટ થવામાં લેશ પણ સહાય મળતી નથી. એવુંજ 'ગુરુત્વાકર્ષણનું પણ જાણવું. પદાર્થો એક બીજાને પોતાના સ્થૂલ વજનના પ્રમાણમાં આકર્ષી શકે છે એ વાત તો બધા દેખે છે, પણ તેને ગુરુત્વાકર્ષણ એવું નામ આપવાથી, તે કેમ ને શા કારણથી આકર્ષે છે, એ વાતનો ખુલાસો કયાં થયો?" વળી પ્રેતાવાહનાદિ પ્રત્યક્ષ પ્રયોગોમાં ભારેમા ભારે વસ્તુઓ પૃથ્વીપર અધર ઉભી રહે છે, ત્યારે વજનને અનુસરી આકર્ષણ થાય છે એ નિયમનું સ્વરૂપ પણ ઉધુંજ વળ્યું!! આમ ગુરુત્વાકર્ષણને પણ ગળે આટી આવી છે, ને આપણા ઋષિઓ ગ્રહોપગ્રહાદિ તથા વસ્તુમાત્રને જીવ, પ્રાણ, ચૈતન્ય, અર્પી તે ચૈતન્યને લીધે તે બધાં અન્યોન્યને આકર્ષે છે એમ કહે તો તેમાં તેઓ ન્યુટનનો લેશ પણ અપરાધ કરતા નથી, ઉલટા વધારે સત્ય વાત કહેછે.

ખુબી, યુક્તિ, ન્યાયપુર:સરતા, અને અનુભવસિદ્ધતા, એ વાદમાં આવી, ઋષિઓના ગૂઢ જ્ઞાનના આપણને ચેલા બનાવે છે, પાશ્ચાત્ય જડવાદીઓ જીવરહિત જડને—પ્રોટાપ્લસને—સૃષ્ટિસર્ગ માટે ગતિમાન્ થતું શી રીતે માને છે? સ્વતઃજ, પોતાનામાંજ સ્ફુરણ (ડીફરેન્સીએશન) થવાથી; ત્યારે અદ્વૈતવાળા પણ એવું એજ કહેછે, એ સ્ફુરણને વાયૂ એવું નામ આપે છે; ને જડ ચૈતનના અનન્યત્વમાથી વાયદ્વારા શબ્દબ્રહ્માદિ ક્રમ કહી ઉલટું વધારે સયુક્તિક ને સાનુભવ બોલે છે.§ પુરાણુમા પણ એવુંજ સમુદ્રમંથનાદિથી વર્ણન છે. પાશ્ચાત્ય જડવાદીઓ કહે છે કે સ્વતઃ સ્ફુરણથી કાઇક શ્વેતાભાસવાળી ગાઢરૂપતા (નેબ્યુલા) થવા માડેછે*, ને તે, કલા તે રૂપાતરો પામતે પામતે, સ્ફુરણરૂપ ગતિદ્વારા, સ્થૂલભાવ પામી, ગ્રહમંડલાદિ ગોલરૂપે જામે છે. આનુંજ નામ દુગ્ધ સમુદ્રનું મંથન, ને રત્નોનો ઉદ્ધાર અનંતઉપર સૂતેલા નારાયણ પણ પ્રોટાપ્લસ કરતા વધારે રહસ્યરૂપ તત્ત્વાર્થના બોધક છે, તે સ્વાયંભૂ બ્રહ્માને ભજવા એજ જીવરહિત પ્રોટાપ્લસને નમવા કરતા મોક્ષસાધક છે†, સયુક્તિક છે, પરમ સત્ય છે. એમજ ધૂમકેતુઓનાં ભ્રમણ, તેમની સ્થિતિ ઇત્યાદિ, તેજ ઇંદ્રવૃત્રાદિ વેદસૂક્તો છે; જડચેતનના રહસ્યના પરમાર્થતત્ત્વના રૂપક દેવદાનવાદિ સંગતિઓ છે. ગ્રહવ્યવસ્થા થઇ ગઇ: સૂર્ય એક સ્થિર ગ્રહ, અને તેની પાછળ ફરતા શુક્ર, બુધ, પૃથ્વી‡, મંગલ, બૃહસ્પતિ શનિ એમ

---

§ કેમકે એકલું જડ સ્વતઃ પણ પ્રવૃત્ત કેમ થઇ શકે? એજ જડવાદમા વિરોધ છે, તેને જડચૈતનાત્મક બ્રહ્મ માનનારા સહજમાં પરિહરે છે.

* એજ પ્રખ્યાત કેન્ટની 'ગેસ થીઅરી' અથવા 'નેબ્યુલર થીઅરી.'

† જુઓ પુરાણાર્થ માટે પ્રકરણ. ૭.

‡ રાહુ અને કેતુ એ માત્ર પૃથ્વીના વિશુવવૃત્ત અને રાશીચક્રના ગોલનાં

ગ્રહો કર્યા, એનાંજ, પુરાણકથાઓ રૂપક છે, ને લાખગણા રહસ્યનાં બોધક છે§. અનંત તારાગણ પણ એક એક સૂર્યરૂપ છે, ને તે તે સૂર્યના અનંત સૂર્યમંડલ છે, એવો નિશ્ચય પણ આજકાલ થઈ ચુકયો છે, અને પ્રખ્યાત ફ્રેંચ ખગોલવેત્તા ફ્લેમેરિઑન વગેરે ઘણા શોધકોએ આખા બ્રહ્માંડના સૂર્ય તથા ગ્રહોને, આપણી પૃથ્વી જેમ વસતિવાળી છે તેમ, પોતપોતાનાં હવાપાણીને અનુકૂલ વસતિવાળા સિદ્ધ કર્યા છે. એમ પણ સ્પષ્ટ સિદ્ધ થઈ ગયું છે કે ગ્રહસૂર્યાદિ અન્યોન્યને અનેક અસરો કરી શકે છે, અને આપણા ગ્રહમંડલપરત્વે તો તે મંડલનો રાજા સૂર્ય બહુ બહુ રીતે આખા મંડલનો અને વિશેષ કરી આપણી પૃથ્વીનો ખરો આધારરૂપ છે*. આટલુંજ નહિ, પણ આપણી પૃથ્વીની આસપાસ ફરનાર ચંદ્ર, તથા બુધ, શુક્ર, બૃહસ્પતિ આદિ સર્વ ગ્રહો, અન્યોન્યને તેમ સવિશેષે પૃથ્વીને વિવિધ અસરો કરી શકે છે, એ પણ સર્વ માન્ય સત્યરૂપે સ્થપાયું છે. આટલે સુધી જ્યારે પાશ્ચાત્ય જડવાદીઓ સ્વીકારવા લાગ્યા છે, ત્યારે આર્યઋષિઓના

---

જ્યા ક્રમણ છે તેનુ રૂપાતર છે એજ સંક્રાન્તિઓ છે, ને તેને આ ગ્રેજીમાં 'નોડ' કહે છે. ગ્રહણાદિ સમયે જે આભટછેટ આદિ વિચાર છે તે 'પ્રાણ વિનિમય' નો વિષય છે માટે તે દ્વારા વિચારવો. સપ્તઅશ્વ અને સૂર્ય એજ આદિત્યનો સપ્તમુખી અશ્વ.

§ યુરેનોસ અને નેપચ્યુન પણ ઋષિઓ નહિજ જાણતા હોય એમ ભાગ્યે સભવે. જુઓ પ્રકરણ ૭ –વેદમાજ તેનો પુરાવો છે પણ એ ગ્રહો આપણી પૃથ્વીને કાંઇ અસર કરી શકતા હોય એમ માનવાના પુરતા કારણ નથી અર્થાત્ તે અન્ય સૂર્ય મંડળમા ફરે એમ અનુમાનાય છે માટે તેમને જ્યોતિષીઓએ ગણત્રીમાં લીધા નથી.

* દાક્તર ચંગનો ગ્રંથ-ધી સન

સમલોક, તેતે લોકસ્થ દેવગન્ધર્વાદિ, ગ્રહોની જંતુમાત્રના સુખદુઃખાદિઉપર અસર, ઇત્યાદિ વાતોને શા માટે હસે છો? જીવરહિત જડમાત્રથી વ્યવસ્થા કરનારા પંડિતગજ જડવાદીઓને, ચૈતન્યરૂપ જડથી એની એજ વ્યવસ્થા અનેકગણી સત્ય રીતે સમજાવતા ઋષિઓ હસે તો શો બાધ છે? સૂર્યથીજ સર્વ ગ્રહોના અને પૃથ્વીના જીવનનો સંભવ છે, અને આપણા ચંદ્રથી આપણી પૃથ્વીનો નિર્વાહ છે, ત્યારે સૂર્યરૂપ વિષ્ણુને પૂજી, તે સ્થાનનેજ ગોલોક, વૈકુંઠાદિ સ્વર્ગરૂપે ભજી, ચદ્રને પિતૃસ્થાન ગણી, વૈવસ્વતાદિ મનુથી પોતાનો ઉદ્ભવ સમજી, શુક્ર બૃહસ્પત્યાદિને દાનવ દેવાદિના ગુરુ માની, પરમરહસ્યને ઉપાસતા ઋષિમુનિઓના જ્ઞાનને હસવાનું કારણજ ક્યાં છે? પણ તેમના કરતા, અને અર્વાચીન સમયમાં તેમને સ્થાને ઠરાવે । પાશ્ચાત્ય શોધકો કરતા પણ, જે વધારે ડાહ્યા હોય તેને ગમે તેમ માનતા કોણ નિવારણ કરી શકે એમ છે? સત્ય પોતે પણ તેમના આગળ તો પાંગળું છે! પરમશિવના તૃતીય લોચનમાંની જ્વાલા હવે સુધારાને શોષવી કઠિન છે, કાર્તિકેયનો પ્રહાર ખમવો દુઃસહ છે.

† પૃથ્વી ગોળ છે, તથા ફરે છે, સૂર્ય તેમ ફરતો નથી, ઇત્યાદિ વાતો આર્યશાસ્ત્રમાં ક્યાં છે? એમ કોઇ પૂછશે, તો તેને અમારે ભાસ્કરાચાર્યનો સૂર્યસિદ્ધાંતજ બતાવવાનો છે. ગ્રહોની, પૃથ્વીનાં માણસને અસર લાગે એ જ્યોતિષરહસ્યને સુધારાવાળા વહેમ કહેછે, પણ જે ગ્રહો અન્યોન્યને અસર કરે, પૃથ્વીના ચડપાન, પાણી (ભરતી ઓટ), હવા, રોગ, ઇત્યાદિને અસર કરે, તેજ ગ્રહો તેજ પૃથ્વી ઉપરના માણસને અસર ન કરે એ કેવી વિરુદ્ધ અને હાસ્યકારક વાત છે? માણસ શું વિશ્વનિયમની બહાર છે કે તે ગ્રહાદિની અસરથી મુક્ત હોય? એ સંબંધે પણ મી૰ પ્રોક્ટરના લેખ વાંચવા યોગ્ય છે.

એજ શિર, એજ કૃત્તિકાપુત્ર ( હાલનો 'માર્સ-મગલ ) તે પણ અનાદિ ગ્રહવ્યવસ્થા અને સહારસ્થિત્યાદિ સ્થૂલ વ્યવસ્થાના બોધક છે*

પણ આ પ્રમાણે આપણે જે વ્યવસ્થા કહીએછીએ તેને કેટલો કાલ વીત્યો હશે? એનું ઉત્તર એટલુજ છે કે "કોણ કહી શકે?" પાશ્ચાત્ય જડવાદીઓ પણ એક એકડો કે બગડો માંડી તે ઉપર ચાર-પાંચથી નવ દશ કે અગીઆર મીંડા ચઢાવતા સુધી પણ ડરતા નથી† આપણી પૃથ્વી એકલીનેજ થયાની જ્યારે આવી કલ્પનાઓ છે તો એ પૃથ્વી ઉપર મનુષ્યોદ્ભવ થયાને કેટલો કાલ વીત્યો હશે? એ બાબતના શોધનું પણ પાશ્ચાત્ય શોધકોએ જીઓલોજી ( ભૂસ્તર ) નામે શાસ્ત્ર પ્રખ્યાત અંગરેજ ચાર્લ્સ લાયલના વખતથી, વધારે વિશ્વાસ કરવા લાયક રીતે, વિસ્તાર્યું છે. એમા પૃથ્વીના પ્રાચીન સ્થાનોના સ્તરનો સૂક્ષ્મ શોધ કરેલો છે, ને તેતે સ્તરમા મળી આવતા વૃક્ષપશ્વાદિના આકાર ઉપરથી ઘણાક કાલ-યુગ-બધ્યા છે‡. એ વિભાગો એકલાજ એ-

---

* આધ્યાત્મિક રહસ્ય તો પ્રકરણ ૭ મામા આપેલુજ છે પાશ્ચાત્ય સાયન્સે પણ માન્યુ છે કે આખુ સૂર્યમંડલ કૃત્તિકામાના આલસીઑન નામના તારાની પાછળ ફરે છે ને આલસીઑન કોઈ કલ્પે પણ પૂરૂં થઈ જતા આપણો સૂર્ય તેનો નાનો ગ્રહજ થશે કે લય પણ પામશે!!

† આપણી પૃથ્વીનો ગોલજ ક્યારે ઠરી પગ વસવા યોગ્ય થયો હશે એ વિષે નાના પ્રકારની કલ્પનાઓ છે પ્રોફેસર હક્ષલી, ટોમસન, વગેરે ૨૫-૩૦ અબ્જ કે કરોડ કે ગમે તેમ સખ્યાઓ વારે વારે આપે છે

‡ પ્રોમોર્ડિઅલ { લૉરેન્શીઅન / કેમબ્રીઅન / સીલુરીઅન } | આ ૧ / તે જુદા / એમ અ ... કોઠ

મન્વંતર જેટલા થવા જાયછે, પણ જ્યારે પૃથ્વીને મૂકી, બીજા અહાદિ તથા બીજાં સૂર્ય મંડલાદિની રચનાનો સમય વિચારવા એસીએ ત્યારે તો અનંત કલ્પ જેટલા વર્ષો હીસાબમા લેવા પડે. આમ ગણતરી કરતા આપણા શાસ્ત્રોના કલ્પ, મન્વંતરે, યુગ એ બધું કેવલ વાસ્તવિક અને સત્ય જણાય છે†, પણ કોઇને હજુ શંકા થશે એ કલ્પ મન્વંતરોમા આગળ ઉપર આનીજ સૃષ્ટિઓ થઈ ગયાનું લખ્યું તેને હાલના પશ્ચાત્ય શોધ—જે પ્રમાણે મનુષ્યોત્પતિ નો માત્ર ક્વાટર્નરી યુગમાજ, છેલ્લા એક લાખેક વર્ષમાજ જણાયછે—તે ક્યા ટેકો આપેછે ? આ શંકા પણ વગર વિચારે કરેલી છે. પાશ્ચાત્ય

---

| | | |
|---|---|---|
| પ્રાઇમરી | ડીવોનીઅન<br>કોલ<br>પરમીઅન | ૭૦, ૪૨, ૧૫, ૫, અને અર્ધો, હજાર ફુટ છે. હવે એવી પણ કલ્પના ચલાવેછે–પણ તે કેવલ કલ્પનાજ છે, કે છસો ફુટનો સ્તર બંધાતાં એક લાખ વર્ષ વીતે છે, તો તદનુસાર આ સ્તરનાં વર્ષ એક મન્વતર (૩૦૬, ૭૨૦,૦૦૦) જેટલાં (૨૨,૧૦૦,૦૦૦)થવા જાય એમાં પણ જ્યારે એમ યાદ કરીએ કે ભૂસ્તરવાળાના વર્ષ તો કેવલ પૃથ્વીના બંધારણ પછીનાંછે, ને મન્વંતરનાં તો સૂર્ય ચંદ્રદ્વારા પૃથ્વી વિસ્તરવાના પ્રારંભનાં |
| સેકન્ડરી | ટ્રાએસિક<br>જુરેસિક<br>ક્રીટેસીઅસ | |
| ટર્શીઅરી | ઇઓસીન<br>માઓસીન<br>પ્લાઓસીન | |
| ક્વાટર્નરી | પેલીઓલીથીક<br>નીઓલીથીક<br>હિસ્ટોરિકલ | |

છે ત્યારે જે તફાવત જણાય છે તે નજીવો નહિ પણ ખરો અને વાસ્તવિકજ લાગે હવે વિચારો કે જીઓલોજીને માનવી કે મનુને નમવું. બાઈબલ તો આપડું બાજુએજ રહ્યું.

† પ્રખ્યાત કુવીઅરે તો અમુક કલ્પને તે કલ્પની અમુક સૃષ્ટિ એવું સ્વીકારેલું છે જે સ્પષ્ટ રીતે આપણાં કલ્પાદિને મળતુંજ છે.

એજ શિન, એજ કૃત્તિકાપુત્ર ( હાલનો 'માર્સ-મગલ ) તે પણ અનાદિ ગ્રહવ્યવસ્થા અને સહારસ્થિત્યાદિ સ્થૂલ વ્યવસ્થાના બોધક છે*

પણ આ પ્રમાણે આપણે જે વ્યવસ્થા કહીએછીએ તેને કેટલો કાલ વીત્યો હશે? એનું ઉત્તર એટલુજ છે કે "કોણ કહી શકે?" પાશ્ચાત્ય જડવાદીઓ પણ એક એકડો કે બગડો માડી તે ઉપર ચાર પાચથી નવ દશ કે અગીઆર મીડા ચઢાવતા સુધી પણ ડરતા નથી† આપણી પૃથ્વી એકલીનેજ થયાની જ્યારે આવી કલ્પનાઓ છે તો એ પૃથ્વી ઉપર મનુષ્યોદ્ભવ થયાને કેટનો કાલ વીત્યો હશે? એ બાબતના શોધનું પણ પાશ્ચાત્ય શોધકોએ જીઓલોજી ( ભૂસ્તર ) નામે શાસ્ત્ર પ્રખ્યાત અગરેજ ચાર્લ્સ લાયલના વખતથી, વધારે વિશ્વાસ કરવા લાયક રીતે, વિસ્તાર્યું છે. એમા પૃથ્વીના પ્રાચીન સ્થાનોના સ્તરનો સૂક્ષ્મ શોધ કરેલો છે, ને તેતે સ્તરમા મળી આવતા વૃક્ષપશ્વાદિના આકાર ઉપરથી ઘણાક કાલ-યુગ-બ ધ્યા છે‡. એ વિભાગો એકલાજ એ

---

* આધ્યાત્મિક રહસ્ય તો પ્રકરણ ૭ મામા આપેલુજ છે પાશ્ચાત્ય સાયન્સે પણ માન્યુ છે કે આખુ સૂર્યમડલ કૃત્તિકામાના આલસીઑન નામના તારાની પાછળ ફરે છે ને આલસીઑન કોઈ કલ્પે પણ સૂર્ય થઈ જતા આપણો સૂર્ય તેનો નાનો ગ્રહજ થશે કે લય પણ પામશે!!

† આપણી પૃથ્વીનો ગોલજ ક્યારે ઠરી પડી વસવા યોગ્ય થયો હશે એ વિષે નાના પ્રકારની કલ્પનાઓ છે પ્રોફેસર હક્સ્લી, ટામસન, વગેરે ૨૫-૩૦ અબ્જ કે કરોડ ગમે તેમ સખ્યાઓ વારે વારે આપે છે

‡ પેલેઓઝોઇક { લોરેન્શીઅન, કેમ્બ્રીઅન, સીલુરીઅન } | આ પ્રમાણે જે પાચ વિભાગ કર્યાછે તે જુદા જુદા સ્તરને આધારે કર્યાછે. એમ અનુમાન બાંધેછે કે એ પાચ સ્તર

મન્વંતર જેટલા થવા જાયછે, પણ જ્યારે પૃથ્વીને મૂકી, બીજા ગ્રહાદિ તથા બીજાં સૂર્ય મંડલાદિની રચનાનો સમય વિચારવા બેસીએ ત્યારે તો અનંત કલ્પ જેટલાં વર્ષો હીસાબમા લેવાં પડે. આમ ગણતરી કરતા આપણા શાસ્ત્રોના કલ્પ, મન્વંતર, યુગ એ બધું કેવળ વાસ્તવિક અને સત્ય જણાય છે†, પણ કોઇને હજુ શંકા થશે એ કલ્પ મન્વંતરોમાં આગળ ઉપર આવીજ સૃષ્ટિઓ થઈ ગયાનું લખ્યું તેને હાલના પાશ્ચાત્ય શોધ—જે પ્રમાણે મનુષ્યોત્પતિ નો માત્ર ક્વાટર્નરી યુગમાજ, છેલ્લાં એક લાખેક વર્ષમાજ જણાયછે—તે ક્યા ટેકો આપેછે ? આ શંકા પણ વગર વિચારે કરેલી છે. પાશ્ચાત્ય

---

| | |
|---|---|
| પ્રાઇમરી | ડીવોનીઅન, કોલ, પરમીઅન |
| સેકંડરી | ટ્રાએસિક, જુરેસિક, ક્રીટેસીઅસ |
| ટર્શીઅરી | ઇઓસીન, માઓસીન, પ્લાઓસીન |
| ક્વાટર્નરી | પેલીઓલીથીક, નીઓલીથીક, હિસ્ટોરિકલ |

૭૦, ૪૨, ૧૫, ૫, અને અર્ધો, હજાર ફુટ છે. હવે એવી પણ કલ્પના ચલાવેછે—પણ તે કેવલ કલ્પનાજ છે, કે છસો ફુટનો સ્તર બંધાતાં એક લાખ વર્ષ વીતે છે, તો તદનુસાર આ સ્તરનાં વર્ષ એક મન્વંતર (૩૦૬, ૭૨૦,૦૦૦) જેટલા (૨૨,૧૦૦,૦૦૦)થવા જાય એમાં પણ જ્યારે એમ યાદ કરીએ કે ભૂસ્તરવાળાના વર્ષ તો કેવલ પૃથ્વીના મંડાણ પછીનાંછે, ને મન્વંતરનાં તો સૂર્ય ચંદ્રદ્વારા પૃથ્વી વિસ્તરવાના પ્રારંભનાં છે ત્યારે જે તફાવત જણાય છે તે નજીવો નહિ પણ ખરો અને વાસ્તવિકજ લાગે હવે વિચારો કે જીઓલોજીને માનવી કે મનુને નમવું. બાઈબલ તો આપડું બાજુએજ રહ્યુ.

† પ્રખ્યાત કુવીઅરે તો અમુક કલ્પને તે કલ્પની અમુક સૃષ્ટિ એવું સ્વીકારેલ છે જે સ્પષ્ટ રીતે આપણાં કલ્પાદિને મળતુંજ છે.

જીઓલાજીના શોધ ઉપરથી* એમ સિદ્ધ થયુંછે કે આટલાન્ટિસ, લેમુરીઆ, એવા અનેક મહાદ્વીપ—ખંડ—પ્રાચીન યુગોમા—ઇઓસીન માયોસીન આદિ સમયમા—હતા ને નાશ પામ્યા†. આવાત સિદ્ધ કરવાના અનેક ગ્રંથો લખાયલા છે, તેમા એકે એટલેસુધી પણ લખ્યુછે કે આટલાન્ટિસના પ્રલય પછીજ આર્યાવર્ત બંધાયોછે, ને આટલાન્ટિસના રાક્ષસોનો જે જાજ્વલ્યમાન વિદ્યાકલાદિ પરમોદય હતો તેનોજ કેટલેક અંશ આજે યુરોપદ્વારા વિસ્તરવા લાગ્યોછે !. અર્થાત્ હાલમા જે શોધ પ્રવર્ત્યા છે તેવા આગળ પણ હતા, અને પુરાણોમા વિમાન અને અગ્ન્યસ્ત્રની વાતો છે તે ગપાટા નથી, રાક્ષસો કલ્પના નથી, કલ્પ મન્વતરાદિ સંગતિ અને તે તે કાલના મનુષ્યાદિની વાત વાતમાત્રજ નથી, એમ સ્વત જ સિદ્ધ થાયછે વળી એમ પણ ઘણા ગ્રીક લેખકોએ તથા આર્વાચીન શોધકોએ જણાવ્યુછે કે છેક ઉત્તરધ્રુવ આગળ એકવાર સૂર્યનં કિરણ માથે આવી શકતા હતાં‡, અને પ્રલયાદિથી ફેરફારો થતા હાલ તેમ થઇ શકતુ

---

* તેમજ પેલીઓન્ટોલોજીથી પણ દસ્તર બેઝ વગેરેની મૂર્તિઓએ આ વાતની બહુ સારી સાક્ષી આપી છે

† ડોનેલી નામના શોધકનો ગ્રંથ-આટલાન્ટિસ આટલાન્ટિસનો ખંડ એજ લંકા રાવણાદિની વાત હવે ખરી માનશો ? અને જ્યારે એવા અનેક ખંડાદિ થયા છે ને ગયા છે ત્યારે વેદવિદ્યા અનાદિ કહેવાય છે ને યુગે યુગે ફરીથી પ્રાદુર્ભાવ પામે છે એમ ઋષિઓ કહે છે તે પણ ખરુંજ માનવાની જરૂર છે ? શ્રુતિ અનાદિજ છે, મેક્ષમ્યૂલરાદિ કહે છે તેમ બાલ બાળણવત્ કેવલ ચાર પાચ હજાર વર્ષ ઉપરના જંગલી મનુષ્યોના વિચાર ની પ્રથમાવૃત્તિ નથી

‡ એના પુરાવામા જીઓલોજીવાળા એવુ બતાવે છે કે ઉત્તર ધ્રુવ આગળ

નથી. પ્રલયાદિ થવામાં પણ પૃથ્વીની ત્રિજ્યામાં વારંવાર ફેરફારો થાયછે એજ મુખ્ય કારણ શોધકોએ સ્વીકાર્યું છે. આમ જ્યારે સ્વીકારોછો ત્યારે, પુરાણોનાં સપ્તદ્વીપ, સપ્તસમુદ્ર, અને કલ્પ મન્વંતરાદિ બધું ખરૂંજ પડેછે; એટલુંજ નહિ પણ મેરુરૂપ ધ્રુવ ( જે પૃથ્વીની ત્રિજ્યા અનેક વાર ફરે, અર્થાત પ્રલય થાય, તો પણ ચલનાર નથી ) ને સ્વર્ગ માની, દેવાદિનો વાસ-સૃષ્ટિનું પ્રાણસ્થાન-તેનેજ ગણવાની જરૂર જણાયછે*.

આટલે સુધીની વાત તો ઠીકજછે, પણ હજુ મનુષ્યને કેટલાં વર્ષ પર પ્રથમ પેદા થયું માનવું એનો નિશ્ચય સમજાયો નહિ. જીઓલોજીના શોધપ્રમાણે એમ માનવામા આવ્યુંછે કે છેક પાંચમા કાલવિભાગમાં—ક્વાર્ટર્નરી પીરીઅડમા—મનુષ્યનો પ્રથમસંભવ જણાયોછે. પણ આજ વાતને ઘણા શોધકો માનતા નથી ને એમ કહેછે કે જ્યારે ટર્શીઅરી ને સેકંડરી પીરીઅડમા વૃક્ષપસ્વાદિ થવા માનોછો, ત્યારે તેજ સમયમા મનુષ્ય પણ નહિજ હોય એમ માનવાને શો આધાર છે† ? પણ એ વાતને ઈનકાર કરનાર પણ ઘણા શોધ-

---

જે વૃક્ષ પસ્વાદિ છે તેજ મધ્ય યુરોપમાં આલ્પસ ઉપર પણ જડ્યાં છે, ત્યારે અનુમાન થાય છે કે કોઇ પ્રલય સમયે (ગ્લેશિયલપિરીઅડ) એ બધાં ઉત્તરથી આવી આલ્પસ જેવા ઉચ્ચ પ્રદેશમાં રહેલા ને પાછાં જઇ શકેલાં નહિ, તથા આલ્પસની ઠંડી હવામા જીવી શકેલા.

* મન્વંતરે મન્વંતરે ધ્રુવાદિ બદલાય છે કેમકે તે વખતે સૂર્ય મંડલજ અન્યથા થઇ જાય છે, એ સંગતિ પણ હવે રહસ્યરૂપ સત્ય તરીકે વિચારો.

† હ્યુમન સ્પીશીઝ એ ગ્રંથ જુઓ. એ ગ્રંથકર્તાનો છેક ટર્શીઅરી સમયને આરંભે મનુષ્યોદ્ભવને સંભવિત ગણવાનું વલણ રાખે છે.

કો છે જેમા ડાર્વિન, હિકેલ, સ્પેન્સર, હક્ષલી આદિને‡ ગણુ-વામા આવેછે. તેઓ, ઝુઓલૉજી (પ્રાણીવિદ્યા) તથા બૉ-ટેની ) ઉદ્‌ભિજ્જશાસ્ત્ર )–બાયોલોજી (જીવનશાસ્ત્ર) §—ને આધરે જણાવેછે કે જડચેતન એ ભેદ મિથ્યા છે, નેં જડમાત્રથીજ ચેતન પણ ઉપજેછે, મૂલ સૃષ્ટિસર્ગની અનત જલમયતામા બિદુ જેવા અવ્યક્ત રૂપો બ ધાતે બ ધાતે સર્વ—વૃક્ષ પ્રાણ્યાદિ—તેમાથી વિસ્ત-ર્યાંછે એ બિદુરૂપ અવ્યક્ત પદાર્થમાથી* એક તરફ વૃક્ષાદિ ને તેની અનતયોનિ થઇ, ને બીજી તરફ માછના, કચ્છ સર્પાદિ, ચતુષ્પાદ અને મનુષ્યાદિ ઉત્તરોત્તર ક્રમે વિસ્તર્યા. આમ થયુ છે એટલે કવા ટર્નરી સમયમા પણ છેક છેલ્લા હીસ્ટોરીકલ પીરીઅડમા મનુષ્યો પોતાના રૂપની પરાકાષ્ઠાને—ઓગણીસમી સદીના સુધારાને—પહો ચ્યાછે, પૂર્વે તેવુ હતુંજ નહિ, માણસ પણ હતા નહિ મનુષ્યનો અવતાર પશુયોનિથી માનતા પણ આ શોધકો વાનરયોનિને મનુષ્યની પૂર્વ-યોનિ માને છે તેઓ એમ સાબીત કરેછે કે મ ણસના ગર્ભાશયમા નવમાસમા જે ક્રિયા બને છે તે ક્રિયા ઉપરથી મનુષ્યમાત્ર મૂલ કીયે કીયે ક્રમે પેદા થયાછે તેનુ અનુમાન કરી શકાયછે, કેમકે વસ્તુમાત્ર પોતાના પૂર્વજનુ રૂપાતર હોયછે (હિરિડિટી), ને તેને તે રૂપાતર રૂપે કરનાર તેની આસપાસની સ્થિતિ, અર્થાત્ તેને જીવવામાટે ચનાવવી પડતી યોજનાઓ અને તેમા, સમલનોજ નિર્વાહ અને

‡ અને લખવામા આવે છે તેનેજ ઇવોલ્યુશન કહે છે ગ્રંથોમા જુઓ હિકેલનો હિસ્ટરી ઑફ ક્રીએશન, ઓસ્કાર સ્મીટનો ડાક્ટ્રીન ઑફ ડીસેન્ટ, ઇત્યાદિ

§ જેને એનેટૉમી, ફિઝીઓલોજી (શારીર) થી પણ સમર્થિત કરે છે.

* મોનીરૉન, એમીબા ઇત્યાદિ

નિર્બલનો નાશ એ નિયમ-' નેચરલ સીલેક્શન'—એજ છે મનુષ્યનાં ગર્ભાશયમાં પણ બિંદુ-સપુચ્છમત્સ્યાકાર-સર્પાકાર-ચતુષ્પાદાકાર-મનુષ્યાકાર, એમ ક્રમ અનુભવાયછે, માટે માણસ આ બધી યોનિમાંથીજ થયેલુંછે, કેમકે પૂર્વજનાં સ્વરૂપ તેનામા આમ પ્રકાસે ('એટેવિઝમ'). આમ મનુષ્યનો પાસેનો પૂર્વજ કોઇ ચતુષ્પાદ છે, ને ઘણું કરી વાનર હોવો જોઇએ, એવુ, માનેછે†. આ વાતને બધી રીતે સ્વીકારતાં છતાં તેના એક અંશને કેટલાક તદન ખંડે છે. મનુષ્યોદ્ભવની યોની સ્વતંત્રજ રાખે છે, ચતુષ્પાદથી માનતા નથી, ને તેમાં પણ વાનરથી તો જરાપણ કબુલ કરતા નથી*. મનુષ્યયોનિ કોઇ અન્ય

† હિકેલ વગેરે એવી એક પણ વાનરયોનિ બતાવી શકતા નથી, પણ સંભવ માત્ર સ્વીકારે છે. મનુષ્ય અને વાનર વચ્ચેનો ખાડો એટલો વિસ્તારવાળો છે કે તે ઉપર પૂલ નાખી સંબંધ કરવો અશક્ય છે, છતાં વચમાં એક કલ્પિત વાનરયોનિને ગોઠવે છે ને તે હાલ નાશ પામી ગઈ છે એમ કહી, મનુષ્યના પૂર્વજરૂપે તેને ગણે છે. (જુઓ આની નીચેની નોટ).

* બોઇરેમંડ, હેમી, ડી ક્વૅટ્ર ફેજ્સ, વગેરે પ્રખ્યાત શોધકો આ વિરુદ્ધ મતમાં છે. જુઓ હ્યુમન સ્પીશીઝ નામે ગ્રંથ. તેઓ ઘણી તકરારો કરે છે, તેમાંની મુખ્ય એ છે કે વસ્તુગત્યા કૂદવાં તથા ચઢવાની અનુકૂલતાવાળા અવયવનું પ્રાણી (વાનર), ઉભું રહી ચાલે તેવા અવયવવાળું (માણસ) થાય, એ કોઈ કાલે સંભવે નહિ, તેમજ અધાપિ સુધી કોઇ એવી વાનરયોનિ હોવાનો પૂરાવો મળ્યો નથી કે જે જંગલી માણસને પણ જરા એ મળતી આવતી હોય. વળી માણસનાં બુદ્ધિઆદિ વિચારીએ અને તેને પણ વાનરની બુદ્ધિઆદિથી ઉદ્ભવ્યાં ગણવા બેશીએ તો તેમાં પણ ભયંકર તફાવત છે: જંગલીમા જંગલી માણસનું બુદ્ધિસ્થાન (મગજ), સુધરેલામાં સુધરેલા વાનરના બુદ્ધિસ્થાન (મગજ) કરતાં ત્રણગણું વધારે હોય છે.

યોનિથી થઈ કે પોતે સ્વતંત્રજ એક યોનિ છે એનો સ્પષ્ટ નિશ્ચય બે પ્રકારે કરે છે: કોઇ કહે છે કે મનુષ્યયોનિ કયી યોનિમાંથી થઇ એ અમે જાણુતા નથી; કહે છે કે મનુષ્યયોનિ સ્વતંત્રજ યોનિ છે, ને અનાદિથી આદમઆદિદ્વારા વિસ્તરી છે.

હવે પાછા ઋષિઓને યાદ કરો. સુધારાના ઋષિઓની વાત કહેવાઈ ચૂકી. બીચારા ભોળા કુધારાવાળા ઋષિઓને હવે બોલવા દો. આટલાન્ટિસ વગેરેના ઉદય અને પ્રલયાદિ સ્વીકારી સુધારાના ઋષિઓ પુરાણોના ઋષિઓનાં સપ્તદ્વીપ, મેરુ, કલ્પ મન્વંતર, પ્રલય, લંકા, રાવણુ, રાક્ષસ, ઇત્યાદિને નમ્યા*. હવે મનુષ્યોત્પત્તિનો વિચાર

લુઇ ફીગીઅર નામનો શોધક તો એ ઉપરથી એમ પણ તકરાર કરે છે કે વાનરયોનિથી મનુષ્યોત્પત્તિ માનવા કરતાં તો સિંહાદિથી માનવી ઠીક પડશે કેમકે આ બુદ્ધિ સંબંધી વિરોધ એમ કરવાથી ઓછો જણાશે. ( જુઓ ' દે આફ્ટર ડેથ '). પ્રોફેસર મેક્ષમ્યૂલર વગેરે એક બીજી અડચણ ઉમેરે છે કે ભાષાની મૂલ ઉત્પત્તિ કેમ બંધ બેસશે ? વાનરાદિ પશુની બૂમોમાત્રથીજ કદાપિ પણ માનુષીવાણી ગમે તેવી કેળવણીએ પણ સંભવે એમ નથી: મનુષ્યવાચા માટે તો મનુષ્ય મુખ અને તદ્દગતયંત્ર તથા મનુષ્ય મગજનીજ જરૂર છે. આમ બધી રીતે વાનરપિતાને શોધકો સ્વીકારતા નથી. ડીકવોટ્રફેજીસ જેવા મહાસમર્થ વિદ્વાને તો એટલે સુધી ઉપહાસ કર્યો છે કે મનુષ્યથી વાનર થયાં માનો તો સભવે પણ એથી ઉલટું તો કદાપિ સંભવે નહિજ. (આમ હોવાનો સંભવ હશે ? મનુષ્યથીજ વાનર કોઇ કલ્પ મન્વંતરમાં ભુલચુકે પેદા થઇ ગયાં હશે ? એમ હોય તો હનૂમાન્ વગેરે ખરા સમર્થ યોદ્ધા જેવા હોવાનો સંભવ ખરો થાય; અને ગોકુલ મથુરામાં વાનરને મુગા, અને તેથી દુ:ખી, મનુષ્યરૂપે દયાભાવથી પૂજવાની વાત પણ ઠીક બંધ બેસે:—મેડેમબ્લેવેટ્સ્કીતો પોતાના ગ્રંથમાં એમજ સિદ્ધ કરે છે.)

* પ્રકરણુ બીજાની આખરે આપણે જે પથ્થર, બ્રૉન્ઝ, ઈત્યાદિકાલ આપ્યા છે તે સ્પષ્ટ રીતે ખોટાજ થાય છે.

કરવાનો છે. જ્યારે આટલાન્ટિસ સુધી મનુષ્યોને થયેલા સ્વીકાર્યા છે, ને આટલાન્ટિસજ છેક ઇઓસીન સમયમા થયાનો સંભવ ધાર્યો છે, ત્યારે મનુષ્યોત્પત્તિ ક્વાટર્નરી સમયમા મૂકવી સ્પષ્ટ રીતે પ્રાશ્ચાત્ય શોધકોના પોતાનાજ વાદથી ખંડિત છે. પશુયોનિમાથી કોઈ મન્વંતરમા તે નહિજ થઇ હોય એમ તો છેજ નહિ. પ્રાચીન ઋષિઓ મનુષ્યને સ્વતંત્રયોનિ માનતાજ નથી, દશ અવતારની યોજનાજ તેનો સ્પષ્ટ પૂરાવો છે, છતા વાનરયોનિને મનુષ્યયોનિની પૂર્વરૂપ ગણતા નથી; સિંહાદિને ગણીએ (નૃસિંહાવતાર) તો સંભવિત છે, ને લુઇફીગીઅર પણ આ વાતમા આપણને ટેકો આપે તેમ છે. વળી ગર્ભધારણથીજ ઉત્પત્તિ થઇ શકે, એમ માનવા ઉપરાત ઇચ્છામાત્રથીજ પણ થઇ શકે, સ્વત. એકથીજ થઈ શકે, એમ પણ માને છે, ને તેમ કોઇ મન્વંતરાદિમા હશે એવું પુરાણો લખે છે, કલ્પનારૂપ કુધારામય ભૂતને પણ, પાશ્ચાત્ય શોધકો, જે સ્વતઃપ્રવૃત્તિથી આખા વિશ્વની રચના સ્વીકારે છે અને મૂલના બિંદુરૂપ અવ્યક્તમાથી વૃક્ષ પશ્વાદિદ્વારા મનુષ્યોનો† વિસ્તાર સ્વતઃપ્રવૃત્તિથીજ માને છે, તેમણે તો જરૂર હાથ પસારીને સ્વીકારી છાતીએ દાબવું જોઇએ. એમજ, એક ગર્ભમાત્રની રચનામાથી આખા મનુષ્યવર્ગની રચનાનું અનુમાન ઉઠાવનાર જડવાદીઓ, પિંડબ્રહ્માડની એ વાતો બતાવનાર ઋષિઓ પિંડગત જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુર્યાને, બ્રહ્માડગત સૃષ્ટિ અવાતરપ્રલય મહાપ્રલય અવ્યાકૃત એ રૂપે સમજે ત્યારે, તેમને શા માટે હસે છે*?

---

† સ્પોન્ટેનીઅસજનરેશન.

* આટલુંજ નથી પણ કારણ, સૂક્ષ્મ, સ્થૂલ એ ત્રણ દેહ અને અન્નાદિ-પંચ કોશ જે સર્વવસ્તુને છે તેવોજ વિચાર પાશ્ચાત્ય તત્ત્વવેત્તામા મોન્ટપીલીઅરની મેડિકલસ્કુલવાળા બાર્થેઝ વગેરે ધરાવે છે, જુઓ, ફીગીઅરનો 'ડેઆફ્ટરડેથ' નામનો ગ્રથ પ્રકરણ ૨

અજ્ઞાનની સીમા છે ? જેણે સત્યને માથે પાણી ફેરવી પોતાની જાતનેજ સત્યમૂર્તિરૂપે કલ્પી છે તે ગમે તેટલું હસે તેથી પરમસત્યને કાંઇ હાનિ નથી†. એમજ પૂર્વજન્મનાં રૂપાંતરરૂપે વર્તમાન શરીરને સ્વીકારવા, તથા વર્તમાન વ્યવહારની પણ, થનાર રૂપાંતરને અસર થાય એ સ્વીકારવું, અને કર્મ વ્યવસ્થામાંના પ્રારબ્ધ તથા ક્રિયમાણને હસી પુનર્જન્મનો ક્રમ વહેમરૂપ ઠરાવવો એ ક્યાં નિષ્પક્ષપાતી સત્યશોધકને ક્રોધ પેદા કર્યાવિના રહેશે ? અનેક આશિર્વાદ હો અમારા પૂજ્ય મનુ, વશિષ્ટ, વ્યાસ, યાજ્ઞવલ્ક્ય, શંકર ઇત્યાદિ લક્ષાવધિ નામોને કે તેમણે, કેવલ અંધ જડથીજ બોલતા ચાલતા ને જ્ઞાન વિચારતા મનુષ્યોની ઉત્પત્તિ સમજવાના વમળમાં ઘુટાઇ અસત્ય પૂજનારા સુધારામાં ડૂબતા, અમને અદ્વૈતરૂપ સત્યને અડગ ખડગે વળગાડી બચાવ્યા છે. સંભાળો, એ ખડગ ઉપરજ સુધારાનું, જડવાદનું, નાક બાગ્યું છે. મનુષ્યયોનિ અનેક મન્વંતરોથી જૂની કરી શકે છે, અને પ્રાચીન સમયમાં પણ આવીજ કે એથી ઉત્કૃષ્ટ સુધારો થઇ ગયો છે એમ માનવાના હવે સ્પષ્ટ કારણ છે. વળી ગ્રહોની સ્થિતિ—પોત પોતાની તેમજ અન્યોન્ય પરત્વે—કોઇ રીતે વિકલ્પ થતાં પ્રલયાદિ સંભવે છે, ને તેથીજ યુગ વ્યવસ્થા પણ પરમ-

† પુરાણોની સંગતિ વિશેષે પોતે અમુક મન્વંતરાદિની અમુક સૃષ્ટિ, અમુક રાક્ષસાદિ, ને અમુક ક્રુવાદિ, અમુક દ્વીપાદિ-એ ઉપરાંત મનુષ્યોત્પત્તિ પરત્વે પણ કોઈ મન્વંતર અમુક મનુ પિતૃઆદિથી વિસ્તાર—ને તે અમુક અમુક મહારાજા ઇચ્છાથી / પ્રજોત્પત્તિ કરનાર મનુષ્યયોનિ પણ વર્ણવી છે તે કેવલ કલ્પિત હોવાનો હવે સંભવ નહિજ લાગે આપણામાં જેમ આજપર્યંત સાત મનુ થયેલા કહ્યા છે તેમ કેઆલ્ડીઆમાં પણ આદમ ચાર થઈ ગયા કહેવા છે

રહસ્યરૂપ છે, યુગ યુગના પણ મહિમા હોવાજ જોઇએ ને હોય છે*.

આ પ્રમાણે સર્વથા વિચારતા જડવાદીઓ એક પણ વાત એવી સિદ્ધ કરી શકતા નથી કે જે આર્ય ઋષિઓએ બતાવેલી હોય નહિ. છતા ઋષિઓના વાદની કેટલી મહત્તા છે? અનેક ગણી, અનત જડવાદીઓ જે વ્યવસ્થા બતાવે છે, તે બધી ચેતનવિનાનું જડ પોતાની મેળે કરે છે, એ વિરોધ ઋષિઓના બતાવેલા ચૈતન્યવાદમા જરા પણ આવતો નથી; અને વળી જડવાદીઓનો જે મહાશોધરૂપ વિજય ગણાય છે તેના કરતા વધારે રહસ્ય બતાવવામા ઋષિઓ કોઇ પ્રકારે ઉતરતા નથી જડવાદની જે રચના છે તે ભલે ખરી હો ભલે તેને સ્વીકારો, પણ ચૈતન્યવાદની જે રચના છે તે કદાપિ પણ જડના ખોટી પાડી શકનારો નથી એટલો તો નિશ્ચયજ રાખજો. આપણી દૃષ્ટિએ અનાદિ સૃષ્ટિના મડાણથી જે વાદને સત્યરૂપ સ્વીકાર્યો છે, તેનાથીજ સર્વ વિચાર દોરવો જોઇએ ને બધા નિશ્ચય થવા જોઇએ. જે મહાજડવાદને આધારે સુધારાવાળા શાસ્ત્રોને માથે પગ મુકવા ઉભા થયા છે તે જડવાદજ કઇ ભમે છે? અંદર અદરજ અનેક વિરોધથી પોતે પોતાનો નાશ કરી લેછે, તો ચૈતન્યવાદ સામે તો આવી કેમ શકે? ત્યારે ચૈતન્યવાદજ સર્વથા સત્ય, સિદ્ધ, અને માન્ય છે. બધી દુનીયાએ અસલથીજ અદ્વૈતરૂપ ચૈતન્યવાદને ગ્રહણ કરેલો છે. એટલે હવે અમે સ્પષ્ટ રીતે એમ બોલીએ કે આખા જગતના ધર્મગુરુ આર્યઋષિઓ છે, અને સર્વમાન્ય એક ધર્મ અદ્વૈત છે તો કોઇ એ વાતને અમાન્ય ગણશે નહિ અને જ્યારે

* જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ બાર ત્યા કલિયુગના પ્રવેશ, મધ્યાન્હ, અને અતના ગ્રહાદિની વ્યવસ્થા આપેલી છે

ચૈતન્યવાદજ સિદ્ધ કર્યો ત્યારે જીવ, પુનર્જન્મ, કર્મ, ધર્મ, સર્વે સ્વતઃજ પ્રાપ્ત થઈ સત્ય ઠર્યું, અને મન્વાદિપ્રોક્ત આચારજ પાળવો અવશ્યક ઠર્યો. અરે! બિચારો સુધારો તો એક આકાશપુષ્પજ થઇ ગયો! ગંધર્વનગરજ થયો! અમે દલગીર છીએ, પણ સત્યને શરમ નથી, એટલે લાચાર.-

પ્રિય વાંચનાર! હવે તને સર્વમાન્ય એક ધર્મનું સ્વરૂપ સમજાયું હશેજ. ચૈતન્યપ્રધાન અદ્વૈત દર્શનને ખુબ મનન કરી દ્રઢાવી લે, ને પછી એ દર્શનના સિદ્ધાન્તાનુસાર આચાર વિચાર રાખ—આ ગ્રંથને આરંભે સમજાવેલા મન્વાદિ સ્મૃત્યર્થ સૂક્ષ્મ રીતે અનુસર, તો પરમાનંદરૂપ મોક્ષ તને સહજમાં સિદ્ધ થશે. ધર્મ એ શબ્દનો અર્થ હવે તારા લક્ષમા સ્પષ્ટ રીતે ઠસાવ; ધર્મ તે નથી વાતમાં સમાતો, નથી ભક્તિમા સમાતો, નથી તકરારમા સમાતો, એ તો કેવલ જ્ઞાનરૂપજ છે. મનુષ્યના સ્વભામાં રહેલી પરમાનંદ પામવાની ઇચ્છાનો આવિર્ભાવ છે, તેને સંતોષવાનો માર્ગ છે.* કોઇ કહે છે કે ધર્મ તો કેવલં શ્રદ્ધાત્મક છે; કોઇ કહે છે શ્રદ્ધાવિરુદ્ધ જે પ્રત્યક્ષ સિદ્ધ કરવાની બુદ્ધિ તે રૂપ છે. અમે કહીએ છીએ કે ધર્મ ઉભયરૂપ છે, બુદ્ધિ તથા શ્રદ્ધા ઉભયરૂપ છે, ઉભયે એક છે. ધર્મ સમજાય તોજ આચાર વિચાર નીતિ રાજ્ય વ્યવહાર ઇત્યાદિ સર્વ નિયમાય; નહિ તો સુકાનવિનાના નાવનીપેઠે ધર્મવિનાનું મનુષ્યનાવ ગમે ત્યાં અથડાઇ ભાગી જાય. જીવમાત્રે પરમાનંદ શામા માનવો—પોતાના સ્વભાવને કેમ સમજવો—ટુંકામાં મનુષ્યનું મનુષ્યત્વ, મનુષ્યરૂપે જીવવાનું સાર્થક, શામાં માનવું—એ નિશ્ચય થાય તેનું નામ

* જુઓ પ્રકરણ ૧ માં ધર્મનું લક્ષણ.

ધર્મ, અને તે નિશ્ચય થયો એટલે તુરત તદનુસાર નીતિ આચાર વગેરે સહજ પ્રાપ્ત થવાનાં; માટેજ ધર્મ વિચાર, એ પ્રથમથીજ આવશ્યક છે, ને તે કર્યાવિનાનું જીવિત મરણજ છે આમ રહસ્ય યોજી સર્વમાન્ય એક ધર્મરૂપે અદ્વૈતદર્શનમાં નિમગ્ન થઈ, સર્વ ધર્મ, સર્વ વિચાર, સર્વ આચાર, સર્વનું તત્ત્વ ગ્રહણ કરી વિરોધ ટાળવો, અને પરપ્રેમમય આત્મભાવ વિસ્તારવો એજ સર્વ મંગલનું પરમમંગલ છે.

ત્યારે એટલુંજ સિદ્ધ સમજાય કે સર્વમાન્ય એકધર્મ કેવલ અદ્વૈતજ છે એ ધર્મરહસ્યને અનુસરી જે પુરાણકલ્પનાઓ છે તે પણ કલ્પના નથી, પણ તત્ત્વવિચારનીજ ભાષા છે. આજકાલના અનેક મેક્ષમ્યુલરો કહે છે કે વેદસૂક્તો મૂલમનુષ્યની બાલભાષા છે, કુદરતનાં ચિત્રના બાલકોએ કર્યાં હોય તેવાં વર્ણનો છે*, અને એક સૂર્યના ચમત્કારની કલ્પનામાથી, કે એવીજ અન્યકલ્પનામાથી, અનેક વિકૃતિઓ થઇ, દેવાદિનો જન્મ થયો છે!! આવું શા માટે માનવું પડે છે? આપણે એનું ઉત્તર આપીજ ચુક્યા છીએ. વર્તમાન સુધારા જેવો સુધારો કદાપિ હોઈ શકે નહિ, ને હતો નહિ; અને સૃષ્ટિ, બાઇબલમાંનાં ૬૦૦૦ વર્ષ કરતાં વધારે પ્રાચીન કરી નથી. આ બે બાધકારકવાત સ્પષ્ટ રીતે કલ્પનાજ છે, વહેમ માત્ર છે, એમ આપણે આટલે સુધીમાં જે પૂરાવો આપી ગયા તેથી સિદ્ધ થાય છે. 'જીઓલોજી' ના શોધોથી આપણાં કલ્પ, મન્વંતર, યુગ, સર્વે ખરૂં

---

* જુઓ પ્રકરણ, ૨, ૩. એ પ્રકરણોમાં જે વિચાર આપેલા છે તે ઘણું કરી વર્તમાન સમયે જેવી રીતે એ વિષે મનાય છે તેવા આપેલા છે. મારા પોતાના નથી.

ઠરેછે, એટલુંજ નહિ, પણ છેક આઓસીન અને ઇસોસીન સમયે પણ પૃથીપર મનુષ્યો હતાં અને રામાયણ ભારતાદિમાં કહ્યો છે તેવોજ સુધારો તે સમયે યથાસ્થિત હતો એપણ પ્રાયશઃ સિદ્ધ જેવુંજ છે. મૂલ વેદમાં પણ તેવાજ સુધારાનાં સ્પષ્ટ પ્રમાણો છે જેની દા વીલ્સન જેવાએ પણ સત્યતા સ્વીકારીછે†. છતા વેદસૂક્તો કલ્પનામાત્રજ છે! બાલકોની બોબડી ભાષા છે! આ પૃથ્વી ઉપર એકાએકજ આવી પડેલાં છે. હાથ પગ ને આંખ કાનવાળાં તથા મનોયુક્ત જંગલી માણસ કાલિદાસ કે ભવભૂતિ અથવા શેક્સપીઅર કે વર્ડસ્વર્થ થઈ શકે, પણ મેક્ષમ્યુલર કે વેબર અથવા સ્પેન્સર કે હક્ષલી થઇ ન શકે, એ પણ અભિમાન, મતાધ, દુરાગ્રહ, નહિ તો બીજું શું? આપણા દેવ તે પથરા નથી, વિશ્વચમત્કારમાત્ર નથી, કાવ્યકલ્પનાના તરંગ નથી, પણ પરમ રહસ્યરૂપ તત્ત્વ છે, વિશ્વવ્યવસ્થાના મહાનિયમો છે, સર્વમાન્ય પરમર્ષરૂપ પરમતત્ત્વ સમજવાની ભાષાની બારાક્ષરી છે. વેદ પણ નથી હજાર, બે હજાર, કે પાંચ હજાર, વર્ષ જૂના, પણ અનાદિ તે ખરા અનાદિજ છે. કેમકે છેક ઇઓસીન સમયના આટલાન્ટીયન* (રામાયણોક્ત રાક્ષસાદિ —જૈનના અનેકહસ્તપરિમાણ દીર્ઘ તીર્થંકર) મનુ બ્બોને પણ એજ વેદપરિચિત હતા, ને તેજ, નવા નવા યુગે એકના એક વ્યાસે, અનેક અવતાર ધરી, ચતુર્ધા વ્યવસ્થાપ્યા છે. યુગ, પ્રલય, સર્ગ વ્યવસ્થા સપ્રમાણ છે, ને મનુષ્ય પણ આ પૃથ્વી ઉપર કલ્પના

† ખાર્યે પણ. જુઓ રીલીજીયન્સ ઓફઇન્ડિઆ તે તો વેદને ગુહ્ય આર્મિક રહસ્યના બોધક ધારે છે.

* કોઈ મહાયુગમાંના; કેમકે એક ઇઓસીન સમયજ ઇઓસીન પ્રમાણે તેટલો જૂનો થવા જશે;

† રાવણનું વેદભાષ્ય વારંવાર ગણવામાં આવેછે—જુઓ પ્રકરણ ૨.

કલ્પ થયાં તપેછે ( છેક એથી નેવું હજાર કે લાખ વર્ષથી વાનરમાથી પેદા થયું નથી ) એટલે વેદ—ખરોજ્ઞાનરાશિ—અનાદિજ છે. આની સંગતિ સર્વથા ઘટિત છે, સપ્રમાણ છે, ઓગણીસમી સદીના તીવ્ર પ્રભાકરની પ્રભામા પણ ઝાખી પડતી નથી; ને એટલામાટેજ વેદસૂક્તો ધર્મારંભના સમયના નહિ, પણ ધર્મવૃદ્ધિની ખરી પરાકાષ્ઠાના સમયના છે. આપણે પ્રકરણ ૧-૨-૫ મા ધર્મોત્પત્તિનો ક્રમ સમજાવવા જે પ્રયત્ન કર્યોછે ને યદ્યપિ મૂલ ધર્મ ભાવનાપરત્વે યથાર્થ હશે છતા, તે ધર્મભાવનાનું મૂલ વેદ નથી એ તો સિદ્ધ છે‡.

જડવાદે જે રચના ઉઠાવીછે તે કેવલ જલ્પરૂપ, જાતિરૂપ, કે વિતણ્ડા રૂપ છે*. જડવાદ પોતે પોતાનીજ તકરારોમા ગુંચાઇ જઈ ઓરો પડતા જાયછે, તો ચૈતન્યવાદની વિરુદ્ધ કાંઇપણ સિદ્ધ કરવાને સમર્થ ક્યાથી થાય, આવા જડવાદને અનુસરી વર્તમાન શતકમા તેજસ્વી "સુધારો" થઇ આવ્યોછે, ને તેનો ચાલતા હાલતા વિજય વિચારી આખી પૃથ્વીના લોકો આનંદમ ભાન ભુલી ગયાછે- પણ હવે વિચારો કે સુધારાના પ્રેરક જડવાદના જે સિદ્ધાન્તો છે તે કેવલ પૂર્વાપર વિરુદ્ધ છે એટલુંજ નથી, પણ જે ખરૂં સત્ય છે, જે યથાર્થ વિશ્વવ્યવસ્થા અનુભવથી સિદ્ધ સમજી શકાયછે. જે પરમાર્થની યોગ્યતા બુદ્ધિ સ્વીકારે છે, તે સર્વથી તે ઉલટાજ દોડેછે. સત્યભાસ્કરના પ્રચંડ તેજને "સુધારો"

‡ વેદમાં જે રહસ્ય સમાયલુ છે તે મનુષ્યોએ, પ્રકરણ ૧-૨-૫ માં કહ્યા પ્રમાણેજ પ્રાપ્ત કરેલું એમ ઘણાક નથી પણ માનતા, એમ કહે છે કે મનુષ્યોના પિતૃમન્વાદિ-તે દ્વારા એ વેદ છે તેવાજ ઉતરેલા છે. જ્યારે વેદમાં કલ્પનાનો ભાસજ નથી ને મનુષ્ય અનાદિથી છે, ત્યારે આવું માનવામાં પણ બાધ નથી.

* જલ્પ, જાતિ, વિતણ્ડા આ શબ્દોના અર્થ જુઓ પાછળ. ન્યાયદર્શન.

સહન કરી શકે તેમ નથી. છતા જડવાદની અંધપરંપરામાં દોરાઈ મનુષ્યો વિશ્વક્રમની વિરુદ્ધ પોતાનાં આચાર વિચાર રચેછે, ને એમ જાણે છે કે અમેજ પરમસત્ય સમજી ખરે માર્ગે ચાલીએ છીએ, ને બીજા તો વહેમી, જંગલી, બેવકુફ છે!! જડવાદની નીતિ કેવલ સ્વચ્છંદી, અર્થાત્ મરજીમાં આવે તેમ આચારવિચાર રાખી, જેથી હું અને મારું સર્વથા પુષ્ટ થાય તેમ વર્તવું, એવીજ છે, એમ વર્તવામાં પણ આ દેહનો ભંગ થયા પછી જડમાત્ર જડમાં મળી જનારૂં છે એટલે કર્માદિ કે પુનર્જન્માદિ એક વ્હેમ માત્રજ છે, માટે અવિશૃંખલ સ્વચ્છંદાચાર ગમે તેટલી સીમાસુધી પ્રવર્તાવતાં પણ બાધ નથી. અનું નામજ જડવાદીઓ મોક્ષ કહેછે. અમે આ સ્થલે પ્રખ્યાત યુટિલિટિ વગેરે જડવાદનાં નીતિસૂત્રો વિસરી જઇ બોલતા નથી; પણ "જે વાતથી ઘણામા ઘણા માણસોને ઘણું સુખ થાય*" તે વાત પરમાચારરૂપે સ્વીકારનારનેજ અમે પૂછીએ

---

* એજ યુટિલિટિનો સિદ્ધાન્ત; જુઓ બેન્થમ, મિલ, વગેરેના ગ્રંથ. પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓમાં નીતિસંબંધી સિદ્ધાન્ત રચવામાં ઘણીજ ગરબડ છે. જેઓ કર્તારૂપ ઇશ્વર માને છે તેમને તો ઠીકજ છે કે ઇશ્વરવાક્યને નીતિ એમ માની હીસાબ પતવવો. પણ જેમના પગ દુધમાં ને દહીમાં એમ છે, જેઓ જડવાદ માનેછે, ને નીતિનો ડોળ કરવા જાયછે તેમને ખરી આંટી આવે છે. જડવાદ પ્રમાણે તો કેવલ સ્વચ્છંદાચાર એજ નીતિ પ્રાપ્ત થાય; પણ તેમ બોલવું એ તો "સુધરેલા" ને જંગલીમાંજ ખપાવે; અરે, કેવલ પશુજ બનાવે! ત્યારે શું કરવું? આમતેમ મારીમચડીને, અત્રે જે જણાવ્યો છે તે 'યુટિલિટિ'નો વાદ ઉભો કરવો પડયો છે તે ખોટો નથી, પણ તેના કરતાં આપણો આત્મવાદ હજાર ગણો સત્ય છે. એ આત્મવાદને કાંઈક મળે એ રીતે યુટિલિટિનેજ સમજાવનાર પ્રખ્યાત કામ્ટીનો

છીએ કે આમ માનવા કરતા "યથાર્થ વસ્તુગતિરૂપ સિદ્ધવિશ્વવ્ય-સ્થાનુસાર જે વાત હોય" તેજ પરમાચાર એમ માનવું તથા બોલવું એ કેટલું વાસ્તવિક, સત્ય, અને સર્વમાન્ય છે? જેઓ જડમાત્રથીજ વિશ્વમાત્રનો વ્યાપાર સમજાવવાનું અભિમાન રાખે છે તેમને તો યોગ્યજ છે કે તેમણે જડ એવા આ એકદેહને અનુકૂલ જે વ્યવસ્થા હોય તેને મોક્ષ, નીતિ, સુધારો, ગમે તે નામ આપી વખાણવી; પણ ચેતન શક્તિવિના જડને પણ ઉભું રહેવાનું સ્થન મળી નથી શકતું એમ રહસ્ય સમજનારાએ તો અનાદિસિદ્ધ વિશ્વનિયમાનુસાર આચાર તેજ સ્વધર્મ જાણી સત્યમાર્ગથી ચલવું નહિ. મૂલં નાસ્તિ કુતો શાખા? જડવાદ સિદ્ધ થઇ શકતો નથી, તો તેને આધારે ઉભી રહેલી નીતિમર્યાદાની રચનાપણ ખપુષ્પમાત્રજ છે! જડવાદની નીતિના પરિણામ જોવા હોય તો પાશ્ચાત્યદેશની નીતિ જેમાથી સૂક્ષ્મ રીતે સમજાય એવા ગ્રંથ વાચો, એવા અનુભવ વાતચીતથી, અવલોકનથી, વિચારથી, મેળવો*; ચૈતન્યવાદની નીતિના પરિણામ સમ-

---

ગ્રંથ જોવા યોગ્ય છે. આપણી યુનિવર્સિટિની એમ એ ની પરીક્ષામાટે એ ગ્રંથ વચાય છે, તે ઉપરાંત સીજવિકનો ગ્રંથ પણ વંચાય છે, તેનેજ વિચારો. એમા અનેક નીતિધોરણો તપાસ્યાં છે, ને છેવટ યુટિલિટિ ઉપર વજણ ઉતાર્યું છે, પણ તેને એ સિદ્ધ રીતે સર્વમાન્ય ગણવાનો પુરાવો આપી શકાયો નથી આ બધુ પરિણામ જડવાદને વળગી રહેવાથી આવે છે, ચૈતન્યવાદ સ્વીકારી પરમરહસ્ય વિચારો તો નીતિ, રીતિ, બધુ પરમસત્યરૂપ, સર્વમાન્ય, એકરૂપ, સમજશે.

* નૉવેલ વગેરે વાચો, પાશ્ચાત્ય ઈતિહાસ વિચારો. આખી દુનીયાંનાં મનુષ્યોના આચારવિચારનું અવલોકન કરી માનુષશાસ્ત્ર (એન્થ્રોપોલૉજી) ના પ્રખ્યાત પ્રમાણભૂત પ્રો. ડીફ્લોટ્રેફ્ઝસના "હ્યુમનસ્પિસીઝ"

જ્યાં હોય તો તમારી આસપાસજ દૃષ્ટિ કરો અને પૂર્વનાં મહાત્મ્ય વીર્ય, પરાક્રમ, પ્રેમ સંભારો. અરે આજ્જ એક ગામડીઆને મરતો જુઓ. ને એક જડવાદી સુધરેલાને જુઓ. એક, મરણને ખુશીથી ભેટે છે, બીજો, તેનાથી ડરીને કંપેછે; એક પ્રવાસે જતો હોય તેમ રાજી થાયછે, બીજો ફાંસીએ જતો હોય તેમ રડે છે. શામાટે આવું છે ? આ દુનીયાં વિના બીજી દુનીયાં નથી, આ જીવિતવિના બીજું જીવિત નથી, માટેજ. તેથીજ, મનુષ્ય કેવી રીતે પોતાનો સ્વાર્થ સારામાં સારી રીતે સાધે છતા નીતિમાન્ ગણાય તે માટેનાં સર્વસાધન-ડગાઇ

---

નામના ગ્રંથમાં પ્રકરણ ૩૪-૩૫ વાચી જુઓ. "યથાર્થ રીતે અવલોકતાં ગોરાઓપણ, સુધરેલા છતાં, સદાચાર પરત્વે તો, કાળા (હબસી) કરતાં ભાગ્યેજ સારા હશે......મી૦ રોઝ લખે છે કે 'આપણે (ગોરા) જ્યારે તેમનામાં (કાળામાં) જઈ વસીએ છીએ ત્યારે તેઓ ભોળા અને વિશ્વાસુ હોયછે, આપણે તેમનાથી છુટાપડી જવા તૈયાર થઇએ છીએ તેટલામાં તેઓ લુચ્ચા અને અવિશ્વાસુ થઇ ગયા હોયછે' મૂલે મિતાહારી, પરાક્રમી, પ્રમાણિક, એવા લોકને આપણે દારૂડીયા, આળસુ, અને ચોર બનાવીયે છીએ. આપણો દુરાચાર તેમને શીખવી, એજ દુરાચારને તેમને નિર્મૂલ કરવાનું કારણ ગણીએ છીએ......જીવ (મનુષ્યજીવ) પ્રતિ દયાના સંબંધે તો ગોરાઓ કાળાને ઠપકો દઇ શકે તેમ નથી."—પાનું ૪૬૨-૬૭. એજ ગ્રંથમાં એજ પાને આપેલાં દૃષ્ટાંત વાચનારને કંપારી છુટયા વિના નહિ રહે, ને "સુધારા" નો પૂર્ણ ભક્ત પણ તે વાચી ધિક્કારનો ઉચ્ચાર કર્યા વિના નહિ અટકે. સમુદ્રમાં ડૂબતાં માણસોને મદદ કરવા જવાનો વેશ કરી, હાથ લાગતા મનુષ્યનાં ગળાં કાપી લઈ, ડોકાં વ્યાપારાર્થે લઇ જવાની

લુચ્ચાઇ, વ્યભિચાર, વ્યસન, ઇત્યાદિ—જડવાદે પૂરા પાડવા માડ્યાં છે. એની આગળ ચૈતન્યવાદની નીતિ બિચારી ધ્રૂજે છે. થથરતી થથરતી પણ મરનારી નથી. મનુષ્ય સ્વાર્થ પરમાર્થ એકજ સમજી પિંડ બ્રહ્માડનો પરપ્રેમમય આત્મભાવ પામે; આતર અને બાહ્ય—મન વાણીકર્મ—સર્વ એકજ રાખે: સત્યરૂપજ બની બ્રહ્મ થાય; એ તેનો દૃઢ આધાર છે. જડવાદના સુધારાને ભજી મનુષ્યજીવિતનો અર્થજ અવળો ગ્રહણ કરવો, અને એમ, અતુલ્યરત્નને પાણિને મૂલે ધૂળધાણી કરવું એજ પરિણામ આવે છે. ચૈતન્ય બ્રહ્મવાદને નમી મનુષ્યજીવિતનો યથાર્થ હેતુ સમજી, વિશ્વક્રમાનુસાર ઉત્તરોત્તર વૃદ્ધિ પામી બ્રહ્મમયતા પામવી એ ફલ ઉપજે છે. એકમા પાપ છે બીજામા પુણ્ય છે: પાપ-પુણ્ય-શું? કલ્પના છે. વિશ્વક્રમની મર્યાદાને અવળી રીતે પકડી, આડા ચાલી, દુખ વહોરવું એ પાપ, વિશ્વ ક્રમ યથાર્થ સમજી તદનુસર તદ્રૂપ થવું તે પુણ્ય. દુઃખ ને સુખ! કોઈ કહેશે કે વિશ્વક્રમાનુસાર વર્તવાની વાત કરનારો પણ ક્યા વર્તનાનુસાર તત્કાલ ફલભાગી થાય છે? વિશ્વક્રમજ 'તત્કાલ' ને ગણકારતો નથી, ઋતુવિના ફલ આવતા નથી, પણ આવ્યાવિના રહેતા નથી, આજ, કાલ, સો વર્ષે, આ જન્મે, અન્ય જન્મે, કે કોઇ યુગે, મન્વન્તરે, કે કલ્પે! પાપ પુણ્ય-સુખદુઃખ-એ પણ થયો તો સ્વાર્થજ એમ યુટિલિટેરિઅન જડવાદિ શંકા ઉઠાવશે, પણ ચૈતન્યવાદનો એજ-ધર્મધ્વનિ છે કે સ્વાર્થ પરમાર્થ એકજ છે-સ્વ અને પર છેજ નહિ 'હું' અને 'તું' જુદા માનવાનાજ નથી-પિંડ તેજ બ્રહ્માડ છે*. એજ મોક્ષ કૈવલ્ય.

---

* પ્રખ્યાત બિશપ બટલર વગેરેનો "કોન્શીઅન્સ" એટલે બુદ્ધિનો વાદ કાઈક આવોજ છે એ એમ માનેછે કે સર્વ મનુષ્યોમા, સારાસારનેટ

अंतःकौला बहिः शैवाः सभामध्येच वैष्णवाः । नानारूपधराः शाक्ताविचरन्ति कलौयुगे ॥ કલિયુગમાં કહો કે ઓગણીસમી સદીના સુધારામા કહો તે એકનુ એકજ છે. માણુસો જ્યા એકએકને જનાવર કરતા પણ વધારે ક્રૂરતાથી ને નિર્દયતાથી રંજાડવામ.જ સદાચાર સમજે છે. એ કલિ–કલહ–નહિ તો બીજું શું ? સુધારામાં પણ બીજું શું થાય છે ? દયા અને પ્રેમ એતો નામમાત્રજ રહ્યા છે. એક જીવ માટે ખાઇપીને મસ્ત થવામાટે, માણુસો શ્વાનયુદ્ધ કરતા પણ વધારે ભુંડાં, ઝેર ભર્યા, જીવિત ગાળે છે, ને ઉપર ઉપરથી ટાપટીપ કરી, પોતાનો સદાચાર બીજાને બોધે છે ! ! મન, કર્મ, વાણી ત્રણે ત્રણમાર્ગે ચાલે છે, “ હાથમાં માળા, ને પેટમાં લાળા ” એવો આચાર, નીતિ, સુધારો એમ ગણાય છે ! ! અરે ! અનાચ રે પોતાનું અંતરસડીને ગંધ મારી રહ્યું હોય છે, ને વાણીમાત્રમાંજ જેના સદાચારનો સમાસ છે; એવા બુટમોજાંને ચસ્માવાળા, રસ્તે જતા પોતાનં. ભાઇભગિનીના, પોતાની કપોલકલ્પનારૂપ કોઇ અનાચારને જોઇ કમકમાટ ખાય છે, ને મોહું ફેરવી, તેનાથી વેગળા નાસેછે. પણ એનામાં ને તમારામાં શો ફેર છે ? એને છુપાવતા ન આવડ્યું, તમને આવડ્યું, આટલોજ;જોકે, એના એક અનાચાર જેવા તો અનેક ખરેરૂપે તમારી મીઠીવાણી નીચે દબાઇ રહેલા છે. ત્યારે સદાચારી કોણ ? લોકલાજ, વ્યવહાર, ‘ ફેશન ’ એ

---

એકજ સરખો નિર્ણય કરવાની, બુદ્ધિ છે, ને તેને ન અનુસરી મનુષ્યો સ્વચ્છંદીને અનાચારી બનેછે. આ વાદ આપણા પિંડબ્રહ્માંડેક્ય વાદને તો ગણતો નથી, પણ સર્વાત્મવાદને કાંઇક રીતે મળેછે જો બટલર બિશપ એટલે ક્રીસ્થીઅન પાદરી અર્થાત્ તટસ્થેશ્વરવાદનો માનનાર નહોત તો તે જરૂર અદ્વૈત પિંડબ્રહ્માંડવાદ સમજી શકયો હોત, એમ તેનો બુદ્ધિવાદ સૂચવેછે.

બધા શું છે ? માણસોને, ગમે તેવી, પશુઓને પણ લાજ આવે તેવી, રીતભાત ચલાવતા છતા, સદાચારી, સુધરેલા, જણાવવાના રસ્તા છે. ગરીબ પીડાતી, રોગી, છતાં માથે પાચમણનો બોજો ઉપાડતા મથતી, ફાટાતુટા લુગડાએ વીંટેલા બેચાર બાલકોથી વીંટળાયલી, અબલાને જોઇ આપણો સુધરેલો બુટમોજાંવાળો પંદરમણની ગાસડી ઉપાડે તેવા બલવાળો છતા, ફમકમાટ ખાઇ પાછો પડશે, વખતે બીચારીને રસ્તામાથી દૂર કરવા એકાદ ફટકો પણ પોતાના હાથમા નાચી રહેલી ' સ્ટિક 'થી લગાવશે ! પણ તેજ વખતે લટકમટક ચાલતી, ભભકાદાર કપડા પહેરી જરા હસતે વદને 'કેમ છે' કહી વિવેક કરી ચાલી જતી, એકાદ સ્ત્રીના હાથમાનો બશેરનો ભાર પણ 'લાવો' કરી ઉચકી લેવામા પોતાને માન મળ્યું ગણશે !! પોતે કરોડો મણ દુર્ગંધથી ભર્યો છતા પણ, એ દુર્ગંધનો ભાસમાત્રજ એક ધોળે કપડે ન વીંટેલા એવા ગરીબને આરોપી, તેનાથી અભડાતો હોય એમ અળગો ઉભો રહેશે !! આટલેથીજ અટકતું નથી. એજ ધોળા બગલાને એવી પણ મરજી થઇ આવે છે કે પેલી બાઇને પાચમણનો ભાર માથે ચઢાવવામા મદદ કરૂં, પેલા ગરીબને ધધે વળગવાનું બતાવું, બે આના આપું, પણ તેમ કરી શકતો નથી !! શા માટે ? પેલી ' કેમ છે ' કહી મો મલકાવનારી એને હસે તે માટે ! સુધારાવાળા એને કુધરેલો જગલી માને તે માટે ! એનો વેશ પૂરો ભજવાય નહિ તે માટે ! આવા સદાચારવાળા વાતો કરી સદાચારનું વર્ણન કરવા બેસે તો જાણે ઈશ્વર પોતેજ બોલતા હોય એમ લાગે; પણ એની પોતાની ગુપ્તવૃત્તિ જુઓ તો તેને માણસમા ગણતા પણ આપણને શરમ આવે. આવા લોક પછી બીજાને હસે, ભોળા,

ગલી, વ્હેમી, બાયલા, કહે! પ્રેમ સમજી પ્રેમમય આત્મમાત્ર વિસ્તાર નારને, મનકર્મ વાણીની એકતાથી વર્તનારને, આત્મવત્ સર્વ જાણનારને, ગાંડા, ભોળા બાયલા, ગણે!' 'કેમ છે' કહી, સ્મિત કરનારીનો બશેર ભાર ઉપાડીલઈ વંદના કરવામાજ જેના પ્રેમની પરિસીમા છે તેવા લોક આત્મવત્ સર્વ એ પરપ્રેમને હસે છે! પ્રેમીને બાયલો કહે છે!! બાયલો તે કોણ? સર્વમય પ્રેમભાવે પેલીનો ભારો ચઢાવનાર, પેલા ગરીબને રસ્તે ચઢાવનાર, કે તે બન્નેને મદદ કરવાનું મન છતા મુટમોજાંને વળગી રહી પોતાના હૃદયોદ્‌ગારને મારી નાખનાર? આજકાલ સદાચારનું લક્ષણજ શું છે? કેવલ બાયલાપણું, મનમા કાઇક, અને વાણીમા કાઇક, સારીરીતે સંભાળથી ગુપ્ત રહે એવો દુરાચાર તેજ આજે સદાચાર કહેવાય છે. વિજયી દુરાચાર તે સદાચાર! પાચપચાસને ઠગી સ્વાર્થ સાધનારો ડાહ્યો, સુબુદ્ધિમાન્, અને આબરૂદાર! નિષ્કપટથી સત્યપરાયણતામા રહી પોતાની બાજી હારેલો તે ભોળો, ગાંડો, ને ગેરઆબરૂદાર! એક ખુન કરનાર ફાશીએ ચઢે, અનેક ખુન કરનાર પૂજાય! એકનો જીવ લેવો એ ગુનો, અનેકનો જીવ લેવો તે પરાક્રમ, વિજય!! શાશા રૂપાંતરે સ્વાર્થમય પશુધર્મ તે નીતિને નામે પ્રવર્ત્યો છે! સ્વાર્થમાત્ર સાધવાનેજ માણસોએ એક એકને બંધનમા નાખવા વિચિત્ર વિચિત્ર વ્યવસ્થાઓ રચી, તેને કાયદા, નીતિ, ધર્મ, એવાં નામ આપી કેવલ પશુધર્મજ વિસ્તાર્યો છે. પ્રેમભાવનો મહિમા કોઈ સમજતું નથી. સુતારાનો પ્રેમ પણ સુધરેલો છે. દેડકાને મન ખુબસુરતીનો નમુનો પોતાની દેડકીજ!! પ્રેમનું નામ લેનારા પણ પુત્રપ્રેમ ને પિતૃપ્રેમ, મિત્રપ્રેમ ને પત્નીપ્રેમ, એવા નિયમોમા પ્રેમના વિભાગ કરે

છે, ને આમ પ્રકારાન્તરે સ્વાર્થમાત્રનેજ પ્રેમનું નામ આપી જગતને છેતરે છે ! ! આમ વિરૂપી દુરાચારજ સદાચારને નામે ખરે છે ! મન અને તનના રોગીઓ માટે બાધેલી શાલાઓ ભરાઇ ગયેલી કહેવામા આવે છે, પણ અમે જાણીએ છીએ કે એમ કરવા કરતા મન અને તનના રોગવિનાનાને માટે શાલાઓ બાધી હોય તો તેમા વસનારાજ નહિ મળે. અરે ! હૃદય પાછુ હઠે છે, બુદ્ધિ વિકલ થઇ જાય છે, વાણી બોબડી થઈ જાય છે, જડવાદના ઝગઝળતા સુધારાને કયા કયા જોઇએ, કયા કયા ઝાલીએ, કયા કયા વર્ણવીએ ! ! यावज्जीव सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिबेत् भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः એ સૂત્રને નમસ્કાર ! ! !

પ્રિય વાચક ! પ્રેમભાવ એજ ઐશ્વર્ય છે. માણસમા, આખાવિશ્વમા પણ, જો ઇશ્વરનુ રૂપ કદી પણ દેખાતો હોય તો પ્રેમમાજ દેખ. એ પ્રેમ તે સર્વાત્મભાવ એજ—આત્મવત્ સર્વ—હું તેજ તું–વચમા નહિ લોકલાજ કે ફેશનનો પટતર. એ પટતરે સંતાકુકડી રમવી અને કાળા ઉપર ધોળો રગ ચોપડી તેને પ્રેમને નામે ચલવવુ, એ કામ સુધારાને સોપ, તારે તો પટતર છેજ નહિ, મનકર્મવાણી એકજ છે, પ્રેમમય આત્મભાવમા તારે કેવલ અદ્વૈતજ છે. જડવાદ—અદ્વૈતચૈતન્યવાદ ! હવે તમારો હીસાબ પતવો, તમારી લડાઇનો છેડો લાવો. પ્રેમ પ્રેમ ને પ્રેમ એજ આચારમાત્રનુ રહસ્ય છે, ધર્મની પરાકાષ્ઠા છે, જીવન્મુક્તિ છે પ્રેમ તેજ બ્રહ્મ, તેજ અદ્વૈત, તેજ સર્વ* તેજ મોક્ષ, જેમ જેમ આપણે અદ્વૈતસિદ્ધાન્તને પાશ્ચાત્ય જડવાદ કે ગમે તે વાદ

---

*સ્મરણકર તુલસીવાક્ય दया धर्मको मूलहे पापमूल अभिमान। तुलसी दया न छांडिये जब लग घटमें प्रान.

સાથે સરખાવતા જઇએ છીએ તેમ તેમ આપણને તેની મહત્તા અને ગૂઢતા સહજમા પ્રતીત થાય છે, અને એજ પરમ રહસ્યરૂપ પરમસત્ય છે એમ નિશ્ચય થઈ, આપણને આપણા આર્યવિચાર ઉપર પ્રેમ પેદા થાય છે. અદ્વૈતદર્શન એ એવું પરમ સત્ય છે કે આપણા આર્યદેશનાજ અનેક તત્ત્વવિચાર- (દર્શનો). સપ્રદાય કે પંથથી તે અળગુ નથી, સમાજે અને સુધારાથી તે અજાઈ જતું નથી ને પાશ્ચાત્ય જડવાદથી જરાપણ ડગતું નથી. આટલુજ નથી, પણ એ સર્વે કરતા શ્રેષ્ઠ, રહસ્યરૂપ, પરમાર્થમય, અને પરમસત્ય, છે. ઇતર દેશના પ્રાચીન ધર્મોમા પણ અદ્વૈતદર્શનવિના બીજુ તત્ત્વ સિદ્ધ થઈ શકતું નથી. પરસ્પર વિરુદ્ધ જણાતા, અન્યોન્યના દ્વેષ કરતા સર્વ ધર્મો અદ્વૈતબ્રહ્મને નમવામા પરપ્રેમ રાખે છે પરપ્રેમમયતામા વિરોધ છેજ નહિ. અહો! “ઓગણીસમી સદીનો સુધારો” પણ હવે હળવે હળવે અદ્વૈતવાદ ભણી વળતો જાય છે, એ થોડી આશ્ચર્યની વાત નથી. ક્યો વિચારવાન્ માણસ હવે યુગવ્યવસ્થા ઉપર અપ્રતીતિ કરશે?” યુગેયુગે નવા નવા વિચારો એની મેળેજ સ્ફુરે છે. અદ્વૈતનો પણ હવે યુગ આવ્યો છે*. ત્યારે એ અદ્વૈતજ

* કોઈ એવી તકરાર કરશે કે અદ્વૈતધર્મ સર્વમાન્ય તો છે, પણ તે કામનો નથી કેમકે બહુ ગહન તથા અત્યત બુદ્ધિમાનનેજ સમજાય તેવો છે પરમ ધર્મનુ સ્વરૂપ આવું હોય નહિ, અર્થાત્ લાઘવવિનાનું હોય નહિ. આ તકરાર ખોટી નથી, પણ જરી વિચારવાની આવશ્યકતા છે ધર્માનુસાર વિશ્વવ્યવસ્થાનુ તત્ત્વ સમજવાને ગહન બુદ્ધિની જરૂરજ છે, ને તે ક્યા ધર્મોમાં નથી? બધેજ છે-પાશ્ચાત્ય જડવાદમા તેમ ઈસુને ભજી મોક્ષ મેળવવાના સહજ માર્ગમાં પણ, છતા ગુરુદ્વારા સહજ ઉપદેશ પામી ધર્માચાર ગ્રહણ કરવામા લેશપણ બુદ્ધિમાહાત્મ્યની આવશ્યકતા નથી, એક અલ્પજ્ઞ

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૧ | ૨૨ | ષ્ટા | અષ્ટા |
| ૭૩ | ૧ | કાશરૂપ | પ્રકાશરૂપ |
| ૮૫ | ૧૫ | બ્રહ્મસુવર્ગ | બ્રાહ્મણવર્ગ |
| ૮૬ | ૧ | પ્રધાનપણાન | પ્રધાનપણાને |
| ૮૮ | ૧૮ | વિશ્વાં યમરૂપ | વિશ્વનિયમરૂપ |
| ૮૯ | ૧૯ | દશ | દર્શ, |
| ૯૦ | ૧૬ | સુધી | સુધી |
| „ | ૧૯ | ભેગ | ભોગ |
| ૯૧ | ૧ | આય | આર્ય |
| ૯૬ | ૧૦ | જગદુપત્તિ | જગદુત્પત્તિ |
| ૨૦૨ | ૧૪ | કહેવા | કહેવાય છે |
| ૨૦૪ | ૧૮ | શ્રોત | શ્રૌત |
| ૨૦૬ | ૧૧ | શબ્દ | શબ્દ |
| ૨૦૯ | ૧૦ | પોતાના | પોતાના |
| ૨૧૧ | ૬ | વસ્યનું | વૈસ્યનું |
| „ | „ | દાસત્વાવાચક | દાસત્વવાચક |
| „ | ૭ | નામક શુ. | નામકરણ |
| ૨૧૩ | ૭ | પાગવનાં | પાળવાનાં |
| ૨૨૨ | ૧૬ | તે સેજ | તેટલેજ |
| ૨૩૫ | ૧ | વાતા, શાઅન | વોતા, શાસ્ત્રને |
| „ | ૧૯ | રરવો | કરવો |
| ૨૪૦ | ૩ | ચાવાક | [illegible] |

| પૃ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૭ | ૩ | અહોચાડે | પહોચાડે |
| ૧૫૨ | ૬ | ચેતન્ય | ચૈતન્ય |
| ૧૬૮ | ૧ | જનમતમા | જૈનમતમા |
| ,, | ૧૧ | [ત્યાનિત્યના | નિત્યાનિત્યના |
| ૧૮૮ | ૬ | શ્રતિ | શ્રુતિ |
| ૧૮૮ | ૧૭ | દ્વેતાદ્વેત | દ્વૈતાદ્વૈત |
| ૧૯૭ | ૮ | વર્સતુ | વસ્તુ |
| ,, | ,, | પદાર્થેમાજ | પદાર્થોમાજ |
| ,, | ૧૬ | નામનો | નામને |
| ૨૦૨ | ૨ | બન | બની |
| ૨૦૫ | ૫ | પાપ | હોય |
| ,, | ૨૦ | કારણુ | કરણુ |
| ૨૧૪ | ૨૨ | ધમ | ધર્મ |
| ૨૨૩ | ૧૩ | રવભાવ | સ્વભાવ |
| ૨૩૧ | ૧૪ | યદથી | ચદ્રથી |
| ,, | ૧૮ | ઈંડા | ઘડા |
| ,, | ૧૮ | સવેતુ | સર્વેતુ |
| ૨૩૫ | ૧ | મધુમુમિક | મધુમુમિક |
| ,, | ૨૧ | મનોજવિરિના | મનોજવિત્વના |
| ૨૪૦ | ૧ | પ્રાપ્યર્થે અરભતુ | પ્રાપ્યર્થે આરભતું |
| ૨૪૪ | ૬ | માગને | માર્ગને |
| ,, | ૭ | સવર્ગ | સ્વર્ગ |

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૪૭ | ૧૭ | વ્યવથા | વ્યવસ્થા |
| ૨૪૯ | ૨૨ | ? | ૭ |
| ૨૫૦ | ૧૬ | વશેષિક | વૈશેષિક |
| ૨૫૨ | ૧૦ | તા | તો |
| ૨૬૪ | ૧૨ | 'જ્ઞાનાધીત્ર | જ્ઞાનાધીનત્વ |
| ૨૬૫ | ૧૭ | રીને | રીતે |
| ૨૭૨ | ૧ | પાપશુદિ | પાપાણુદિ |
| ૨૭૪ | ૫ | કેટહીક | કેટલીક |
| ૨૭૫ | ૨૧ | કૃતસ્થ | કૂટસ્થ |
| ૨૭૭ | ૭ | આપાર | આચાર |
| ,, | ૧૩ | કમ | કર્મ |
| ૨૮૬ | ૮ | તે | ને |
| ૩૦૪ | ૭ | કાલાવિભાગ | કાલ વિભાગ |
| ૩૦૫ | ૨૧ | વત | વાત |
| ૩૦૭ | ૧૧ | आत्मं | आत्मा |
| ,, | ૧૨ | विप्ह्ला | घिप्हता |
| ૩૦૯ | ૨૧ | દર્શોનો | દર્શનોનો |
| ૩૧૩ | ૪ | પવૃત્તિનુંજ | પ્રવૃત્તિનુંજ |
| ,, | ૫ | જાઇને | જોઇને |
| ૩૨૮ | ૧૬ | ઇશ્વસ્સાન | ઇશ્વરસ્થાન |
| ૩૩૦ | ૧૬ | ગઇ | થઇ |
| ૩૩૯ | ૧૯ | ચેનન | ચેતન |

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૪૪ | ૧૮ | બોદ્ધ | બુદ્ધ |
| ૩૫૬ | ૧૬ | બનાવવાને | બતાવવાને |
| ૩૬૭ | ૮ | ગવેલું | ગણાવેલું |
| ૩૭૬ | ૨ | તત્વિચાર | તત્ત્વવિચાર |
| ૪૦૦ | ૧ | સામે તેમ | સામે સાર્થક રીતે ઉ-ઠેલો છે તેમ એક વહેમ સંપ્રદાયની અનીતિ સામે |
| ૪૦૨ | ૧૧ | પામ્યો- | પામ્યા |
| ૪૦૪ | ૧૫ | પ્રાદુર્ભાન, | પ્રાદુર્ભાવ |
| ૪૧૦ | ૪ | કંકાશ | કંકાસ |
| ૪૩૧ | ૨ | સ્વર્થ | સ્વાર્થ |
| ૪૧૯ | ૨૩ | પેપ | પોપ |
| ૪૨૫ | ૧૮ | થએ | થયો |
| ૪૨૭ | ૮ | પ્રક્ષ | પ્રશ્ન |
| ૪૩૩ | ૨૪ | મેનોથી, ઇસિમ | મેનોથીઇસિમ |
| ૪૩૯ | ૧ | ેટલો | એટલો |
| ,, | ૨ | સુ:ારો | સુધારો |
| ,, | ૫ | ગઅતાગય | બતાવાય |
| ૪૪૧ | ૧૩-૧૪ | પશુપશુ | પશુ |
| ૪૪૬ | ૬ | માછા | પાછા |
| ૪૪૯ | ૧૮ | કેઇ | કોઇ |
| ૪૫૦ | ૧૬ | પ્રેફેસર | પ્રોફેસર |

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૫૨ | ૧૩ | ગુરૂત્વા | ગુરૂત્વા |
| ૪૬૭ | ૩૭ | કરંતી | કરતી |
| ૪૬૮ | ૨૪ | વિતાણ્ડા | વિતણ્ડા |
| ૪૭૦ | ૧૦ | અનુ | આનુ |
| ૪૭૫ | ૧૮ | મલકાર્વનારી | મલકાવનારી |
| ૪૭૯ | ૫ | સર્ય | સત્ય |
| ,, | ૧૩ | પરિત્યત્વ | પરિત્યજ્ય |
| ,, | ૧૯ | સવની | સર્વની |